શ્રી નગદધર્મ ગ્રંથમાળા-પુસ્તક ૧.

# ભક્તિના ખેલ

[ પૂર્વાર્ધ ]



લેખક અને પ્રકાશક
**જેઠાલાલ નાથાલાલ દવે**
( ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી )
વિસનગર ( ઉ. ગુજરાત )
હાલ કલોલ ( ઉ. ગુજરાત )

**પ્રથમાવૃત્તિઃ**

સંવત ૧૯૯૯ સને ૧૯૪૩





કિંમત રૂા. ૪-૦-૦

આ પુસ્તક ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ, પાંચકુવા હરણવાળી પોળ, અમદાવાદમાં નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ ધી સંદેશ લીમીટેડ માટે છાપ્યું અને જેઠાલાલ નાથાલાલ દવેએ કલોલ ( ઉ. ગુજરાત ) ખાતેથી પ્રગટ કર્યું.

શેઠ ડાહ્યાભાઇ છોટાલાલ કોન્ટ્રાક્ટરને

એમનામાં રહેલી માનવ સહાનુભૂતિ, ધાર્મિક ભાવના તેમજ કર્મયોગભરી શુભનિષ્ઠા વિગેરે ઉચ્ચ ગુણોથી આકર્ષાઇને આ ગ્રંથ એમની જાણબહાર એમને સમર્પણ કરૂં છું.

લેખક.



શેઠ ડાહ્યાભાઈ છોટાલાલ

એજન્ટ

**ધી છોટાલાલ મીલ્સ લી., કલોલ** (ઉ. ગુજરાત.)

**ધી ન્યુ છોટાલાલ મીલ્સ લી., કડી** (ઉ. ગુજરાત.)

હીરાબાગ, એલીસબ્રીજ, **અમદાવાદ.**

# યાદગીરી

સામાન્ય સ્થિતિમાંથી સ્વપુરૂષાર્થ વડે આર્થિક તેમજ સામાજીક ઉચ્ચ કક્ષાએ પહોંચનાર જે વિરલ ધનિક પુરૂષો અમદાવાદમાં હશે, તેમાંના એક **શેઠ છોટાલાલ હીરાચંદને** ગણી શકાય. શ્રીમંત હોવા છતાં, તેમની સાદાઈ, નિરભિમાનપણું, સત્ય તેમજ ધર્મ તરફનો આન્તરિક અનુરાગ, એ વાનાં દરેક વ્યક્તિને તેમના તરફ પૂજ્યભાવ અને પ્રેમ ઉત્પન્ન કરે એવાં છે. એમની આ ધાર્મિક ભાવના એમના અન્ય પુત્રોની માફક એમના સ્વર્ગસ્થ પુત્ર **શેઠ નગીનદાસ ઉર્ફે ત્રીકમલાલ છોટાલાલમાં** પણ ઉતરી આવી હતી. આ પુસ્તક તા. ૮-૭-૧૯૪૨ ના રોજથી છપાવું શરૂ થયું, તે અરસામાં **શેઠ નગીનદાસ ઉર્ફે ત્રીકમલાલ છોટાલાલનું** ફક્ત તેત્રીસ વર્ષની ભરયુવાન વયે તા. ૨૪-૯-૧૯૪૨ ના રોજ હરસ-મસાની સાત આઠ દિવસની માંદગીને પરિણામે અકાળે અવસાન થયું એ બનાવે એમનાં સગાં, સંબંધી તેમજ સ્નેહીજનોમાં અત્યંત શોક ભર્યો આઘાત્ ઉત્પન્ન કર્યો છે. એમની સાથેના મારા સંબંધની યાદગીરી તરીકે આ પુસ્તક તેમના નામ સાથે જોડી એમના વડીલભાઈ **શેઠ ડાહ્યાભાઈ છોટાલાલ કોન્ટ્રાકટરને** સમર્પણ કરૂં છું. સ્વર્ગસ્થનો સંક્ષિપ્ત જીવન પરિચય, આ પુસ્તકનો ઉત્તરાર્ધ, જે હવે પછી પ્રકટ થશે, એમાં આપી એ પુસ્તક એમના અમર આત્માને સમર્પણ કરવાનો સંકલ્પ છે. અત્યારે તો આ પુસ્તક એમની પવિત્ર યાદગીરી સાથે જોડાઇને તેમની પ્રથમ સંવત્સરી (તા. ૨૪-૯-૪૩) ના રોજ બહાર પડે છે.

કલોલ, તા. ૨૪-૯-૪૩.

લેખક.

## આ લેખકનાં પ્રકટ થયેલાં પુસ્તકો

૧. અદ્વૈતવીણા ( કાવ્ય ગ્રંથ ) પ્રથમ ભાગ
પૃષ્ઠ ૧૨૫ કિંમત રૂા. ૦–૧૨–૦ ( હાલ મળતું નથી )

૨. સ્વર્ગ જયન્તિ અથવા આદર્શની કથા, ભાગ ૧
પૃષ્ઠ ૨૫૦ કિંમત રૂા. ૧–૮–૦ ( હાલ મળતું નથી )

૩. સ્વધર્મ સંગીત
પૃષ્ઠ ૬૦ કિંમત રૂા. ૦–૪–૦ ( હાલ મળતું નથી )

૩. ભક્તિના ખેલ ( પૂર્વાર્ધ )
પૃષ્ઠ ૬૯૨ કિંમત રૂા. ૪–૦–૦



## હવે પછી પ્રકટ થનારા મ્હોટા ગ્રંથો

| | નામ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧. | ભક્તિના ખેલ ( ઉત્તરાર્ધ ) ... ... ... | ૮૦૦ |
| ૨. | અદ્વૈતવીણા ( કાવ્ય ગ્રંથ ) બીજો ભાગ ... ... | ૫૦૦ |
| ૩. | સ્વર્ગ જયન્તિ અથવા આદર્શની કથા ભાગ ૨ ... | ૫૦૦ |
| ૪. | ,, ,, ભાગ ૩ ... | ૭૦૦ |
| ૫. | કલ્પના કે સત્ય ? ( પૂર્વાર્ધ ) ... ... ... | ૫૦૦ |
| ૬. | ,, ( ઉત્તરાર્ધ ) ... ... ... | ૬૦૦ |
| ૭. | ચાતક કાવ્ય ( પ્રથમ ભાગ )... ... ... | ૫૦૦ |
| ૮. | ,, ( બીજો ભાગ )... ... ... | ૫૦૦ |
| ૯. | નામ વિજ્ઞાન ( નામ ઉપરથી ભાવિનો નિર્ણય કરવાનો જ્યોતિઃ શાસ્ત્રનો સંપૂર્ણ ગ્રંથ )... ... ... | ૬૫૦ |
| ૧૦. | વેદાન્ત વિજ્ઞાન... ... ... ... ... | ૭૫૦ |
| ૧૧. | અંતિમ નિરૂપણ ( વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનનું વિવરણ ) ભાગ ૧ ... ... ... ... | ૭૦૦ |
| | ,, ૨ ... ... ... | ૭૫૦ |

# હવે પછી પ્રકટ થનારા નાના ગ્રંથો

| | નામ. | પૃષ્ઠ.. |
|---|---|---|
| ૧. | અદ્રષ્ય સૃષ્ટિ–પ્રથમ ભૂમિકા ... ... ... | ૨૫૦ |
| ૨. | ,, દ્વિતિય ભૂમિકા ... ... ... | ૩૦૦ |
| ૩. | ,, તૃતિય ભૂમિકા ... ... ... | ૨૫૦ |
| ૪. | ,, ચતુર્થ ભૂમિકા ... ... ... | ૩૦૦ |
| ૫. | ,, પંચમ્ ભૂમિકા ... ... ... | ૨૭૫ |
| ૬. | ,, ષષ્ટમ્ ભૂમિકા ... ... ... | ૩૨૫ |
| ૭. | ,, ષષ્ટમ્ ભૂમિકા ... ... ... | ૩૦૦ |
| ૮. | ,, શુન્ય ભૂમિકા ... ... ... | ૨૫૦ |
| ૯. | દેવો સાથે વાતો–પ્રથમ ભાગ ... ... ... | ૩૦૦ |
| ૧૦. | ,, દ્વિતિય ભાગ ... ... ... | ૩૨૫ |
| ૧૧. | વસન્ત કોકિલા અથવા ભૂતયન્ત્ર આશ્રમ–પ્રથમ ભાગ ... | ૩૦૦ |
| ૧૨. | ,, ... ... દ્વિતિય ભાગ ... | ૩૦૦ |
| ૧૩. | ,, ... ... તૃતિય ભાગ ... | ૩૨૫ |
| ૧૪. | ,, ... ... ચતુર્થ ભાગ ... | ૪૦૦ |
| ૧૫. | પ્રેમની ભૂતાવળ ... ... ... ... | ૩૭૫ |
| ૧૬. | કાવ્ય વસ્તુ સંગ્રહ–પ્રથમ ભાગ ... ... ... | ૨૫૦ |
| ૧૭. | ,, ,, દ્વિતિય ભાગ ... ... ... | ૩૦૦ |
| ૧૮. | જીવન–ગીતા–પ્રથમ ભાગ ... ... ... | ૪૦૦ |
| ૧૯. | ,, દ્વિતિય ભાગ ... ... ... | ૩૫૦ |
| ૨૦. | ,, તૃતિય ભાગ ... ... ... | ૨૫૦ |
| ૨૧. | ,, ચતુર્થ ભાગ ... ... ... | ૩૦૦ |
| ૨૨. | બ્રહ્માંડ યાત્રા–પ્રથમ ભાગ... ... ... ... | ૪૦૦ |
| ૨૩. | ,, દ્વિતિય ભાગ ... ... ... | ૩૭૫ |
| ૨૪. | ,, તૃતિય ભાગ ... ... ... | ૩૫૦ |
| ૨૫. | ,, ચતુર્થ ભાગ ... ... ... | ૩૦૦ |
| ૨૬. | ,, પંચમ્ ભાગ ... ... ... | ૩૨૫ |
| ૨૭. | ,, ષષ્ટમ્ ભાગ ... ... ... | ૪૦૦ |
| ૨૮. | ,, સપ્તમ્ ભાગ ... ... ... | ૪૦૦ |
| ૨૯. | ,, શુન્ય ભૂમિકા ... ... ... | ૪૨૫ |

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી**

# ભક્તિના ખેલ

## ( પૂર્વાર્ધ )

## અનુક્રમણિકા

# પ્રસ્તાવના

આ વાર્ત્તાની વસ્તુસંકલના વિસ્તૃત થઇ પડવાથી એને "પૂર્વાર્ધ" અને "ઉત્તરાર્ધ" એવા બે વિભાગમાં વહેંચી નાંખવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. "પૂર્વાર્ધ" ભાગ, જે આજે પ્રકટ થાય છે, તે "ઉત્તરાર્ધ" ની પ્રાસ્તાવિક ભૂમિકા જેવો બન્યો છે એટલે કદાચ આ ગ્રંથ "ઉત્તરાર્ધ" ની આદ્યસામગ્રી નિરૂપણ અર્થાત્ પ્રસ્તાવના જેવો કહી શકાય. વાર્ત્તાનો કાર્યભાગ ( Action ) "ઉત્તરાર્ધ"માં ખીલે છે, છતાં પૂર્વાર્ધ, એ ખીલવણીની પ્રાથમિક ભૂમિકા રજુ કરે છે, તેથી વાંચકોના રસની ક્ષતિ થવાનો ભય નથી. આ પુસ્તકની વસ્તુસંકલના શૈલિ વિગેરે જરા વિચિત્ર પ્રકારનાં લાગશે, છતાં આ ગ્રંથ જે હેતુને લક્ષ્યમાં રાખી લખવામાં આવ્યો છે, તે હેતુને અનુરૂપ એવા પ્રકારની વસ્તુસંકલના અને શૈલિ આવશ્યક છે તેમ સુજ્ઞ વાંચકને સમજાય સિવાય રહેશે નહિ.

આ પુસ્તકનો આરંભ કર્યો ત્યારે એનો વિસ્તાર આટલો વધી પડશે એવી કલ્પના ન્હોતી, ઉલટી આખી વાર્ત્તા એકજ પ્રકાશનમાં પૂર્ણ કરી લેવા વિચાર હતો, પરંતુ વાર્ત્તામાં આવતાં પાત્રોએ પરિમિત મર્યાદા નહિ સ્વીકારતાં એમની સંપૂર્ણ આલેખના માગી લીધી. આ આગ્રહને વશ થતાં ઉપર મુજબનું પરિણામ આવી ગયું છે. કદાચ થોડા શબ્દોમાં વધારે કહી નાંખવાની લેખકની અશક્તિને લીધે પણ આવું પરિણામ આવ્યું હોય તો તેની ના કહેવાય એમ નથી, છતાં સમાજના અમૂક વિષયો એવા પણ છે કે જેને માટે થોડું કહેવા માટે વધારે શબ્દોની જરૂર પડે છે. આ પુસ્તકમાં રજુ થયેલી ઘટનાઓ થોડી છે, છતાં એ ઘટનાઓ રજુ કરવા માટે ઘણો વિસ્તાર થયેલો છે, તેનું કારણ કદાચ ઉપર દર્શાવ્યું એવું પણ હોય !

આ પુસ્તક અને તેનો લેખક, બંને સમાજ માટે નવાં છે. સાહિત્યકારોએ નક્કી કરેલી વાર્ત્તાની ઘરેડમાં દરેક લખનારે રહેવું જોઇએ એવો કંઈ નિયમ નથી. દરેક સાહિત્યકારના સર્જનમાં એના જીવન પૂરતો હેતુ (Mission) હોય છે. એ હેતૂને અનુરૂપ એની ભાષા, વિચાર, વસ્તુસંકલના અને સંયોગો હોય, એને વફાદાર રહી ગમે તે સાહિત્યકાર જે સર્જન કરે છે, તે તેની સમાજ તરફની ફરજ બજાવી રહ્યો છે એમજ કહી શકાય. સાદી, ભોળી ફરજ બજાવનારને "વાહ, વાહ"ની આકાંક્ષા નથી. કુદરતની પ્રેરણા અનુસાર સમાજ સમક્ષ પોતાના વિચાર રજુ કરનારને, સમાજના શિરસાવંદ્ય થવાની નહિ, પણ સમાજના ચરણે એમનાં સાહિત્યપુષ્પો ચઢાવી તેમની યત્કિંચિત્ સાચી સેવા કરવાની ભાવના હોય છે. આ પુસ્તક અને લેખક બંને આવી રીતે વિચિત્ર પ્રકારનાં છે. સમાજને આ વિચિત્રતા, એના યથાયોગ્ય સ્વરૂપમાં કેવી લાગે છે, તેની ખબર તો સમાજમાંથી એનો પડઘો પડશે ત્યારે પડશે.

આ પુસ્તક જેમ લખાતું ગયું તેમ છપાતું ગયું છે. લખેલી વસ્તુનું એક પૃષ્ટ પણ ફરી જોઇ લેવાની તક લેખકને મળી નથી અથવા એણે લીધી નથી. એને પરિણામે પુસ્તકમાં ભાષાના ઘણા દોષ રહી જવા પામ્યા છે. જોડણી પણ એકધારી સાચવી શકાઇ નથી. પ્રુફ રીડીંગમાં વ્યવસાયી જીવનમાંથી મળતા અલ્પ સમયને લીધે મુદ્રણના ઘણા દોષ રહી જવા પામ્યા છે, તે સર્વે કંઇ સુધારીને વાંચી લેવા વાંચકોને નમ્ર વિનંતિ છે. સંપૂર્ણ શુદ્ધિપત્રક આપવાનું બની શક્યું નથી, તે માટે આ પુસ્તકના વાંચકો દરગુજર કરશે. લખવાનો હેતૂ, પુસ્તકની આખીયે વસ્તુસંકલનામાં ઓતપ્રોત હોઈ, તેને માટે પ્રસ્તાવનામાં કંઈ લખવાની આવશ્યકતા રહેતી નથી. આથી તત્સંબંધે અત્રે મૌન રહેવું ઉચિત માન્યું છે.

પુસ્તકનો વિસ્તાર વધ્યો છે, તેમ તેમ તેનાં પાત્રો પણ ખૂબ વધી પડયાં છે. છતાં તમામ પાત્રો પોતપોતાના સ્થાન ઉપર એમનું કાર્ય યથાયોગ્ય બજાવી રહ્યાં છે તેમજ એક બીજા સાથે સંકળાઈ રહેલાં છે, એટલે તમામ પાત્રો ઉપયોગી હોઇ, તેઓ બધાં મળીને **ભક્તિના ખેલ** ભજવી રહ્યાં છે એમ કહી શકાય.

અંતમાં જણાવવાનું કે આ વાર્તામાં આવતાં તમામ પાત્રો, સ્થાન, સ્થળ, સંસ્થાઓ, અને પ્રસંગો ઇત્યાદિ તમામ કલ્પિત છે. .છતાં વિશાળ સમાજમાં આવી અથવા એને મળતી બાબતો હોવાનો સંભવ છે. તે ઉપરથી કોઇએ બંધબેસ્તી ટોપી એને માથે પહેરી લેવી નહિ, એવી વિનંતિ છે.

સમાજ તરફથી આ સર્જનને કેવો આવકાર મળશે તેની મને ખબર નથી. મારા સર્જનમાં રહેલી ક્ષતિઓનું મને ભાન છે. છતાં સમાજની ગૂણગ્રાહકતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી મેં મારૂં આ સર્જન એમની સમક્ષ મૂક્યું છે. એનો યોગ્ય સત્કાર થશે તો હું મારા શ્રમને સાર્થક માનીશ. કલ્પનામાં ન હોય એવું કામ વ્હેલું બની જાય છે, તે સત્ય આ પુસ્તકની બાબતમાં ખરૂં પડયું છે. બીજાં બે ચાર પુસ્તક લાંબા સમયથી તૈયાર હતાં, તે પૈકી કોઇનું પ્રકાશન થઈ શક્યું નહિ. જ્યારે આ પુસ્તક જે તૈયાર ન્હોતું, તે જેમ જેમ લખાતું ગયું તેમ તેમ છપાતું રહી બહાર પડે છે, તે આકસ્મિક ઘટના નહિ તો બીજું શું? કાગળો વિગેરે તમામ સાધનોની અસહ્ય મોંઘવારીના સમયમાં આ પુસ્તક બહાર પડે છે, તે પણ ઉપર દર્શાવ્યા મુજબની આકસ્મિક ઘટનાને ટેકો આપે છે.

**કલોલ,** તા. ૨૪-૯-૪૩.

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.**

હવે પછી પ્રકટ થશે

# ભક્તિના ખેલ

## [ ઉત્તરાર્ધ ]

આ પુસ્તક ગમે ત્યારે પણ તમારે વાંચ્યા સિવાય ચાલે એમ નથી.

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.**

# ભક્તિના ખેલ ( પૂર્વાર્ધ )

## મુખ્ય પાત્રો

●

૧ સુધા—એક સુશીલ અને સંસ્કારી ત્યક્તા.

૨ પ્રેમદુલારી—સુધાની માતા.

૩ પ્રેમલતા—એક સંસ્કારી, પણ મસ્ત અને જીજ્ઞાસુ વિધવા.

૪ મંજુલા—પ્રેમલતાની બ્હેન, એક ત્યક્તા.

૫ સાધુપુરૂષ—એક તત્ત્વજ્ઞાની પૂણ્યાત્મા.

૬ જ્ઞાનનિરંજન—એક વિદ્વાન્ અને રસિક કવિ.

૭ મનમોહનરાય } જ્ઞાનનિરંજનના મિત્રો.
૮ વિનોદરાય }

૯ પૂણ્યપ્રભા—વિનોદરાયની કુમારી પુત્રી.

૧૦ કમળા—સુધાની બ્હેનપણી.

૧૧ વરધીચંદ શેઠ—રંજનપુરનો આગેવાન શ્રીમંત વેપારી–વિમળાનો પિતા.

૧૨ વિમળા—વરધીચંદ શેઠની વિધવા પુત્રી.

૧૩ કલ્યાણદાસ—“ ભક્તમંડળ ”નો સંસ્થાપક.

૧૪ ગંગેશ્વર સર્મા, મનસુખ મોદી, રામદાસ, કાળીદાસ, ચન્દ્રકાન્ત, ગણપતિશંકર વિગેરે ( કલ્યાણદાસના મિત્રો, “ ભક્તમંડળ ”ના સભ્યો. )

૧૫ કામદાસ—“ બ્રહ્મમંડળ ” નો સંસ્થાપક અને સંચાલક.

૧૬ કલ્યાણી—કામદાસની પત્ની.

૧૭ કનકલતા—સરસ્વતીની ભૂતપૂર્વ બ્હેનપણી.

૧૮ સરસ્વતી—જ્ઞાનનિરંજનના મિત્રની વિધવા પુત્રી.

૧૯ મેધાવતી—સરસ્વતીની માશી.

૨૦ વિબુધ—એક સાહસિક યુવક અને જ્ઞાનદુલારી પંડિતનો ભાઈ.

૨૧ જ્ઞાનદુલારી ( પંડિત )—વિબુધની બ્હેન.

૨૨ જ્ઞાનદુલારી ( વ્યાસ )—શેઠ રામમોહનરાયની એકની એક પુત્રી.

૨૩ હીરા—કલ્યાણદાસની પત્ની.

૨૪ પ્રેમનિરંજન—એક રસિક અને સંસ્કારી યુવક.

૨૫ આનંદલતા—પ્રેમનિરંજનની બ્હેન.

મુખ્ય સ્થળો:- આનંદપુર, રંજનપુર, મોતીનગર અને વિમળાનગર.



આ લેખકનાં કાવ્યોનો સંગ્રહ

# ચાતક કાવ્ય

## ( પ્રથમ ભાગ )

જે થોડા સમય બાદ પ્રકટ થશે—એમાં કેવા પ્રકારનાં કાવ્યો હશે, તેના નમૂના તરીકે તેમાંના બે કાવ્ય અત્રે રજૂ કર્યા છે.

( ૧ )

### મેં સળગાવી આગ !

મેં સળગાવી આગ, જીવનમાં મેં સળગાવી આગ
હવે તો બધું થવાનું ખાખ, જીવનમાં મેં સળગાવી આગ—
પ્રભુપ્રેમનો સાચો અગ્નિ, હૈયું કોરી ખાય
શરીર સળગે, જીવન સળગે, ત્યાં શું મારૂં જાય ?
જીવનમાં મેં સળગાવી આગ—

સાચાં સ્નેહી કોટે વળગ્યાં, જૂઠાં ન્હાસી જાય
અણુ અણુની એ આતશમાં, પ્રભુનાં દર્શન થાય
જીવનમાં મેં સળગાવી આગ—

જડ માયાની મમતા સરતી, ચેતન ચમકી જાય
અંતરમાંથી આંસુ વ્હેતાં ઠરીને અમીભર થાય
જીવનમાં મેં સળગાવી આગ—

જેને ખૂબ સંભાળી રાખ્યું, તે તો છેટું જાય
પણ જેને ઝંખું છું તેની ઝાંખી આખર થાય
જીવનમાં મેં સળગાવી આગ—

પાપ દુઃખ ને ભય સળગે છે, જડતા સળગી જાય
પ્રભુપ્રેમની સાચી ભરતી જીવતું મરતું થાય
જીવનમાં મેં સળગાવી આગ—

સળગ્યા વિના શુદ્ધ થયું છે, આ દુનિયામાં કોણ ?
યાદી જેને પ્રભુની હૈયે, તેને ત્યાગે કોણ ?
જીવનમાં મેં સળગાવી આગ—

અણુ અણુમાં વ્યાપી રહેલા, ચેતનના ચમકાર
સળગે તોયે સાચા રહેશે, સર્જન નવલાં થાય
જીવનમાં મેં સળગાવી આગ—

પ્રભુ ! પાપના પડદા તોડી, સાચા રાહ બતાવ
જે માટે સળગું છું તેની, ઝાંખી નિત્ય કરાવ
જીવનમાં મેં સળગાવી આગ—

બન્યો બહાવરો વ્યાકુળ હૃદયે આશ્વાસન દે નાથ !
ભલે બધું સળગી રે' પ્રભુજી ! પકડી રાખો હાથ
જીવનમાં મેં સળગાવી આગ—

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

( ૨ )

દોડીને દૂર જાઓ !

દોડીને દૂર જાઓ, છોડીને દૂર જાઓ
પોકળ ના પ્રેમ કો બતાવશો
જીવનના રંગ ઢંગ, નાંખી તરંગમાં
દીલડું ન કોઈનું ડુબાવશો ! (૧)

પ્રેમનો પ્રકાશ જ્યારે, હૈયે છે આથમ્યો
"પ્રેમ" "પ્રેમ" કહી ના સતાવશો
દીલમાં ન દર્દ તોયે, આંસુડાં આંખમાં
લાવી ન દર્દી બનાવશો ! (૨)

હૈયે ન આર્ત્તનાદ, વાણીમાં વેદના
ભરવાથી લાભ શો ? પામશો ?
જીવી જીવાડવાના, હૈયે છે હોંશ ના
જીવી ન મારવાને આવશો ! (૩)

ધાર્યું છે ધ્યાન તોયે, આંખો શીદ મીંચવી ?
આવો ન ઢોંગ કો અજમાવશો
પાસે ન પ્રેમબળ, દીલમાં ન વાસના
ભોળાંને કો ના ભમાવશો ! (૪)

જેનું ના સ્થાન જ્યાં, તેને ત્યાં માનવું
માની મનાવવા ન આવશો
યાદી ન યાદ રહી, સ્મરણો ભૂલાયાં
તેને શું તાજાં કરાવશો ? (૫)

શાને દેખાવ કરી, દીલડાં દુભાવવાં
વાણીના વેગ ના વધારશો
ભૂલ્યાં તો ભૂલવું, ભ્રમણા ન રાખવી
વાદળાં ન દંભનાં ફેલાવશો ! (૬)

જેને ન જાણીયે તેને ન માનીએ
માનવા ન મન્થનો જગાવશો
માન્યાં તો માનવાં, છેટાં ન રાખવાં
વિશ્વાસ આવો વધારશો ? (૭)

જાણ્યા ન ભેદ જ્યારે, સત્ય ને અસત્યના
સાચું ત્યાં કોણ કેમ માનશો ?
દીલમાં છે દર્દ કોને ? સાચું સંબંધી કોણ ?
નિર્ણય કરવામાં કેમ ફાવશો ? (૮)

દોડે છે દીલ ક્યાંહી, પગલાં ક્યાં પાડવાં ?
જવું નથી ત્યાં જવા ન આવશો
દિશા છે દૂર અને લક્ષ્યસ્થાન વેગળું
પાસે ઉભાં શું એમ પામશો ? (૯)

વિષયની વાસનાની, વેદના સમાવવા
ભક્તિના રંગ ના લગાવશો
ધર્મ ને અધર્મના જો ભેદ નથી પારખ્યા
પ્રભુનું નામ ના પોકારશો ! (૧૦)

દુનિયાને આંજવાને જાત શીદ છેતરો ?
દંભમાં ન આત્મા ગુમાવશો
વિશ્વાસુ કોઇ એક ભોળું ભલે ભૂલશે
પણ પ્રકટેલ સત્ય ક્યાં છૂપાવશો ? (૧૧)

તોડ્યા છે તાર તમે રૂંધ્યા છે માર્ગ ભલે
પ્રેમી હૃદયના શું પામશો ?
જીવી જીવાડવાની વાત મુકી વેગળી
સાચું જીવન કેમ પામશો ? (૧૨)

દોડીને દૂર જાઓ, છોડીને દૂર જાઓ
પોકળ ના પ્રેમ કો બતાવશો
જીવનના રંગ ઢંગ, નાંખી તરંગમાં
દીલડું ન કોઈનું દુભાવશો. (૧૩)

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

શ્રી નગદ્ધર્મ ગ્રંથમાળા—પુસ્તક ૧

# ભક્તિના ખેલ



## પ્રકરણ ૧

### સુધાની મનોવ્યથા

"સુધા! તારી આંખોમાં આજે આંસુ કેમ દેખાય છે?"

"આંસુ!"

"હા, આંસુ!"

"ના, ના, એવું કંઈ નથી. મારે હવે આંસુ કેવાં?"

"તું સાચું ખોલ, તું આજે રડી નથી?"

"હું શા માટે રડું? મારે હવે રડવા જેવું શું છે? જે સમયે રડવાનું હતું; તે વખતે ખૂબ રડી લીધું છે, હવે શું બાકી રહ્યું છે?"

"ત્યારે તું નિરાશ કેમ દેખાય છે?" કમળા આ પ્રશ્ન પૂછતાં ખિન્ન થવા લાગી.

"તું ખિન્ન ન થા, કમળા! એવું કંઈજ નથી! સાધારણ રીતે જરા શરીર અસ્વસ્થ થવાથી તને મારામાં નિરાશા અને રડ-રડવાનો આભાસ થાય છે!"

સુધાએ પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

"ગમે તેમ હો, પણ તું આજે સાચી વાત કરતી નથી. મારી સાથે પણ આવી ભેદબુદ્ધિ?"

કમળા કંઇક નિરાશ થઈ બોલી.

"તારી સાથે સુધા એવું ન રાખે!"

"તું ગમે તે કહે, પણ મારૂં મન માનતું નથી. હશે, જેવી તારી ઇચ્છા! ચાલ, હવે તે વાત જવા દે. આપણે અહિંથી ઉઠી અંદરના ખંડમાં જઈ બેસીશું?"

કમળાએ પૂછ્યું.

"કેમ અહિં વાતો નહિ થાય?"

સુધાએ સહજ સ્મિત કરતાં કહ્યું.

"ના, આપણી વાતોનો ભાગીદાર તો આપણો એ ખંડ રહે તેજ સારૂં."

એ શબ્દો બોલતાં કમળા ઉભી થઈ.

સુધા પણ એને અનુસરી અને બંને તેઓ બેઠાં હતાં તેની જોડેના ખંડમાં ગયાં.

સુધા અને કમળા બંને છેક બાલ્યાવસ્થાથી એકબીજાનાં મિત્ર થઈ રહ્યાં હતાં. બંનેનાં વય લગભગ સરખાં હતાં, છતાં સુધા એકાદ વર્ષે મોટી હતી. લગ્ન કરવા યોગ્ય ઉમ્મરે બંને પરણી ચૂક્યાં હતાં, પરંતુ સુધાનું પરિણિતજીવન, લગ્ન પછીનાં ત્રણ ચાર વર્ષ પછી દુઃખમય નીવડયું હતું, અને પિતૃગૃહે રહેતી હતી. જ્યારે કમળાનું જીવન ઉત્તરોત્તર સુખમય થતું જતું હતું. કમળા જ્યારે જ્યારે સાસરેથી આનંદપુર આવતી ત્યારે ત્યારે સુધાને મળ્યા સિવાય રહેતી નહિ. મળે ત્યારે એમની વાતો કલાકોના કલાકો સુધી ચાલતી તોયે ખુટતી નહિ. બંનેનો પ્રેમ અદ્ભુત હતો, તેવો જ સાચો હતો. બંને એક બીજા માટે વ્યાકુળ રહેતાં.

"કેમ હવે નિરાંત થઇને? આપણે આપણા ખંડમાં આવી પહોંચ્યાં! આજે શી વાતો કરવાની છે?" સુધાએ તે ખંડમાં પડેલી

એક ખુરશી ઉપર આસન લીધા બાદ જણાવ્યું અને આગળ વધી. "બા તો રોજ પૂછ્યા કરે છે કે અલી! તમે બંને જણ એવી તે શી વાતો કર્યા કરો છો કે જેનો અંત આવતો નથી! એટલું બધું શું ભરી રાખ્યું છે?"

"એ તો પૂછ્યા કરે! એમને એમાં શી ખબર પડે? પણ તું એનો શો પ્રત્યુત્તર વાળે છે?"

કમળા તે ખંડમાં આવેલી, એક બારી પાસે ભોંય ઉપર પાથરેલી શેતરંજી ઉપર બેઠી. આવી રીતે સ્વસ્થ રીતે બેઠા પછી બંને તે ખંડમાં નિશ્ચિંત ચિત્તે તેમના વાર્તાલાપમાં આગળ વધ્યાં.

"હું કહું છું કે તે તેના સુખની વાત કરે છે, તેટલીજ હું મારા દુ:ખની વાત કરૂં છું. પછી તે પૂછે છે કે તને શું દુ:ખ છે? હું કહું છું, કશું નહિ. જનેતા જ્યારે આવો પ્રશ્ન કરે ત્યારે મારે શું કહેવાનું હોય?"

"તે જ!"

"પણ તેમ કહીએ છીએ ત્યારે તેને દુ:ખ લાગે છે!"

"જેને દુ:ખ છે, તેના દુ:ખને દુ:ખ માનવું નથી, અને પોતાને આવા પ્રત્યુત્તરથી દુ:ખ થાય છે! આશ્ચર્ય!"

કમળાને આશ્ચર્ય થયું.

"હા, એમ જ છે. આજે પણ કલાક પહેલાં એવું જ બની ગયું. હું દુ:ખમાં છું, તોયે તે મને સુખમાં હોય એવું મનાવવાનો મિથ્યા પ્રયત્ન કરે છે! શું એવી રીતે સુખી થઈ શકાય ખરૂં?"

સુધાએ જીજ્ઞાસા બતાવી.

"ના, જરા પણ નહિ. હાં, પણ આજે એવું શું હતું?"

કમળાએ હકીકત સમજવા પ્રશ્ન કર્યો.

"ધૂળ ને રાખ! એને એની ધૂન પ્રમાણે જગત્ દેખાય છે!" સુધાએ ટૂંકામાં પતાવ્યું.

"તોયે!"

"આખું જગત્ ભલેને સળગતું હોય પણ તેનો તાપ પોતાને ન લાગે ત્યાં સુધી દુનિયામાં કશું દુઃખ જ નથી એમ માનવું એ એનો જીવનસિદ્ધાંત થઈ રહ્યો છે!"

"એટલે?"

"ગમે તેવી ગંભીર બાબતોને પણ સાધારણ માની લઈ મનને આનંદમાં રાખવું તે."

સુધા આટલું બોલી વિચારમાં પડી ગઈ.

"પણ આ બધું ગોળ ગોળ છે. જરા સ્પષ્ટ તો કર!"

"આજે નહિ, વળી ફરી કોઈ વખત. એમાં ખાસ કંઈ નથી. આજે હું કંટાળી ગઈ છું, માટે આવી લમણાકુટ છોડી દઈ મારા મનને આનંદ થાય એવી કોઈ વાત કાઢે તો સારું!"

સુધાએ કંટાળીને કહ્યું.

કમળા એની મનોદશા સમજી શકી. એણે વિષય બદલ્યો.

"હમણાં તું કંઈ વાંચતી નથી?" કમળાએ પૂછ્યું.

"ના વાંચું છું, સમજાય કે ન સમજાય તોયે જ્ઞાનેશ્વરી ગીતા!" સુધાએ જણાવ્યું.

"પુસ્તક તો સારું છે."

"પણ એમાં મારું શું વળ્યું?"

"કેમ?"

“જ્ઞાનદેવની ગીતા વાંચવાથી દુઃખી જુવાન સ્ત્રીઓને સાચું જ્ઞાન ઓછું જ થાય છે ?” સુધાએ ઉદ્ગાર કાઢયા.

“એટલે ?”

“દુઃખનો ઉપાય દુઃખની મીમાંસામાં નથી, પણ દુઃખનું કારણ સમજી દૂર કરવામાં રહેલો છે.”

“દુઃખનું કારણ દૂર કરવાની શક્તિ શ્રીકૃષ્ણ ભગવાનની અમરવાણી ગીતામાં ભરી છે, એમ લોકો તો કહે છે ! પછી શું ?”

“લોકો કહે છે, પણ માનતા નથી !”

“લાખો લોકો માને છે !”

“માને છે, પણ દુઃખનું કારણ દૂર કરવાનો ઉપાય શોધી શકતા નથી !”

“એટલે ?”

“ગીતા ધાર્મિક ગ્રંથ હોવાથી વાંચવાની ખાતર વાંચી જવો એટલે બધું પતી ગયું એટલું જ લોકો માને છે !”

સુધાએ કંઈક કંટાળા ભરેલી લાગણીથી કહ્યું.

“લોકો ગમે તે માને, પણ તને શું લાગે છે ? તું કયી દ્રષ્ટિએ વાંચે છે ?”

“સમાજ વાંચે છે એવી રીતે. સમાજ કરી રહ્યો છે, તેથી વધારે કરવાની શક્તિ મારામાં નથી. સમાજે જાહેર કર્યું કે આત્માની શાન્તિ અને વિકાસની ખાતર ધાર્મિક ગ્રંથો વાંચવા એટલે મેં પણ શરૂ કર્યું. સમય વ્યતિત થાય છે અને ધાર્મિક ગ્રંથો વાંચનારાં સ્ત્રી પુરૂષોના કાફલામાં મારો નંબર પણ ગણાય છે !”

સુધા આટલું બોલી મૌન રહી.

સુધાના આ શબ્દોમાં સમાજ ઉપર માર્મિક કટાક્ષ હતો, એવું કમળાને લાગ્યું.

"તું તો આજે ચિત્રવિચિત્ર વાતો કરે છે! આટલી બધી પંડિતા ક્યાંથી થઇ ગઇ? આજથી છ મહિના ઉપર હું આવી તને મળી તે વખત અને આ વખતની સુધામાં મોટું અદ્દભૂત પરિવર્ત્તન થયું જણાય છે! કોઇ ગુરૂ તો નથી મળ્યાને?"

કમળા આ શબ્દો બોલ્યા પછી સ્મિત કરી ગઇ. આ શબ્દોનો પ્રત્યુત્તર શો મળે છે તે બદલની જીજ્ઞાસા તેને વધારે પડતી હોય એમ એની મુખમુદ્રાના ભાવ ઉપરથી જણાઇ આવતું હતું.

"ગુરૂ!" સુધા જાણે વિચારનિદ્રામાંથી જાગતી હોય એવી રીતે બોલી ઉઠી.

"હા, ગુરૂ! તને આવી પંડિતા બનાવી મૂકનાર કોઈ ગુરૂ!"

"હજુ સુધી તો કોઇ મળ્યા નથી અને મળશે કે કેમ તે વિષે મને તો શંકા રહે છે! કોઇ ગુરૂની શિષ્યા થવાનું સદ્દભાગ્ય કે અધિકાર મારા કિસ્મતમાં વિધાતાએ લખ્યાં હોય એવું મને તો જણાતું નથી!"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો. અને ત્યાર બાદ વિચારમાં ડૂબી ગઈ. કમળા આંખો ફાડી એની સામે જોઈ રહી. તે પણ થોડો સમય મૌન બેસી રહી.



# પ્રકરણ ૨

## પ્રેમદુલારી

"કેમ હજુ તમારી વાતોનો પાર આવ્યો નથી?" એમ બોલતી સુધાની માતા પ્રેમદુલારીએ જ્યારે તે ખંડમાં પ્રવેશ કર્યો, ત્યારે બંને જણ ચમકી ઉઠયાં. અને વિચારવમળમાંથી મુક્ત થઈ સ્વસ્થ થઈને બેઠાં. એણે આવીને સીધું કમળા પાસે આસન લીધું. પ્રેમદુલારી બેતાલીસથી પીસ્તાલીસ વર્ષની આધેડ વયની હતી, છતાં તેના શરીરનો બાંધો એક જુવાન સ્ત્રીને શરમાવે એવો મજબુત અને આકર્ષક રહ્યો હતો. એના શરીરનો વર્ણ ગૌર હોઈ આરોગ્યની જીવન્ત વિજળીથી ચમકી રહ્યો હતો. તેની મુખમુદ્રા ભવ્ય અને શાન્ત હતી. એક પ્રકારના મલિન આત્મસંતોષની છાયા એના ઉપર પથરાઇ રહી હતી. તે બહુ થોડું બોલતી, પણ જ્યારે બોલતી ત્યારે એની શક્રમતા અને કાર્ય સ્પષ્ટતાની રૂપરેખા એના સાંભળનાર સમક્ષ દોરાઈ જતી. વૈધવ્યને અનુસરતાં વસ્ત્રાલંકાર એણે પહેર્યા હતાં, છતાં એમાં એની કળા અને રસિકતા ઉભરાઈ આવતાં જણાતાં. ગમે તેવી કટૂતાને પ્રથમ દર્શને ગળી જઈ એમાંથી મીઠાશ ઉત્પન્ન કરવી તે તેનો એક અદ્ભૂત ગુણ હતો. આ ગુણને પરિણામે તે સમાજમાં દરેકની સાથે સારો સંબંધ સાચવી શકતી. દલીલો કરવી નહિ અને દલીલો તોડવી નહિ, એ એની પ્રકૃતિ હતી. સારૂં ખોટું બધું સાંભળી શકતી, પણ એના અંગત જીવનના વ્યવહાર એની ઇચ્છા પ્રમાણે એને હસ્તક હતા. દલીલો કરે નહિ અને તોડે નહિ, છતાં તે પોતાનું ધાર્યું કરતી. કોઇપણ વ્યક્તિની ગમે તેવી સમજાવટ, તેણે નક્કી કરેલી રૂપરેખાને કોઈપણ સંયોગોમાં કોઇપણ પ્રમાણમાં ફેરવી શકતી નહિ. દેખીતી રીતે શાન્ત, સૌમ્ય અને નિખાલસ દેખાતી હોવા છતાં, એનું જીવન એના અંકુશમાં હતું. એની ઇચ્છા સિવાય એનામાં કોઇપણ વ્યક્તિ કોઇપણ પ્રકારનું તરંગ

જગાડી શકતું નહિ. તે તેના નક્કી કરેલા રાહે પોતાનું જીવન વીતાવી રહી હતી. એના પતિના મૃત્યુ પછી એના પતિની સારી જેવી મીલ્કતની વ્યવસ્થા એણે પોતાના હસ્તક રાખી હતી અને તેને સંભાળી રાખવામાં; તેમજ બની શકે તો એમાં વધારો કરવાના પ્રયત્ન ચાલુ રાખવામાં, તે સફળ નીવડી હતી. સુધા, એના ઉપરોક્ત વ્યવહારમાં એને અત્યંત મદદ કરતી. પરિણામે મા અને દીકરી એકબીજાનાં આશ્રયસ્થાન થઇ પડયાં હતાં.

"વાતો તો ખાસ કંઈ ન્હોતી" પ્રેમદુલારીને પોતાની જોડે આસન લીધા બાદ કમળા ધીમેથી પ્રત્યુત્તર વાળતી બોલી "પણ આજે સુધા કંઇક નિરાશ થયેલી જણાઇ હતી એટલે હું એનું કારણ પૂછી રહી હતી!"

"નિરાશ!" પ્રેમદુલારીએ ઉદ્ગાર કાઢયો.

"હા, નિરાશ. હું આવી ત્યારે રડવા જેવી જણાતી હતી!" કમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"એને એ સિવાય બીજું શું આવડે છે? હું કહું છું કે તું આનંદમાં રહે. વળી તારે શું દુઃખ છે? ત્યારે તો તે ઉલટી રડયા કરે છે!"

પ્રેમદુલારી બોલી.

"દુઃખ કેમ નહિ? માને તો ઘણું દુઃખ, નહિતર કશું નહિ!" કમળાએ જણાવ્યું.

સુધાને, પોતાની વાત કમળાએ આવી રીતે ઉપસ્થિત કરી તે ગમ્યું નહિ. પ્રેમદુલારી જોઈ ન જાય એવી રીતે એણે તે પ્રકરણ આટોપી દેવા ઇશારો કર્યો, તેમ કમળા ઉપર તે કંઇક ચીડાઈ પણ ખરી, પણ કમળાએ તેનો ઇશારો સમજવા છતાં અને એની ચીડ અનુભવવા છતાં તે પ્રકરણ આગળ ચાલવા દીધું.

"દુઃખ શી રીતે તે મને સમજાવ !"

પ્રેમદુલારીએ એના શબ્દોનો ખુલાસો પૂછ્યો.

"તમારી સમજમાં નથી દુલારીબા !" "ના" પ્રેમદુલારીએ ઠંડે કલેજે પ્રત્યુત્તર વાળ્યો. "આ શું કહો છો ? તમે દુલારીબા ? દીકરીના દુઃખનો તમને ખ્યાલ જ નથી ?"

કમળાએ કંઈ સખેદાશ્ચર્ય જણાવ્યું.

"ના"

"જુવાન દીકરી પિતાને ત્યાં રહ્યા કરે તે શું ઓછું દુઃખ કહેવાય ?"

કમળા, પ્રેમદુલારી સામે જોઈ રહી.

સુધાથી હવે રહેવાયું નહિ, તે વચ્ચે બોલી ઉઠી "કમળા ! તને હજાર વખત ના કહી કે મારી બાની આગળ તારે મારી આ સંબંધની વાત ઉપાડવી નહિ, છતાં તું જાણી જોઈને શા માટે એ ભાંજગડ ઉભી કરે છે ? તને ખબર નહિ હોય કે મારી બાને આ વાત ગમતી નથી, તેમ મેં પણ એ પ્રશ્ન ઉપર પડદો નાંખી દીધો છે, તેમજ મારે સાસરેથી મને કોઈ બોલાવવાનું નથી, બોલાવે તોયે મારે જવું નથી અને મારે જવું હોય તોયે મારી બા મને મોકલવાની નથી, પછી આવી બાબતો ઉપસ્થિત કરવાથી ફાયદો શો ?"

સુધા આટલું બોલી મૌન રહી.

તે કમળા ઉપર ગુસ્સે થતી જતી હતી.

"શું તું આ બધું સાચું કહે છે ? શું તારા આ શબ્દો હૃદયના છે ?"

કમળાએ સુધાના કંઈક કટાક્ષ, કંઈક ગુસ્સો, કંઈક મક્કમતા, કંઈક નિરાશા અને કંઈક બેદરકારીમાં બોલાયેલા ઉપરોક્ત શબ્દો સાંભળી લીધા બાદ પ્રત્યુત્તર વાળતાં પૂછ્યું.

" હા " સુધાએ દ્રઢતાથી જણાવ્યું.

કમળા કંઈ બોલી નહિ.

પ્રેમદુલારીએ સુધાના ઉદ્દગાર સાંભળી લીધા પછી કમળા સામે તાકી રહીને કહ્યું " કેમ, હવે તારી ખાત્રી તો થઈ કે સુધાએ જે નિર્ણય કરી લીધો છે તે સાચો છે અને છેવટનો છે. આજે સાત સાત વર્ષનાં વ્હાણાં વહી ગયાં ત્યાં હવે સુધાને સાસરે જવાનું કેવું ? હવે એવું બને જ શાનું ? તૂટેલાં દીલ ક્યાંહી સંધાયાં છે ખરાં ? "

" ના " કમળાએ પ્રત્યુત્તર વાળતાં કહ્યું " તો પછી તે નિરાશ કેમ રહે છે ? કોઇ બાબતનો મક્કમ નિર્ણય થઇ ગયા પછી તે સંબંધે કોઇપણ મનુષ્યને કોઇપણ જાતની ચિંતા કરવાની રહેતી નથી ! અને ચિંતા ન હોય તો કોઈ જાતનું દુ:ખ કે નિરાશા રહેતાં નથી. અધુરી આશા અને અધુરા મનોરથ, એજ દુ:ખનું કારણ બને છે ! "

" તે વાત તો હું પણ સમજી શકતી નથી. કોઇ કોઇ વખત તે કારણ વિના રડયા કરતી હોય એવું તો મારા જાણવામાં પણ છે–પણ તે એની સ્વાભાવિક પ્રકૃતિ લાગે છે. બાકી રડવું પડે અને નિરાશ રહેવું પડે; એવું ખાસ કારણ તો કોઇ રહ્યું નથી ! અહિંયાં ખાય પીએ, હરે ફરે, થાય તે કામ કરે અને દેવદર્શન–ભજન કિર્ત્તનમાં ધ્યાન રાખે તો એને કોઇ જાતનું દુ:ખ છેજ નહિ ! હમણાં હમણાં કલ્યાણભાઇના સંસર્ગમાં તેને આવી વાતો જાણવા મળે છે એટલે પહેલા કરતાં તેનું મન વધારે આનંદમાં રહે છે–છતાં ત્યાં, તું, તે નિરાશ રહે છે–રડયા કરે છે, એવી વાતો કરે છે એટલે મને ખેદ થાય છે. માટે તારે પણ તું અહિં હોય અને એની પાસે આવે; ત્યારે એનું મન આનંદમાં રહે અને ખોટા વિચારવમળમાં પડી ન જાય એ બાબતની સંભાળ રાખવી જોઇએ–બિચારા કલ્યાણભાઇ તો એને ભક્તિમાર્ગમાં લઇ જવાનો બનતો પ્રયત્ન કરી રહ્યા છે. "

પ્રેમદુલારીએ, કમળાને, સુધાના સંસર્ગમાં કયી રીતનો વ્યવહાર રાખવો ઇષ્ટ છે, તે વાત સમજાવી. કમળા અને સુધા એના આ શબ્દો મૌન રહી સાંભળી રહ્યાં.

"ત્યારે તો તે ભક્તિ કરતાં કરતાં મીરાંબાઇ થઇ જશે કે શું?"

કમળાથી રહેવાયું નહિ. તે બોલી ઉઠી અને પાછળથી હસી પડી.

"તને આ વાત હસવા સરખી લાગે છે, પણ અંતે તો તેજ ખરૂં છે. એના હૃદયમાં ભકિતનો ફુવારો છૂટશે, ત્યારે તે ખરેખર એવીજ થઇ જશે. પરમાત્માની ભક્તિ કર્યા સિવાય કોઇનો છૂટકો છે? એના વિના કયા માણસને શાન્તિ મળી છે?"

કમળાને, ભક્તિ જેવી ગંભીર બાબત ઉપર હસતી જોઇને, પ્રેમદુલારીને કંઇક ક્ષોભ થયો, એટલે એણે ભક્તિમાર્ગ વિષેનું મહત્વ સમજાવ્યું.

કમળાએ કંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ.



## પ્રકરણ ૩
## માતાની ચિંતા

કમળા અને પ્રેમદુલારી વચ્ચે ચાલતી વાતચિત, સુધાને પસંદ પડી નહિ, તેથી તે ઉભી થઈ અને તે ખંડ છોડીને જોડેના બીજા ખંડમાં ચાલી ગઈ. એને જતી જોઈ એને રોકવાનું મન કમળાને થયું, છતાં કોઇ કારણસર એણે પોતાની એ ઇચ્છા રોકી. પ્રેમદુલારીએ સુધાના ગયા બાદ કમળાને જણાવ્યું " કમળા ! આ છોડી જરા જક્કી સ્વભાવની હોવાથી કંઇપણ કારણ વિના પોતાની મેજે દુઃખી થાય છે ! એને જો ઉપયોગ કરતાં આવડે તો પરમાત્માએ એને જે સંયોગો આપ્યા છે, એમાં તે આ ભવનું અને આવતા ભવનું, બંનેનું સાર્થક કરી શકે એમ છે ! પણ બુદ્ધિ કોની લાવે ? "

પ્રેમદુલારીએ આ શબ્દો બોલી તે પરત્વેની પોતાની ખિન્નતા વ્યકત કરી.

" જેનો આ ભવ બગડયો, તેનો આવતો ભવ ભાગ્યે જ સુધરે છે ! "

કમળાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

" એટલે ? " પ્રેમદુલારીને આશ્ચર્ય થયું.

" પરણ્યા પછી પતિથી ત્યજાઇ–શ્વસુર પક્ષનો સંબંધ તૂટયો અને બાપને ઘેર ઓશીયાળી સ્થિતિમાં રોટલા ખાઇ દહાડા કાઢવા, એ સંયોગો જ બતાવી આપે છે કે એનો આ ભવ બગડી ચૂકયો છે, પછી એનો આવતો ભવ શી રીતે સુધરવાનો હતો ? "

કમળાએ નગ્ન સત્ય સુણાવી દીધું.

પ્રેમદુલારીને કમળાના આ શબ્દો ઠીક લાગ્યા નહિ, છતાં તે સત્ય હતા એટલે એનો વિરોધ થઇ શકે એમ ન્હોતું, છતાં એણે જણાવ્યું.

" દરેક મનુષ્યના કિસ્મતમાં જે લખ્યું હોય છે, તે બન્યા કરે છે, એટલે એનો અફસોસ નકામો છે, છતાં એમાંથી પણ પોતાનો માર્ગ કરી બાકી રહેલી જીંદગી સુધારી લેવી અને સાથે સાથે આવતો ભવ સુધારી લેવો તે માણસના હાથની વાત છે ! "

" પણ તે શી રીતે સુધરી શકે ? આવા સંજોગોમાં સળગી રહેલા મનુષ્યને એવી કયી બાબત સાચી શાન્તિ આપી શકે ? "

કમળાએ પૂછ્યું.

" પરમાત્માનું નામ ! " પ્રેમદુલારીએ પ્રત્યુત્તર વાળ્યો.

" તેનાથી તેને શાન્તિ મળી છે ? "

" હા—થોડી ઘણી "

" ત્યારે હજુ નિરાશ કેમ રહે છે ? "

" હજુ એને એ લગની પૂરેપૂરી લાગી નથી તેથી ! વળી તેને કોઇ કોઇ વખત સાસરૂં સાંભરી આવે છે ! "

" એટલે મન સંસારમાં છે, તોયે એના જુવાન દીલ ઉપર ભક્તિનો બોજો લાદવામાં આવે છે, જે તે મુંગે મ્હોંયે સહન કરી રહી છે ! એમાં એનો કયો ભવ સુધરવાનો છે ? "

" બંને ભવ સુધરશે, તું જોયા કર કે સુધા થોડાક જ સમયમાં કેવી થઈ જાય છે ! એને સુખી બનાવવાના મારા પ્રયત્ન ચાલુ છે અને મને શ્રદ્ધા છે કે હું એમાં સફળ થઇશ ! "

પ્રેમદુલારીએ મક્કમતાથી પોતાનો આત્મવિશ્વાસ જાહેર કર્યો.

" ત્યારે આપણે બીજું જોઇએ છે શું ? એના દીલને શાન્તિ મળે એ આપણી ઇચ્છા છે ! પરમાત્મા તે પૂર્ણ કરો ! "

કમળા આ શબ્દો બોલતી ઉભી થઇ. પ્રેમદુલારીએ એને ઉભી થયેલી જોઇ પૂછ્યું " કેમ જાય છે ? "

" હા, હવે બહુ મોડું થઈ ગયું. સુધાયે ચીડાઇને ચાલી ગઇ એટલે હવે વધારે વખત નહિ બેસું. "

કમળા ચાલવા લાગી.

" જેવી તારી ઇચ્છા, લે, આવજે ! " " સારૂં " કહેતી કમળા સુધાને શોધતી તે જ્યાં બેઠી હતી ત્યાં ગઇ. સુધા, તે વખતે તે ખંડમાં એક બારી પાસે બેસી, જ્ઞાનેશ્વરી ગીતા વાંચી રહી હતી. કમળા તેની પાસે આવી, ત્યાં સુધી, એને એના આવવાની ખબર ન્હોતી. કમળાએ એની પાસે જઇ એની ગીતા પડાવી લીધી, અને બોલી " કેમ, અમારી પાસે બેસી, થતી વાતો સાંભળવા માટે તને દુઃખ થઇ જતું હતું ? "

" હા, અને તેથી જ અહિં ચાલી આવી. મને, હવે તે વાતો પસંદ નથી. જે વાતો હું ભુલવા માગું છું, તે કોઇ યાદ કરે, તો મને તે દુશ્મન જેવું લાગે છે ! "

સુધાએ કંટાળીને જણાવ્યું.

" શું એટલે ગજે વાત છે ? "

કમળાએ હસીને પૂછ્યું.

" હા. "

" ત્યારે તો તું હવે જીંદગીભર અહિં જ રહેવાની, એમને ? "

" હાસ્તો, એમાં હવે પ્રશ્ન કેવો ? પણ તું વારંવાર એવું શું કામ પૂછ્યા કરે છે ? "

સુધા નરમ થતી બોલી.

" સારૂં જોઇશું. સમયે શું થવાનું છે, તે સમય કહી આપશે. લે, હવે હું જાઉં છું. બનશે તો કાલે, નહિંતર પરમ દિવસે હું જરૂર આવીશ. હજુ મારે, તારી પાસેથી તું આજે કેમ નિરાશ હતી અને

કેમ રડી હતી તેનું કારણ જાણવાનું બાકી રહે છે, જે તેં બીજી કોઇ વખત કહેવાનું બાકી રાખ્યું છે, તે જાણવાનું છે. તે તો કહીશ ને?"

કમળાએ પૂછ્યું.

"હા, તે વખતે જોઇ લેવાશે."

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"લે, ત્યારે જાઉં છું; રજા છે ને?"

"હા. આવજે."

કમળા તે ખંડ છોડી ચાલી ગઇ.

સુધા પોતાના વાંચનકાર્યમાં લીન બની.



# પ્રકરણ ૪

## કલ્યાણદાસ

કમળા ગઇ તોયે પ્રેમદુલારી તે ખંડમાં એકલી બેસી રહી હતી. તેના મષ્તિષ્કમાં કોઇ પ્રકારનો વિચારવ્યાપાર ચાલી રહ્યો હતો. સુધા ઘરમાં ક્યાં જઈ બેઠી હતી અને શું કરતી હતી તેનો વિચાર તેને ન્હોતો, છતાં એના વિચાર વ્યાપારના ઊંડાણમાં સુધાનું સ્થાન હતું. તોયે તે પળે તે સ્થાન કયા પ્રકારનું હતું, એની કલ્પના કરવી મુસ્કેલ હતી. સુધાના વિચારો કરતાં કરતાં તેને કલ્યાણદાસના વિચાર થઈ આવ્યા. કોઇ અગત્યના કાર્ય માટે તેને કલ્યાણદાસને મળવું હતું. કલ્યાણદાસ, પ્રેમદુલારીની પડોશમાં રહેતો હતો અને તેમની વચ્ચે સારો સંબંધ બંધાયો હતો. સવારથી સાંજ સુધીમાં કલ્યાણદાસ એને ઘેર ચાર પાંચ વખત ખબર કાઢવા જતો. સમય અનુકુળ હોય તો, પા અડધો કલાક બેસતો, નહિંતર ઉભો ઉભો ચાર પાંચ મીનીટ માટે પણ જઇ આવતો. રાત્રે મોડા સુધી બેસતો અને એની બુદ્ધિ અને શક્તિના પ્રમાણમાં ભજન કિર્ત્તનનું મહત્વ કહી બતાવતો, તેમજ જ્ઞાનની એવી બીજી વાતો પણ થતી. ગામની નવાજુની પણ જે સાંભળી હોય તે એકબીજાને કહેતાં. સુધા, તે વખતે માની પાસે હાજર રહેતી અને એમની વાતચિતમાં જે વિષય ઉપસ્થિત થાય એની ચર્ચામાં એ ભાગ લેતી. આવી રીતે પરિચય વધતો ગયો, પરિણામે પ્રેમદુલારીનું કુટુંબ અને કલ્યાણદાસનું કુટુંબ એકમેક થવા લાગ્યાં. એમનો સંબંધ મીઠો અને મમતાભર્યો બન્યો. પ્રેમદુલારી અને સુધા પણ, કલ્યાણદાસને ત્યાં જઈ બેસતાં અને કલ્યાણદાસ અને તેની પત્ની હીરા સાથે ધરાઈ ધરાઇને વાતો કરતાં. દુનિયાદારીનાં કેટલાંક કામો, જેનો ઉકેલ સ્ત્રીબુદ્ધિ દ્વારા ન થઇ શકે એવાં હોય, તેવી બાબતમાં કલ્યાણદાસની સલાહ લેવાતી, અને કલ્યાણદાસ તેનો ઉકેલ આણી આપતો. પ્રેમદુલારીનો કલ્યાણદાસ ઉપર વિશ્વાસ

વધવા લાગ્યો અને તેને તે પોતાના ભાઈ જેવો માનવા લાગી. સુધાએ પણ કલ્યાણદાસમાં સેવાભાવ અને નિર્દોષ પ્રેમભાવનું દર્શન કર્યું. સુધાનો એકનો એક નાનો ભાઈ મનહર, જે વિદ્યાભ્યાસાર્થે બહાર ગામ રહેતો; તેમજ એક ન્હાની બ્હેન હસમુખ, જે પરણેલી હોઈ સાસરે રહેતી, તેઓ પણ અવારનવાર જ્યારે આનંદપુર આવતાં, ત્યારે કલ્યાણદાસના પરિચયમાં આવતાં. તેઓ પણ તેમની માતા અને મોટી બ્હેનના વર્ત્તાવ પ્રમાણે કલ્યાણદાસ અને તેના કુટુંબી-જનો સાથે સારો સંબંધ રાખતાં શીખ્યાં હતાં. સુધા, હસમુખ અને મનહર, કલ્યાણદાસને "કલ્યાણ કાકા," કહી સંબોધતાં, જ્યારે પ્રેમદુલારી, એને "કલ્યાણભાઈ" કહી સંબોધતી. કલ્યાણદાસની પત્ની હીરા, આવા પૈસેટકે સુખી કુટુંબનો સંબંધ, દિનપ્રતિદિન કેમ વધતો રહે, એને માટે બનતું કરી છૂટતી. મા દીકરીને મીઠીમીઠી વાતો કરી તે ખુશ રાખતી. સાધારણ બાબતમાં પણ તેઓમાંથી કોઈને ખોટું મનવતી નહિ. હીરાનો સ્વભાવ ભોળો હતો, તેવો જ ભડભડીયો હતો. એને જે લાગે તે કહી નાંખવાની ટેવ હતી, છતાં પોતાનો સ્વાર્થ જોખમાતો હોય, તેવે પ્રસંગે તે, એનો આવો સ્વભાવ અંકુશમાં રાખતી. ખાસ કરીને પ્રેમદુલારી અને સુધા સાથેની વાતચિતમાં, તે બહુ જ સાવધ રહેતી. તે વખતે તે, એવો એક પણ શબ્દ ન ઉચ્ચારતી કે તેઓને ખોટું લાગે. મા દીકરીને ખુશ રાખવા માટે શક્ય હોય તેટલો બીજાનો ભોગ લેતી. કોઈએ એમને માટે કંઈ જ કર્યું હોય અગર ન કર્યું હોય છતાં, તે અતિશયોક્તિ કરી અગર બનાવટી વાત ઉભી કરી, તે કહેનારની થાય તેટલી ધરાઈને નિંદા કરતી, જ્યારે તેમની મિથ્યા પ્રશંસા કરી, એમને ખુશ રાખવાનો પ્રયત્ન કરતી. એના પતિની આર્થિક સ્થિતિ સાધારણ હતી, તેથી આ કે એવાં બીજાં સુખી દેખાતાં માણસો સાથે સંબંધ બાંધી, તેને ટકાવી રાખવો તે કોઈ વખત લાભદાયક થઈ પડે છે એમ દ્રઢતાપૂર્વક માનતી અને તે પ્રમાણે વર્ત્તતી. એના પતિના ભકિતભાવનાના સંસ્કાર, એનામાં ઉતર્યા હતા. પતિને

અનુકુળ થઈ રહેવામાં તે પોતાનાથી બનતું કરતી. જાતે વૈશ્ય હોવા છતાં, એણે ઘરના સંસ્કારમાં બ્રાહ્મણત્વ આણવા માટે, સારો પ્રયત્ન કર્યો હતો અને તે શોભાવ્યો હતો. ગૃહકાર્યથી પરવાર્યા પછી, મળતી નવરાશમાં, તે, એના પતિ તરફથી મળેલી સુચના પ્રમાણે, કાગળો ઉપર "શ્રીરામ" એ પ્રભુ નામ, બની શકે એટલી સંખ્યામાં લખી, પ્રભુનામયજ્ઞનો વ્યવસાય ચાલુ રાખ્યા કરતી. પ્રેમદુલારી અને સુધા વચ્ચે, કોઇ વખત કોઇ કારણસર બોલાચાલી થાય તો, તે ત્યાં પહોંચી જતી, અને દોષ બંનેનો હોય તોયે, બંનેને નિર્દોષ જાહેર કરી, ઝઘડો શમાવી દેવા પ્રયત્ન કરી, બંનેને ખુશ કરતી. સુધા આગળ સુધાની થઇ જતી; જ્યારે પ્રેમદુલારી આગળ પ્રેમદુલારીની. મા દીકરી, એકબીજાની ભુલ જોતાં હોય, તે વખતે માની આગળ દીકરીની ભુલ અને દીકરીની આગળ માની ભુલનું વર્ણન કરી, બંનેને વ્હાલી થવા મથતી અને તેમાં તે ફાવતી. પરિણામે, તે બંનેની વિશ્વાસપાત્ર અને પ્રીતિપાત્ર બની હતી. ભોળા જેવી લાગતી અને ભોળા જેવી વર્ત્તતી હીરા, પોતાનો સ્વાર્થ સાધવા માટે, ગમે તેવો સ્વાંગ સજી લઈ, ગમે તેવો વાણીવિલાસ કરવા, તે તૈયાર રહેતી. પ્રેમદુલારી અને સુધા સાથે, બહારની દુનિયાનાં કોઇ સ્ત્રી પુરૂષનો, એમના જેવો ગાઢ સંબંધ બંધાઇ ન જાય, એની તકેદારી તે રાખતી. આવો સંબંધ એના જોવામાં આવે તો, તેને પેલી વ્યક્તિની ઇર્ષ્યા થતી, અને મનમાં ને મનમાં, એવો સંબંધ ક્યારે કલુષિત થઇ પડે, એવું ઝંખતી. બની શકે તો એમના કુટુંબમાં તે અને તેના પતિ સિવાય અન્ય કોઇનું મહત્વ ન વધે, તે માટે એના પ્રયત્ન ચાલુ રહેતા, અલબત્ત, આ પ્રયત્નો કોઇના પણ કળવામાં ન આવે એવા ગુપ્ત રહેતા અર્થાત્ તે, જે તે વ્યક્તિના સંબંધમાં આડકતરી રીતે છુપું છુપું વિષ સુધા અને પ્રેમદુલારીના કાનમાં રેડયા કરતી. પત્નીની આ પ્રકારની રીતભાતમાં, કલ્યાણદાસનું અનુમોદન હતું. એટલું જ નહિ પણ પ્રોત્સાહન

હતું. પ્રેમદુલારીના કુટુંબના પ્રેમ સંબંધનો તે, એકલો ઇજારદાર થવા આતુર હતો. બીજાંઓ ભલે આવે જાય; જરૂર પૂરતો મીઠો સંબંધ બીજાંઓ સાથે ભલે સચવાઈ રહે, પણ જેને ગાઢ અને અંગત સંબંધ કહે છે એવા પ્રકારનો સારો સંબંધ તેમને બીજાં કોઈ સ્ત્રી–પુરૂષો સાથે ન બંધાઈ જાય, એવી એની આગ્રહ ભરી ઇચ્છા હતી. પતિ અને પત્ની આવી રીતે એ કુટુંબમાં પોતાનું પ્રભુત્વ જમાવવા મથી રહ્યાં હતાં. અને કંઇક અંશે સફળ થતાં જતાં હતાં.

પ્રેમદુલારી, કલ્યાણદાસની રાહ જોતી ત્યાં બેઠી હતી, તે ખંડમાં એમને એમ બેસી રહી. સુધા, પોતાનું ગીતાવાંચનનું કાર્ય સમાપ્ત કરી, દાદર વાટે નીચેના ભાગમાં જતી હતી, તેવામાં કલ્યાણદાસને તેણે પોતાને ત્યાં આવતો જોયો. તે નીચે ઉતરી, કલ્યાણદાસ સામે ઉભી રહી અને બોલી, "કેમ કલ્યાણકાકા! આજે કંઇક વ્હેલા આવી ગયા?"

"હા, આજે જરા તબીયત અસ્વસ્થ હતી, એટલે ઑફિસમાંથી અડધો કલાક વ્હેલો નીકળી આવ્યો, અને આવ્યો તેવો સીધો તમારે ત્યાં જ આવું છું! તારી બા ક્યાં છે?"

કલ્યાણદાસ, ઘરના આગલા ભાગમાં આવેલા જુના વાટે મેડા ઉપર જવા સીડી ચઢતો હતો, તે દરમ્યાન સુધાને આવતી જોઈ, તે, બે ત્રણ પગથીયાં નીચે ઉતરી આવ્યો અને જીનાના દ્વાર પાસે સુધા સામે ઉભો રહી બોલ્યો.

"ઘણું કરીને તે ઉપર છે. હું બીજા ખંડમાં, ગીતા વાંચતી હતી, ત્યાંથી ઉઠી, સીધી નીચે આવું છું એટલે મને ચોક્કસ ખબર નથી! પણ તે ઘણું કરીને બહાર ગઇ નથી!"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"સારૂ!" એમ કહી કલ્યાણદાસ પ્રેમદુલારી પાસે જવા મેડા ઉપર ચઢી ગયો. સુધા નીચે આવી સાયંકાળનાં આવશ્યક ગૃહકાર્યમાં પરોવાઈ.



# પ્રકરણ ૫

## કલ્યાણદાસ ને પ્રેમદુલારી

"લ્યો, કલ્યાણભાઇ! તમે ઠીક આવી પહોંચ્યા! હું તમને ક્યારની યાદ કર્યા કરતી હતી!"

કલ્યાણદાસને, પ્રેમદુલારી બેઠી હતી તે ખંડમાં દાખલ થતો જોઇને, પ્રેમદુલારી આનંદ પામતી સ્મિત કરતી બોલી ઉઠી. કલ્યાણદાસ, પ્રેમદુલારીની સામે ખુરશી ઉપર જઇ બેઠો.

"કેમ, આજે કંઇ ખાસ કામ હતું?"

કલ્યાણદાસે આસન લીધા બાદ પૂછ્યું.

"હા" પ્રત્યુત્તર મળ્યો.

"તો બોલો!" કલ્યાણદાસે જીજ્ઞાસા દર્શાવી.

"આજે કંઇ વ્હેલા આવ્યા છો, નહિ વારુ?"

"હા, જરા માથું દુઃખતું હતું એટલે અડધો કલાક વ્હેલો આવ્યો છું. બોલો, આજે કેમ યાદ કરતાં હતાં?" કલ્યાણદાસ, પ્રેમદુલારી સામે જોઇ રહ્યો.

"પણ, તમારી તબીયત હવે કેમ છે? પહેલાં એ વાત, પછી મારી."

પ્રેમદુલારીએ, કલ્યાણદાસના સ્વાસ્થ્ય પરત્વે પૃચ્છા કરી.

"હવે ઠીક લાગે છે. થોડાક સમયમાં આરામ થઇ જશે. મારી તબીયતની ચિંતા ન કરો. તમારે શું કહેવાનું છે તે જણાવો! કારણકે કલાકેક બાદ મારા એક મિત્ર મારે ત્યાં આવવાના છે, એમાં હું રોકાઇશ. તો પછી આપણે નિરાંતે વાત નહિ કરી શકાયે!"

"એવું કંઈ ખાસ અગત્યનું નથી, એવું હશે, તો કાલે કહીશ. પણ તે અગાઉ મારો વિચાર એવો છે કે, તમે જરા ચ્હા પી લ્યો. માથું દુઃખતું હશે તો આરામ થઇ જશે. હું સુધાને ચ્હા બનાવી લેવા જણાવું છું."

પ્રેમદુલારી, આટલું બોલી નીચે ગઈ અને સુધાને ચ્હા બનાવી લેવા સુચના આપી, ઉપર આવી. દશેક મીનીટબાદ, સુધા ચ્હા તૈયાર કરી, ઉપર લઇ આવી. પ્રેમદુલારી અને કલ્યાણદાસે તે પીધી. સુધા રકેબી પ્યાલા લઇ નીચે ગઇ અને પોતાના કામે વળગી. પ્રેમદુલારીએ, કલ્યાણદાસને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું "હકીકત એવી છે કે, સુધાનું મન હજુ કોઈ કોઇ વખત ચિંતામગ્ન રહ્યા કરે છે. તે નિરાશ થયેલી અને મુંઝાયેલી જણાય છે. આ મારાથી જોઇ શકાતું નથી. માટે તમે એને એવી રીતે સમજાવો કે, તેનું મન સ્થિર થઇ, આનંદમાં રહે. એના ઉપર જ્ઞાન અને ભક્તિના એવા સંસ્કાર પાડો કે એનું ચિત્ત સંસારના વિષયો તરફ દોરાય નહિ. આટઆટલું વીત્યું છે, છતાં તેને કોઇ કોઇ વખત એનું સાસરૂં સાંભરી આવે છે, તે મને બીલકુલ ગમતું નથી. પેલી કમળા આવે છે ત્યારે, તેને આવી બાબતમાં ઉસ્કેરી મુંકે છે. માટે મેં તમને પહેલાં અનેકવાર કહી રાખ્યું છે, એમ એનું ચિત્ત ઘરકામ અને ભક્તિમાં તલ્લીન થઇ રહે એવું કરો !"

પ્રેમદુલારીએ કલ્યાણદાસને સુધાના સંબંધની હવે પછીના કાર્યની રૂપરેખા સવિસ્તૃત સમજાવી.

"તે બદલના મારા પ્રયત્ન ચાલુ છે, પહેલાં કરતાં, કંઇ પરિવર્ત્તન થયેલું એનામાં તમે નથી જોતાં ?"

કલ્યાણદાસે પોતાના પુરૂષાર્થના પરિણામનો એકરાર માગ્યો.

"જોઉં છું, પહેલાં કરતાં ઘણો ફેરફાર થયો છે. પણ હું તો તે સંપૂર્ણપણે સ્થિર થઇ જાય એમ ઇચ્છું છું."

"તે પણ થઈ જશે. એની ચિંતા કરશો નહિ. એને વળી હવે સાસરૂં કેવું? અહિં ખાય, પીએ ને ફરે અને બને તેટલું પ્રભુ સ્મરણ કરે. સારાં સારાં ધાર્મિક પુસ્તકો વાંચે, એ સિવાય એને બીજું હવે કરવાનું શું છે? કુદરતે જ એને સંસાર વ્યવહારની ઉપાધિમાંથી દયા કરી મુક્ત કરી છે, એને હવે સંસાર કેવો? અને તે તો વળી સુશીલ અને સમજુ છે, એટલે પરમાત્માની કૃપાથી ભક્તિના માર્ગે સંસાર તરી જશે!"

કલ્યાણદાસે સુધાની પ્રશંસા કરતાં જણાવ્યું.

"બસ, મારી પણ એટલી જ ઈચ્છા છે. મને ખાત્રી છે કે કલ્યાણભાઈ, જે કામ હાથમાં લેશે તેને પાર પાડી બતાવશે!"

પ્રેમદુલારીએ કલ્યાણદાસના પુરૂષાર્થની પ્રશંસા કરતાં જણાવ્યું.

"જરૂર, પરમાત્માની કૃપાથી તમને સંતોષ થાય, એવું કાર્ય થઇ જશે! મારો વિચાર થોડા વખતમાં, આ ગામમાં એક ભજન મંડળી સ્થાપવાનો છે. તે સ્થપાયા પછી સુધા એની પ્રવૃત્તિમાં એટલો બધો રસ લેતી થશે કે તે જોઇને તમને અજાયબી થઈ આવશે. અને તેટલું થયું એટલે સમજજો કે તમારી ઇચ્છા છે તે, સોએ સો ટકા પૂર્ણ થઇ જશે! કેમ, હવે સંતોષ થયોને?"

કલ્યાણદાસ આટલું બોલી મૌન રહ્યો.

"પૂરેપૂરો. તમારી આવી ભલી લાગણી માટે હું તમારો જેટલો આભાર માનું એટલો ઓછો છે!"

પ્રેમદુલારીએ, આભારના ભારથી પોતાનું મસ્તક કલ્યાણદાસ સમક્ષ નમાવ્યું. ત્યારબાદ કેટલીક બીજી પરચુરણ વાતો કરી કલ્યાણદાસ પોતાને ઘેર જવા ઉભો થયો; ત્યારે પ્રેમદુલારીએ એને જતાં જતાં પૂછ્યું.

"આજે તમારે ત્યાં કોણ આવવાનું છે? કેટલા વાગ્યે આવશે?" પ્રેમદુલારીએ જીજ્ઞાસા બતાવી.

"તેઓ મારા એક વિદ્વાન્ મિત્ર છે. મેં એમને મારે ત્યાં આવી જ્ઞાનચર્ચા કરવા, આમંત્રણ આપ્યું છે ને તેઓ તે પ્રમાણે આવશે. આઠેક વાગ્યે આવશે. તમારે તે સમયે આવવું હોય તો ખુશીથી આવજો. આનંદ આવશે!" કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે હું જરૂર આવીશ!"

પ્રેમદુલારીએ પોતાની દૃઢ ઇચ્છા જાહેર કરી.

"ચોક્કસ આવજો. તેઓ આવશે, ત્યારે હું ચન્દ્રકાન્તાને બોલાવવા મોકલીશ. હું હવે જાઉં છું, કારણકે મારે હજુ તેઓ આવી પહોંચે તે અગાઉ, બીજું ઘણું કામ છે."

કલ્યાણદાસે ત્વરા વ્યક્ત કરી.

"ત્યારે જાઓ, પણ તેમનું નામ?"

પ્રેમદુલારીએ કલ્યાણદાસના મિત્રનું નામ પૂછ્યું.

"જ્ઞાનનિરંજન!"

પ્રેમદુલારીના મસ્તિષ્કમાં આ શબ્દો ગુંજ્યા. કલ્યાણદાસ પોતાને ઘેર ગયો.



## પ્રકરણ ૬

# જ્ઞાનનિરંજન

આનંદપુરમાં અનેક મનુષ્ય રહેતાં, પરંતુ આવો વિચિત્ર પુરૂષ તો, આ એકજ હતો. સમાજની ચાલતી આવેલી, કેટલીક પદ્ધતિઓ, એના જીવનને બંધબેસતી ન થવાથી, તેણે સમાજમાં પોતાના રાહે જીવન વ્યતિત કરવાનો નિર્ણય કરી લઈ, તે પ્રમાણે વર્ત્તવાનું શરૂ કરી દીધું હતું. સમાજમાં, વ્યવહારકુશળતાના નામે ચાલતી બનાવટ, એને પસંદ ન્હોતી, આથી એનું વર્ત્તન જુદૂં તરી આવતું. જે ચીજ જેવી નથી, તેને વાણીના બળે યુક્તિપ્રયુક્તિથી એવી જાહેર કરી બતાવવી, તે વ્યવહાર તેને પસંદ ન્હોતો અને તેને તે જીતરપીંડી-બનાવટ કહેતો. તે કોઇને ખોટી રીતે ખુશ કરવા પ્રયત્ન કરતો નહિ, તેમ કોઇની ખુશામત ઇચ્છતો નહિ. છતાં સ્વાભાવિક રીતે પોતાના વ્યવહારથી કોઇને આનંદ મળે તેમાં એને આનંદ મળતો. તેમ સમાજના કુદરતી વર્ત્તનની પ્રશંસા કરી, સમાજના વ્યવહાર એવા માર્ગે કેમ ચાલે, તેની શોધમાં આન્તરિક મન્થન કરતો. પરિચય તે વધારતો નહિ. પરિચયમાં પાત્ર અપાત્રતાની સાચી સમજણ ન પડે તો વિના કારણ ઉપાધિ ઉભી થઇ જાય છે, તે સત્યમાં તે માનતો અને તે પ્રમાણે ચાલતો. છતાં તેને સમાજનાં દરેક મનુષ્ય તરફ સદ્ભાવ અને પ્રેમભાવ હતો. છતાં કોઇપણ વ્યક્તિ તરફના સદ્ભાવ કે પ્રેમ ભાવનું તે પ્રદર્શન કરી શકતો નહિ; પરિણામે થોડાંક જ સાચાં અને પાત્ર મનુષ્યો એના સંબંધમાં આવી શકતાં અને તેનાં સંબંધી રહી શકતાં. તે સિદ્ધાંતવાદી હતો. જેવું માનતો, તેવું કહેતો અને જેવું માનતો, તેને અનુસાર વર્ત્તન રાખવા તે બનતું કરી છૂટતો. એનું હૃદય નિખાલસ અને પ્રેમાર્દ્ર હતું, છતાં સિદ્ધાંતવાદી હોવાને કારણે તેનામાં સત્યાસત્ય, ન્યાયાન્યાયના નિર્ણયો ઉભા થતાં, કઠોરતા આવી જતી અને તે કઠોરતા કોઇ કોઇ વખતે અત્યંત ઉગ્ર સ્વરૂપ લેતી.

કૃત્રિમતા કે સ્વાર્થાંધતા જોતાં એનો પૂનિત આત્મા કલુષિત થઇ જતો અને તેવે પ્રસંગે તે "આ પાર, કે એ પાર" જેવી ઉગ્ર નીતિ અખત્યાર કરતો. પરિણામે એના પરિચયમાં આવી ગયેલાં ઘણાં મનુષ્યો એનાથી કંટાળીને એનો સંગ છોડી ચાલી ગયાં હતાં. ગમે તેવી પ્રતિકુળ કે વિપરિત પરિસ્થિતિમાં પણ શુદ્ધ કાંચનની માફક વિશુદ્ધ રીતે ટકી શકે એવા; કેટલાક ગણ્યા ગાંઠ્યા સાથીઓ એને, એની આવી ઉગ્ર, વિચિત્ર અને કઠોર રીતભાતમાં, પણ વળગી રહ્યા હતા. તે મિલનસાર ન્હોતો, છતાં ઘણાં મનુષ્યો, તેના પરિચયમાં આવવા માટે આકર્ષાયેલાં રહેતાં અને તેના પરિચય સાધવા પ્રવૃત્ત રહેતાં. તે વિદ્વાન્ હતો, સાહિત્યરસિક અને સાહિત્યસેવક હતો. તે વિચારક હતો, તેવોજ સુધારક હતો. એના પરિચયમાં આવી ગયેલાં, અનેક મનુષ્યો એની બુદ્ધિમત્તા અને જ્ઞાનવૈભવની મુક્ત કંઠે પ્રશંસા કરતાં, છતાં તે ખરેખર શું જાણતો હતો અને શું માનતો હતો, તેનો નિર્ણય કોઇથી થઇ શકતો નહિ. અનેક જુદી જુદી વ્યક્તિઓના, એના માટેના અભિપ્રાય ભિન્ન ભિન્ન હતા. કોઈ એને આસ્તિક કહેતા, તો કોઇ નાસ્તિક. કોઈ એને ધૂની, તો કોઇ એને શુન્યવાદી ગણતા. કોઇ એની કાવ્યશક્તિની પ્રશંસા કરતો, ત્યારે કોઇ એના તત્ત્વજ્ઞાનની. કોઇ એની રસિકતાની તો કોઇ એના વિજ્ઞાનની. તે બહુ થોડું બોલતો, છતાં જ્ઞાનચર્ચામાં એની વાણી અદ્ભુત જણાતી. સંસાર વ્યવહારનાં, એનાં બધાં કાર્યમાં, પ્રદર્શન કરતાં કાર્યની સંગીનતા વધારે રહેતી. એને એકાન્ત પ્રિય હતી. સમાજમાં બહુ ભળતો નહિ, છતાં સમાજમાં થઈ રહેલા કાર્યની તે તકેદારી રાખતો. જ્ઞાન પ્રાપ્ત કરવું, એને પચવવું, પચ્યા પછી ભુલી જવું અને તે ભુલ્યા પછી સમાજની યથાશક્તિ જરૂરી સાચી સેવા, કેવળ વાણીથી નહિ, પણ કાર્યથી કરવી, તે તેના જીવનનો આદર્શ હતો. તેનું નામ હતું જ્ઞાનનિરંજન. એની આવી વિચિત્ર પ્રકૃતિને લીધે કોઇએ એના નામ ઉપરથી "ન જોઇ શકાય, ન જાણી

શકાય, એવું જ્ઞાન જેને થયું છે, એનું નામ જ્ઞાનનિરંજન." એવી વ્યાખ્યા કરી બતાવી હતી. આનંદપુરમાં આવ્યા પછી કલ્યાણદાસને જે થોડા સાથીઓ મળ્યા હતા, તેમાં જ્ઞાનનિરંજનનો સમાવેશ થતો. કોઇ પ્રસંગે જ્ઞાનનિરંજનના પરિચયમાં આવી જતાં કલ્યાણદાસ જ્ઞાનનિરંજનનો પૂજારી બન્યો હતો. એને એના ઉપર પ્રેમ અને પૂજ્યભાવ ઉત્પન્ન થયાં હતાં. પરિણામે એણે પરિચય વધારવા માંડયો. ભાગ્યેજ એવો કોઇ દિવસ જતો કે જેમાં કલ્યાણદાસ, જ્ઞાનનિરંજનને મળ્યા સિવાય રહ્યો હોય ! કલ્યાણદાસને એની પ્રકૃતિ પ્રમાણે સત્સંગ તરફ પ્રેમ હતો. કોઇ જાણકાર વ્યક્તિ પાસે બેસી જ્ઞાનની ચર્ચા ઉપાડી, જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનો એનો ઉત્સાહ પ્રશંસાપાત્ર હતો. જ્ઞાનનિરંજનને કલ્યાણદાસની આવી મનોવૃત્તિ જોઇ પોતાનો સાથી બનાવ્યો હતો અને તેણે કલ્યાણદાસમાં પોતાનું જ્ઞાન, ચર્ચા દ્વારા–ઉપદેશ દ્વારા રેડવા માંડ્યું હતું.

દોઢ બે વર્ષથી આટલો પરિચય થયેલો હોવા છતાં, કલ્યાણદાસનાં અનેક આમંત્રણોનો અસ્વીકાર કરી, જ્ઞાનનિરંજન કોઇ પણ વખત કલ્યાણદાસને ઘેર ગયો ન્હોતો. આ સમય દરમ્યાનની અત્યાર સુધીની એમની મુલાકાત, જ્ઞાનનિરંજનને ઘેર અગર તો આનંદપુરમાં કોઇ અન્ય સ્થળે રહેતી. કલ્યાણદાસને આ બાબત ખુંચતી હતી. જ્ઞાનનિરંજન, એની માફક એને ત્યાં પણ, આવતો જતો થઇ જાય, એવી એની તીવ્ર ઇચ્છા હતી. એક વખત કલ્યાણદાસે બહુ આગ્રહ પૂર્વક જણાવ્યું કે "એક વખત મારે ત્યાં પધારો તો સારૂં. હું આ માટે આપને ઘણા વખતથી કહી રહ્યો છું. માટે એક વખત તો અવસ્ય આવવાનું રાખો. મારી આટલી ઇચ્છા પૂર્ણ કરો તો મને આનંદ થશે."

કલ્યાણદાસના રોજના આગ્રહને વશ થઇ, જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું "તમારી એવી ઇચ્છા છે તો એક વખત હું

જરૂર આવીશ. કયે દિવસે આવીશ તે નક્કી નહિ, પણ આવીશ જરૂર. માટે, હવે રોજ યાદ કરાવ્યા કરશો એટલે કોઇ અનુકુળ દિવસે હું આવી જઇશ."

જ્ઞાનનિરંજનના આ શબ્દોને વળગી રહી કલ્યાણદાસ એને આ વાત રોજ યાદ દેવડાવતો. રોજના ક્રમ પ્રમાણે આ વાત આજે પણ યાદ કરાવવામાં આવી. જ્ઞાનનિરંજનને આ વચન પાળવાનું મન થઇ ગયું અને તેણે પોતે "આજે જરૂર આવશે" એમ જણાવી આવવાનો સમય પણ જણાવી દીધો અને તેનું રહેવાનું મકાન આનંદપુરમાં કયી જગોએ છે તે જાણી લીધું. કલ્યાણદાસને આ સાંભળી બહુ આનંદ થયો. તેણે પોતાના બીજા બેચાર સાથીઓ પણ તે પ્રસંગે હાજર રહે, તે માટે ગોઠવણ કરી લીધી. જ્ઞાનનિરંજન જેવો માણસ, પોતાને ત્યાં આવે ત્યારે, તેનું યોગ્ય સ્વાગત થવું જોઇએ, તે અદલની જરૂરી તૈયારી પણ તેણે કરી રાખી. પોતાનું રહેવાનું મકાન ક્યાં છે, તે વાત એને જણાવેલી હોવા છતાં પણ, જ્ઞાન નિરંજન આવી પહોંચે તે અગાઉ આવી પહોંચેલા તેના અન્ય મિત્રો પૈકી, એકને એણે જ્ઞાનનિરંજનને તેડી લાવવા માટે, તેને ઘેર મોકલ્યો.



## પ્રકરણ ૭

# જેમાં જ્ઞાનનિરંજન અને સુધાનો પ્રથમ પરિચય થાય છે

જેની ખૂબ રાહ જોવાઇ રહી હતી, તે જ્ઞાનનિરંજન, એણે આપેલા સમય પ્રમાણે, તે રાત્રે આઠેક વાગ્યાને સુમારે, કલ્યાણદાસે એને તેડવા મોકલેલા મિત્ર સાથે, કલ્યાણદાસને ઘેર આવી પહોંચ્યો. કલ્યાણદાસ અને તેના બે ત્રણ મિત્રો, એને લેવા માટે, કલ્યાણદાસના ઘરથી થોડેક દૂર સુધી સામા ગયા. એમણે એનું સ્વાગત કર્યું અને તેને ઘેર લઈ ગયા.

કલ્યાણદાસના રહેવાના મકાનના બીજે માળે, એક મોટો સ્વચ્છ અને સગવડવાળો ખંડ હતો, તેમાં એના સ્વાગત માટેની બધી તૈયારી રાખવામાં આવી હતી. કલ્યાણદાસના મિત્રો અને કુટુંબીજનો, પ્રેમદુલારી, સુધા અને તેમનાં કુટુંબીજનો, તેમજ પડોશમાં રહેતાં બીજાં કેટલાંક સ્ત્રી પુરૂષો, બાળકો વિગેરે મળીને, આશરે પચ્ચીસથી ત્રીસ માણસ ત્યાં હાજર હતાં. જ્ઞાનનિરંજન માટે ગાદી તકીયા નાંખી, એક ખાસ બેઠક બનાવવામાં આવી હતી, જ્યારે બીજાં બધાં ત્યાં પાથરવામાં આવેલી શેત્રંજી ઉપર બેસી ગયાં હતાં. જ્ઞાનનિરંજન, જ્યારે તે ખંડમાં દાખલ થયો, ત્યારે બધાંએ નમસ્કાર કરી, તેનું સ્વાગત કર્યું.

જ્ઞાનનિરંજન, દરેકને નમસ્કાર કરતો, કલ્યાણદાસની સુચના પ્રમાણે, એને માટે નક્કી કરવામાં આવેલી બેઠક પાસે ગયો અને એણે પોતાનું આસન લીધું. કલ્યાણદાસ એની પાસે ઉભો રહ્યો.

પોતાના એક મિત્રને ત્યાં મળવા આવવાના સાધારણ પ્રસંગ ઉપર, એની રાહ જોઇ ત્યાં એકત્ર થયેલાં પચ્ચીસ ત્રીસ માણસને જોઇને જ્ઞાનનિરંજનને આશ્ચર્ય થયું. એને એમ લાગ્યું કે " કલ્યાણ-

દાસે આ મુલાકાતને એક નાની સરખી જાહેરસભાના રૂપમાં ફેરવી નાંખી તે દ્વારા, કંઈક જ્ઞાનચર્ચા અને કંઈક સત્સંગ કરવાનો સંકલ્પ સેવ્યો હતો." આસન લીધા બાદ, તેણે, તે પ્રસંગે હાજર રહેલાં તમામ સ્ત્રી પુરૂષો તરફ, પોતાની દ્રષ્ટિ ફેરવી લીધી. કલ્યાણદાસે જ્ઞાનનિરંજનનો પરિચય બધાંને થોડાક શબ્દો દ્વારા કરાવી દીધો.

"આપ સર્વેએ મારા તરફ, આ પ્રસંગે જે સદ્‌ભાવ વ્યક્ત કર્યો છે, તે માટે આપ સર્વેનો આભારી છું."

જ્ઞાનનિરંજને, કલ્યાણદાસ, પોતાના પરિચય બદ્દલનું વ્યક્તવ્ય સમાપ્ત કરી. તેની પાસે બેસી ગયો, ત્યારે જણાવ્યું.

જ્ઞાનનિરંજનનું વય આશરે ચાલીસેક વર્ષનું હતું. એની મુખ-મુદ્રા, આકર્ષક અને જ્ઞાનના તેજથી ઝળહળી રહેલી જણાતી. એનું કપાળ ભવ્ય, અને આંખો તેજસ્વી હતી. શરીરનો વર્ણ, ઘઉંવર્ણો રતાશ પડતો હતો. શરીર, બહુ ભરાવદાર નહિ, તેમ બહુ શુષ્ક નહિ, એવું મધ્યમ પ્રકારનું હતું. એના શબ્દોમાં મીઠાશ હતી અને એમાં. એનો આત્મા રેડાયેલો રહેતો.

થોડાક વખત ત્યાં શાન્તિ પથરાઈ રહી. કલ્યાણદાસે, હવે કંઈ જ્ઞાનચર્ચા ઉપસ્થિત થાય, એમ ઇચ્છયું. એના મિત્રો પણ આ પ્રસંગનો કંઈ સારો ઉપયોગ કરી લેવા ઇચ્છતા હતા અને ત્યાં એકત્ર થયેલાં અન્ય મનુષ્યોના હૃદયના ઉંડાણમાં પણ, એજ ભાવના હતી. પ્રેમદુલારી અને સુધા, જ્ઞાનનિરંજનની, જ્ઞાનના તેજથી દીપી રહેલી આકર્ષક મુખમુદ્રા પ્રતિ, જોઈ રહ્યાં હતાં. જ્ઞાનનિરંજનની મીઠી વાણીનો પ્રવાહ વહેતો થાય, એમ એમની પણ જીજ્ઞાસા હતી. કલ્યાણદાસે, જ્ઞાનનિરંજનને ધીમેથી કહ્યું. "અમે બધા, આપ કોઈ ઉપયોગી વિષય ઉપર કંઈ થોડું બોલો, એમ ઇચ્છીએ છીએ."

"શું કહું?" જ્ઞાનનિરંજને પૂછયું.

"આપની જે ઇચ્છા હોય તે."

" કયો વિષય છેડું ? "

" ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ કે સમાજ સુધારણા, તે પૈકી આપને યોગ્ય લાગે તે ગમે તે વિષય ઉપર. "

જ્ઞાનનિરંજને હા પાડી.

કલ્યાણદાસે, જ્ઞાનનિરંજન તરફથી થનારા પ્રવચનની જાહેરાત કરી, સર્વેને શાન્ત રહી સાંભળવા માટે વિનંતિ કરી. સર્વે શાન્ત રહ્યાં. જ્ઞાનનિરંજને, બેઠાં બેઠાં જણાવ્યું.

" ભાઇઓ અને બ્હેનો ! આવી રીતે પ્રવચન કરવાની બાબત મને પસંદ નથી છતાં, આજે આપ સર્વે તરફથી ભાઇ કલ્યાણદાસ દ્વારા આગ્રહ થયો છે, એટલે મારે કંઈ કહેવું જોઇએ એટલે કહું છું, હું ઉપદેશ કરવાનો અધિકારી છું, અને મારૂં જ્ઞાન ઉભરાઈ જાય છે, એ દ્રષ્ટિએ હું પ્રવચન કરૂં છું એમ માનશો નહિ. કેવળ અભ્યાસ, અનુભવ અને મનનદ્વારા જે સત્યો મેં અવગત કર્યાં છે, તેનું કાંઇ ચિત્ર આપની સમક્ષ, રજુ કરવાનો નમ્ર પ્રયત્ન છે. મારા વિચાર આપની પાસે રજુ કરવા પૂરતી એક કોશીષ છે. આપ સર્વ શાન્તિથી સાંભળશો તો આભારી થઇશ. મારી વાણીમાં જે સારૂં અને સાચું લાગે તે ગ્રહણ કરશો અને જે બાબત વિપરિત લાગે તેનો ત્યાગ કરજો. ભાઇઓ અને બ્હેનો ! આપણી સંસ્કૃતિ, ઘણી પુરાણી, સંગીન અને સાચી છે. આપણા પૂર્વજોએ આપણું શારીરિક, માનસિક અને આધ્યાત્મિક જીવન, સઘળી રીતે સંપૂર્ણ વિકાસને પામે, તે માટે કિંમતી સાહિત્યનો વારસો આપણને આપેલો છે. આ સાહિત્ય એટલું બધું જીવન્ત છે કે, તેણે આપણા રોજના વ્યવહારમાં મુર્ત સ્વરૂપ લઈ લીધું છે. આપણી રગોમાં, એનું ઓજસ્ અને ધમરાટ પ્રસરી રહ્યાં છે, છતાં કાળે કરીને, આપણી બેદરકારી અને ભુલોને પરિણામે, આપણે એનો સાચો ઉપભોગ કરી શકતાં નથી. આથી, આપણી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક અવનતિ થતી

ચાલી છે. આપણું આ સાહિત્ય, જ્ઞાન, કર્મ અને ભક્તિ, એ ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. જ્ઞાનમાર્ગ, કઠિન હોઈ અસિધારાવ્રત જેવો છે, એને માટે શરીર, મન અને આત્માની અદ્‌ભુત તપશ્ચર્યા જોઈએ. શરીર, શિથિલ અને નિર્બળ બન્યાં; મન તરંગી, અને અસ્થિર બન્યાં, આત્મા, શરીરની અને મનની બેહાલ સ્થિતિમાં લુપ્ત થઈ ગયો, એવા સંયોગોમાં, અસિધારાવ્રત જેવો જ્ઞાનમાર્ગ સમજવો–પચવવો બહુ મુશ્કેલ હોઈ તે માર્ગ તરફ આપણા સમાજનું દુર્લક્ષ વધારે હોઈ, આપણે તે માર્ગ બાજુએ રાખી, કેવળ ભક્તિમાર્ગ વિષે કંઈક વિચારીશું.

"ભક્તિ એટલે **પ્રભુ** નામ સ્મરણ કરી, પ્રભુને સમર્પણ થઈ જવું, એ એની સાચી વ્યાખ્યા છે. પરંતુ તે વ્યાખ્યા, જેટલી સરળ દેખાય છે એટલીજ પૂરેપૂરી સમજવી, અતિ કઠિન છે. પ્રભુ નામ સ્મરણ કરવું એટલે કેવળ પ્રભુને યાદ કર્યા કરવા, એટલુંજ નથી, પરંતુ જે પ્રભુએ, આ સમસ્ત બ્રહ્માંડને સરજી, ચોક્કસ નીતિ નિયમને આધીન રાખ્યું છે, તે નીતિ નિયમોને સમજી, તેને અનુસરવું, એમાં **પ્રભુ**નું સાચું નામસ્મરણ થયું કહેવાય છે. પ્રભુનું નામ યાદ કરવું અને કુદરતના ક્રમથી ઉલટી રીતે જીવન ગાળવું, એ વ્યવહારથી પ્રભુની ભક્તિ થઈ કહેવાય કે નહિ, તે મુશ્કેલ પ્રશ્ન છે. હું માનું છું કે, એ રાહે, પ્રભુની ભક્તિ થઈ કહેવાય નહિ અને પ્રભુ તે દ્વારા પ્રસન્ન પણ થાય નહિ.

"કુદરતનાં મુખ્ય તત્ત્વો, સત્ય, વ્યવસ્થા, નીતિ અને સેવા પરાયણતા, એનું અવલંબન, આપણે કરી શકીએ નહિ તો, પરમાત્મા તરફ આપણને સાચો પ્રેમ નથી અને આપણે તેની સાચી ભક્તિ કરતા નથી, એટલો જ એનો અર્થ થાય છે.

"અને શું પરમાત્મા આપણા આવા પોકળ વ્યવહારને નથી સમજી શકતો ? જરૂર સમજે છે અને તેથી જ આપણે, એનું નામ

સ્મરણ કાયમ કરી રહ્યા છીએ છતાં, આપણને એના સ્વરૂપની ઝાંખી થતી નથી, એનું કારણ પણ, આપણી આવી સાચી ભક્તિનો અભાવ છે, તે જ છે. ભાઈઓ અને બ્હેનો ! આપણાં ધર્મશાસ્ત્રોએ, આ ભક્તિમાર્ગનો મહિમા, અદ્દભુત રીતે ગાયેલો છે, છતાં આપણે મુદ્દાની વાતને ભુલી જઈ, આપણા જીવનના વ્યવહાર, ગમે તેવા પ્રમાદી હોય તોયે, તે જીવનની કોઇપણ જાતની સુધારણાનો પ્રયત્ન કર્યા સિવાય, કેવળ આપણને ઇષ્ટ લાગતું, પ્રભુ નામ સ્મરણ કરી, આપણી જાતને કૃતાર્થ થતી સમજીએ છીએ. આ રાહે, થતી કહેવાતી "ભક્તિ" કેવળ મનના સમાધાન માટે, સારી કહેવાય, પરંતુ તે સાચી નથી અને સાચું પરિણામ ઉપજાવી શકતી નથી તે ચોક્કસ છે. ઘણા સાધુ, સંતો અને વિદ્વાન્ પુરૂષોએ, આ કલિયુગમાં, ભક્તિમાર્ગને, વધારે મહત્ત્વ આપ્યું છે. અને તેનું કારણ મેં અગાઉ જણાવ્યું એમ, અત્યારે આપણાં શરીર, મન, અને આત્માની જે સ્થિતિ છે, એ સંયોગોમાં જ્ઞાનમાર્ગ કરતાં, ભક્તિમાર્ગ વધારે અનુકૂળ થઇ શકે એમ છે અને તેથી જ, એનો પ્રચાર વધ્યો છે. પરંતુ એમાં ઘણી સુધારણાની આવશ્યક્તા હોઈ, તે સુધારણા કયા પ્રકારની થવી જોઇએ, એનું દિગ્દર્શન, મેં, આ અગાઉ કરાવ્યું છે. આ પ્રસંગે, એક મારા વિદ્વાન્ મિત્રે, કલિયુગ અને ભક્તિમાર્ગ પરત્વે, એક સુંદર વાર્તા, મને કહી સંભળાવેલી, અત્યારે મને યાદ આવે છે. વાર્તા બહુ લાંબી હોઇ હું સવિસ્તર કહી શકું તેમ નથી, છતાં તેનો સંક્ષિપ્ત સાર, આપ સર્વેને કહી બતાવું છું.

"મારા આ મિત્રે, જણાવેલું કે" દ્વાપરયુગના અંતમાં મહાભારતનું ભયંકર અને પ્રખ્યાત યુદ્ધ થયું. તે પછીનો ઇતિહાસ તો તારા જાણવામાં છે. દ્વાપર પૂર્ણ થયો અને કલિયુગનો અમલ બેઠો. કલિયુગ એટલે અવળી ગતિ, સત્યયુગનાં આચરણોથી વિરૂદ્ધ વર્ત્તાવ, તે કલિયુગ. કલિયુગને પોતાના અમલ દરમ્યાન, લોકોમાં પોતાની સંપૂર્ણ

સત્તા જમાવવી હતી. લોકોના આચાર વિચાર કેમ ભ્રષ્ટ થાય તે તેની જીજ્ઞાસા હતી. એણે જ્યારે જાણ્યું કે, પોતાના અમલ દરમ્યાન પણ જો લોકો ભગવાનની સાચી ભક્તિ કરવા માંડશે તો, તેઓ સુખી થશે અને તરી જશે, વળી તેના અમલમાં ભક્તિમાર્ગ બળવત્તર થઈ જાય તો કુદરતી રીતે પણ, લોકોનું આકર્ષણ વધશે અને પરિણામે, એના અમલમાં પણ કદાચ સત્યયુગનાં પગલાં પડવા માંડશે, એ ભયથી એણે, પોતાના સાથીદારોની એક ચર્ચા પરિષદ્ મેળવી, લોકોમાં ભક્તિ ભલે વધે પણ તે સાચી ન વધે તે માટે કયા ઉપાયો યોજવા તે બદ્દલની વાટાઘાટ કરી. એના સાથીદારોએ એની મુંઝવણ મીટાવી દેવા માટે, એમનાં ફળદ્રુપ ભેજામાંથી અનેક યુક્તિઓ વહેતી કરી અને કલિયુગને સમજાવી. કલિયુગે એની સમક્ષ રજુ થયેલી, અનેક યુક્તિઓના ગુણદોષ અને સામર્થ્યનો વિચાર કરી લીધો. એ માર્ગે કામ લેવાથી, એના અમલનો વિજય છે, એમ એને લાગ્યા સિવાય રહ્યું નહિ. તે ખુશ થઇ ગયો. એણે પોતાના સાથીદારોને ધન્યવાદ આપ્યો, તેમજ તેમણે બતાવેલા રાહે કામનો આરંભ કરી, પૂરો પુરૂષાર્થ બતાવી દેવાની ઘોષણા કરી. કલિયુગે કહ્યું " મારા સાથીદારો ! તમોએ આજે મારી મુંઝવણમાં અપૂર્વ સહાય આપી મને મુક્ત કર્યો છે, તે માટે હું તમારી જેટલી પ્રશંસા કરૂં એટલી ઓછી છે. તમે મારા સાથીદારો છો, છતાં મારા "**કાકા**" કહેવાશો. જગત્ તમને "**કલિયુગના કાકા**"ના નામે ઓળખશે. કાકાઓ ! તમો પૈકી જે ચાર મુખ્ય છો, તે ચાર મુખ્ય દિશાઓમાં ચાલ્યા જાઓ, અને ત્યાં જઇ, આ પરિષદ્માં નક્કી થયા મુજબ, દરેક જણને ફાળે આવેલી કામગીરી બજાવવા કામે લાગી જાઓ અને મારા અમલનો સાચો સાક્ષાત્કાર કરી બતાવો."

અત્રે જ્ઞાનનિરંજન, બેત્રણ મીનીટ મૌન રહી, દરેકને સંબોધીને બોલ્યો "ભાઇઓ અને બ્હેનો ! આવી રીતે, મારા મિત્રના જણાવ્યા મુજબ, કલિયુગના કાકાઓ, કલિયુગની રજા લઇ, પોતપોતાના કાર્યને

માટે પોતપોતાની નિયતદિશામાં ચાલ્યા ગયા. મારા આ મિત્રે ત્યાર-પછીનો બાકીનો ભાગ, મને સંક્ષિપ્તમાં કહી સંભળાવ્યો, જે અત્યંત રસિક હતો. મારી જીજ્ઞાસા વધવા લાગી, ત્યારે તેણે એક વખત, પોતાને ઘેર આવી, તેણે આ સંબંધે લખેલું "કાકા પુરાણ" વાંચી લેવા જણાવ્યું. આ "કાકાપુરાણ" આખું કવિતામાં છે—તેનો થોડોક મહત્વનો ભાગ, હું, તમને વાંચી સંભળાવું છું," એમ કહી જ્ઞાન-નિરંજને પોતાના કોટના ખીસામાંથી કેટલાંક છુટાં પાનાં કાઢ્યાં અને વાંચવા માંડ્યું.

જ્ઞાનનિરંજનની વાણીમાં મીઠાશ અને પ્રતિભા બંને હતાં. શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈ સાંભળી રહ્યાઃ—

"કલિયુગના કાકા બધા,
લઈ આજ્ઞા કલિકાળની;
પંથે પળ્યા નિજકાર્ય કરવા,
પ્રેમ પ્રોત્સાહન ભરી;
આશા હતી, તેથી વધારે,
કાર્ય વેગ વધારવા;
નિજ બુદ્ધિબળને વાપરી,
ખૂબ ખંતથી મથતા હતા.—૧

એક કાકો ઉત્તરે,
બીજો વસ્યો જઈ દક્ષિણે;
જે પૂર્વમાં ખૂબ દોડતો,
તે જઈ વસ્યો છે પશ્ચિમે,
પશ્ચિમ મહિં પ્રકટ્યો હતો,
તે પૂર્વમાં આવી રહ્યો;
આવી રીતે એ કાફલો,
નિજ સ્થાનપર જામી રહ્યો—૨

અકેકેક કાકાને હજારો,
　　　　શિષ્ય સેવામાં હતા,
પ્રત્યેક શિષ્ય પળેપળે,
　　　　નવલાં સ્વરૂપ ધરતા હતા;
આથી હજારો શિષ્યનાં,
　　　　લાખો સ્વરૂપો ઝળકતાં;
કલિયુગની મીઠી પ્રસાદી,
　　　　જગતને ધરતાં હતાં.—૩

કામ ચાલ્યું ખૂબ વેગે,
　　　　ખૂબ હૈયાં ધબકતાં;
પ્રત્યેક પગલે, નવીન રચનાથી,
　　　　હૃદય વહેતાં હતાં;
કલિયુગથી કાકા ચઢયા,
　　　　કાકાથી પણ, શિષ્યો ચઢયા;
શિષ્યોથી પણ, શિષ્યોની માયાનાં,
　　　　પડળ આગળ વધ્યાં.—૪

આવી રીતે, આ કાફલાનું,
　　　　કામ આગળ ચાલતું;
જોઇ, થયો કલિયુગ ખુશ જ
　　　　ખૂબ બહુ સારૂં થયું,
એણે, થતું આ કાર્ય જોવા,
　　　　એક દિન ઇચ્છા કરી;
ઉત્તર દિશાએ પરવર્યો,
　　　　આનંદથી આગળ વધી.—૫

તે, તે દિશામાં કામ કરતા,
　　　　મુખ્ય "કાકા"ને મળ્યો;

અહેવાલ પૂછ્યા પ્રવૃત્તિના,
શો તમે ધંધો કર્યો ?
એણે કહ્યું" મેં તો બનાવ્યું,
કારખાનું ભક્તિનું;
વિસ્તૃત ખૂબ કર્યું અને,
ખૂબ વેગથી ચાલી રહ્યું.—૬

મેં રચી છે જે કળા,
કે આદરી છે, જે વિધિ:
અદ્ભૂત ને આશ્ચર્યકારક,
જગતને પડતી સીધી,
બહુ પ્રેમથી, લાખો હજારો,
કામ કરવા આવતા;
સંખ્યા સતત વધતી રહીને,
કારખાનું ખીલવતા—૭

આવ્યા બધા ઉત્સાહથી,
બળ બુદ્ધિ ને શક્તિ લઈ;
પણ જાળ એવી પાથરી કે,
કાઈપણ છટકયો નહિ:
સાચું સ્વરૂપ ભુલી શકે,
કર્ત્તવ્ય ને કર્મો ચુકે;
એવા હજાર પ્રકાર ભકિતના,
બનાવ્યા આપણે—૮

નિશદિન નવલી ભકિતના,
લાખો પ્રયોગો થાય છે;
મારા સમર્થ શિષ્ય બિચારા;
બહુ ઉત્સાહને,

આવેશથી તનતોડ મહેનત,
એ પ્રયોગોમાં કરે;
ત્યાં આપ, જો જઈને જુઓ,
સ્વામી ! ખરી સમજણ પડે.—૯

કલિયુગ બોલ્યો" ચાલ કાકા !
આપણે જઈ જોઈએ;
સંતોષકારક કામ જોતાં,
હૈયું મારૂં હરખશે,

કલિયુગને કાકા પછી,
તે કામ જોવાને ગયા;
એ કારખાનામાં બધા,
ખૂણે ખૂણે ઘુમતા રહ્યા.—૧૦

કલિયુગ, પૂછે પ્રશ્નને,
"કાકા" ખુલાસાઓ કરે;
એવી રીતે, એ કારખાનું,
જોઈ, કલિ, ખૂબ જ હસે.
"શાબાશ ઓ કાકા ! તમારાં,
કામ ખૂબ અદ્ભૂત છે;
આશા નહોતી કામ એવું,
આજ, અહિં દેખાય છે !—૧૧

સાચી ભક્તિ, સાચી શક્તિને,
તમે નાંખી હણી;
એ જોઈ હું આજે પ્રસન્ન,
થયો છું, આ યુગનો ધણી.
પરમાત્માનું નામ રાખ્યું,
વાણીના વિલાસમાં;

મન આત્મને સ્પર્શે નહિ,
એ જોઈ હું ઉલ્લાસમાં—૧૨
સંતો અને સાધુ તણી,
પ્રતિજ્ઞા હવે સચવાય નહિ;
એવી ઘડી જે યોજના,
તે સ્હેજ પણ વિસરાય નહિ,
માયાથી પર રહેનારને,
માયા મહિં વ્હેતા કર્યા;
આ કારખાનાનું ખરૂં,
આ કાર્ય સાચે શોભતું—૧૩
બ્રહ્મત્વમાં ક્ષત્રી તણું,
વિષ ભેળવી શુદ્રો ઘડયા;
ક્ષત્રીતણું આ બાટલીમાં,
સાચવ્યું કાયરપણું,
એમાં ઉમેરી વિષ બ્રાહ્મણનું,
તમે વૈશ્યો ઘડયા;
ને એ બધાંને શીખવી,
ભક્તિ તમે આ ઘાટની—૧૪
નાચે ભલે, કુદે ભલે,
આવેશ ઉપર આણવા;
લે નામ "હરિહર" "રામ"નું,
પણ, આત્મને નહિ સ્પર્શવા,
ના હૃદયને, ના જીવનને,
હાલે નહિ એકકે અણુ;
દેખાવ મોટા થાય પણ,
પોલાણ એમાં પ્રલયનું !—૧૫

પરમાત્માના નામનો,<br>
આવેશ ઉપર જેટલો;<br>
પાખંડનો ત્યાં પ્રકટ પડઘો,<br>
માનવાનો એટલો;

ના આત્મને–પરમાત્મને,<br>
એ કાંઈ રીઝવવા મથે;<br>
શ્રોતા રીઝે કે ના રીઝે,<br>
એ [illegible] એને છે—૧૬

દીલમાં દયા એને નથી,<br>
હૈયે કરુણાયે નથી,<br>
કે ધર્મ કે નીતિ તણા,<br>
સિદ્ધાંતની પરવા નથી;<br>
બ્રહ્મચર્ય, યમ નિયમ તણાં,<br>
બંધન બધાં છૂટાં કર્યાં;<br>
એ નાચશે, જગ નચવવા,<br>
કે જગતમાં મોટો થવા—૧૭

મોટાઈમાં એને મળે છે,<br>
માત્ર સ્તુતિ જગતની;<br>
એ સ્તુતિ, પણ ઉપર ઉપરની,<br>
એક બીજાને લઈ;

એક બીજાને લઈ કે,<br>
એક બીજાને કહી;<br>
મિથ્યા સ્તુતિને માનથી,<br>
મોટાઈ તે ખૂબી નવી !—૧૮

એને કહે બીજો,<br>
તમે તો ખૂબ મોટા છો !

તમે તો ખૂબ સારા છો,
તમે તો ખૂબ જ્ઞાની છો !
તમે તો ખૂબ ડાહ્યા છો,
તમે તો વેદની વાણી,
તમોએ જે કર્યું તે તો,
કદી ના કોઈ કરી જાણે!—૧૯

તમે તો આ ભજન ગાયાં,
તમે તો પ્રેમથી નાચ્યા;
તમે ખૂબ પ્રેમથી કુદ્યા,
પ્રભુ ચરણે યે આળોટયા !—૨૦

અહર્નિશ આપને કંઠે,
સતત શોભી રહી માળા;
તમારો વેષ ભક્તિનો,
તમારા જ્ઞાનની જવાળા !—૨૧

ભજન જ્યારે કરો ત્યારે,
તમે આંસુ વહાવો છો !
તમે કરતાલ કે ચીપલાકના,
પડઘા ગજાવો છો !—૨૨

તમે આંખો નચાવો છો,
તમે હૈયું નચાવો છો,
તમે કફની સજાવો છો,
તમે કફની બનાવો છો !—૨૩

"કહે બીજો, ખરૂં એ છે"
પરંતુ આપ આપજ છો !

અમારી દૃષ્ટિએ, શક્તિ
તમારી, તો અમાપજ છે!—૨૪

તમે, જ્યારે મધુર કંઠે,
પ્રભુનાં ગીત ગાઓ છો,
તમે ઉત્તર અને દક્ષિણ
તણા, પડદા હલાવો છો!—૨૫

પ્રભુ પ્રત્યક્ષ જાણે હોય,
એવી આપને મુર્છા,
ભલા! ભક્તિતણા રસ,
રેલતાં, ઉભરાઇ આવે છે!—૨૬

તમારા પ્રેક્ષકોમાં હોય છે,
જ્યારે ઘણી સ્ત્રીઓ,
તમે ખૂબ ખુશ થઈ ત્યારે,
બધી શક્તિ બતાવો છો!—૨૭

તમે થઈ કા'ન નાચો છો,
અને ગીત ગોપીનાં શોધી,
ચતું છે કા'ન તોયે,
ખૂબ ખંતે રોજ ગાઓ છો!—૨૮

તમોએ તો લખેલાં છે,
હજારો શ્રી હરિભજનો;
તમારૂં જ્ઞાન ગાઇને,
તમે તમને રીઝાવો છો!—૨૯

તમે છો ભક્તિના ભૂવા,
. તમારાં અંગ ધૂણે છે;

છતાં ઝોળી તણી માયા,
તમારા ઘર ભણી વ્હે છે!—૩૦

તમારી ઝોળીનાં,
અદ્ભૂત જાદુ પાર ના પામું,
તમારી ઝોળીમાં,
દેખાય છે દીલદારના સીક્કા!—૩૧

તમારા જ્ઞાનનું વર્ણન,
અમારાથી થવાનું ના;
તમારા કાર્યની સ્તુતિ,
અમારાથી ગવાશે ના!—૩૨

કહે ત્રીજો " ખરૂં એ છે,
જગતમાં જીવવું એવું;
ઉપર સારા ગણાવાનું,
ભલે 'રે' પોલ અંદરનું!—૩૩

પ્રભુનું નામ ગાવામાં,
કળા ના હોય જો ખીલવી;
કળાવિદ્ પ્રેક્ષકોમાં,
પ્રેમનાં ઝરણાં વહે ક્યાંથી?—૩૪

પ્રભુનું નામ ગાવાથી,
પ્રભુનાં થાય ના દર્શન;
કદી તો કેમ ના કરવું,
પ્રદર્શન-પ્રેમનું દર્શન?—૩૫

પ્રભુભક્તિથી રીઝે છે,
પ્રભુ શી ખાત્રી એની?

અહિં તો સુખનાશો,
ખૂબ રીઝે લાભ મોટો છે !—૩૬

બધા ઉધાર ધંધામાં,
નગદ સોદો જગત્‌નો છે,
જગત્‌ને જાળમાં લેઇ,
મસળવું એજ ખૂબી છે !—૩૭

જગત્‌ મોટું છતાં ચોટી,
ભલા ! ખૂબ ટુંકી છે એની;
પકડવા ભક્તિનાં બ્હાનાં,
વિના બીજી નથી સિદ્ધિ !—૩૮

મળે છે છુટથી સ્ત્રીઓ,
પુરૂષો એજ બ્હાના પર;
ભરાતી ભક્તની ઝોળી,
કદાચિત્‌ એજ બ્હાનાપર !—૩૯

મળે ચ્યાપાણી કે મિષ્ટાન્ન,
કે કંઈ પાનબીડી ત્યાં;
મળે સેવા કદી મહોબત,
કદાચિત્‌ સાથ કે સાજન !—૪૦

કદાચિત્‌ મિત્ર કે મહાજન,
કદાચિત્‌ સંતનો સંગમ;
કદાચિત્‌ પેઢીઓ જામે,
કદાચિત્‌ દ્રવ્યનાં દર્શન !—૪૧

યુવાનીનો બધો આદર્શ,
ફળવાની મળે છે તક;

કદાચિત્ પ્રૌઢ ઉમ્મરમાં,
નવું જોબન જગાવે છે!—૪૨

ભલા! ભકિત બની છે,
જ્યાં બહુ સ્હેલી અને સુંદર;
કળામય ને કવિતામય,
ન સેવો કેમ આડંબર?—૪૩

ખરા ભક્તો રહે ખૂણે,
કદી ના બ્હાર તે આવે;
પછી આવી કળાઓનાં,
થવાનાં રોજ ક્યાં દર્શન?—૪૪

ખરા ભક્તો કરે ભક્તિ,
ખરી કે અન્યને રીઝવે?
પ્રભુનો પ્રેમ શોધે કે,
જગત્નાં ઝુંડને રીઝવે?—૪૫

ભલે રે' એ બિચારા,
જઇ બધા ગીરનાર કે આબુ;
જગત્ જેવું ભગત તેવા,
બને છો, ભક્તિનાં પ્યાદું!—૪૬

બને ત્યાં સુધી બીજાંને,
સતત ભ્રમણા મહિં રાખે,
કરે તે કંઇ બતાવે કંઈ,
મળે જે માલ તે સાધે!—૪૭

બનાવ્યો વેષ ભક્તિનો,
ટપકતી ભક્તિ શા માટે?

વહાવ્યાં ભક્તિનાં આંસુ,
ગણો શું ભક્તિને માટે ?—૪૮

અમારૂં લક્ષ્ય જુદું છે,
અમારૂં ધ્યેય જુદું છે;

અમોએ જે કર્યું છે કે,
કરીશું તે નિરાળુ છે ! "—૪૯

જ્ઞાનનિરંજન, "કાકાપુરાણ"નો આટલો ભાગ, એના શ્રોતા વર્ગને સંભળાવી મૌન રહ્યો. એણે તે પાનાં પોતાના ખીસામાં મૂકી દીધાં અને કલ્યાણદાસ પાસે ઠંડા પાણીની માગણી કરી. પાણી પીધા પછી તેણે પ્રવચનનો ઉપસંહાર કરતાં જણાવ્યું:—" ભાઈઓ અને બ્હેનો ! મારા આ મિત્રે લખેલા "કાકાપુરાણ"નો ઉદ્દેશ ગમે તે હોય, પણ એમાંથી, એક વાત તો સ્પષ્ટ થાય છે કે ભક્તિમાર્ગને એના યથાર્થ સ્વરૂપમાં સમજવામાં ન આવે તો, આપણે એ રાહે, આપણા આત્માનો ઉદ્ધાર, કરી શકતા નથી. પ્રભુ અને તેણે સમસ્ત બ્રહ્માંડમાં યોજેલા, એના ડહાપણ ભરેલા કાર્યક્રમને, સારી પેઠે સમજી, તે પ્રમાણે જીવન વ્યતિત કરવાનો પ્રયત્ન કરો, તેમજ તેને સમર્પણ થઇ જાઓ, તો હું ધારૂં છું કે આપણે પરમાત્માના સાચા ભક્ત થઇ શકીએ અને પરમાત્મા આપણા ઉપર પ્રસન્ન રહે. આપ સર્વેએ, મારૂં આ પ્રવચન, શાન્તિપૂર્વક જીજ્ઞાસાસહ સાંભળ્યું છે, તે માટે આપનો આભાર માની, મારૂં પ્રવચન સમાપ્ત કરૂં છું. "

જ્ઞાનનિરંજન મૌન થઈ બેસી રહ્યો. જ્ઞાનનિરંજનનું પ્રવચન સમાપ્ત થયા પછી, નક્કી કરેલા કાર્યક્રમ પ્રમાણે, તેને ફુલહાર પહેરાવવામાં આવ્યા. ત્યારબાદ ચ્હા આવી. ત્યાં હાજર રહેલાં તમામ મનુષ્યોને ચ્હા આપવામાં આવી. પાન સોપારી રજુ થયાં. જ્ઞાન-નિરંજને કલ્યાણદાસના આગ્રહથી ચ્હા લીધી. પાનસોપારી પણ

લીધાં. ધીમે ધીમે માણસો વીખરાવા લાગ્યાં. દરેક જણ જ્ઞાનનિરંજનને, દૂરથી નમસ્કાર કરતું પોતપોતાને ઘેર ગયું. માત્ર પ્રેમદુલારી, સુધા અને કલ્યાણદાસના બે અંગતમિત્રો હજુ ત્યાંથી ઊઠયાં ન્હોતાં. બધાંઓના વીખરાયા પછી, કલ્યાણદાસના બે મિત્રો, કલ્યાણદાસની પત્ની હીરા, પ્રેમદુલારી અને સુધા, જે પહેલાં દૂર બેઠેલાં હતાં; તે, જ્ઞાનનિરંજનની ગાદી સામે, નજીક આવીને બેઠાં. કલ્યાણદાસે બધાંનો પરિચય કરાવવા માંડયો.

હીરા સામે અંગુલિ નિર્દેશ કરી એણે જણાવ્યું. "આ મારાં પત્ની છે."

"નમસ્તે બ્હેન!" જ્ઞાનનિરંજને હીરા સામે હાથ જોડી નમસ્કાર કર્યા.

"નમસ્તે!" હીરાએ નમસ્કારનો પડઘો પાડયો.

પોતાના મિત્ર રામદાસ સામે જોઇ, કલ્યાણદાસ બોલ્યો "આનંદપુરમાં આવ્યા બાદ, મારે જેમની સાથે પ્રથમ પરિચય થયેલો અને જે દિનપ્રતિદિન ગાઢ થતો રહ્યો છે, તે મારા મિત્ર રામદાસ છે. તેઓ બહુ સાત્વિક છે. મારા તરફ એમનો અદ્ભૂત પ્રેમ છે. તેઓ ઠીક ઠીક વ્યાપારી છે. અહિંની મારી પ્રવૃત્તિમાં તેઓ સહાયક છે!"

"નમસ્તે! રામદાસભાઈ!"

જ્ઞાનનિરંજને રામદાસને નમસ્કાર કર્યા. રામદાસે પણ હાથ જોડી એ નમસ્કાર ઝીલ્યા

ચન્દ્રકાન્તનો પરિચય કરાવતાં કલ્યાણદાસે કહ્યું "એમનું નામ ચન્દ્રકાન્ત, તેઓ અત્રે સરકારી નોકરીમાં છે. બહુ ઉત્સાહી છે. રામદાસ જેવા સાત્વિક છે, તેમજ વિદ્વાન્ છે. એમનો પણ મને સારો સાથ છે!"

"નમસ્તે! ચન્દ્રકાન્તભાઇ!" જ્ઞાનનિરંજન, ચન્દ્રકાન્તને નમસ્કાર કરી, એકાદ મીનીટ તેની સામે જોઇ રહ્યો. ચન્દ્રકાન્તે પણ જ્ઞાનનિરંજને હાથ જોડી સામા નમસ્કાર કર્યા.

પરિચય કરાવવામાં હવે બાકી રહ્યાં; પ્રેમદુલારી અને સુધા. પહેલાં પ્રેમદુલારીનો વારો આવ્યો.

"એમનું નામ પ્રેમદુલારી બા! તેઓ મારી પડોશમાં રહે છે. પરમાત્માનો એમના ઉપર બધી રીતે અનુગ્રહ છે. સત્સંગ અને પ્રભુભક્તિનાં બહુ અનુરાગી છે. એમનું હૃદય, બહુ ભાવિક અને પ્રેમાળ છે. મને, તેઓ પોતાના સગાભાઇની માફક રાખે છે. બે પૈસે સુખી છે. પરમાત્માનું નામ, ધર્મકાર્ય અને સેવા ભાવનાની, એમને ઘેલછા લાગી છે."

જ્ઞાનનિરંજન, આ બધું ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. તે થોડીક ઘડી પ્રેમદુલારીની, ભવ્ય મુખમુદ્રા સામે જાણે એના હૃદયનું માપ ન કાઢતો હોય, એવી વેધક દ્રષ્ટિએ જોઇ રહ્યો અને ત્યાર બાદ પ્રેમદુલારી સામે હાથ જોડી "નમસ્તે પ્રેમદુલારી બા" એમ કહી નમસ્કાર કર્યા.

"નમસ્તે જ્ઞાનનિરંજનભાઇ!"

પ્રેમદુલારીએ તેની સામે હાથ જોડી શીર્ષ નમાવી નમસ્કાર કર્યા. "આજે બહુ આનંદ થયો! આજે જે સત્સંગ થયો, તે જીંદગી સુધી, ભુલાય એવો નથી! ધન્ય છે આપને!" પ્રેમદુલારીએ જ્ઞાનનિરંજનની પ્રશંસા કરતાં આગળ ચલાવ્યું "આપે, જે જે વાતો કહી તેવી વાતો આ અગાઉ સાંભળી ન્હોતી!" પ્રેમદુલારી, આટલું બોલી મૌન રહી, તોયે તેની ઇચ્છા, વાતચિત આગળ વધારવાની હતી. પણ તેનું અવલંબન, જ્ઞાનનિરંજનના વલણ ઉપર હતું. જ્ઞાનનિરંજને, પ્રત્યુત્તરમાં માત્ર સ્મિત કર્યું અને આભારદર્શક શીર્ષ ધુણાવ્યું. આથી પ્રેમદુલારી આગળ બોલી શકી નહિ. તેણે તે પળે મૌન રહેવું યોગ્ય માન્યું.

હવે સુધાનો વારો આવ્યો. સુધા, આ બધું શાન્ત ચિત્તે જોઈ રહી હતી; સાંભળી રહી હતી. જ્ઞાનનિરંજનની વાણી, એની ભવ્ય મુખમુદ્રા, આકર્ષક આંખો અને ઉચ્ચ પ્રકારનો વિનય-વિવેક જોઈ એને જ્ઞાનનિરંજન તરફ, સાચો પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો. તે વારે વારે જ્ઞાનનિરંજનને જોયા કરતી. એના હૃદયમાં, કોઈ એક નવા પ્રકારનો ઉત્સાહ અને આનંદ ઉત્પન્ન થયો હતો. "આ બ્હેનનું નામ સુધા! તે આ પ્રેમદુલારીબાની દીકરી છે! માતાના જેટલીજ, તે, ભાવિક અને પ્રેમાળ છે. જ્ઞાન અને સત્સંગની જીજ્ઞાસુ છે! એના સંસ્કાર અને આત્મા ઉચ્ચ પ્રકારનાં છે!"

કલ્યાણદાસે, સુધાનો પરિચય કરાવતાં જ્ઞાનનિરંજને કહ્યું.

"નમસ્તે સુધાબ્હેન!" જ્ઞાનનિરંજને, સુધા સામે જોઈ નમસ્કાર કર્યા.

"નમસ્તે!" સુધાએ, હાથ જોડી પ્રત્યુત્તર વાળ્યો અને જ્ઞાનનિરંજન સામે, જીજ્ઞાસુ દ્રષ્ટિએ જોઈ રહી. જ્ઞાનનિરંજન પણ, તેની સામે જોઈ રહ્યો હતો.

"ત્યારે હવે મને રજા છે, કલ્યાણદાસભાઈ?"

જ્ઞાનનિરંજને, પોતાની દ્રષ્ટિ કલ્યાણદાસ તરફ ફેરવી પૂછ્યું.

"જેવી આપની ઈચ્છા!"

કલ્યાણદાસે, પ્રત્યુત્તર વાળ્યો.

"કેટલા વાગ્યા?"

"લગભગ અગીયાર!"

"ત્યારે તો હવે મારે જવું જોઇએ! આજે બહુ મોડું થઈ ગયું!"

"એ તો એમજ હોય! કોઈ વખતે સત્સંગમાં મોડું પણ થઈ જાય!" પ્રેમદુલારીએ, કલ્યાણદાસ કંઈ પ્રત્યુત્તર વાળે, તે અગાઉ વચ્ચે કહી નાંખ્યું.

" ના, ના, એની કંઈ ચિંતા નથી. આ તો હું સ્વાભાવિક કહું છું ! "

જ્ઞાનનિરંજને, પ્રેમદુલારી સામે જોઈને પ્રત્યુત્તર વાળ્યો.

" હવે ફરી ક્યારે આવશો ? " પ્રેમદુલારીએ, નવો પ્રશ્ન કર્યો.

" તેનું અત્યારે શું કહી શકાય ? "

" તોયે ? "

" પરમાત્માની પ્રેરણા થાય ત્યારે. બાકી હું, આવી રીતે કોઈને ત્યાં વારંવાર જતો નથી એટલે કલ્યાણદાસભાઈને ત્યાં ફરી ક્યારે આવીશ, તે કહી શકતો નથી ! "

" એટલે હવે, આ બાજુ નહિ આવો ? "

સુધા, જે મૌન બેસી રહી હતી, તેણે, જ્ઞાનનિરંજનનો આવો કઠોર પ્રત્યુત્તર સાંભળી વચ્ચે પૂછી લીધું.

" ના, ના, મારૂં કહેવું એવું નથી, માત્ર ક્યારે અવાય તે કહી શકતો નથી. આ બાજુ આવવાની ના નથી. કલ્યાણદાસભાઈને પૂછશો તો ખબર પડશે કે, આજે લગભગ બાર પંદર માસથી, તેમનો આગ્રહ હતો, ત્યારે આજે આવી શક્યો છું અને હવે ક્યારે આવી શકીશ, તે અગાઉથી જણાવી શકતો નથી ! "

" એટલે એનો અર્થ તો એજ થાયને ? " સુધાએ કહ્યું.

" અર્થ તો પછી જે નીકળતો હોય તે ખરો. બાકી મારા કથનનું તાત્પર્ય એવું નથી ! "

જ્ઞાનનિરંજન, સુધા સામે જોઈ, એને પ્રત્યુત્તર વાળતો બોલ્યો.

" ત્યારે, આ સત્સંગ અને આ પરિચય આટલેથી અટકી જશે ? "

પ્રેમદુલારીએ, સુધાએ ઉપસ્થિત કરેલા પ્રશ્નને, નવેસરથી રજુ કર્યો.

" ના, સત્સંગ અને થયેલા પરિચય, હૃદય નિખાલસ અને પ્રેમાળ હોય, તો બહુ વખત ન મળી શકાય તોયે અટકી પડતા નથી ! "

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"ના, ના, એ વાત માનવા જેવી નથી." ચન્દ્રકાન્ત, જે અત્યાર સુધી મૌન રહી, આ વાતચિત સાંભળી રહ્યો હતો, તેણે પ્રેમદુલારીને મદદ કરતાં કહ્યું. "Out of Sight is out of mind" એ ઈંગ્રેજી કહેવત (દ્રષ્ટિથી દૂર તે હૃદયથી પણ દૂર) કંઈ ખોટી નથી!"

"કદાચ ખરી હશે!" જ્ઞાનનિરંજને ચર્ચા આગળ વધતી અટકાવી ટુંકામાં પતાવ્યું. એને લાગ્યું કે કલ્યાણદાસની માફક, પ્રેમ-દુલારી, સુધા, રામદાસ અને ચન્દ્રકાન્ત એનો પરિચય વધારવા માગતાં હતાં અને તે પરિચય તો ત્યારેજ વધી શકે કે, તે જ્યારે તેઓ બધાંને ત્યાં અવારનવાર જતો આવતો થાય ત્યારે. માણસની પાત્રતાનો નિર્ણય કર્યા સિવાય પરિચય વધારવો, તે તેની પ્રકૃતિ અને સિદ્ધાંતની વિરૂદ્ધ હતું, છતાં એણે, પોતાના અનિશ્ચિત પ્રત્યુત્તરે સુધાના હૃદયમાં ખિન્નતા ઉત્પન્ન કરી હતી, તે જોઈ લીધું અને તેનું હૃદય દ્રવ્યું. સુધા તરફ એના હૃદયમાં આજે કોઈ ન સમજી શકાય એવા કારણસર સહાનુભૂતિ ઉત્પન્ન થઈ હતી. આ સહાનુ-ભૂતિએ, એના તરફ પક્ષપાત ઉત્પન્ન કર્યો. તે સુધાને નિરાશ કરવા રાજી ન્હોતો. તેણે બધાંને સંબોધીને જણાવ્યું "મારા તરફની તમારી આવી ઉત્કટ મમતા જોઈ મારૂં હૃદય તમારા તરફ ખેંચાયેલું રહેશે. તમો બધાં મારો પરિચય વધારવા માગો છો અને મારાં મિત્ર થવા ઈચ્છો છો, તો હું તેની ના પાડી શકતો નથી. હું અવારનવાર ભાઈ કલ્યાણદાસને ત્યાં આવતો રહીશ. હું આવું ત્યારે તમે બધાં એમને ત્યાં આવી મને મળી શકો છો અને મારો પરિચય વધારી શકો છો. એ સમયે સત્સંગ અને જ્ઞાનની ચર્ચા સિવાય આપણો કિંમતી સમય બીજી વ્યવહારિક ભાંજગડમાં વેડફાઈ ન જાય, એટલું સંભાળશો તો હું તમારો ઉપયોગી સાથી બની શકીશ. લ્યો,

હું હવે રજા લઉં છું અને આપ સર્વેના મીઠા સદ્ભાવ માટે મારી હાર્દિક મીઠી લાગણી વ્યક્ત કરૂં છું !"

જ્ઞાનનિરંજન, આ શબ્દો બોલતો ઉભો થયો. કલ્યાણદાસ, રામદાસ અને ચન્દ્રકાન્ત પણ તેની સાથે ઉઠયા.

જ્ઞાનનિરંજનને જતો જોઈ, સુધા અને પ્રેમદુલારી બંને હાથ જોડી બોલી ઉઠયાં " નમસ્તે ! જ્ઞાનનિરંજનભાઈ ! "

" નમસ્તે ! નમસ્તે ! "

જ્ઞાનનિરંજને પોતાને ઘેર જતાં જતાં કહ્યું. કલ્યાણદાસ અને તેના સાથીઓ તેને પોળના નાકા સુધી વળાવી આવ્યા. સુધા અને પ્રેમદુલારી જ્ઞાનનિરંજનના ગયા પછી પોતાને ઘેર જઈ સુઈ રહ્યાં.

## પ્રકરણ ૮
## રાત્રિની યાતના

સુધા, રાત્રિનો આરામ લેવા પથારીમાં તો પડી, પણ કોણ જાણે કેમ મોડી રાત સુધી એને નિદ્રા આવી નહિ. અગીયાર સવા-અગીયાર વાગ્યે ઘેર આવી સુવાની તૈયારી કરી તે દરમ્યાનમાં મધ્ય રાત્રિ થઈ ગઈ હતી. એક થયો, બે થયા અને ઘડીયાળમાં ત્રણના ટકોરા વાગતા પણ તેણે સાંભળ્યા; ત્યાંસુધી પણ એની આંખો મળી નહિ. તે પથારીમાં આમ તેમ પાસાં ફેરવી આળોટે પણ નિદ્રાદેવીએ એને પોતાના મીઠા અંકમાં લેવાની કૃપાદૃષ્ટિ બતાવી નહિ. એને આ રાતની પોતાની આ સ્થિતિ અસહ્ય લાગી. વળી નિદ્રા ન આવવાનું કારણ પણ તે સ્પષ્ટ સમજી શકી નહિ—તેને એમ તો લાગ્યું કે પોતે કોઈ જાતના વિચાર વમળમાં પડી ગઈ હતી, પરંતુ આ વિચારો શા હતા, તે તેને સ્પષ્ટ જણાતા ન્હોતા; છતાં કલ્યાણદાસને ત્યાં થઈ ગયેલું જ્ઞાનનિરંજનનું પ્રવચન એના કર્ણોમાં વારંવાર ગુંજતું હતું, તેમ તેની ભવ્ય મુખમુદ્રા, એની દૃષ્ટિ સમક્ષ તરવરતી હતી. એ વ્યક્તિ અને એના પ્રવચનમાં એવું તે શું હતું કે તે પોતે આજે મીઠી નિદ્રા ગુમાવી બેઠી હતી? આવા અનેક પ્રશ્નો એના મનમાં ઉઠતા હતા, પરિણામે ઉંઘવાના એના બધા પ્રયત્નો લગભગ સાડા ત્રણ વાગ્યા સુધી પણ નિષ્ફળ જવાથી, તે બહુ કંટાળી ગઈ અને પથારીમાં બેઠી થઈ બત્તી કરી ઠંડુ પાણી પી પાછળથી બત્તી બંધ કરી; એની માતા પ્રેમદુલારી સુતી હતી, તે ખંડ તરફ ગઈ. એનો વિચાર આવી સ્થિતિમાં માની સોડમાં સુઈ જઈ ઉંઘ મેળવવાનો હતો. પ્રેમદુલારી ગાઢ નિદ્રામાં પડી હતી. સુધાએ એને જગાડવાનો વિચાર પડતો મુકયો. તે તેની જોડે પથારીમાં સુઈ ગઈ. તેણે ગમે તેટલી સાવચેતી, પગરવ, હીલચાલ અને સ્પર્શ ન થઈ જવાની રાખી છતાં તે બધું થઇ ગયું. પ્રેમદુલારી જાગી ગઇ અને ચમકીને બોલી.

"કોણ ?" "એતો હું સુધા" સુધાએ, પ્રેમદુલારીને ઝબકીને પથારીમાંથી બેઠી થતી અટકાવીને, એનો હાથ પકડીને જણાવ્યું.

"ત્યાં સુઈ રહી હતીને અહિં કેમ આવી ?"

પ્રેમદુલારીએ સુધાને પોતાની પાસે ખેંચતાં પૂછ્યું.

"કોણ જાણે બળ્યું એવું શું થઈ ગયું કે અત્યાર સુધી ત્યાં મને ઉંઘજ આવી નહિ. બહુ બહુ પ્રયત્ન કર્યા, પણ એક મીનીટ પણ આંખો મળી નહિ. છેવટે બહુ મુંઝાઈ અને કંટાળો આવતાં હું તારી જોડે સુવા આવી. એવી આશાએ કે બાની હુંફમાં ઉંઘ આવી જશે ! બા ! આજે તો એવું થાય છે કે ઉંઘ કેવી હશે તે પણ સમજાતું નથી !"

સુધાએ ત્યાં આવવાનું કારણ સ્પષ્ટ રીતે સમજાવ્યું.

"એમ કેમ સુધા ! આજે એવું શું થયું કે અત્યાર સુધી ઉંઘ ન આવી ?"

પ્રેમદુલારીએ સુધાને પોતાની હુંફમાં લઈ એના કપોલપ્રદેશ ઉપર પોતાનો હસ્ત પ્રેમથી ફેરવતાં પૂછ્યું.

"બા ! એજ મને આજે સમજાતું નથી કે મને એવું તે શું થઈ ગયું કે આજે મારી ઉંઘ ઉડી ગઈ !"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"વળી કાંઈ આડા અવળા વિચારમાં પડી ગઈ હશે !"

"નારે બા ! મેં કંઈજ વિચાર કર્યા નથી. મારે શા વિચાર કરવાના હોય ?"

"ત્યારે પછી ઉંઘ કેમ ન આવે ? કંઈ અજંપો કર્યો હશે !"

"તું ગમે તે કહે પણ મેં એવું કંઈજ કર્યું નથી !"

"વિચાર કંઈજ નહિ છતાં ઉંઘ નહિ એ આશ્ચર્ય !"

પ્રેમદુલારીને આશ્ચર્ય થયું. તેણે આગળ ચલાવ્યું.

"ચાલ, હવે આંખો મીંચી, જો કોઈ જાતના વિચાર આવતા હોય તો કાઢી નાંખ એટલે થોડી વારમાં ઉંઘ આવી જશે."

પ્રેમદુલારીએ આટલું બોલી સુધાને પોતાની સોડમાં લીધી અને એના શરીર ઉપર પોતાનો પ્રેમાળ હાથ ફેરવવા લાગી.

"કેમ સુધા! ઉંઘ આવી?"

આ સ્થિતિમાં અર્ધોએક કલાક પ્રસાર થઈ ગયા બાદ પ્રેમદુલારીએ સુધા ઉંઘી કે નહિ એની ખાત્રી કરવા સુધાને પ્રશ્ન કર્યો.

"ના, બા, નથી આવી. હું તો હજુ જાગતી પડી છું!" સુધા જાગતી પડી હતી તે બોલી ઉઠી.

"તે તને થાય છે શું? આજે તો તેં હદ કરી?"

"એનીજ મને ખબર પડતી નથી. હજુ પણ એટલું તો ખરૂં કે મારા મગજમાં પેલા જ્ઞાનનિરંજનભાઈનું પ્રવચન ગુંજ્યા કરે છે! બા! પ્રવચન કેવું હતું?"

"ત્યારે એ પ્રવચનની મ્હોંકાણ છે એમ કહે ને?"

પ્રેમદુલારી કંઈક કંટાળીને બોલી "ઉંઘતી નથી અને ઉંઘવાયે દેતી નથી. પ્રવચન થવાનું હતું તે સમયે થઈ ગયું." પ્રેમદુલારીએ આગળ ચલાવ્યું "અને સાંભળનારે સાંભળ્યું. હવે આટલી મોડી રાતે એ તને શાનું યાદ આવે છે? કહેનાર કહી જાય અને સાંભળનાર સાંભળી જાય, એમાં તું શાની આખી રાતનો ઉજાગરો કરી રહી છે? આવી બાબતો હૃદયમાં ઉતારી યાદ કર્યા કરીએ તો ગાંડા થઈ જવાય! પ્રવચન સારૂં હતું તેની ના નહિ, પણ તેમાં તારે શું કામ જાગવું પડે છે?"

"ઓ બા! તું આમ કેમ બોલે છે? હું કંઈ હાથે કરીને જાગતી રહી છું? હું તો ઉંઘવા માટે મારૂં બનતું કરું છું, પણ

કોણ જાણે કે એવું શું થઈ જાય છે કે ઉંઘ આવતી જ નથી ! બા ! આમાં મારો શો દોષ ? ”

સુધાએ નરમાશથી કહ્યું.

“ દોષ વિધાતાનો સુધા ! મને તારા હૃદયમાં શું ચાલી રહ્યું છે તેની ખબર છે, પણ સુધા ! જગતની ઘટમાળ અદ્‌ભુત રીતે ચાલ્યા કરે છે, તેમાં દરેક વ્યક્તિ પોતપોતાના પુરૂષાર્થ પ્રમાણે સુખ, શાન્તિ અને આનંદ મેળવી શકે છે. ભાવિનાં વિધાન ફરતાં નથી, તે વાત સાચી છે, છતાં ભાવિએ ઉપસ્થિત કરેલા વિપરિત સંયોગોમાં પણ માણસ ધારે તો, બની શકે એટલું સુખ, શાન્તિ અને આનંદ પ્રાપ્ત કરી શકે છે. કેવળ કિસ્મતને દોષ આપી, રડયા કરવામાં, માણસ જાતના કોઇ પણ પુરૂષાર્થની સિદ્ધિ થતી નથી ! લે, હવે ઉંઘાય તો ઉંઘ, નહિંતર શાન્તિથી પડી રહે. મને ઉંઘ આવે છે ! મને બોલાવીશ નહિ ” પ્રેમદુલારી આટલું બોલી મૌન રહી. એની આંખો બે ત્રણ મીનીટમાં ઘેરાઇ ગઇ. અને તે ઘસઘસાટ ઉંઘવા લાગી.

પ્રેમદુલારીએ કહેલા છેલ્લા શબ્દો સુધાએ સાંભળ્યા હતા. એ શબ્દોમાં માતાએ એના જીવન વ્યવહાર માટે નક્કી કરેલી સામાન્ય વ્યવહાર નીતિનો ધ્વનિ હતો. આવું એણે એની પાસેની ઘણી વખત સાંભળ્યું હતું, છતાં એના દુઃખદ જીવન દરમ્યાન એ તત્ત્વ-જ્ઞાનનો કાંઈ ભાગ એના ઉપયોગમાં લઈ શકાયો ન્હોતો કે તે દ્વારા એને સુખ, શાન્તિ કે આનંદ મળી શકયો ન્હોતો. માતાને ઉંઘતી જોઈ, તે ઉભી થઈ અને પાછી પોતાના ખંડમાં પોતાની પથારીમાં આવી પડી. એણે ખૂબ કંટાળો આવતાં પરમાત્માને યાદ કર્યા. એનું હૃદય ભરાઈ આવ્યું. મોડી રાત સુધી નિદ્રા ન આવવાથી, તે બ્હાવરા જેવી બની ગઈ હતી. તે રડવા જેવી થઈ ગઈ અને ન રહેવાતાં રડી પડી. રડવાથી એના હૃદયનો અને આંખોનો ભાર

ઓછો થયો. પરિણામે એની આંખો ઘેરાવા લાગી. પરમાત્માએ એની પ્રાર્થના સાંભળી હોય અને છેવટે નિદ્રાદેવીને પણ એની દયા આવી હોય એવી રીતે, તે ત્યાં આવ્યા પછી આશરે સાડાચાર વાગ્યાને સુમારે નિદ્રાવશ થઈ ગઈ. એનો સુંદર અને કોમળદેહ પથારીમાં શાન્ત પડી રહ્યો. એનું મન, અનેક પ્રકારની સ્વપ્નસૃષ્ટિ રચવા લાગ્યું.

# પ્રકરણ ૯

## સુધાનું સ્વપ્ન.

તે સ્વપ્નસૃષ્ટિ આવી હતી.

સુધા, એક રમ્ય ખુલ્લા મેદાનમાં પડેલા એક મોટા પત્થર ઉપર બેઠી હતી. મેદાન વિશાળ હતું અને તેની ચારે બાજુએ દૂર દૂર સુંદર વૃક્ષરાજિ દ્રષ્ટિગોચર થતી હતી. આકાશમાં ખીલી રહેલા ચંદ્રની જ્યોત્સ્નાને લીધે, મેદાનની રેત ચળકતી હતી. ઠંડો ધીમો ધીમો પવન પશ્ચિમ દિશાથી વહી રહ્યો હતો, જેમાં તે બાજુની વૃક્ષરાજિમાં ગુપ્ત રીતે વિકાસ પામેલાં વિધવિધ પ્રકારનાં સુવાસિત પુષ્પોની સૌરભ ભરેલી હતી. સુધા એકલી હતી. કોઈ મનુષ્ય પ્રાણી ત્યાં જણાતું ન્હોતું. તે ત્યાં કયાંથી આવી ચઢી હતી, તેની તેને ખબર ન્હોતી. તેમજ તે સ્થળ કયું હતું, તેનો પણ તેને ખ્યાલ ન્હોતો. ધીમે વહેતા પવને જરા ઉગ્ર સ્વરૂપ પકડયું. તેનાં વસ્ત્રો ઉડવા લાગ્યાં, તેમજ મસ્તકના વાળની લટો ફરફરવા લાગી. પવનનો સપાટો વધવા લાગ્યો, તેમ તેમ તેના શરીરમાં એક પ્રકારની ટાઢની ધ્રુજારીનો અનુભવ થવા લાગ્યો: તે કંઈક ગભરાઈ ગઈ. તેણે પોતાની ચપળદ્રષ્ટિ ચારે બાજુએ ફેરવી, પવનના આવા તોફાનમાંથી શાન્તિ મેળવવા માટે આશ્રયસ્થાન શોધવા માંડયું, પણ તેની એ ઇચ્છા અતૃપ્ત રહી. તે વિશાળ ખુલ્લા મેદાનમાં, એવું કંઈ જણાયું નહિ. દૂરની વૃક્ષરાજિમાં આવેલાં વૃક્ષોની ડાળીઓ પણ પવનના તોફાનને લીધે, આમતેમ ડોલી રહી હતી એટલે તે પોતે દોડીને એ બાજુના પ્રદેશમાં જાય તોયે તેને આશ્રય મળે તેમ ન્હોતું. તેણે ઉંચે આકાશમાં દ્રષ્ટિ કરી, તો ચંદ્ર તો એજ રીતે પ્રકાશી રહ્યો હતો અને પવનને લીધે એની જ્યોત્સ્નાની શિતળતા વધતી જણાતી હતી. તે મુંઝાવા લાગી. તે આ મેદાનમાં કયાંથી આવી પડી હતી અને

પોતાનું ઘર કયી દિશામાં કેટલે દૂર હતું તેનો તે વિચાર કરવા લાગી પણ કંઇ સમજી શકી નહિ. આ સ્થિતિમાં તે પત્થર પાસે લપાઇને થોડો વખત બેસી રહી હશે, તેવામાં પવનનું તોફાન શાન્ત પડયું અને એને દક્ષિણ દિશામાંથી, કોઇ વ્યક્તિ, એના તરફ આવતી જણાઇ. તે વ્યક્તિ હજુ બહુ દૂર હતી એટલે તે કોણ હતું, તેનો નિર્ણય તેનાથી થઈ શકયો નહિ. તેણે પોતાની દ્રષ્ટિ, એ વ્યક્તિ તરફ, તે દિશામાં સ્થિર રાખી. જોતજોતામાં તે વ્યક્તિ તેની દ્રષ્ટિમર્યાદામાં આવી ગઈ. તેણે, તેને ઓળખી લીધી. તે વ્યક્તિ જ્ઞાનનિરંજન હતો.

"જ્ઞાનનિરંજનભાઇ ! તમે અહિં કયાંથી ?"

સુધાને પોતાની તે સ્થાનની એકલવાયી સ્થિતિમાં, જ્ઞાનનિરંજનને આવેલો જોઈ સ્વાભાવિક આનંદ થયો અને તે હર્ષથી બોલી ઉઠી.

"તમારી પાસે, આ સ્થાનમાં, તમારી એકલવાયી સ્થિતિ જોઇને, હું તમારી સેવામાં હાજર થયો છું."

જ્ઞાનનિરંજન, સુધાની તદ્દન નજીક આવીને બોલ્યો. સુધા અને જ્ઞાનનિરંજન, તે શિલા ઉપર થોડે થોડે અંતરે, એકબીજાની સામે બેસી ગયાં.

"આ સ્થાન કયું છે ?" સુધાએ આસન લીધા બાદ, જ્ઞાનનિરંજનને પૂછયું.

"કલિયુગનું ક્રીડાક્ષેત્ર."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"કલિયુગનું ક્રીડાક્ષેત્ર !" સુધા ચમકીને બોલી ઉઠી.

"હા, કલિયુગનું ક્રીડાક્ષેત્ર. કલિયુગ પોતાના "કાકાઓ"ની મદદ લઇ, અહિં આ સ્થળમાં, અનેક પ્રકારની યોજનાઓ ઘડી, એને સમાજમાં વ્હેતી મૂકે છે ?"

"તમને કોણે કહ્યું ?"

સુધાને આશ્ચર્ય થવાથી બોલી ઉઠી.

"તપાસ કરતાં ખબર પડી."

જ્ઞાનનિરંજને, કંઇક હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે શું કલિયુગ, અહિં રહેતો હશે ?"

સુધાએ બીજો પ્રશ્ન કર્યો.

"કાયમ નહિ, પણ કોઈ કોઇ વખત આવે છે. પણ જ્યારે આવે છે, ત્યારે સમાજમાંથી ધર્મ, સત્ય, નીતિ અને જ્ઞાનનો ધ્વંસ કરવાને માટે, તે પોતાની યોજનાઓ આ સ્થળે એટલી બધી ઘડી શકે છે કે, તેને અહિં કાયમ રહેતો કહીએ, તોયે તે ખોટું નથી !"

"તમોએ તેને કોઈ વખત જોયો છે ?"

સુધાનું આશ્ચર્ય વધવા લાગ્યું.

"ના, હજુ સુધી જોયો નથી, પણ એક વખત મારે એનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા છે !"

"પણ તે ફળશે ?" સુધાએ પૂછ્યું.

"જ્યાં તે રહેતો હોય તે સ્થળે પ્રયત્ન કરવામાં આવે તો એનાં દર્શન થયા સિવાય રહેતાં નથી, એવું મારૂં ધારવું છે, એટલે મારી આ ગણત્રી પ્રમાણે, એનાં દર્શન કરવાની મારી ઇચ્છા ફળ્યા સિવાય રહેવાની નથી."

જ્ઞાનનિરંજને શ્રદ્ધાથી જણાવ્યું.

"તેના દર્શન માટેનો તમારો પ્રયત્ન કયારથી ચાલુ છે ? તમો આ સ્થળે કયારથી આવતા થયા છો ?"

સુધાને આ વાતમાં જીજ્ઞાસા વધવા લાગી.

"લગભગ ચારેક માસથી."

"અને હજુ કેટલો વખત આવવું પડશે ?"

"તે શું કહી શકાય ?"

"તોયે ?"

"તેનાં દર્શન થાય ત્યાં સુધી. પછી એને માટે, મહિના જાય કે વર્ષો જાય, એની પરવા નથી !"

જ્ઞાનનિરંજન, આટલું બોલી મૌન રહ્યો. પાંચેક મીનીટ બંને મૌન બેસી રહ્યાં હશે, તેવામાં પવનનું તોફાન, જે શાન્ત પડયું હતું, તેણે કંઇક ઉગ્રસ્વરૂપ લેવા માંડયું. "પાછું આ તો શરૂ થયું ? કંઈ નિરાંતે બેસીને વાત કરતાં હતાં, તે પણ આ નહિ કરવા દે ! મને તો ગભરાટ છૂટે છે."

સુધા, પવનનું તોફાન શરૂ થતાં, પોતાનાં ઉડતાં વસ્ત્રો સંકેલતી અને વાળની લટો વ્યવસ્થિત કરતી બોલી.

"ગભરાવાની જરૂર નથી સુધાબ્હેન ! એના ગમે તેવા તોફાનમાં પણ હું તમારો સાથી રહીશ ! પણ સુધાબ્હેન ! આટલી રાત્રે આ સ્થળે તમે કયાંથી આવી ચઢયાં ?"

જ્ઞાનનિરંજને, સુધાને આશ્વાસન આપતાં પૂછ્યું. "એનીજ મને ખબર નથી. મને એનો પણ ખ્યાલ નથી કે, હું, અહિં તે મારી પોતાની જાતે આવી પહોંચી છું કે કોઈ મને અહિં ખેંચી લાવ્યું છે ? હું અહિં આવી, ત્યારે એકલી હતી અને તમે આવી પહોંચ્યા તે અગાઉ પણ, એકલી હતી ! લ્યો, આ પવન તો સુસવાટા મારી રહ્યો છે, આપણે શું કરીશું ? આ ધૂળ પણ ઉડી ઉડી આંખોમાં ભરાય છે ! આટલામાં આ તોફાનમાંથી આપણું રક્ષણ કરી શકીએ એવું કોઈ સ્થાન પણ બળ્યું દેખાતું નથી !"

સુધા કંટાળીને બોલી ઉઠી.

જ્ઞાનનિરંજને, સુધાના આ શબ્દો ઉપરથી, આ તોફાનમાંથી બચવા કોઇ યોગ્ય સ્થાન, કોઇ દિશામાં જણાય છે કે કેમ, તે જોવા

પોતાની દ્રષ્ટિ ચારે દિશાએ ફેરવી લીધી, પણ એવું કોઇ સ્થળ એના જોવામાં આવ્યું નહિ. તે નિરાશ થયો અને સુધા સામે જોઇ રહ્યો. મેદાનના વાતાવરણમાં પણ ધૂળ ભરાતી જતી હતી એટલે દૃષ્ટિનો પણ અવરોધ થતો જતો હતો.

“ત્યારે આપણે શું કરીશું ? અહિંથી ઉઠી, ગમે તે દિશામાં જ્યાં જવાય ત્યાં જઈશું ? કુચ ચાલુ રાખવાથી કદાચ રક્ષિત સ્થળ, હાથ લાગી જશે અગર તો છેવટે જમીન ઉપર રખડતાં, મોડું વ્હેલું ઘર પણ, હાથ તો લાગશેને ?”

સુધાએ પૂછ્યું.

“સુધા બ્હેન ! કંટાળવાની જરૂર નથી. આવું તોફાન ચાલુ હોય અને દિશા નક્કી ન હોય, એવા સંયોગોમાં, ધ્યેય વગરની કુચ નકામી છે, ઉલટી કોઇ કોઈ વખત નુકશાનકારક નીવડે છે ! તોફાન કંઈ સદાકાળ ચાલુ રહેતું નથી–તે પણ હમણાં શમી જશે. આ શિલા જેમ સ્થિર પડી છે અને પવનનું તોફાન તેને, જરાપણ હલાવી શકતું નથી, એવી રીતે સ્થિર થઈ જાઓ એટલે પવન પણ પોતાનું તાન્ડવ બંધ કરી દેશે !”

“બહુ સારૂ. અત્યારે તમે કહો તે ખરૂં ! બાકી મારાથી સહન થતું નથી. મારી તો આંખો ધૂળથી એવી ભરાઇ ગઇ છે કે ઉઘડતી પણ નથી !” સુધા બોલી.

“ધૂળ નીકળી જતાં આંખો પણ ઉઘડશે !” જ્ઞાનનિરંજને, આશ્વાસન આપ્યું.

બંને મૌન બેસી રહ્યાં. સુધા પોતાની આંખો ચોળી, ધૂળને આંખોમાંથી બહાર કાઢવા મથી રહી હતી. જ્ઞાનનિરંજને, મેદાનની ધૂળ સુધાની પેઠે, પોતાની આંખોમાં ભરાઈ ન જાય, એ માટે સાવચેતી રાખી, પોતાની આંખો બંધ કરી રાખી હતી, પણ તેવામાં, તેઓ જે શિલા ઉપર બેઠાં હતાં, તે શિલાની પાસે એક મોટો

કાનનો પડદો તોડી નાંખે, એવો ધડાકો થયો અને બંને ચમકી ઉઠયાં, તેમજ શિલા ઉપરથી ઉભાં થઈ થોડે દૂર સુધી દોડયાં. પાંચ સાત હાથ દૂર જઈ, તે ઉભાં રહ્યાં અને શિલાની બાજુ શાનો ધડાકો થયો હતો, તે જોવા માટે દ્રષ્ટિ ફેરવી તો, શિલાની બાજુ એક પ્રચન્ડકાય કૃષ્ણવર્ણનો પુરૂષ, ઉભો રહેલો જોયો. એણે, પોતાનો એક પગ શિલાના ઉપર ટેકવ્યો હતો, જ્યારે બીજો પગ જમીન ઉપર હતો. તેના કૃષ્ણવર્ણ શરીરમાં, એની આંખો સફેદ હતી અને તેજથી ચમકાર મારી રહી હતી. તેના કેશ, મોટા અને ખુલ્લા હતા. તેના એક હાથમાં, લોખંડનું સાતેક હાથ લાંબુ ત્રિશૂલ હતું. અને તે હવામાં ઝુલતું હતું. તેનો બીજો હાથ, એણે શિલા ઉપર ટેકવેલા પગની સાથળ ઉપર રાખ્યો હતો. આ પુરૂષનું આવું સ્વરૂપ, ભય અને ત્રાસ ઉપજાવે એવું હતું. બંને જણ એકદમ ચમકી ઉઠયાં અને તેમાં સુધા તો ચીસ પાડી ઉઠી. જ્ઞાનનિરંજનને, સુધા ભયગ્રસ્ત થયેલી હોવાથી, હમણાં મુર્છિત થઇ જમીન ઉપર ઢળી પડશે, એવો ભય લાગ્યો, તેથી તેણે તેનો એક હાથ પકડી રાખ્યો. થોડી વારે સુધાએ પોતાની આંખ ઉઘાડી અને શિલા તરફ જોયું, તો તે દશ્ય કાયમ હતું, તેથી ફરીથી એને ત્રાસ ઉત્પન્ન થયો, પણ જ્ઞાનનિરંજને, એનો ભય દૂર કરવા, આશ્વાસન આપતાં જણાવ્યું "સુધાબ્હેન! આટલાં બધાં ભયભિત થવાની જરૂર નથી. મેં, તમને પહેલાંજ જણાવ્યું હતું કે, આ કલિયુગનું ક્રીડાસ્થાન છે. અને કલિયુગ કોઇ કોઇ વખત, પોતાની મહાન્ યોજનાઓ પાર પાડવા માટે આ સ્થાનનો ઉપયોગ કરવા અત્રે આવે છે. પછી ગભરાવાની શી જરૂર?"

"ત્યારે, આ વ્યક્તિ તે કલિયુગ છે?"

"હા, મને એમ લાગે છે. તે દૈત્ય નથી, રાક્ષસ નથી કે, પ્રેત નથી, માટે એનું સ્વરૂપ જોઈ આપણને ગભરાવાની જરૂર નથી. એના કાર્યને ઉપયોગી થઈ પડે, એવો દેહ પરમાત્માએ તેને આપ્યો

છે, તે જોઈ આપણે ત્રાસ પામવાનું નથી. તમે ભયરહિત થઇ જાઓ. વળી તમે એકલાં નથી, હું તમારી સાથે છું. તમને તે કંઇજ ત્રાસ નહિ આપી શકે! ચાલો, આપણે તેની પાસે જઇશું ?"

જ્ઞાનનિરંજને પૂછ્યું.

"નારે બા ! મારે એની પાસે, નથી જવું. એની આંખો તો જુઓ, જાણે સળગતા અંગાર ! કોણ જાણે કે કોણ હશે ? કલિયુગ હોય કે કોઈ બ્રહ્મરાક્ષસ પણ હોય, અગર તો કોઇ ખાઉધરો દૈત્ય પણ હોય અને ભુખ્યો હોય તો, આપણે બંનેને એક સામટાં સ્વાહા કરી જાય! માટે એનાથી દૂર રહેવામાં સાર! આપણે નાશી છુટીએ તે વખતે, આપણી પાછળ દોડી આવીને, પકડી પાડે તો જુદી વાત ! પછી, જે થવાનું હોય તે ભલે થાય, પણ આપણે સામા જવાની શી જરૂર ? મારે તો એની પાસે જવુંયે નથી કે એને જોવાયે નથી ! મને તો તમારી પીઠ પાછળ ઉભી રહેવા દો, કે જેથી એનું વિકાળ શરીર કે સળગતી આંખો દેખાય જ નહિ નહિંતર હું તો બ્હીકથી અહિં ફાટી પડીશ !"

સુધા, આટલું બોલી જ્ઞાનનિરંજનની પાછળ, પોતાની આંખો મીંચી ઉભી રહી. જ્ઞાનનિરંજને જોયું કે, સુધાનો ગભરાટ અને ભય, સ્વાભાવિક હતાં અને તે સમયે, તાત્કાલિક તેનું નિવારણ થઇ શકે એમ ન્હોતું. સુધા, જ્ઞાનનિરંજનની પાછળ ઉભી ઉભી પણ, ભયથી ધ્રુજી રહી હતી. જ્ઞાનનિરંજનને શું કરવું તે સુઝયું નહિ. જે પુરૂષ દેખાયો હતો, તે હજુ તેની તે સ્થિતિમાં સ્થિર ઉભો રહ્યો હતો. તેની બીજી કોઇ પણ પ્રકારની હીલચાલ જણાતી ન્હોતી. જ્ઞાનનિરંજને, એક વખત ફરી, તે વ્યક્તિ તરફ જોઇ રહ્યા પછી, તેની નજીક જવાનું મન કર્યું, પણ સુધાને લીધે, તેણે પોતાનો એ વિચાર માંડી વાળ્યો. શિલા પાસે ધડાકો થયા પછી, પવનનું તોફાન બીલકુલ શાન્ત પડી ગયું હતું. એટલે તે સંબંધમાં, બન્નેને નિરાંત હતી. આશરે અર્ધો એક કલાક આ સ્થિતિ રહી હશે, એવામાં તે પુરૂષ

શિલા પાસેથી ખસ્યો, એણે પોતાનું ત્રિશૂલ શિલા ઉપર મુકી દીધું અને ધીમે પગલે જ્ઞાનનિરંજન અને સુધા ઉભાં હતાં, તેમની નજીક આવ્યો.

" તમે કોણ છો ? "

તે પુરૂષે, જ્ઞાનનિરંજન સામે જોઇ પૂછ્યું.

" ભાઇ બ્હેન ! "

જ્ઞાનનિરંજન, તે વ્યક્તિને પોતાની પાસે આવેલી જોઈ પહેલાં તો ચમક્યો, પણ એના અકસ્માત્ દર્શન પછી, અમુક સમયના વહન સાથે, તે વખતનો ભય, ધીમે ધીમે ઓછો થતો ચાલ્યો હતો, અને હિંમતનો સંચાર થતો ગયો હતો એટલે ગભરાયા સિવાય પ્રત્યુત્તર વાળ્યો.

" સગાં ? " બીજો પ્રશ્ન થયો.

" ના "

" ત્યારે ? "

" ધર્મનાં ભાઇ બ્હેન ? "

" ધર્મનાં ભાઇ બ્હેન ! "

તે પુરૂષ આ શબ્દો બોલતાં બોલતાં ખડખડાટ હસી પડયો.

" હા, ધર્મનાં. ન્યાત જાત જુદાં હોય, માતા પિતા જુદાં હોય, તોયે થઈ ચુકેલાં ભાઇ બ્હેન. "

જ્ઞાનનિરંજને સ્પષ્ટિકરણ કર્યું.

" હજુ, આ દુનિયામાં ધર્મનાં ભાઈ બ્હેન રહ્યાં છે ખરાં ? "

તે પુરૂષને આશ્ચર્ય લાગ્યું.

" હા, ઘણાંયે ! "

"જુવાન સ્ત્રી પુરૂષો, જેમને કૌટુમ્બિક સંબંધ કંઇ પણ નહોય, એવાં ધર્મનાં ભાઈ બ્હેન બની શકે છે ખરાં ?"

તે પુરૂષે એવોજ પ્રશ્ન ફરીથી કર્યો.

"હા, અને અમો એમાંનાં છીએ !"

"સાચું કહો છો ? હું નથી માની શકતો."

તે પુરૂષે, જ્ઞાનનિરંજનની વાત માની નહિ. તે શંકાની દ્રષ્ટિથી જોઈ રહ્યો.

"તદ્દન સત્ય. હું કહું છું તે પ્રમાણેજ અમો ભાઇ બ્હેન છીએ !"

જ્ઞાનનિરંજને મક્કમતાથી કહ્યું.

"એમ !" એટલું બોલી તે પુરૂષ વિચારમાં પડી ગયો. સુધા, એમની વચ્ચે થતી વાતચિત સાંભળી રહી હતી. તેનો ભય કંઇક ઓછો થતો જતો હતો, તોયે તે જ્ઞાનનિરંજનની પીઠ પાછળથી, જ્ઞાનનિરંજનની જોડે, તે પુરૂષની સામે આવી નહિ.

"પણ આપ કોણ છો, તે કહેશો ?"

જ્ઞાનનિરંજને, આ અકસ્માત્ રીતે પ્રકટ થનાર વ્યક્તિ કોણ છે, તે જાણવા પ્રશ્ન કર્યો.

"હું કોણ છું, તે જાણવું છે ?"

તે વ્યક્તિએ સામો પ્રશ્ન કર્યો.

"હા" જ્ઞાનનિરંજને દ્રઢતાપૂર્વક જણાવ્યું.

"હું, આ યુગનો અધિષ્ટાતા, કલિયુગ છું અને મારા ક્રીડા-સ્થાનમાં આવ્યો છું." તે પુરૂષે પોતાનો પરિચય કરાવતાં જણાવ્યું.

"નમસ્તે ! યુગદેવ !"

જ્ઞાનનિરંજને નમસ્કાર કર્યા.

"નમસ્તે ! યુગદેવ !"

સુધા, જે અત્યાર સુધી ભયથી ધ્રુજી રહી હતી, તેણે આવનાર વ્યક્તિ કોણ હતી, તે જાણ્યું, ત્યારે તેનો ભય નિર્મૂળ થયો અને તે જ્ઞાનનિરંજનની પીઠ પાછળથી નીકળી, કલિયુગની સામે આવી ઉભી રહી. તેણે પણ, જ્ઞાનનિરંજનને અનુસરી કલિયુગને પ્રણામ કર્યાં.

કલિયુગે બંનેના નમસ્કારને, પોતાના એક હાથને હવામાં અદ્ધર રાખી, આશિર્વાદાત્મક સંજ્ઞા કરીને ઝીલ્યા.

"મારી ઇચ્છા આજે ઘણે દિવસે પૂર્ણ થઈ!"

જ્ઞાનનિરંજને, નમસ્કાર કર્યાં બાદ કલિયુગ સામે જોઇને કહ્યું. હૃદયની કોઇ અતૃપ્ત ઇચ્છા તૃપ્ત થતાં મનુષ્યની મુખમુદ્રા ઉપર જે પ્રકારનો આત્મસંતોષ પ્રકટ થાય છે, તેવી લાગણી, જ્ઞાનનિરંજનની મુખમુદ્રા ઉપર જણાતી હતી.

"એવી શી ઇચ્છા આજે પૂર્ણ થઇ?"

"આપનાં દર્શન કરવાની!"

કલિયુગને, આ સાંભળી હસવું આવ્યું. તે હસતાં હસતાં બોલ્યો "શું આ દુનિયામાં મારાં દર્શન કરવાની ઇચ્છા સેવનારાં માણસો પણ વસે છે ખરાં?"

"હા, એવાં કેટલાં હશે, તે હું કહી શકતો નથી, પરંતુ હું પોતે તો એવો છું, તેની આપને ખાત્રી આપું છું!"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"અને આ તમારી ધર્મની બ્હેન!"

કલિયુગે, સુધા સામે અંગુલિ નિર્દેશ કરી પૂછ્યું.

"તે હું કહી શકું નહિ. હું આ સ્થાને આપના દર્શનની ભાવનાથી આવી પહોંચેલો છું, જ્યારે તે અકસ્માત્ આવી ચઢેલી છે. તે અહિં ક્યારે આવી, કેમ આવી અને ક્યાંથી આવી, તેની ખબર, તેને હજુ સુધી પડી નથી. આમ અમે એક બીજાનાં સાથી

છીએ, પણ આ સ્થળે તો અમારી મુલાકાત પણ, આકસ્મિક છે!" કલિયુગ સાથે વાત કરતાં તેણે સુધા સામે દ્રષ્ટિ ફેરવી, તેને સંબોધીને પૂછ્યું "કેમ સુધાબ્હેન! તમારા સંબંધમાં તો મેં યુગદેવને જે હકીકત કહી, તે તો તે પ્રમાણેજ છે ને?"

"હા, જ્ઞાનનિરંજનભાઈ! એમ જ છે. હજુ મને હું અહિંયાં ક્યાંથી આવી પહોંચી, અને શા માટે આવી પહોંચી, તેની ખબર નથી. છતાં ગમે તે હોય, પણ યુગદેવનાં દર્શન થવાથી, મને પણ હવે બહુ આનંદ થાય છે! એટલું મારૂં સદ્‌ભાગ્ય!" સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

જ્ઞાનનિરંજન મૌન રહ્યો, પણ યુગદેવ કલિયુગ, આ સાંભળી હસી પડ્યો. તેનું હસવું દસેક મીનીટ લંબાયું.

"ઠીક, હવે, એ હકીકત સમજાઈ, પણ હું તમને એ પૂછવા માગું છું કે, તમે મારાં દર્શન કરવાની ઇચ્છા, શા હેતુ અનુસાર સેવી રહ્યા હતા?"

કલિયુગે, હસવું બંધ રાખી જ્ઞાનનિરંજનને સીધો પ્રશ્ન કર્યો.

"આપનું સ્વરૂપ જોવા અને સમજવા."

"સ્વરૂપ જોઈ લીધું?"

"ના—આપ છો, તેવા દેખાતા નથી!"

"સ્વરૂપ સમજી લીધું?" બીજો પ્રશ્ન થયો.

"ના—આપનું સ્વરૂપ સમજવા માટે આપની કૃપા જોઈએ!"

"જોવું છે અને સમજવું છે?"

"હા"

"તમારી બન્નેની ઇચ્છા છે?"

"હા"

જ્ઞાનનિરંજન અને સુધા બંનેયે સાથે હકારમાં પ્રત્યુત્તર વાળ્યો; તેમજ તેના અનુમોદનમાં, એમનાં શીર્ષ ધુણાવ્યાં.

"ત્યારે, આવો મારી પાછળ નિર્ભય રહીને."

એટલું બોલી યુગદેવ, શિલા તરફ ગયો. સુધા અને જ્ઞાનનિરંજન તેની પાછળ પાછળ ગયાં.

કલિયુગે, શિલા પાસે જઈ, પોતાનું ત્રિશૂલ પોતાના હાથમાં લઇ લીધું, અને તે પછી તે શિલા ઉપર ચઢ્યો. સુધા અને જ્ઞાનનિરં-જન, જીજ્ઞાસુ વૃત્તિથી શિલાની નજીક ઉભાં રહ્યાં.

કલિયુગે તેમને સંબોધીને કહ્યું "હું જ્યાં મુર્તિમંત હોઉં ત્યાં મારૂં ખરૂં સ્વરૂપ જોવા સમજવાનો યોગ કોઇને પ્રાપ્ત થતો નથી. મારા સાથીઓ જેઓ "કલિયુગના કાકાઓ" ને નામે ઓળખાય છે, તેઓ મારી આજ્ઞા પ્રમાણે તમને સાચા સ્વરૂપનાં દર્શન કરાવશે, તેમજ સમજાવશે. મારી બધી કળાઓ પણ એમની સાથે હાજર રહેશે. તેટલો સમય હું અહિંજ હાજર હોઇશ, છતાં અદ્રશ્ય રહીશ, માટે તમારે ગભરાવું નહિં, તેમજ ગમે તેવા દેખાવો થાય, ગમે તેવી જાણીતી કે અજાણી વ્યક્તિઓ હાજર થાય, ગમે તેવો કોલાહલ જાગે, ભૂતકાલ, વર્ત્તમાન કે ભાવિનાં ગમે તેવાં ચિત્રો તમારા કે કોઇના જીવનનાં રજુ થાય, છતાં કોઈ પણ વાતે ગભરાયા સિવાય, જે જોવા, જાણવા કે સમજવા મળે, તે શાન્તિથી જોશો, જાણશો અને સમજશો. તે બધી મારી માયા હશે અને તે બધામાં હું હોઇશ, માટે કોઈ પણ પ્રકારનો ભય પામશો નહિ. હું અદ્રષ્ય હોવા છતાં તમારૂં રક્ષણ કરતો રહીશ. મેં જે સુચનાઓ આપી તે બરોબર સમજાઈ?"

કલિયુગે ખાત્રી કરવા પૂછી લીધું.

"હા" બંનેયે હાથ જોડી નમસ્કાર કર્યા.

"ત્યારે હું અદ્રષ્ય થાઉં છું. મારી કહેલી વાત બરોબર ધ્યનાનમાં છે?"

કલિયુગે બીજી વખત ખાત્રી કરી.

"હા" બંનેયે પ્રત્યુત્તર વાળ્યો.

યુગદેવ, ત્યાર પછી કંઇ બોલ્યો નહિ. તેણે શિલા ઉપરથી ઉંચે આકાશ તરફ હવામાં કૂદકો માર્યો અને તરતજ અદ્રશ્ય થઇ ગયો. તે ક્યાં ગયો તેની કંઈ સમજણ તેમને પડી નહિ. તેઓ અત્યાર સુધી ઉભાંને ઉભાં હતાં, તે કલિયુગના અદ્રશ્ય થયા પછી, થોડે થોડે અંતરે એક બીજાની સામે શિલા ઉપર જઇને બેઠાં અને હવે શું બને છે તે જોવા જીજ્ઞાસુ થઈ રહ્યાં.

"હવે અહિં શું થશે?" શિલા ઉપર બેઠા પછી સુધાએ જ્ઞાનનિરંજનને પૂછ્યું.

"એ તો શી ખબર પડે? આપણાથી એની કલ્પના થવી અશક્ય છે."

"તોયે?"

"યુગદેવે કહ્યું હતું એવા ચિત્ર-વિચિત્ર દેખાવો ઉપસ્થિત થશે અને તેમાંથી આપણને ઘણું જોવા જાણવાનું મળશે. પણ તે કયી રીતે શરૂ થશે, ક્યાંથી શરૂ થશે અને કેવા હશે, તેની કલ્પના કોણ કરી શકે એમ છે?"

જ્ઞાનનિરંજને તેપરત્વેનું અજ્ઞાન દર્શાવ્યું.

"જ્ઞાનનિરંજનભાઈ!" સુધા થોડી વારે એની સામે જોઈ વિષય બદલીને બોલી "આજે આ સ્થાનમાં મારી સાથે આપ ન હોત તો મારી એકલવાયી સ્થિતિમાં મારી શી વલે થાત?"

"કેમ?"

"હું તો આ યુગદેવ ઓચિંતા ફાટી નીકળ્યા તે વખતેજ ભયથી જમીન ઉપર ઢગલો થઈ ગઈ હોત! પણ સારૂં થયું કે આપ

આવી પહોંચ્યા ! પણ જ્ઞાનનિરંજનભાઇ ! મને એ પ્રશ્ન હજુ મુંઝવ્યા કરે છે કે આપને હું અહિં હતી તેની ખબર શી રીતે પડી તે આપ ચાલ્યા આવ્યા ?"

"મને લાગે છે કે પરમાત્માએ મને પ્રેરણા કરી. મારા મનમાં એવા તરંગો ઉઠવા લાગ્યા કે; "જ્ઞાનનિરંજન ! સુધાબ્હેન અમુક સ્થળે એકલવાયી બેઠી છે માટે ત્યાં પહોંચી જા અને તેની સેવા કર !" અને એવી રીતે આવી પહોંચ્યો ! નાની બ્હેનનું રક્ષણ કરવું તે મોટા ભાઇનો ધર્મ છે." જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"આપે થોડીક વાર અગાઉ આત્મવિશ્વાસ જાહેર કર્યો હતો તેમ આજે આપની આ યુગદેવનાં દર્શન કરવાની ઇચ્છા પરિતૃપ્ત તો થઈ ખરી ? આપનો આત્મવિશ્વાસ તો જબરો !"

સુધા, જ્ઞાનનિરંજનના દ્રઢ આત્મવિશ્વાસની પ્રશંસા કરવા લાગી.

"સુધાબ્હેન ! જગતનાં તમામ કાર્ય આત્મવિશ્વાસથીજ સધાય છે. અનુભવી પુરૂષોએ કહ્યું છે તે સત્ય છે કે જીવનનો વિજય બાહ્ય સાધનો ઉપર નહિ, પરંતુ આત્મવિશ્વાસ–આત્મ સંશોધન ઉપર નિર્ભર છે."

"તે સત્ય આજે સાચું પડયું છે, તે હું પ્રત્યક્ષ જોઉં છું."

"સત્યનો પ્રકાશ જગતમાં આવી રીતેજ ફેલાય છે."

થોડોક વખત બંને મૌન બેસી રહ્યાં. ચંદ્રની [illegible]માં શિતળતા વધતી જતી હતી. સામે દેખાતી વૃક્ષ[illegible]ના કેટલાંક મધુર કંઠવાળાં પક્ષીઓના અસ્પષ્ટ અવાજો એક બીજ[illegible] મિશ્ર થઇ ગયેલા એમના કાને અથડાતા હતા. કલિયુગની સુચના પ્રમાણે આકસ્મિક રીતે બનનારા અદ્દભુત બનાવો કયાંથી અને કયારે ઉદ્દભવશે તે જોવા–અનુભવવા તેઓ આતુર હોઇ, તેઓ પોતાની દ્રષ્ટિ ચારે દિશાએ, તેમજ ઉંચે આકાશમાં અવારનવાર ફેરવી રહ્યાં હતાં, પણ હજુ સુધી કંઇ બન્યું ન્હોતું. એવામાં તેમના કાને, નીચે મુજબનું

એક મધુર સંગીત, સ્પષ્ટ અને મંજુલ સ્વરે ગવાતું અથડાવા લાગ્યું. ગાનાર દેખાતું ન્હોતું, પણ ગાન સંભળાતું હતું. સંગીતમાં અદ્દભૂત જમાવટ હોઈ, મનને મંત્રમુગ્ધ બનાવે એવી શબ્દ અને સુરની સમન્વયતા સધાઇ હતી:

"નાથ! હાથ ઝાલ્યો તો,
નાથ! સાથ રાખશો
પ્રાણુનાથ! નયનોનાં નીર ના હલાવશો—નાથ૦

કોમળ છે અંગ, કાવ્ય સુધાને પ્રેરતું
અંતરમાં આત્મતેજ વેરતું
પ્રાણુનાથ! એનાં ના, વ્હેણુ અટકાવશો—નાથ૦

નાથ! હાથ ઝાલ્યો તો નાથ! સાથ રાખશો
પ્રાણુનાથ! નયનોનાં નીર ના હલાવશો—નાથ૦"

આ ગાન જેમ જેમ ચાલતું રહ્યું, તેમ તેમ વધારે સમીપ આવતું હતું. જ્ઞાનનિરંજન અને સુધાએ સંગીતનો સ્વાભાવિક આનંદ જે હોય છે, તેટલો એમાં અનુભવ્યો, પરંતુ સંગીતના ઉંડાણુમાં રહેલી ભાવના, તેમને પસંદ પડી નહિ. થોડીવારે તે સંગીત બંધ પડયું.

"અત્યારે આવું સંગીત ગાનારી કોણ નીકળી પડી હશે?"

સુધાએ સંગીતનો આલાપ બંધ પડયો, ત્યારે જ્ઞાનનિરંજનની સામે જોઇને પૂછ્યું.

"સુધા બ્હેન! દુનિયા વિશાળ છે અને એમાં અનેક મનુષ્યો વસે છે અને દરેકને પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે જે જે વિષય પસંદ પડે છે એમાં મસ્ત રહે છે! સુધા બ્હેન! વળી આપણે એ ભૂલી ન જવું જોઇએ કે આ કલિયુગનું ક્રીડાસ્થાન છે! કદાચ કલિયુગે પણ પોતાની રમત શરૂ કરી હોય?"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

" આવી રમત ?" સુધાએ બીજો પ્રશ્ન કર્યો.

" હા, કલિયુગની રમતો અનેક હોય છે. તેનો પાર પામવો મુશ્કેલ છે."

જ્ઞાનનિરંજન, આટલું બોલી શિલા ઉપરથી ઉભો થયો અને શિલાની પશ્ચિમ બાજુમાં ધીમે પગલે મેદાનમાં આગળ વધવા લાગ્યો.

" જ્ઞાનનિરંજનભાઇ ! આપ ક્યાં જાઓ છો ?"

સુધાએ એને જતો જોઈ પૂછ્યું. એને કંઇક ભય લાગ્યો.

" સુધાબ્હેન ! ગભરાશો નહિ. હું તમને મુકીને ક્યાંય નહિ જાઉં. અહિં સુધી જઇને પાછો આવું છું."

જ્ઞાનનિરંજને આગળ વધતાં ઉભા રહીને પ્રત્યુત્તર વાળ્યો.

" હું સાથે આવું ?" સુધાએ જીજ્ઞાસા બતાવી પ્રશ્ન કર્યો.

" ના, આવવાની જરૂર નથી. માત્ર થોડેક દૂર સુધી આંટો મારી તરતજ પાછો ફરૂં છું. રજા છે ને ? ભય તો નહિ લાગે ને ?"

" ના, ના. આપ સાથે છો અને દ્રષ્ટિમર્યાદામાં છો, ત્યાંસુધી મને ભય કેવો ? પણ જોજો, બહુ દૂર જતા નહિ. તરતજ પાછા ફરજો !"

સુધાએ બહુ દૂર નહિ જવા અને જલદી પાછા ફરવા વિનંતિ કરી.

" બહુ સારૂં" જ્ઞાનનિરંજન પ્રત્યુત્તર વાળી આગળ વધ્યો.

જ્ઞાનનિરંજનના ગયા પછી સુધા વિચારમાં ડૂબી.

" નાથ ! હાથ ઝાલ્યો તો નાથ ! સાથ રાખશો
પ્રાણનાથ ! નયનોનાં નીર ના ઢલાવજો !"

કોઈ અદ્દશ્ય વ્યક્તિદ્વારા, મંજુલ સ્વરે ગવાયેલા આ શબ્દોનો રણકાર, સુધાના મષ્તિષ્કમાં હજુ વાગી રહ્યો હતો. કોઇ આશાભરી રસસુંદરી પોતાના પ્રિયતમને, સાથે રાખવા અને કદી પણ નહિ તર-

છોડવા, વિનંતિ કરી રહી હતી! અહો! કેટલી બધી હતી એની ઉદાત્ત ભાવના! તે કહેતી હતી કે "હે નાથ! નિરંતર સાથે રાખશો અને કદી પણ મારો સાથ છોડશો નહિ. જો એમ કરો તો એનું પરિણામ શું આવે? દુઃખના આઘાતથી નયનોનાં નીર હાલી ઉઠે અને આખી જીંદગી આંસુ પાડી રડવામાં જ જાય!"

જે વાત તે ભુલવા માગતી હતી, તે વાતનું તાજું સ્મરણ આ સંગીતે કરાવ્યું હતું. તેને તેનો ભૂતકાળ યાદ આવ્યો. તે પોતે પણ પરણી હતી. તેને પણ "નાથ" હતો, પણ તેના નાથથી તે બહુ દૂર હતી. તે પતિથી ત્યજાઇ હતી અને પરિણામે સંસારમાં એકલવાયી હતી. નાથે ત્યજવાથી, એનાં નયનોનાં નીર હાલી ઉઠયાં હતાં અને આંસુ પાડતાં પાડતાં એનાં આંસુનો એ ખજાનો પણ ખુટી જવા આવ્યો હતો. તેને પ્રશ્ન થયો કે આ ગાનાર વ્યક્તિ જરૂર કોઇ સ્ત્રી હોવી જોઇએ અને તે પણ એની માફક એના પતિથી ત્યજાયેલી હોવી જોઇએ અગર તો ત્યજાશે, એવો ભય એને ઉત્પન્ન થયેલો હોવો જોઇએ અગર તો તેના પતિ સાથેજ ફરતી હોય અને પતિને પ્રસન્ન કરવા, હૃદયના આવા કોમળ ભાવ વ્યક્ત કરી રહી હોય! તે ગમે તે હોય, પણ તેટલી વાત નક્કી હતી કે તે પોતે (સુધા) તો પતિથી જરૂર ત્યજાઇ હતી અને આજ સાત સાત વર્ષ થયાં, એની વિરહવેદના સહન કરી રહી હતી! તેણે પોતાના ભૂતકાળનું સંશોધન કર્યું તો, તેને લાગ્યું કે પતિથી ત્યજાવામાં એનો કોઈ પણ અપરાધ ન્હોતો. કિસ્મતે એવા સંયોગો ઉપસ્થિત કર્યા હતા કે બીજાઓની ગેરસમજ અને ગુન્હાઓનો શિકાર, તે જાતે બની હતી અને આવી રીતે સહન કરી રહી હતી. તે વિચારવા લાગી "હું મારા પતિને ન સમજાવી શકું? મારૂં હૃદય ખુલ્લું કરી, તેમનાં ચરણ કમળ મારાં આંસુઓથી ધોઉં તો, તેમને મારી દયા નહિ આવે? ઓ ભગવાન્! નિરપરાધી હોવા છતાં જગત્માં હું એકલવાયી બની છું! મેં મારા નાથનો હાથ અને સાથ બન્ને

ગુમાવ્યાં છે! શું મારૂં હવે પછીનું આખું જીવતર, આવી સ્થિતિમાંજ જશે? હા, પણ મારો એક અપરાધ સૌથી મોટો છે. પતિએ મારો ત્યાગ કર્યો, તે વખતે મારે તેમનો ત્યાગ કરવો જોઇતો ન્હોતો. હું પણ મક્કમ થઈ અને ન સમજી કે "પતિને તો ગમે તેવી સ્થિતિમાં પણ નમતા રહેવું જોઈએ. પતિ ભલે ગુસ્સે થયા, પણ મારે ગુસ્સે ન થવું જોઈએ હું પણ જક્કી બની ગઈ, મેં નમ્રતા ન બતાવી: પતિના ચરણકમળમાં ના નમી, ક્ષમા ન યાચી, દયા ન યાચી. એમ માની લીધું કે હવે એમની શી જરૂર છે? માતાપિતાના આશ્રયે ખાઇશ, પીશ અને ફરીશ અને જીંદગી આબરૂભેર પૂરી કરીશ. મન, હૃદય અને આત્મા પવિત્ર છે, સત્ય, ધર્મ અને નીતિનું મને ભાન અને અભિમાન છે. પરમાત્માનો અનુગ્રહ છે એટલે જીંદગી દરમ્યાન પાપ કે વિષયના ઝંઝાવાત જાગવાના નથી અને જીવન નિષ્કલંક વહી જવાનું છે, ત્યાં પતિનો સાથ હોય કે ના હોય એથી શું? પણ ના, મારા એ વિચારો પામર છે! પતિ વિનાની કોઇ પણ પ્રકારની જીંદગી ખરેખર દીપી શકતી નથી. નાથ વિનાની સ્ત્રી "અનાથ" કહેવાય છે, તે સત્ય છે. મન, હૃદય, આત્મા અને શરીરની પવિત્રતા, ગમે તેટલી સચવાય તોયે તે "નાથ" વિના બરોબર દીપતી નથી. સત્ય, સેવા, ધર્મ અને જ્ઞાનની, ગમે તેટલી ઉચ્ચ ભાવના હોય, પણ તે નાથ વિના નક્કર નથી—નગદ નથી એમ મને આજે જણાય છે! શા માટે મારે હવે અનાથ મટી "સનાથ" ન બનવું જોઈએ? જ્ઞાનનિરંજનભાઈ! આજે મારા જીવનમાં નવો પ્રકાશ ઉત્પન્ન થયો છે! આ પ્રકાશને હું હવે વધારે ઉજ્જવલ બનાવીશ! હા, પણ એ બધો કોનો પ્રતાપ? આપનો! એક ભુલી પડેલી બ્હેનના સાચા માર્ગદર્શક થઈ તેને સાચો રાહ બતાવ્યો, તે આપનો ઉપકાર કેમ ભુલાશે? ભાઈ! ભાઈ! સાચા ભાઇ! જ્ઞાનનિરંજનભાઈ!"

સુધા, એના વિચારવમળના છેલ્લા શબ્દો ઉતાવળેથી બોલી ઉઠી. જ્ઞાનનિરંજનના ગયા પછી સુધા પોતાના વિચારમાં મગ્ન

થયેલી હતી એટલે જ્ઞાનનિરંજન મેદાનમાં કેટલે દૂર ગયો હતો અથવા શું કરતો હતો, તેનો ખ્યાલ એને રહ્યો ન્હોતો. સુધાનો આ વિચાર વ્યાપાર ચાલતો હતો, તે દરમ્યાન જ્ઞાનનિરંજન, થોડે દૂર સુધી ફરી સુધા પાસે આવી રહ્યો હતો, તે દરમ્યાન એના છેલ્લા ઉચ્ચેથી બોલાયેલા શબ્દો, એના કાને અથડાયા એટલે સુધા પોતાને બોલાવી રહી છે એવું સમજી, જ્ઞાનનિરંજન એની પાસે આવી પહોંચ્યો અને બોલી ઉઠયો "કેમ સુધાબ્હેન! મને કેમ બોલાવી રહ્યાં છો? કેમ કંઇ ભય ઉત્પન્ન થયો કે શું? હું કંઈ બહુ દૂર ગયો ન્હોતો!"

જ્ઞાનનિરંજનના આ શબ્દો, સુધાને કાને પડતાં તે પોતાની વિચારનિદ્રામાંથી જાગી ગઈ અને જ્ઞાનનિરંજનને શિલા પાસે પોતાની સામે ઉભો રહેલો જોયો. સુધાએ એને શિલા ઉપર આસન લેવા સુચના કરી અને પૂછ્યું "કેટલે સુધી જઇ આવ્યા?"

"થોડેક દૂર સુધી. ઇચ્છા હતી કે કંઇક જોવા મળશે. કદાચ પેલું સંગીત ગાનાર વ્યક્તિ, આટલામાં હશે એવી કલ્પના કરી, તેની શોધમાં નીકળી પડયો હતો. પણ કોઈ દેખાયું નહિ એટલે પાછો ફર્યો. એવામાં તમને, મને બોલાવતાં જોઇ જેમ બને તેમ જલદીથી દોડી આવ્યો! તમે મને કેમ બોલાવતાં હતાં? શું કંઈ બ્હીક લાગી હતી?"

જ્ઞાનનિરંજને એ પ્રશ્ન ફરી કર્યો.

"ના રે! ના. મેં તમને બોલાવ્યા જ નથી. હું તો વિચારમાં પડેલી હતી કે તમોએ મને બોલાવી ત્યારે જ જાગી! મને ખ્યાલ નથી કે મેં તમને બૂમ પાડી બોલાવ્યા હોય! પછી તો વિચારમાં ને વિચારમાં બોલાઇ જવાયું હોય તો કંઇ કહેવાય નહિ!"

સુધા, આટલું બોલી વિચારમાં પડી ગઈ.

"કદાચ એમ હશે; પણ તમે એવા શા વિચારમાં પડયાં હતાં?"

"ખાસ કંઈ નહિ. મન છે એટલે વિચાર કર્યા કરે!"

સુધાએ એ પ્રકરણ આગળ વધતું અટકાવવા ઉડાઉ પ્રત્યુત્તર વાળ્યો. વળી તે જ્ઞાનનિરંજન સમક્ષ, તેનો તે સમયે ચાલેલો વિચાર વ્યાપાર જાહેર કરતાં શરમાતી હતી. જ્ઞાનનિરંજનને સુધાની મનોદશા સમજાઇ એટલે તેણે મૌન રહેવું ઉચિત માન્યું. સુધા પણ મૌન બેસી રહી. હવે તેઓ કલિયુગની કરામતનાં દર્શન કરવાની જીજ્ઞાસા સેવી રહ્યાં હતાં. આવી સ્થિતિમાં થોડો સમય વીત્યો હશે તેવામાં તેમની સામેની દિશામાં પચ્ચીસ-ત્રીસ હાથને અંતરે વાતાવરણમાં કોઇ પ્રકારની હીલચાલ ચાલતી હોવાનો આભાસ થવા લાગ્યો. કંઈ દ્રષ્ટિગોચર થતું ન્હોતું, છતાં કંઇક થઇ રહ્યું હોય, એવા ભણકારા વાગવા લાગ્યા. તેઓ દત્તધ્યાન થઈ રહ્યાં. બોલનાર દેખાતું ન્હોતું, છતાં તેમને કાને નીચેના શબ્દો પડયા.

"મારૂં સાચું સ્વરૂપ જોવા-સમજવાની તમારી ઇચ્છા છે, તો તમારી તે ઇચ્છા પરિપૂર્ણ થશે-પણ તે તમો માનો છો એવી રીતે નહિ. તમારી દ્રષ્ટિ સમક્ષથી અદ્રશ્ય થયા પછી, મેં વિચાર કરી જોયો, તો, તમારે જે જોવું છે, તે આ સ્થાનમાં કે આ સમયે બતાવવાથી, તમને એનું સાચું રહસ્ય નહિ સમજાય, તેથી મેં, તમે જે સમાજમાં વસો છો, તે સમાજમાં મારા પ્રતિનિધિઓ જેઓ ઉત્સાહથી કામ કરી રહ્યા છે, તેઓ પોતાના કાર્ય દ્વારા-રમત દ્વારા મારૂં સ્વરૂપ કેવું છે તે સમજાવશે. દરેક સમાજમાં, મારા અનેક પ્રતિનિધિઓ, મારા 'કાકાઓ'ની પ્રેરણા પ્રમાણે કામ કરે છે. તેમના પરિચયમાં આવતાં, તેઓ તમારી આ વિષય પરત્વેની મનોકામના પૂર્ણ કરશે. મારૂં સ્વરૂપ સિદ્ધાંત રૂપે કે રૂપક દ્વારા સમજવું કઠિન હોઈ, તમને વ્યવહારિક રીતે અનુભવે સમજાય, એ પદ્ધતિ વધારે અનુકુળ હોઇ, મેં એ માર્ગ અખત્યાર કરવાનો નિર્ણય કર્યો છે. પરંતુ મારા આ પ્રતિનિધિઓ, કોણ હશે અને કેવું કામ કરશે, તેનો પરિચય તમને કરાવવો જરૂરી હોઈ, મેં એ પૂરતી ગોઠવણ કરાવી છે. તમારી સમક્ષ, એક પછી એક એમ, અમુક વ્યક્તિઓ હાજર

થશે. તેઓ વાતાવરણમાં અદ્ધર લટકતી દેખાશે. અને તેઓ શું કરે છે અને શું કરવા ઇચ્છે છે એનો આવશ્યક ઉલ્લેખ હશે.

વળી તેઓ, પોતાનું ખરૂં સ્વરૂપ સમજાવવા જરૂરી શબ્દો પણ કહી નાંખશે. મેં તમારી પરીક્ષા કરી છે અને તેમાં તમો મારી ભારે અસર નીચે પણ પવિત્ર જણાયાં છો, તેથી મારા આશિર્વાદ છે કે સમાજમાં મારા આ પ્રતિનિધિઓની માયાવિ જાળ સામે પણ તમે તમારૂં રક્ષણ કરી શકશો અને અંતે તમારો વિજય થશે. હવે હું રજા લઉં છું; પણ જતા અગાઉ એક વાત તમને સ્પષ્ટ જણાવવા માગું છું કે, હું આ યુગનો અધિષ્ટાતા છું, અને મારા અમલ દરમ્યાન સમાજમાં અધર્મ, અનીતિ, અસત્ય અને પાખંડ વધે છે એ વાત સાચી છે, પણ તેથી મારૂં પોતાનું સ્વરૂપ, પાપ, અધર્મ પાખંડ, અનીતિ અને અસત્યમય છે, એમ માનવાનું નથી. વસ્તુતઃ હું પોતે સત્યસ્વરૂપ છુ. ધર્મસ્વરૂપ છું. જ્ઞાનસ્વરૂપ છું, નીતિ અને કળા સ્વરૂપ છું. પણ મારૂં આ સ્વરૂપ તો, જેઓ મારા અમલ દરમ્યાન મારા પ્રતિનિધિઓ દ્વારા ચાલતી કરામત સામે પણ, જેઓ ટક્કર ઝીલી સત્ય અને નીતિના રાહ ઉપર ઉભા રહે છે, તેમનેજ સમજાય છે. પણ તેવાં પુરૂષો કે સ્ત્રીઓ વિરલ હોય છે, કારણ કે તેઓ અમારી કળામય કરામતોનો જરા પણ સ્પર્શ થતાં, પોતાનો આત્મા ગુમાવી બેસી અમારાં કાયમનાં ગુલામ બની જાય છે. આવાં પામર મનુષ્યો, પરિણામે એમનું જીવનસર્વસ્વ ગુમાવી બેસે છે, તેમજ અમારાં બીજાં કાર્યો પાર પાડવા માટે, અમારા સાથીદાર અગર તો પ્રતિનિધિઓ બની જાય છે. તમે, આટલો સંદેશ જગતને જરૂર પહોંચાડશો કે આ યુગનો અધિષ્ઠાતા કલિયુગ, સમાજમાં જેટલો ઉપદ્રવ નથી કરતો, તેથી અધિક ઉપદ્રવ એના આવા પ્રતિનિધિઓ વધારે છે. મારૂં ખરૂં સ્વરૂપ, નિર્મળ અને નિષ્કલંક છે, છતાં એના પ્રતિનિધિ-

ઓએ, એના સ્વરૂપને મલિન કરવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો છે અને તેઓ, પોતાનાં પાપ તથા દોષ છૂપાવવા માટે, એ બધા દોષનું આરોપણ મારા ઉપર કરે છે."

જ્ઞાનનિરંજન અને સુધાએ, કલિયુગના આ શબ્દો ધ્યાનપૂર્વક સાંભળ્યા. જ્યારે તે શબ્દો બોલાતા બંધ થયા ત્યારે, તેમણે માની લીધું કે કલિયુગ ત્યાંથી પ્રસાર થઈ ગયો હતો અને તેનાં મુર્તિમંત દર્શન, ફરી કરવાની ઇચ્છા પૂર્ણ થવાનો સંભવ ન્હોતો. હવે તેઓ કલિયુગના કથન પ્રમાણે, તેમના જીવન દરમ્યાન, સમાજમાં જીવન્ત સ્વરૂપે, એમને કલિયુગના સાચા સ્વરૂપની ઝાંખી કરાવનારી વ્યક્તિઓ કોણ છે, તે જોવા તલસી રહ્યાં. તેમની ઇચ્છિા તરતજ પરિતૃપ્ત થઇ. કલિયુગના કહેવા પ્રમાણે, તેમની સામે વાતાવરણમાં અદ્ધર લટકતી વ્યકિતઓ, એક પછી એક જણાવા લાગી. એક દેખાય, કંઇ કહે, કંઈ સમજાવે અને પછી અદ્રશ્ય થાય અને તેની પાછળ બીજી આવે. દરેક વ્યકિતના નીચે કેટલાક જરૂરી ઉલ્લેખ હતા.

પહેલી વ્યક્તિ દેખાઇ. સુધા બોલી ઉઠી "આ તો ! અને તે કલિયુગના પ્રતિનિધિ !" એનાથી ઉદ્ગાર કઢાઇ ગયા.

"બોલવાની જરૂર નથી. જે દેખાય તે જુઓ ! ચર્ચા કે ટીકા પછી !"

જ્ઞાનનિરંજને, સુધાને ઉદ્ગાર કાઢી બોલતી જોઈ, મૌન રહેવા સંજ્ઞા કરી.

જતાં જતાં તે બોલતી સંભળાઈ.

"સુધા ! તારી બા પ્રેમદુલારીને હું નાખુશ કરવા માગતો નથી, માટે મારે તો તને એજ સલાહ આપવાની રહી કે તારે સાસરે જવાનું નથી. તું જ્ઞાનનિરંજન સાથે ગાઢ પરિચયમાં આવે તે મને ગમતું નથી. તું અને તારી મા, મારાં પૂજારી થઇ રહો તેમાં જ તમારૂં કલ્યાણ છે. તમારા પરિચયમાં તો હજારો માણસ આવે, પણ

બધા કંઈ પાત્ર હોતા નથી. આ જગતની આગળ ચાલતી તમારી કૂચમાં, તમારો સાચો માર્ગદર્શક તો કેવળ એક હું છું. તું સાસરે જાય તો, તારા ઘરમાં અમારૂં સાચું સ્વાગત કરનારૂં કોણ રહ્યું ? તને ખબર છે કે, તારા ઉપર મારે, મારી દીકરી જેટલી મમતા બંધાઇ છે એટલે તું તો હવે કાયમ, તારા પિતાને ઘેર રહી, અમને આનંદ રૂપ બને, એમાં જ બધાનું કલ્યાણ છે. હું પણ સેવક છું. અમો પણ ઘણી સેવા કરીએ છીએ. અમારી એ સેવામાં તારો ફાળો પણ હોય તે પ્રશંસાપાત્ર છે !"

એના આ શબ્દો પૂર્ણ થયા, તે સાથે તે અદ્રષ્ય થઇ. હવે બીજી વ્યકિત દેખાઈ. જ્ઞાનનિરંજન અને સુધા બંન્ને ચમકયાં. તેનો ઉલ્લેખ વાંચવા માંડયો. તે નીચે મુજબ હતો "જાત માટે જાગતી." અદ્રષ્ય થતી વખતે તે બોલીઃ

"સુધા ! સ્ત્રી, ગમે તેવા સંયોગોમાં પડી હોય, તોયે જો ભકિતમાર્ગ ઉપર રહી વિવેક બુદ્ધિ અનુસાર પોતાનું કર્ત્તવ્ય બજાવ્યા કરે, તો તેને કોઈ જાતનું દુઃખ રહેતું નથી. ભકિતમાર્ગ ઉપર રહેવાથી ભગવાનને સમર્પણ થઈ જવાથી, આ ભવનો ફેરો ટળી જાય છે ! તું વ્યર્થ મુંઝાય છે. તારા પતિએ, જ્યારે, ત્યાગ કર્યો ત્યારે તેને ઘેર જવાની લાલસા કરવી, તે ભયંકર ભુલ છે. મને, તારો એવો વિચાર બીલકુલ પસંદ નથી અને તારો તે વિચાર હું કદી પૂર્ણ થવા દેવાની નથી. હું કહું છું તે સત્ય છે. મારી વાત તને ખોટી લાગતી હોય તો, તે પૂછી લેજે. જ્ઞાનનિરંજનભાઈ, જે કંઇ કહે, તે બધું સાચું હોતું નથી. તેઓ ચઢાવે તેમ ચઢીશ નહિ. તારા ઉપર મારો કેટલો બધો પ્રેમ છે ? હું તને સુખી કરીશ. મારા ઉપર વિશ્વાસ રાખ. × × × × મારા ક્યાં ભોગ લાગ્યા કે મેં, જ્ઞાનનિરંજન સાથે તારો પરિચય થવા દીધો, નહિતર આજે આટલા વર્ષે તને સાસરૂં ક્યાંથી સાંભરત ? આટલા દહાડા

તો નામ પણ ન્હોતી દેતી અને હવે શું થયું? ખેર! પણ યાદ રાખજે કે જઇશ, તો ફરીથી મારૂં ઘર જોવા પામવાની નથી!"

તેના ગયા પછી ત્રીજી વ્યક્તિ દેખાઈ. એના દેખાવમાં એનું જીવન પ્રતિબિંબિત થતું હતું. એની મુખમુદ્રા ઉપર એના જીવનના ઉલ્લેખ તરવરી આવતા હતા.

"આ કોઈ અજબ માણસ લાગે છે. ઉલ્લેખ કરનારે એને અનેક ખિતાબોથી નવાજ્યો છે! જ્ઞાનનિરંજનભાઈ? આ વ્યકિતને તમે અત્યાર સુધીમાં જોઈ છે?"

સુધાએ, ઉલ્લેખ વાંચી હસતાં હસતાં, જ્ઞાનનિરંજનને પૂછ્યું.
"ના, જોયો નથી. પણ હું ધારૂં છું કે કલિયુગે આપણને એનાં દર્શન કરાવ્યાં છે. એટલે જીવતો જાગતો તે જરૂર જોવા મળશે!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"પણ તે આપણા કર્મે ક્યાંથી ભાગ્યો?" સુધાએ પૂછ્યું.

"તેવી વ્યકિત વિના, સત્યાસત્યનું ભાન નથી થઈ શકતું. તે માટે ચાલો, હવે તે વિદાય લે છે, માટે તેની વિદાયગિરીનું ભાષણ સાંભળી લ્યો! વાતો કરશો તો કેટલાક શબ્દો સાંભળવાના રહી જશે!"

જ્ઞાનનિરંજને, આ શબ્દો કહી, સુધાને બોલતી અટકાવી.

"સુધાબ્હેન! કનૈયો તમને શોધે છે, તોયે તમે તેને કેમ શોધતાં નથી? હજુ તમે અધિકારી થયાં નથી? આ જ્ઞાનનિરંજન કે કલ્યાણદાસ તો ઉગતા છોડ જેવા ગણાય—અને એવા છોડવા નીચે શિતલ છાયા ન મળે. શિતળ છાયા માટે તો વડ જેવા પ્રચંડ વૃક્ષનો આશ્રય લેવો પડે અને મોડા વ્હેલા તે સિવાય તમારો છૂટકો નથી, તો પછી અત્યારથીજ ચેતી જાઓ! અધિકારી થઇ જાઓ. શ્રીકૃષ્ણ ભગવાનનો અનુગ્રહ થશે! જુવાન સ્ત્રીઓ શું રડવા માટે સરજાયેલી છે? ભકિતને માર્ગે

જવાથી, એનાં આ ભવ અને આવતા ભવનાં બંધન છુટી જાય છે! અધિકારી થવું હોય તો સત્સંગ કરો. કાશીબાને ત્યાં ભક્તિની પરબ બેસે છે! ત્યાં ભક્તિરસ પીઓ અને અધિકારી થાઓ, પરિણામે તમારો ઉદ્ધાર થઈ જશે. જ્ઞાનનિરંજન જેવા માણસો વિતંડાવાદી છે. તેઓ અધિકારી નથી. પ્રભુભક્તિનો રસ એમના હૃદયમાં ઉતર્યો નથી. આવા માણસોનો પરિચય સત્સંગને રોકે છે અને પરિણામે સત્સંગથી મળતા લાભ ગુમાવી દેવાય છે!"

એના શબ્દો પૂર્ણ થયા અને તે અદ્રશ્ય થઈ.

હવે ચોથી વ્યક્તિ દેખાઈ.

તે બોલતી સંભળાઈ. "સુધા! મારૂં થયેલું અપમાન મારી સ્મૃતિમાં છે. હું એનો બદલો લઈશ. તું પવિત્ર થઈને ફરે છે, પણ તું કેટલી પવિત્ર છે, એની મને ખબર છે. આ કલ્યાણદાસ અને જ્ઞાનનિરંજન, કંઈ દેવના દીકરાઓ નથી. તેમની સાથેનો તારો ગાઢ પરિચય કેવા પ્રકારનો છે, તે મારા જાણવામાં છે. હું તારૂં સત્યનું અભિમાન ન ઉતારૂં તો મારૂં નામ નહિ. મારાથી તું બચી, પણ ભક્તરાજ ? ની જાળમાંથી બચવાની નથી—સમય આવ્યે મને તારૂં ખરૂં સ્વરૂપ જાણવા મળશે."

તે વ્યક્તિ અદ્રષ્ય થઈ.

સુધાને, એના આવા શબ્દો સાંભળી અત્યંત દુઃખ થયું. એનું હૃદય કંપી ઉઠ્યું. જ્ઞાનનિરંજનની હાજરીમાં બોલાયેલા, આ વ્યક્તિના આવા નફટ શબ્દોએ, એના દીલની સ્થિતિ અસ્તવ્યસ્ત કરી નાંખી. તે રડવા જેવી થઈ ગઈ. જ્ઞાનનિરંજન પણ એનું આવું આક્ષેપમય પ્રવચન (!) સાંભળી ગુસ્સે થઇ ગયો હતો, પણ જ્યારે એને ભાન આવ્યું કે આ બધું તો કલિયુગની કરામતનું દર્શન હતું, એટલે એનો ક્રોધ શમી ગયો. સુધાનું મ્હોં પડી ગયેલું જોઇને, તેને આશ્વાસન આપતાં બોલ્યો. "સુધા બ્હેન! આતો કલિયુગની કરામત ચાલે છે,

એમાં સારી યા નરસી લાગણીને વશ થઈ જવું, એ ભૂલ કહેવાય. કલિયુગનું સાચું સ્વરૂપ, જોવા સમજવા આપણે જાતે માગી લીધું છે, પછી એમાં, ગમે તેવા સારા ખોટા પ્રસંગો જોવાના મળે એ સ્વાભાવિક છે. પણ તે પળે, આપણે આપણા મનનો સંયમ ગુમાવવાનો નથી, એ વાત ખૂબ યાદ રાખવી જોઈએ !"

જ્ઞાનનિરંજન, આટલું બોલી મૌન રહી સુધા સામે જોઇ રહ્યો.

"પણ આ મારો રડયો, મર્યાદા મૂકી, કેવા નફ્ટ શબ્દ બોલી ગયો ! કલિયુગની કરામતમાં, તે આવો દેખાય છે, ત્યારે જીવતો જાગતો મારો પીટયો કેવો હશે ?"

સુધાની આંખોમાં આંસુ ભરાયાં.

"સુધા બ્હેન ! રડો નહિ. જીવતો જાગતો જ્યારે જોવા મળશે અને આપણા સંસર્ગમાં આવશે, તે વખતે શા પ્રતિકાર યોજવાના રહેશે, તે આપણા હાથની વાત છે. અસત્યના અંબાર કરતાં સત્યનો કેવળ એક અણુ પણ વધારે બળવાન્ છે, તે ભુલવું જોઇએ નહિ. જુઓ હવે શાન્ત થાઓ. આ પાંચમી વ્યક્તિ હાજર થઇ ગઈ છે."

બંને મૌન થઈ એને જોવા લાગ્યા.

તે બોલતો સંભળાયો "સુધા ! કલ્યાણદાસ દ્વારા તારૂં કલ્યાણ થવાનું નથી. સંસર્ગ અને સત્સંગ તો એમનો રાખવો જોઈએ કે, જેઓ પ્રભુના લાડીલા અને કોડીલા ભક્તો હોય ! કલ્યાણદાસને તો હજુ તંબુરાનો તાર કયાં છે, તેનીયે ખબર નથી, જ્યારે અમારા ભક્તરાજે તો હજારો ભજનો ગાઈ, એવા કેટલાયે તાર તોડી નાંખ્યા છે. ભકિત કરવી હોય તો ભકતોને ઓળખવા જોઇએ. જ્ઞાનનિરંજનની ગતિ તો વિફરેલા વરૂ જેવી છે, ધરાયેલું હોય ત્યાં સુધી પંપાળે અને ભુખ્યું થાય ત્યારે ફાડી ખાય !"

આ શબ્દોની પૂર્ણાહુતિ સાથે તે વ્યકિત અદ્રશ્ય થઈ ગઇ.

સુધાને, હવે કલિયુગની કરામતનાં આવાં દર્શન કરતાં, કંટાળો આવ્યો. તે જ્ઞાનનિરંજન સામે જોઇ બોલી "જ્ઞાનનિરંજનભાઈ! હવે વધારે વ્યકિતઓનાં દર્શન કરવામાં સાર નથી. હવેનો બધો કાફલો, જો આવીજ વાત કર્યા કરશે તો મને એમ લાગે છે કે હું અહિંને અહિં ગાંડી થઇ જઇશ અગર તો ફાટી પડીશ. મારા બાપ! આ મુવાઓનું મેં એવું શું બગાડયું છે કે તેઓ આવી ઉદ્ધત અને અમર્યાદિત વાતો કરી મારૂં અપમાન કરી રહ્યા છે!"

"સુધાબ્હેન! પાછું ભાન ભૂલ્યાં? વારે વારે કેમ ભુલી જાઓ છો કે આ તો કલિયુગની કરામત છે, સાચું કંઇજ નથી! કલિયુગે કૃપા કરી આ દર્શન કરાવવું શરૂ કર્યું છે તો પછી એનો લાભ સ્થિર ચિતે પૂરેપૂરો કેમ ન લેવો?"

જ્ઞાનનિરંજને, એને બ્રમણા ભાગી શાન્ત રહેવા કહ્યું. સુધા ઉપર જ્ઞાનનિરંજનના આ શબ્દોની સારી અસર થઇ. એને પણ પોતાની ભુલ સમજાઈ કે જે દેખાતું હતું, તે કલિયુગની કરામત હતી એટલે એમાં ઇષ્ટિ અનિષ્ટ જે પ્રસંગો ઉપસ્થિત થાય, તેથી આનંદ કે શોકની કાંઈ લાગણી તરફ દોરવાઈ જવાનું હોય નહિ. એણે કલિયુગની આ કરામત, સ્થિર ચિત્તે હવે કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય, જોઈ લેવાનો દ્રઢ સંકલ્પ કરી લીધો. એણે કંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ ને હવે શું આવે છે, તે જોવામાં ગુંથાઈ.

છઠ્ઠી વ્યકિત હાજર થઇ.

તે બોલતી સંભળાઈ. "સુધા! તું તો ગાંડી છે. માની વાત મા જાણે. આપણે, આપણી માનું કહ્યું તો તેટલું જ કરીયે કે, જેટલું જ્યાં સુધી આપણને અનુકુળ હોય! સાસરે જતી યે નથી ને સાસરૂ ભુલતી યે નથી, એ બે વાત કેમ બને? જે તે બાબતનો, સમજી વિચારી નિકાલ લાવવો જોઇએ. જેઓ તને પૂજે છે, તેમને તું તિરસ્કારે છે, જ્યારે તને તિરસ્કારે છે, તેમને તું વળગી રહી છે, તે

બરોબર નથી. આ કલ્યાણભાઈ તો ફોલી ખાવા પેંધ્યા છે !?
બિચારાં ભોળાં છે, એટલે એમને આ વાતની ખબર પડતી
નથી, પણ એટલું સારૂં છે કે તું પેક છે એટલે એમનો ગજ
વાગવાનો નથી. અને પેલી તો "હાપલી" છે. એ તો "બા" "બ્હેન"
કહેતી આખા ઘરમાં ઘુમે છે, કેમ જાણે કે "બા" "બ્હેન" એનાં
એકલીનાં હોય, પણ એને ખબર નથી કે આ તો આ જુના
ઘરની જુની ઉંદરડી જેવી છે. અમારો પગ કાઢવા ફરશે તો એનો
પગ નીકળી જશે. ભક્તિ કરવા તો બધા ભેગા થાય છે, પણ
બધા તેની હેડ ! તે ન આવે તો બધું શુન્યમુન્ય ! અને આવે
ત્યારે આનંદની રેલ ! તે ન બોલે તો તેનું તાળવું બોલે !
ગમે તેવી રમત રમતો હોય, પણ તેનો ભેદ પારખી
લેવામાં, એના જેવો તો કોઈ બીજો ન મળે. તે તમારી બધી વાતો
જાણે ! પાતાળ ફોડીને પણ ખરી વાત લાવે ! એવા જ બીજા પેલા ?
તે બિચારા તારા ઉપર કેટલો બધો ભાવ રાખે છે !
પણ તેની તને ક્યાં કદર છે ? તું તો વળગી, તેને વળગી. કલ્યાણદાસ
અને જ્ઞાનનિરંજનમાં, તેં એવું તે શું ભાળ્યું છે કે તું એમના સિવાય
બીજાં ભાવિક માણસોથી છેટી રહે છે ? તને ખબર નહિ હોય કે
પેલા તારા આવા વર્તનથી, તારી દરેક હીલચાલની બારીક તપાસ
રાખી તારૂં રક્ષણ કરી રહ્યા છે !"

આટલું બોલી તે વ્યક્તિ અદ્રશ્ય થઇ ગઇ. એના આ
શબ્દો પણ, સુધાના હૃદયને આઘાત પહોંચાડે એવા હતા, છતાં તે
કંઇ બોલી નહિ અને સાતમી વ્યક્તિની રાહ જોવા લાગી. સાતમી
વ્યક્તિ હાજર થઇ. તે બોલતી સંભળાઇ.

"આ બધી રમત હું જાણું છું. તે ભક્ત થઇને બેઠો છે,
પણ તેનાં મૂળ ઉંડાં છે. એનું બધું કામ ગણત્રીસર. મોટાઓને
પકડે અને નાનાઓને જકડે.? અને જ્ઞાનનિરંજન, બંનેને
પોતાના હાથમાં રાખ્યાં છે, તે પણ આવી ગણત્રીથીજ.

એનું બોલવું, ચાલવું બધું ભેદ ભરેલું. કોને કેટલી વાત કરવી અને કેવી તે પણ નક્કી. આપણી વાત જાણવા માગે–પણ એની વાત તે કદી પણ ન કરે. ક્યાં જાય અને ક્યાં આવે તેની તો ખબર જ ન પડે. બૈરાંઓના ઘરમાં પડયો પાથર્યો રહે એનો હેતુ શો હશે? પરાયી સ્ત્રીઓની સેવા સુશ્રુષાનો લાભ મળે એ હેતુએ તો તે વારેવારે માંદો પડી જાય છે! નહિતર રોજ શરદી શાની? માંદો ન પડે તો કે ઘરની બૈરી હાજર હોવા છતાં, તેનું માથું ક્યાંથી દબાવે? આવી આવી તો એની અનેક રમતો, એટલે આપણે તો ભ્રમણામાંજ રહી જઇએ! વળી પેલાને ચઢાવી ચઢાવીને કોણ જાણે કે તેને કયા આસ્માને પહોંચાડી દેશે? એને હજાર વાર કહ્યું કે? અને પેલો જ્યાં સુધી તમારી મંડળીમાં આવતા બંધ નહિ થાય, ત્યાં સુધી તમારી મંડળી બરોબર ચાલવાની નથી, માટે એમને તો પહેલી તંક દૂર કરો! પણ મારી વાત સાંભળે કોણ? × × × × જ્ઞાનનિરંજનભાઈ! તમે આ કલ્યાણદાસની સંગે ચઢ્યા છો, પણ જોજો લપસી ન પડો! એ તો ગમે તે કરશે તે ચાલશે, પણ તમારે નહિ ચાલે!"

આ શબ્દો પૂર્ણ થતાં તે વ્યક્તિ અદ્રશ્ય થઈ ગઈ.

હવે આઠમી વ્યક્તિનાં દર્શન થયાં.

તે બોલી "હું બધું જાણું છું અને બધું જાણવા મથું છું. સત્ય અને નીતિ, મને પ્રિય છે. કોઈ પણ વ્યક્તિ, અસત્ય અને અધર્મને માર્ગે ચાલી ન જાય એની તકેદારી હું રાખું છું. મને દરેકની હીલચાલ જોવી ગમે છે. ખરૂં હોય ત્યાં ખોટું અને ખોટું હોય ત્યાં ખરૂં કરી બતાવવાની કળા હું સારી પેઠે જાણું છું. અને એ મારા ખાસ સાથીઓ છે અને તેમાં તે તો મારાં પ્યાદુ છે. તે તમારા દરેક સમાચાર મને આવી પહોંચાડે છે અને અમો એની ચર્ચા કરીએ છીએ. કલ્યાણદાસ દ્વારા તમે જ્યારથી અમારી મંડળીમાં આવવા

લાગ્યાં, ત્યારથી અમોએ નીતિનો ઈજારો રાખ્યો છે અને તમારૂં રક્ષણ કરવા મથી રહ્યા છીએ. અમોએ અમારા પૂરતું મંડળનું મુખ્ય કાર્ય ત્યારથી બાજુએ મૂક્યું છે, જ્યારે તમારા અને તમારા કુટુંબના સમાચાર એકત્ર કરવાનું, તમારી દરેક હીલચાલ ઉપર દેખ-રેખ રાખવાનું, તે સંબંધે ચર્ચા કરી ઠરાવ કરવાનું, તેમજ તેનો પ્રચાર કરવાનું, ધીકતું કામ અમો કેવળ સેવા (!) ની દ્રષ્ટિથી ચલાવી રહ્યા છીએ. અમારી ઝીણવટ ભરેલી દ્રષ્ટિને લીધે, અમો તમને અને તમારા સાથીદારોને સારી પેઠે ઓળખતા થયા છીએ !"

આટલું બોલીને તે વ્યક્તિ અદૃશ્ય થઈ. થોડીવારે નવમી વ્યક્તિ હાજર થઈ.

તે બોલતી સંભળાઈ. "સુધા ! તું અને તારી બા, કલ્યાણદાસ, જ્ઞાનનિરંજન અને એવા અન્ય પુરૂષો સાથે આવો ગાઢ સંબંધ રાખો એ ઇચ્છિવા યોગ્ય નથી. સ્ત્રીઓએ વળી "ભક્તિમંડળ"માં શું કામ જવું પડે ? મેં તો કલ્યાણદાસ અને એના અન્ય સાથીઓને સાફ સાફ સુણાવી દીધેલું કે "સ્ત્રીઓ એ તો નર્કની ખાણો છે. તમારા "ભક્તિમંડળ" માં ભજન કરવા, સાંભળવા કે છેવટે પ્રેક્ષક કે શ્રોતા તરીકે એક પણ સ્ત્રી, આવવી ન જોઈએ. સ્ત્રીઓનો તો હંમેશાં બહિષ્કાર કરવો જોઈએ. તેઓ જાતે તો ડુબે છે, પણ પુરૂષોને પણ ડુબાવતી જાય છે. સ્ત્રીઓ તો શ્રાપ સમાન છે, માટે સ્ત્રીઓને આવતી બંધ કરો, તો તમારૂં "ભક્તિમંડળ" બરાબર ચાલશે, નહિતર નાશ પામશે. હું તો સ્ત્રીવર્ગ તરફ તિરસ્કારથી જોઉં છું અને તેમનો કદી પણ વિશ્વાસ કરતો નથી. તેમનો સંગ અવશ્ય ભયકારક છે. મને તો એક મારી મામી, મારા મામાને જીવતો જાગતો ઉભો મૂકી એક જુવાન સાથે રાતોરાત નાસી ગયેલી અને પછી કદી પણ પાછી નહિ ફરેલી, એ કિસ્સો જોયા પછી સ્ત્રીવર્ગ તરફ એટલો બધો તિરસ્કાર આવ્યો છે કે તેનું વર્ણન મારાથી થઈ શકે નહિ ! તમારે વળી આ "ભક્તિના ખેલ" શા ? સુધા ! હજુ

પણ ડાહી હોય તો આ બધાં ધતીંગ છોડી દે! ભગવાનની ભક્તિ કરવી હોય તો આપણે ઘેર કયાં નથી થઈ શકતી ?"

આટલું બોલીને તે વ્યક્તિ અદૃશ્ય થઈ ગઈ. જ્ઞાનનિરંજન અને સુધા, હજુ પણ આવી બીજી વ્યક્તિઓ હાજર થઈ, પોતપોતાના સ્વરૂપનો પરિચય આપતી જશે અને પોતાના હૃદયના ઉદ્ગાર સંભળાવતી જશે, એવું માની વાતાવરણમાં જે સ્થળે, આ દૃષ્ય દેખાતાં હતાં તે સ્થળે દત્તધ્યાન થઈ જોઈ રહ્યાં હતાં. તેમને છેલ્લી નવમી વ્યક્તિના ગયા પછી લગભગ પાએક કલાક વ્યતિત થઈ ગયેલો હોવા છતાં, જ્યારે બીજું કંઈ દૃષ્ય જણાયું નહિ, ત્યારે તેમણે નવાં દૃષ્ય જોવાની આશા છોડી. તેઓ માની શક્યાં કે હવે કલિયુગની કરામતનાં દર્શન પૂરાં થયાં હતાં. તેમણે પોતાની દૃષ્ટિ તે સ્થાન ઉપરથી ફેરવી અને થોડો સમય એક બીજા સામે જોઈ રહ્યાં.

જ્ઞાનનિરંજન, થોડીવારે બોલ્યો "સુધાબ્હેન! હવે કલિયુગની કરામતનું દર્શન પૂર્ણ થયું છે, માટે હવે આ સ્થાનમાં વધારે સમય બેસી રહેવાની જરૂર નથી. કલિયુગે કૃપા કરી, આપણને જે જોવાનું હતું તે બતાવ્યું છે. માટે હવે આપણે પોતપોતાને ઘેર રવાના થઈ જઈએ એ હિતાવહ છે. ધ્યેય સાધ્ય થઈ ગયા પછી, કલિયુગના ક્રીડાસ્થાનમાં વધારે સમય બેસી રહેવું, એ કદાચ જોખમકારક થઈ પડે એવું મારૂં ધારવું છે! ચાલો ઉડીશું ?"

"હા, હું પણ આ બધું જોઈ કંટાળી ગઈ છું. હવે બીજું નવું કંઈપણ જોવાનું મળે તોયે પણ મારી જોવાની ઇચ્છા નથી, તો પછી હું અહિં હવે એક પળ વધારે શું કામ થોભું ? ચાલો, આપણે આપણ રસ્તે પડીએ, પણ જ્ઞાનનિરંજનભાઈ! આ વિશાળ અને ખુલ્લા મેદાનમાં મારા ઘરનો રસ્તો કઈ દિશામાં હશે, તેનું મને ભાન નથી, તો મારે શું કરવું તે સમજાવશો ?" સુધાએ પ્રત્યુત્તર વાળતાં પોતાની મુશ્કેલી જાહેર કરી. તે ગુંચવાયેલી જણાઈ.

"જરાપણ ખ્યાલ નથી ?"

"ના, હું તે ઉત્તરમાં જાઉં કે પશ્ચિમમાં? તે કંઇપણ સમજાતું નથી! તમે કયી દિશામાં જશો ?"

સુધાએ, જ્ઞાનનિરંજનની દિશા જાણવા પ્રયત્ન કર્યો.

"હું તો જે દિશા તરફથી આવ્યો હતો, તે દિશામાં પાછો ફરીશ!"

"પણ મારે?"

"દિશા ન સુઝતી હોય તો મારી સાથે સાથે ચાલો. એ દિશામાં થોડે દૂર ગયા પછી, કદાચ તમને તમારા ઘરની દિશાનો ખ્યાલ આવી જશે! બાકી વગર સમજે એકલાં કયી દિશામાં જશો ?"

જ્ઞાનનિરંજને, સુધાની મુશ્કેલીનો ઉકેલ આણી આપ્યો.

"એ બરોબર છે. હું તમારી સાથે સાથે આવીશ અને થોડી ઘણી કૂચ થયા પછી મારા ઘરની દિશાનો ખ્યાલ આવેથી હું તે ભણી ચાલી જઇશ. ચાલો ત્યારે!"

આ શબ્દો સાથે સુધા, શિલા ઉપરથી ઉભી થઇ. એણે પોતાનાં વસ્ત્ર ઉપર પવનના તોફાનને લીધે પડેલી, હજુ પણ થોડી ચોંટી રહેલી ધૂળ ખંખેરી નાંખી. વસ્ત્ર ઠીક કર્યાં. ધૂળનાં રજકણો એની સૌંદર્યપૂર્ણ મુખમુદ્રા ઉપર અને તેજસ્વી આંખોમાં ભરાઇ ગયાં હતાં, તેને સાડીના પાલવથી લુછી નાખ્યાં. તે સ્વસ્થ થઇ. જ્ઞાનનિરંજન, પણ સુધાની પાછળ ઉભો થયો અને તેઓ ચાલવા લાગ્યાં. તેઓ શિલાથી લગભગ અર્ધો ગાઉ દૂર ગયાં હશે, એવામાં ચાલતાં ચાલતાં જ્ઞાનનિરંજનના પગ લથડવા લાગ્યા. એને એના મસ્તકમાં ચક્કર આવતાં હોય એવો અનુભવ થવા લાગ્યો. આંખે અંધારાં આવી ગયાં. હૃદયમાં અસહ્ય વેદના અનુભવવા લાગ્યો. તે ચીસ પાડી ઉઠયો અને એકદમ જમીન ઉપર મુર્ચ્છિત થઇ પછડાયો. એની આંખો મીંચાયેલી હતી. શ્વાસ જોરથી ચાલતો હતો. આ બધું એટલા અલ્પ સમયમાં ત્વરિત વેગે બની ગયું હતું કે તે, સુધાને

શું થઇ રહ્યું હતું, તેનો એક શબ્દ પણ કહી શક્યો ન્હોતો. તે બેભાન બનીને પડ્યો. સુધા, ગભરાટને લીધે આકુળ વ્યાકુળ થઈ ગઈ. ભય અને દુ:ખને લીધે, એની આંખો ફાટી ગઈ. જ્ઞાનનિરંજનને જમીન ઉપર પછડાઇ, બેભાન સ્થિતિમાં પડેલો જોઇ, સુધા એની નજીક બેસી ગઈ. એણે, એનો હાથ જ્ઞાનનિરંજનના કપોલપ્રદેશ પર મુકયો. એને જાગૃત કરી ભાનમાં લાવવા તે પ્રયત્ન કરવા લાગી. એનું મસ્તક અત્યંત ઉષ્ણ થઈ ગયું હતું અને કપોલપ્રદેશની નાડીઓ જોરથી ધબકારા મારી રહી હતી. તેને, તેની આવી સ્થિતિ જોઈ અત્યંત દુ:ખ થયું. એના હૃદય ઉપર ભયંકર આઘાત્ લાગ્યો. "જ્ઞાનનિરંજનભાઈ! જ્ઞાનનિરંજનભાઈ! તમને આ શું થઈ ગયું ?" સુધાએ પૂછ્યું.

કંઇ પ્રત્યુત્તર ન મળ્યો. એણે, એના શરીરને ભાનમાં લાવવા ઢંઢોળવા માંડયું, પણ જ્ઞાનનિરંજન ભાનમાં આવ્યો નહિ કે એની આંખ ઉઘડી નહિ. તે જમીન ઉપર ચત્તા પડયો હતો. એની તેજસ્વી મુખમુદ્રા શ્યામ પડતી જતી હતી. એણે, એના હૃદય ઉપર હાથ મુકી જોયો તો તે ધબકતું હતું, પરંતુ એટલા જોરથી કે જાણે હમણાં ફાટી પડશે! હૃદયને ધબકતું જોઇ, એને કંઇક સંતોષ થયો, પણ એની શ્વાસોચ્છ્વાસની ક્રિયા જે પ્રકારે ચાલતી હતી તે અત્યંત નિરાશાજનક હતી. તે શ્વાસોચ્છ્વાસ મૃત્યુશય્યા પર પડેલા કોઇ મનુષ્યના છેલ્લા શ્વાસ ચાલતા હોય, એવા પ્રકારના હતા, તે જોઇ સુધાને અરેરાટી છૂટી અને એનું હૈયું ભરાઇ આવ્યું. એની આંખોમાંથી તીવ્ર લાગણી ભરેલી વેદનાનાં બેચાર આંસુ સરી પડયાં. એને વિચાર થયો કે આ પ્રસંગે શિતલ પાણી હોય તો, એની સહાયથી એમને ભાનમાં લાવી શકાય અગર તો તેમને રાહત આપી શકાય. પણ આ મેદાનમાં તેવું પાણી કયાં હતું, તેની ખબર તેને ન્હોતી. એણે પોતાની દ્રષ્ટિ ચારે બાજુ ફેરવી લીધી. ચારે બાજુ વિશાળ ખુલ્લું મેદાન અને તેની ઢગલે ખડકાયેલી ધૂળ અને રેત સિવાય બીજું કંઇ દેખાતું ન્હોતું. ઘણે દૂર

દેખાતી વૃક્ષરાજિમાં પાણીનું કંઇ સાધન હશે, એમ એણે કલ્પી લીધું પણ ત્યાં પહોંચવું તે વિકટ કાર્ય હતું. એણે જોઇ લીધું હતું કે તે એક બે કલાક સુધી એક ધારી કૂચ કરી તે તરફ જાય તો પણ ત્યાં પહોંચે એમ ન્હોતું. તેમ છતાં તે સાહસ કરી જાય તો, આવી સ્થિતિમાં પડેલા જ્ઞાનનિરંજન પાસે, એની ગેરહાજરી દરમ્યાન એ દીર્ઘ સમય સુધી કોણ ? અને તેટલા સમયમાં તો કોણ જાણે શું બની જાય ? તેના ગભરાટનો પાર રહ્યો નહિ.

જ્ઞાનનિરંજનના દેહનું રક્ષણ કરવા અને એને જાગૃત કરવા તેણે તે સંયોગોમાં એનાથી બનતો સાધ્ય પ્રયત્ન કરી જોયો, પણ એની સ્થિતિમાં કંઇ ફેરફાર થયો નહિ. તે મુક્તકંઠે રડવા લાગી. "ઓ જ્ઞાનનિરંજનભાઇ ! તમે કેમ બોલતા નથી ? તમને આ શું થયું ? તમે ક્યારે જાગશો ? શું તમે મને મારી આવી સ્થિતિમાં અહિં જ રખડાવી દેશો ? ઓ ભાઈ ! ઉઠો, મારું હૃદય ફાટુ ફાટુ થઈ જાય છે ! ઓ પ્રભુ ! આ શું થઈ ગયું ?"

સુધાનું લોહી ઉડી ગયું. તે ગાંડા જેવી થઈ ગઇ. એણે જ્ઞાન-નિરંજનના દેહને ફરીથી ઢંઢોળી નાંખ્યો. મસ્તક ઉપર હાથ મૂક્યો. આ વખતે તેમાં ઉષ્ણતા ન્હોતી. એની આંખો ફાટી ગઇ હતી. શ્વાસ બંધ પડી ગયા હતા. આખું શરીર બરફ જેવું ઠંડુ પડી ગયું હતું. એનામાંથી ચેતના ઓસરી ગઇ હતી. તે શબ જેવો લાગતો હતો. સુધાને છેવટે ખરી વાતની ખબર પડી. તે સમજી શકી કે જ્ઞાનનિરંજનનો આત્મા એનો દેહ ત્યાગી જતો રહ્યો હતો. તે મરી ગયો હતો. તેણે, એનો અને સમસ્ત જગતનો, કાયમને માટે સાથ છોડ્યો હતો. તે એને ફરી જોઇ શકવાની ન્હોતી. એને, એના મરણનો ભયંકર આઘાત લાગ્યો અને તે એકદમ ચીસ પાડી ઉઠી. "ઓ બાપરે !" તે સાથે તેની આંખો ઉઘડી ગઇ. એની સ્વપ્નસૃષ્ટિનો અંત આવ્યો. પ્રેમદુલારી, સુધાને આંક વાગી ગયેલા હોવા છતાં ઉઠેલી ન

હોવાથી, એની ખબર કાઢવા અને ઉઠાડવા, એના ખંડમાં આવી હતી અને તે તેને બોલાવી રહી હતી. તેવામાં એની આંખો ઉઘડી ગઈ હતી. તે જાગૃત થતાં પથારીમાંથી બેઠી થઇ અને એણે એની માને પોતાની સામે ઉભેલી જોઈ.

"કેમ, સુધા ! આજતો બહુ મોડા સુધી ઉંઘી ?"

પ્રેમદુલારીએ સુધાને ઉઠેલી જોઈ કહ્યું.

"કેટલા વાગ્યા ?" સુધાએ પૂછ્યું.

"આઠ તો થઇ ગયા. હમણાં સાડા આઠ વાગશે."

"એમ ? ત્યારે તો બહુ મોડું કહેવાય. ગઈ કાલ રાત્રે બહુ મોડા સુધી ઉંઘ નહિ આવેલી, તેને લીધે આવું બની ગયું !"

"ત્યારે જ મેં તને ઉંઘવા દીધી હતી. પણ જ્યારે આઠ વાગી ગયા, તોયે ઉઠી નહિ ત્યારે તને ઉઠાડવા આવી ! ચાલ હવે, પરવારી લે, નહિંતર પાર નહિ આવે."

એમ કહેતી પ્રેમદુલારી નીચે ગઇ. સુધા પણ તેની પાછળ પાછળ નીચે ગઈ અને પોતાના કામે વળગી.

# પ્રકરણ ૧૦

## સુધાની નવી વાતો!

પાંચ સાત દિવસ પછી કમળા, સુધાને મળવા આવી, તે વખતે સાંજના ચારેક વાગ્યાનો અમલ થયો હતો. પ્રેમદુલારી, કોઈ નજીકના સંબંધીની ગંભીર માંદગીના સમાચાર સાંભળી, તેની ખબર કાઢવા, અમદાવાદ ગઇ હતી, તે હજુ પાછી ફરી ન્હોતી. સુધા ઘરમાં એકલી હતી અને કામકાજથી પરવારી, એના આરામ ખંડમાં પથારીમાં પડી પડી "જ્ઞાનેશ્વરી ગીતા" વાંચી રહી હતી. કમળા, છેલ્લી મળી, તે વખતે તેણે ત્રીજે દિવસે આવી મળવા જણાવેલું, પરંતુ તે પ્રમાણે તે આવી શકી ન્હોતી, એટલે એ આજકાલમાં આવવી જોઇએ, એવું તો એણે ધાર્યું હતું, પરંતુ આજેજ આવી પહોંચશે, એવી ખાત્રી એને ન્હોતી. છતાં એને આવેલી જોઇ, સુધાને ઘણોજ આનંદ થયો. કમળા, સીધી સુધાના ખંડમાં આવી પહોંચી અને સુધા પાસે પથારીમાં બેસી ગઇ. સુધાએ પથારીમાં બેઠી થઇ, એની જગો કરી પોતાની પાસે બેસાડી. અને "ગીતા"ને બાજુએ મુકી દીધી. બંનેને એક બીજાને મળવાથી અત્યંત આનંદ થયો—બંને વાતે વળગ્યાં.

"હું તો પરમ દિવસથી તારી રાહ જોઇ રહી હતી. તે દિવસે કેમ ન આવી?"

સુધાએ પૂછ્યું.

"તે દિવસે બહાર નીકળવાની તૈયારી કરતી હતી, તેવામાં એક બે મહેમાન આવી પહોંચ્યા એટલે નીકળી શકાયું નહિ! અને તે પછી પણ આજ સુધી નીકળી શકી નહિ."

કમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"મને તો એમ થયું કે" સુધા, કમળાનો આ પ્રત્યુત્તર સાંભળી લીધા બાદ હસતાં હસતાં બોલી કે "તું કદાચ અહિં નહિ હોય અને સાસરે ચાલી ગઈ હોઇશ."

"તને મળ્યા સિવાય બારોબાર! સુધા! તું પણ મશ્કરી કરતાં શીખી ખરી?" કમળાએ, સુધાને ધીમેથી ધક્કો મારતાં કહ્યું.

"સાસરે જવામાં કોણ કોની રાહ જોવા રહે છે? ત્યાં જવાનો એકદમ પેગામ આવી પહોંચે તો કદાચ કોઈને મળવા જવાનો સમય પણ ન રહે! અને કોઈ તકલીફ પણ ન ઉઠાવે!" સુધા મશ્કરીમાં બોલી અને પાછળથી મુક્ત કંઠે હસી પડી. કમળાને પણ હસવું તો આવ્યું, પણ થોડું સ્મિત કરી, તેણે હાસ્ય ઉપર સંયમ મેળવ્યો. "એ તો ઠીક, પણ સુધા! આજે પ્રેમદુલારીબા, ઘરમાં નથી કે શું?"

"ના. ગઈ કાલ સાંજથી, અમારા એક સંબંધીની ગંભીર માંદગીના સમાચાર જાણી, તેને જોવા અમદાવાદ ગઈ છે. આજે સાંજે આવે અગર તો એક બે દિવસ ત્યાં વધુ રોકાય, તે બધું ત્યાંના સંયોગો ઉપર આધાર રાખે છે!" સુધાએ ખુલાસો કર્યો.

"ત્યારે તો આપણે આજે વાતોમાં આખી રાત ગાળી નાંખીયે, તોયે કોઈ રોકનાર નથી, એમને?"

કમળાને, પ્રેમદુલારીની ગેરહાજરીને લીધે, વાતો ધરાઈ ધરાઈને તેમજ નિરાંતે થશે, તેનો આનંદ થયો.

"હા, કમળા આજે એવુંજ છે. વળી તું આજની રાત મારી જોડે સુવા અહિં આવે તો વળી ઓરજ મઝા આવે! હવે આવી છે, તો અહિંજ રહી જા! તારા ઘેર સવારે જજે! એમાં કાંઈ વાંધો છે?"

સુધાએ, કમળાને તે રાત, તેની પાસે રહી જવા આગ્રહ કર્યો.

"વાંધો શાનો? પણ મારે આ બાબતની ખબર મારે ઘેર કહી આવવી પડશે. તે સિવાય ન રહી શકું!"

"તે તો દેખીતું છે. પણ તે તો બને એવું છે. સાંજે ઉભી ઉભી જઈ કહી આવજે અગર તો કોઈની સાથે કહેવડાવજે અગર તું કહે તો હું જઈ આવીશ! આજે આપણે રોજ કરીએ છીએ, તે

કરતાં બીજી ઘણી નવી વાતો તને કરવાની છે, એટલે આપણે આખી રાત ભેગાં હોઇશું તો બહુ મઝા આવશે!"

સુધાએ, કમળાને આજની રાત એની જોડે રહી જવાનો ફરી આગ્રહ કર્યો.

"તો હું તે પ્રમાણે ગોઠવીશ અને આપણે આજની રાત ભેગાં રહીશું એજ કે બીજું?"

"હા, એજ."

"પણ ધાર કે પ્રેમદુલારીબા સાંજની ગાડીએ આવી પહોંચ્યાં તો?" કમળાએ શંકા બતાવી.

"તોયે શું? આપણી વાતોને વાંધો આવવાનો નથી. તે તેના ખંડમાં અને આપણે આપણા ખંડમાં! બા, નિરાંતે ઉંઘશે અને આપણે નિરાંતે વાતો કરતાં જાગીશું!" સુધાએ ખુલાસો કર્યો.

"સમજી ગઈ. તારૂં કહેવું બરાબર છે! પણ સુધા! આજે એવી બીજી કયી વાતો હાથ લાગી છે?" કમળાને તે જાણવા જીજ્ઞાસા થઇ આવી.

"છે!"

"તોયે?"

"તે વાતો જરા નિરાંતની છે એટલે આપણે રાત્રે નિરાંતે કરીશું! અત્યારે નહિ!"

"સારૂ, જેવી તારી ઇચ્છા! પણ સુધા! તે દિવસે તું રડવા જેવી થઇ ગયેલી અને તારી આંખોમાં આંસુ હતાં, તેનું ખરૂં કારણ તેં મને પૂછવા છતાં જણાવેલું નહિ, તે આજે જાણવા માગું છું. તે દિવસે શું હતું?"

કમળાએ, તે દિવસની સુધાની ખિન્નતાનું સત્ય કારણ જાણવા માટે, તેને પ્રશ્ન કર્યો.

"તે હું તને કહું છું, ખાસ કંઈ નથી; છતાં મારે તારી જીજ્ઞાસા સંતોષવી જોઇએ, પણ કમળા ! આ વાત મનમાં રાખવા જેવી છે!"

"એમાં મને કહેવાનું હોય ?"

"ના–મને તો તારી ખાત્રી છે, પણ સ્વાભાવિક કહું છું."

"એને માટે વાંધો નહિ. બોલ, ત્યારે શું હતું ?"

"હું સ્વચ્છંદ નહિ, પણ સ્વતંત્રતા જરૂર ઝંખું છું. હું આટલું સાચું અને સંયમી જીવન વ્યતિત કરી રહી છું, છતાં મારી બાએ મારી સ્થિતિ, આ ઘરમાં લગભગ ગુલામ જેવી રાખી છે. તને આશ્ચર્ય થશે કે સુધા, ગુલામ ? હા, પણ એમજ છે. એને મારા ઉપર પ્રેમ છે. મારી બરોબર સંભાળ રાખે છે, પરંતુ એ બધું એની 'હા' એ 'હા' કરીએ ત્યાં સુધી. એની 'હા' વિરૂદ્ધ 'ના' નો સહજ પણ આભાસ થાય તો સમજવું કે 'જ્વાળામુખી' ફાટી નીકળ્યો, પછી ભલેને તે વાત ગમે તેવી નજીવી હોય ! એની અને મારી વિચારસરણીમાં આસ્માન જમીનનો તફાવત હોવાથી, મતભેદની અથડામણ ઘરમાં ઘણી વખત ઉભી થાય છે. પરિણામે તે મને નહિ કહેવાનું કહી નાંખે છે અને રડાવે છે. આથી મને ઘણી વખત એટલો બધો કંટાળો આવી જાય છે કે બળી આ જીંદગી ! આ જીંદગીનો તો હવે અંત આવે તો સારૂં, એવી ઇચ્છા થયા કરે છે !"

સુધા, આટલું બોલી થોડો વખત મૌન રહી.

"પણ એમ કંટાળવાથી શો લાભ ? ઘર હોય એટલે અથડામણ પણ થાય ! પ્રેમદુલારીબા, આમ કંઈ ત્રાસ આપે એવાં નથી !" કમળાએ જણાવ્યું.

"મારૂં કહેવું એવું નથી. કમળા! તને સમજણ ન પડી. મારી બાની દેખરેખ, સંભાળ અને પ્રેમ માટે મને અભિમાન છે. તે, મને મારી આવી ઓશીયાળી સ્થિતિમાં જરા પણ ઓછું ન આવે. એની દરકાર રાખે છે, તે બધું ખરૂં, પણ એને ન ગમતી એવી કોઇ પણ બાબત, તે પછી ગમે તેટલી નિર્દોષ હોય, તોયે જો કરી તો વિફરી બેસે છે, અને હું તો જાણે હૃદયહીન, ભાવનાહીન યંત્ર હોઉં એવી રીતે મારા મન, અને આત્માના અવાજને દબાવી દે છે. હું થાય તેટલું વૈતરૂં કરી છુટું, બને એટલી એની અને એના ઘરની સેવા કરૂં, છતાં સ્હેજ સ્હેજ બાબતમાં એને અવળું પડી જતાં વાર લાગતી નથી અને મને હેરાન કરી મૂકે છે. તે દિવસે મારે મારી એક બ્હેનપણી, જેને તેં હજુ કોઇ દિવસ જોઈ નથી એટલે ઓળખાણ નહિ, તેની સાથે બે ચાર દિવસ માટે યાદવનગર જવા વિચાર હતો, પણ તેણે ચોકખી ના પાડી. મેં કહ્યું 'બા, હું અકળાઇ છું. યાદવનગરમાં શ્રીકૃષ્ણ ભગવાનનું પ્રાચીન મંદિર છે અને ત્યાં ઘણાં સ્ત્રી પુરૂષો યાત્રાર્થે જાય છે. વળી મારી સાથે દેવલતા, એની ભાભી, અને એની બા આવવાનાં છે. જેની સાથે જવાનાં છીએ, તેઓ, પ્રતિષ્ઠિત અને સુખી કુટુંબનાં માણસો છે, પ્રેમાળ, લાગણીવાળાં અને સત્ ચારિત્ર્યવાન છે, માટે મને બે ચાર દિવસ માટે જવા દે–પણ તેણે તો કહી દીધું કે "હમણાં નહિ. જાત્રાએ જવું હશે તો ઘણા દહાડા છે. જ્યાં જવું છે, જેમની સાથે જવું છે, તેમને માટે મારે કોઈપણ જાતનો વાંધો નથી–પણ વાંધો તો માત્ર જે વખતે મારી ઇચ્છા નથી, તે વખતે તું જવા તૈયાર થઈ છે, તે છે. મારી એ બ્હેનપણી અને દેવલતાનો બહુ આગ્રહ હતો એટલે મારી તેમની સાથે જવાની જીજ્ઞાસા તીવ્ર બની ગઈ હતી, એથી મેં, તેને જવા દેવા બહુ આજીજી કરી, પણ એણે ન માન્યું તે ન જ માન્યું. હું રડી પડી. મને બહુ કંટાળો આવ્યો અને સાથે ગુસ્સો પણ એવો જ ચડયો. મેં કહી દીધું કે હું તારે ત્યાં ઓશીયાળો રોટલો ખાઉં છું, તેથી તું મને કોઈ દિવસ

આવો સારો સંગાથ હોય અને બહાર જવાનું મન થાય તોયે જવા દેતી નથી અને દબાવી રાખે છે ! તારી ઇચ્છા થાય ત્યારે તું ગમે ત્યાં જઇ શકે, જ્યારે મને આટલી પણ છૂટ નહિ ! આના કરતાં તો હું મારે સાસરે હોઉં એ વધારે સારૂં ! પછી ત્યાં ભલેને ગમે તેવું દુ:ખ પડે ! સાસરાનું નામ દીધું એટલે તો તે વધારે ચીડાઇ અને ગમે તેમ બોલી. સાસરું સાંભરે છે ? કયા હેત ઉપર ? ત્રાસ આપીને તગડી મૂકી, તોયે હજુ ત્યાં જવાના ઉમળકા આવે છે ! ત્યાં જઇને શું ફેણવાનાં છો ? ચુકેલું ગળવાનું મન થાય છે એમ ને ? છાનામાનાં, ભગવાને, જ્યાં આશરો આપ્યો છે, ત્યાં રોટલા વીણી ખાઓ અને ઇજ્જત-ભેર રહો એટલે બસ છે ! સાસરે જવું હોય તોયે કોણ તેડાવે છે ?"

"આવું આવું ઘણું કહી નાંખ્યું. હું ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગી. ખરી હકીકત એવી છે કે તે સ્વાર્થની સગી છે. એના ઘરનો બધો બોજો, મેં ઉપાડી લીધેલો હોવાથી, એને તે બાબતથી ઘણી નિરાંત છે. પરિણામે તે ગમે ત્યાં જઇ શકે છે, ગમે તેમ ફરી શકે છે. ઘરનું કંઈ કામ કરવાનું તેને રહેતું નથી. ન્યાત, જાત, સગા, સંબંધી, મ્હેમાન, કાણ, મ્હોંકાણ એ બધામાં હું; એટલે એ સંસાર વ્યવહારની આવી ભાંજગડોમાંથી બચી જાય છે અને નિશ્ચિંતચિત્તે રહી શકે છે. આથી, જીંદગીપર્યંત હું અહિં રહું, એમાં એણે પોતાનો લાભ અને સ્વાર્થ જોયો છે—પણ પોતાના સ્વાર્થની ખાતર પોતાની દીકરીની આખી જીંદગી વેડફાઇ જાય છે, એનો વિચાર એને આવતો નથી અગર આવે છે તો તેને દબાવી દે છે ! આટલો સ્વાર્થ સાધવો છે, દીકરીના જીવનનો ભોગ લેવો છે, તોયે આટલી નજીવી બાબત જેટલું સ્વાતંત્ર્ય પણ તેને આપવું નથી અને ગુલામથી પણ અધિક પરતંત્ર સ્થિતિમાં તે મને કચડી રહી છે. તે દિવસે આ બાબત હતી. મને પછી બહુ ખોટું લાગ્યું. હું ખૂબ રડી. રડી રડીને થાકી ગઈ. તે તો પછી, મને એવી સ્થિતિમાં મુકી બહાર ચાલી ગઇ અને તારા આવ્યા પછી આવી. તેના ગયા પછી મેં મારા મનને વાર્યું અને જવાની

જીજ્ઞાસા જતી કરી. મારી બ્હેનપણીને કહેવડાવી દીધું કે હું નહિ આવી શકું. વિવેકબુદ્ધિથી મનનું શાંત્વન કરી, હું તે બાબત વિસરવા લાગી એટલામાં તું આવી પહોંચી. તે દિવસની મારી ખિન્નતાનું કારણ આ પ્રસંગ હતો."

આટલું બોલી સુધા મૌન રહી.

કમળા, આ બધું સાંભળી લીધા પછી થોડોક વખત તો મૌન રહી, પણ પછીથી બોલી "ત્યારે તે દિવસની ભાંજગડ આ હતી એમને ? તમે મા દીકરી બંને પાકાં તો ખરાં કે ગમે તેમ લડી પડયાં હો તોયે બહારની દુનિયા એમાંનું કંઇ પણ ન જાણે. હું તે દિવસે આવી, ત્યારે તું તો માત્ર ઉદાસ જેવી જણાતી હતી એટલું જ, બાકી પૂછવા છતાં પણ આ વાત વિષે તેં એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન્હોતો. પ્રેમદુલારીબા તો એ દિવસે જાણે તારી ચિંતાથી સળગી રહ્યાં હોય એવાં જણાતાં હતાં, છતાં જાણે કંઇજ બન્યું નથી, એમ બધી વાત દબાવી રાખી, પોતાની ભુલ છૂપાવી રહ્યાં હતાં ! કારણો કંઈ હતાં, પ્રસંગ કંઈ હતો, ત્યારે વાતો કંઇ જુદા પ્રકારની કરતાં હતાં ! સહાનુભૂતિ બતાવી રહ્યાં હતાં, છતાં તારી ગમગીનીનો ઉપદ્રવ એમણે ઉભો કર્યો હતો ! "ચોર કોટવાલને દંડે" એવો ન્યાય હતો ! માયે જબરી ને દીકરીયે જબરી !"

કમળાએ ઉદ્‌ગાર કાઢ્યા.

"તારા હાથમાં વાત આવી એટલે તું તંત નહિ છોડે ! બોલ, હવે ચ્હા બનાવીશું કે આમને આમ બેસી રહીશું ?"

સુધાએ કહ્યું.

"ચ્હા તો પીવી પડશે." કમળાએ પ્રત્યુત્તર વાળ્યો. બંને સાથે ઉઠયાં. ઘરના નીચેના ભાગમાં આવી ચ્હા, તૈયાર કરી, ચ્હા પી ઉપર ગયાં.



## પ્રકરણ ૧૧

## સ્નેહની સંવેદના

સુધાએ, જ્ઞાનનિરંજનને કલ્યાણદાસને ત્યાં તે રાત્રે, એની જીંદગીમાં પહેલીજ વાર જોયો હતો. એનું પ્રવચન પણ પહેલીજ વાર સાંભળ્યું હતું. કલ્યાણદાસે, એમનો કરાવેલો પરિચય પણ પહેલીજ વારનો હતો. અરસસપરસ "નમસ્તે" પણ ત્યાંજ થયા હતા અને તે પણ બંનેના જીવનમાં પહેલીજ વારના હતા. છતાં એની અસર બંનેના જીવન માટે, બંને જાણે દીર્ઘ સમયનાં પરિચિત ન હોય એટલી ભારે અને અદ્‌ભુત નીવડી હતી. સુધાને આ બધું સ્મરણમાં હતું, તોયે સ્મરણમાં લાવી રહી હતી. પ્રવચન દરમ્યાન "કાકાપુરાણ" નો જે કેટલોક ભાગ વંચાયેલો, તેની કેટલીક કડીઓ એને યાદ રહી ગઈ હતી અને એના મસ્તિષ્કમાં ગુંજતી હતી. સાચી ભક્તિના સાચા સ્વરૂપનું, જે માર્ગદર્શન, જ્ઞાનનિરંજને, પોતાની સરલ અને સચોટ ભાષામાં, પ્રવચન દરમ્યાન કરાવ્યું હતું, તેની સત્યતા અને રૂપરેખા એને સ્પષ્ટ સમજાઈ ગઈ હતી. તે દિવસે એણે, એક એવા પુરૂષનું દર્શન કર્યું હતું કે જે પુરૂષ, એને માત્ર અલ્પ સમયમાં પણ એના આત્માને, અનંત સત્યપ્રકાશના રાહ પર દોરી જતો જણાયો હતો. એની વાણીમાં મીઠાશ હતી, પણ ખુશામત ન્હોતી. એના હૃદયમાં સંવેદના હતી, છતાં કાર્યના કાળ-જાને કોરી ખાનારો ખોટો વેગ ન્હોતો. એની આંખોમાં તેજ હતું, પ્રકાશ પાથરવા માટે, કોઇને આંજવા માટે નહિ. તે એક એવો હતો કે જે જીવન જાણતો હતો, જીવન શોધતો હતો અને જીવન પોષતો હતો. જ્ઞાનનિરંજન ગયો હતો, પણ તેનું જ્ઞાન, જાણે એને દોરી રહ્યું હોય, એમ એના હૃદયમાં, અનેક પ્રકારનાં પ્રકાશ તરંગો જાગતાં એને જણાતાં હતાં. ન સમજી શકાય એવી નિર્દોષ ભાવના, એના હૃદયને આનંદ આપી રહી હતી. તે નિરાશ હૃદયે આવી હતી, જ્યારે આશા ભર્યા હૈયે પાછી ફરી હતી.

એના જીવનમાં દેખીતી રીતે કંઇજ બન્યું ન્હોતું, તોયે નવા જીવનના આગમનના પડઘા પડતા એને સંભળાતા હતા. ઘેર ગયા પછીની રાત મોડા સમય સુધી યાતના ભરી નીવડી હતી, છતાં એ યાતનાના ઉંડાણમાં, સુખની સાચી સંવેદનાનાં, આ મંથનોએ અદ્‌ભૂત સ્વપ્નસૃષ્ટિ રચી નાંખી અને વર્ષોના સહવાસ છતાં કોઈ બે જીવન, વિકારરહિત નિર્દોષ પ્રેમભાવ ઝીલતાં ન થઈ શકે એટલો બધો સાચો અને નિર્દોષ પ્રેમભાવ ઉભરાતો, એ સ્વપ્નસૃષ્ટિમાં જણાઈ આવ્યો હતો. જ્ઞાનનિરંજનનું દર્શન, એનું પ્રવચન, એનો પરિચય અને તે રાતનું તે અદ્‌ભૂત સ્વપ્ન, સુધાના હૃદયને અત્યંત આનંદ આપી રહ્યું હતું. સ્વપ્નસૃષ્ટિનાં બધાં દ્રશ્યો સ્મૃતિતટ પરથી ભુંસાઈ ન જાય, એ હેતુથી તે વારંવાર યાદ કરી રહી હતી–તાજનં બનાવી રહી હતી. સુધાને, આ બધી વાતો કમળાને કહી નાંખવાનું મન થઈ આવ્યું હતું. કલ્યાણદાસને ત્યાં, તે રાત્રે આવી ગયા પછી જ્ઞાનનિરંજન, હજુ આટલા દિવસ દરમ્યાન, બીજી વખત કલ્યાણ-દાસના ઘર તરફ, એણે આપેલા વચન પ્રમાણે હજુ સુધી આવ્યો ન્હોતો. સુધાને, એને ફરી મળવાની અત્યંત તીવ્ર જીજ્ઞાસા હતી, તે રાત્રે થયેલો પરિચય, વધારે ગાઢ બને અને તેઓ બંને એક બીજાનાં મિત્ર થઇ રહે, એ એની ભાવના હતી. તે દિવસો દરમ્યાન તે ઘણી વાર વિચાર કરતી કે “ જ્ઞાનનિરંજન શું ફરી નહિ આવે ? તે રાત્રે થયેલો એટલો અલ્પ પરિચય, અરસ્પરસના વારંવારના મિલનથી નહિ વધારી શકાય ? કલ્યાણદાસને ત્યાં ફરી આવે તો, એને બાની સંમતિ લઈ, પોતાને ત્યાં એક દિવસ આવી જવાનું, આમંત્રણ ન આપી શકું ? એની જ્ઞાનબુદ્ધિથી ચમકતી અમૃતમયી વાણીનું પાન ન કરી શકું ? કોઇ જાતના વિકાર સિવાય, બે સ્ત્રી પુરૂષ, હૃદયનાં સાચાં મિત્ર ન બની શકે ? હું મિત્ર થવાની અધિકારી ન હોઉં તો એવા જ્ઞાની પુરૂષની શિષ્યા ન થઈ શકું ? મારા હૃદય આસન ઉપર, એને ગુરૂ તરીકે ન સ્થાપી શકું ? હા, પણ સુધા ! આટલા

અલ્પ પરિચયમાં તું એની આટલી બધી કિંમત આંકી રહી છે, તે સાચી હશે? શું ખરેખર તે જ્ઞાની હતો? જ્ઞાન, સંયમ અને ચારિત્ર્ય એ બધું એનામાં એકત્ર હશે? સુધા! એવું શું બની રહ્યું છે કે આ પુરૂષે તારા હૃદય ઉપર આટલી બધી અસર કરી છે?"

સુધા અને પ્રેમદુલારી બંને પણ, તે દિવસો દરમ્યાન એક વખત જ્ઞાનનિરંજન વિષે, વાત કરી ચૂક્યાં હતાં. સુધાને, એની વાત કરવામાં રસ હતો, પણ માતા જ્યાં સુધી એની વાત ન કાઢે, ત્યાં સુધી એનાથી બોલાય એમ ન્હોતું. તે દિવસે મા–દીકરી બપોરના જમી પરવારી શાન્તિથી બેઠાં હતાં, તે વખતે પ્રેમદુલારીએ જ વાત શરૂ કરી. "સુધા! જ્ઞાનનિરંજનભાઇ તો તે રાત્રે આવીને ગયા તે ફરી દેખાયા જ નહિ. તેમણે કલ્યાણભાઈને ત્યાં ફરી આવવા કહેલું, પણ હજુ સુધી આવ્યા નથી. હું ઘણા સારા માણસોના પરિચયમાં આવી છું, પરંતુ આવી જાતનો આવો પુરૂષ તો મેં આ પહેલી જ વાર જોયો! તે જેવો દેખાય છે, એથી અધિક છે. એની વાણીમાં, જ્ઞાનના જે ચમકારા દેખાય છે, તે કરતાં એના મસ્તકમાં, જ્ઞાનનો ભારે ખજાનો ભરેલો જણાય છે. આવું હોવા છતાં નિરભિમાની, નમ્ર વિનયી, દયાળુ અને અલિપ્ત રહી શકે છે, તેજ મહત્વની બાબત છે! મારૂં કહેવું ખોટું છે, સુધા?"

"ના, બા! "સુધા પ્રત્યુત્તર આપતી બોલી" તારૂં કહેવું સત્ય છે. તે તેવા જ છે. કદાચ તું કહે છે, એથી પણ કદાચ અધિક હશે...પણ..."

સુધા, એટલું બોલી અટકી પડી.

"પણ શું? કેમ અટકી પડી?"

પ્રેમદુલારીએ, સુધાને આગળ બોલતી અકટતી જોઈ, જીજ્ઞાસાથી પૂછ્યું.

"આપણો પરિચય તો આટલેથી જ અટકયોને ? લાંબો પરિચય થાય તો જ, આપણે એમને પૂરેપૂરા ઓળખી શકીએ ને ?"

"તે પણ થશે, સુધા ! મારો આત્મા તો એમ કહે છે કે તે પણ આપણા ગાઢ સંપર્કમાં આવશે ! આવા પુરૂષોનો સંબંધ થવો મુશ્કેલ હોય છે, પણ જ્યારે થઈ જાય છે, ત્યારે દિનપ્રતિદિન વધતો રહે છે અને કદી તૂટતો પણ નથી !" પ્રેમદુલારીએ જણાવ્યું.

"પણ તે તો, તેઓ આપણે ત્યાં આવે અગર તો આપણે તેમને ત્યાં જઈએ, ત્યારે બનેને ?"

સુધાએ, પરિચય વધવામાં શંકા બતાવી, તેનો ઉપાય સુચવ્યો.

"તેવું પણ થશે, સુધા ! હવે થોડા દિવસમાં જ્યારે, કલ્યાણભાઇને ત્યાં આવશે ત્યારે, આપણે ખાસ આમંત્રણ આપી, તેમને આપણે ઘેર બોલાવી લાવીશું."

પ્રેમદુલારીએ, પોતાનો વિચાર જાહેર કર્યો.

"પણ આવે છે કયાં ? મુદ્દાની વાત તો તેજ છે કે તેઓ એકાદ દિવસ, કલ્યાણકાકાને ત્યાં આવશે એ દિવસજ, ઘણો દૂર છે ને ?" સુધા બોલી.

"ના, ના, તે પણ દૂર નથી. મને તો તે દિવસ નજીકમાંજ દેખાય છે !"

"એવું શા આધારે કહે છે ?"

"તે રાત્રે મેં જોઇ લીધું છે. આપણો પરિચય કરતાં, એના હૃદયમાં આપણા તરફ, સહાનુભૂતિ ઉભરાઇ આવી હતી. તેનું દીલ આપણી તરફ ઢળેલું હતું ! સુધા ! તેઓ આવશે તો, આપણે એનું સારૂં સ્વાગત કરીશું અને તેનાં પરિચિત સ્ત્રી પુરૂષોમાં, આપણે ઉંચું સ્થાન લઇ લઇશું !"

પ્રેમદુલારીએ, જ્ઞાનનિરંજનના પરિચય સંબંધનો, મક્કમ મનોભાવ વ્યક્ત કર્યો.

તે વાતચિત પછી, મા દીકરી, એ દિવસની રાહ જોઇ રહ્યાં હતાં. જ્ઞાનનિરંજન વિષે, તેમણે કલ્યાણદાસને પણ પાંચસાત વખત પૃચ્છા કરી જોઇ હતી, તેમજ તેને બોલાવી બોલવા આગ્રહ ભરી વિનંતિ કરી હતી. કલ્યાણદાસે, એમનો એ સંદેશ જ્ઞાનનિરંજનને પહોંચાડયો હતો અને જ્ઞાનનિરંજને, એના પ્રત્યુત્તરમાં પોતે એક વખત જરૂર આવશે, એમ કહેવડાવ્યું હતું. મા દીકરી, આ સાંભળી રાજી થયાં હતાં અને પહેલાં જે આશા, આભાસ જેવી હતી, તે આશા, હવે નક્કર સ્વરૂપ લઇ રહી હતી, તેનો તેમને સંતોષ હતો.



# પ્રકરણ ૧૨

## સુધા પોતે !

સુધાનું વય અઠ્ઠાવીસેક વર્ષનું હતું. તેના શરીરનો બાંધો, મધ્યમ કદનો અને તેનાં અવયવ ઘાટીલાં હતાં. શરીરનો વર્ણ રતાશ પડતો ગૌર અને પવિત્રતાના તેજથી દીપતો હતો. એની આંખોની તેજસ્વીતા, એની ઉચ્ચ બુદ્ધિમત્તાની અને ગૌરવશાળી આત્માની સાક્ષી પૂરતાં હતાં. એનું કપાળ ભવ્ય અને ઉપસેલું હતું. એની મુખમુદ્રા ઉપર શાન્તિની છાયા છવાયેલી જણાતી છતાં, એના ઉંડાણમાં એક પ્રકારની ગ્લાનિ, દ્રષ્ટિગોચર થયા સિવાય રહેતી નહિ. એની વાણી, અત્યંત મીઠી હતી અને હસતી ત્યારે, એના ઉદાત્ત હૃદયના ચમકારા જણાયા સિવાય રહેતા નહિ. તેના બેસવા, ઉઠવા, બોલવા વિગેરે બધા વ્યવહારમાં એની ઉચ્ચ પ્રતિભા દૃષ્ટિગોચર થતી અને એને લીધે, જેઓ એના પરિચયમાં આવતાં, તેઓ બધાં, એના તરફ આકર્ષાયેલાં રહેતાં. પરિણામે આનંદપુરમાં એને ઘણાં સ્ત્રીપુરૂષ ઓળખતાં અને તેના તરફ સદ્ભાવ રાખતાં. કેટલાંક મનુષ્યોમાં, પરમાત્માએ એવી બુદ્ધિ મૂકેલી હોય છે કે, તેઓને કહેવાતી કેળવણી ઓછી મળે, તોયે એમની બુદ્ધિમત્તાને લીધે, તેઓ કહેવાતી સારી કેળવણી પ્રાપ્ત કરેલાં સ્ત્રીપુરૂષો કરતાં પણ, ઘણી સારી શક્તિ ધરાવે છે. તેઓ સમાજમાંથી તેમ જ પુસ્તકોમાંથી પોતાની અદ્ભુત ગ્રહણ-શક્તિને લીધે, એટલું બધું જ્ઞાન પ્રાપ્ત કરી લે છે કે નિશાળોમાં અને કૉલેજોમાં ઘણું "ગોખી" બહાર પડેલાં, સ્ત્રીપુરૂષો કરતાં પણ, તેઓ વધારે જાણે છે અને દીપી શકે છે. સુધાની બુદ્ધિમત્તા આવા પ્રકારની હતી. એણે કહેવાતી કેળવણી ઓછી લીધી હતી, પણ તેણે ઘણું ગ્રહણ કર્યું હતું. આથી એના પરિચયમાં આવતાં એની આવી બુદ્ધિના ચમકારા કોઇને પણ જણાયા સિવાય રહેતા નહિ. તેનો સ્વભાવ, મિલનસાર હતો, તેવો જ સ્વતંત્ર હતો. કહેવું દરેકનું સાંભળે,

પણ તેને પોતાને શું કરવાનું રહે છે, તેનો નિર્ણય વિવેકબુદ્ધિથી કરી, તે તે પ્રમાણે વર્ત્તતી. એની પ્રકૃતિમાં, સંયમ અને સહનશીલતા, જન્મથી જ વસી રહ્યાં હતાં. પરિણામે, એની સેવાભાવના ઉચ્ચ બની હતી. આથી તો એના શરીરને કષ્ટ પડે, તોયે આડોસી-પાડોશી, સગાંસંબંધીમાં, કોઈનું પણ ટાંપુ કરી છૂટતી. એના હૃદયની ભાવના, હમેશાં શુભને શોધતી. એનામાં, એના અધિકાર પુરતું જ્ઞાન; સત્ય અને ધર્મનો, સાચો સમન્વય થયેલો હોઈ, તે નિડર બની હતી. એની નૈતિક હિંમત દિનપ્રતિદિન વધતી જતી હતી. પતિથી ત્યજાએલી સ્થિતિમાં, વર્ષોથી પિતૃગૃહે રહેતી, આવી સુંદર, આકર્ષક અને યુવાન સ્ત્રી, એના વિકારોને કેમ શમાવી શકી હતી, તેનું સર્વને આશ્ચર્ય થતું. જુવાનીના જોશ સાથે વિકારો વધતા જાય છે, પણ શમતા નથી, એ જગતનો રોજનો અનુભવ છે, પરંતુ સુધાના સંયમે તો વિકારોને વશ કરી, એના ઉપર પોતાનું પ્રભુત્વ જમાવ્યું હતું અને એનું જીવન, શુદ્ધ સ્ફટિક જેવું નિર્મળ અને નિષ્કલંક રહેલું જોઈ, જગત્ જે વ્યક્તિગત પાપ અને પાખંડને શોધે છે, પરંતુ સમષ્ટિગત, સત્ય અને ધર્મને માની, એને પૂજે છે, એવું જગત્, એની મુક્તકંઠે પ્રશંસા કરતું. વિકારોને શમાવવાથી મળતું આત્માનું અદ્ભુત તેજ કોઇ કોઈ વાર એની આકર્ષક આંખોમાં ઝગાહળી ઉઠતું, ત્યારે ગમે તેવી વ્યક્તિને પણ દિગ્મૂઢ બનાવી દેતું. એણે પોતાની આવી સ્થિતિમાં, પોતાના જીવનને સુખરૂપ બનાવવાનો પ્રયત્ન, આરંભ્યો હતો અને તે ચાલુ હતો. પરંતુ તેના મનની ગ્લાનિ હજુ સુધી દૂર થઇ ન્હોતી. સત્ય અને સંયમના તેજથી દીપતું એનું જીવન, દુઃખ અને ચિંતાની ઉષ્ણતાથી તપી રહ્યું હતું. એના હૃદયમાં નિશ્વાસ અને મનમાં અનેક વ્યથાઓનો ઉપદ્રવ ભરેલો હતો. માતાનો એના ઉપર અત્યંત પ્રેમ હતો, પણ જ્યારે નજીવા કારણસર માતા, ક્રોધાવેશમાં આવી જઈ, એને કંઈ બોલતી, ત્યારે તેની ખિન્નતાનો અવધિ રહેતો નહિ. સત્ય અને

પવિત્રતાના રાહ ઉપર હોવા છતાં, એને એની આવી સ્થિતિ અસહાય લાગતી. એને, પોતાનો વિશ્વાસ અટકતો જણાતો. એની દૃષ્ટિ સમક્ષ તરવરતો ભૂતકાળ અને વર્ત્તમાન, એના ભાવિ જીવનને અંધકારમય બનાવી દેતાં જણાતાં હતાં. સારાં ધાર્મિક પુસ્તકોને એણે, પોતાનાં સાથી બનાવ્યાં હતાં અને તે દ્વારા, તેના આત્માને ઘણી શાન્તિ મળતી, પરંતુ તે શાન્તિ ક્ષણભંગુર રહેતી. એકલી પડી વિચારોમાં ચઢે, ત્યારે અશાન્તિનો ભયંકર રાહુ, એના મન અને આત્માને ઘેરી લઈ, નિસ્તેજ બનાવી મૂકતો. એની મુંઝવણ વધી પડતી અને એની ગુંચવણોનો ઉકેલ, એનાથી થઈ શકતો નહિ. આવી રીતે એનું જીવન, દુઃખ હોવા છતાં સુખ શોધી શકતું નહિ, અને સુખ શોધવા છતાં, દુઃખથી અલિપ્ત રહી શકતું નહિ. એના જીવનમાં સુખ અને દુઃખનું કોઇ ધોરણ સ્પષ્ટ જણાતું નહિ. જગત્ સાગરનાં અગાધ, ઉંડાં અને ઉન્મત્ત પાણી ઉપર એની જીવનનૌકા, સુકાન હાથમાં હોવા છતાં, દિશા અને ધ્યેયની સમજણ વગર, ગોથાં ખાઇ રહી હતી.



# પ્રકરણ ૧૩
## ગુરૂ કે મિત્ર ?

રાત પડે તે અગાઉ અમદાવાદથી આનંદપુર આવનારી બે ત્રણ ગાડીઓ આવી ગઈ, પરંતુ પ્રેમદુલારી દેખાઇ નહિ એટલે સુધા અને કમળાને તેના રોકાઈ જવાની ખાત્રી થઈ. સુધાના આગ્રહથી કમળા ઉભી ઉભી એના ઘેર જઇ પોતે આજની રાત સુધાને ત્યાં રોકાશે એવું જણાવી પાછી ફરી. સુધાનું મન નિશ્ચિંત થયું અને કમળાને ધરાઈ ધરાઇને વાતો કરવાનો અનુકુળ યોગ આવી મળ્યો તે બદલનો અત્યંત હર્ષ થયો. બંનેયે સાથે મળી રસોઈ કરી ભોજનનું કાર્ય આટોપી લીધું, તેમજ બીજું આવશ્યક ગૃહકાર્ય પતાવી દઈ શાન્તિથી બેઠાં. રાતના આઠેક વાગ્યા હતા. કલ્યાણદાસ અને હીરા, પ્રેમદુલારીની ગેરહાજરીને લીધે, સુધા એકલી હતી તેથી વારાફરતી ખબર કાઢવા આવ્યાં, પણ કમળા અને સુધાને વાતે ચઢેલાં જોઈ, વધારે વખત નહિ રોકાતાં એમને ઘેર ચાલ્યાં ગયાં. સુધા અને કમળા આજે બીલકુલ એકલાં રહેવા માગતાં હતાં અને બીજાઓની સાથે વાતે વળી એમનો સમય ગુમાવવા ઇચ્છતાં નહોતાં. તેમના ગયા પછી સુધા મેડા ઉપરથી નીચે આવી અને ઘરનો તે ભાગ બંધ કરી, બહારના દાદર વાટે ઉપર ચાલી ગઇ. જતાં જતાં દાદરનાં જીનાનાં દ્વાર બંધ કરી, અંદરથી સાંકળ વાસી કમળા પાસે જઇ બેઠી.

" હવે, આપણે એકલાં છીએ. બધું બંધ કરી લીધું છે એટલે પાડોશમાંથી પણ કોઇ બેસવા આવશે નહિ. હવે આપણે નિરાંતે વાતો કરીશું "

સુધાએ, કમળાની પાસે આસન લીધા બાદ જણાવ્યું. " અને તે પણ આખી રાત ! " કમળાએ હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

" એતુંજ થવાનું છે. આજે કેટલીક વાતો એવી છે કે તેમાં રાત આખી જાય તોયે ખબર ન પડે ! "

સુધા બોલી.

"એવું તે શું છે?" કમળાની જીજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરાવા લાગી.

"તે હું તને હમણાં કહું છું. પણ કમળા! તું જ્ઞાનનિરંજનભાઈને ઓળખે છે?"

આ પ્રશ્ન પૂછી, સુધા, કમળાની મુખમુદ્રા સામે તાકી રહી.

"ના" કમળાએ થોડોક સમય વિચાર કર્યા બાદ પ્રત્યુત્તર વાળ્યો,

"નામ પણ નથી સાંભળ્યું?"

"ના"

"કદી જોયા પણ નથી?"

"ના, પણ તે છે કોણ?"

"આનંદપુરનો એક અદ્દભૂત માનવી!"

"તું ક્યાંથી ઓળખે? તેં ક્યાંથી જોયો?"

કમળાની જીજ્ઞાસા વધવા લાગી. સુધાએ, તે કલ્યાણદાસના મિત્ર હોઈ, તેમને ત્યાં એક દિવસ એમના ખાસ આમંત્રણને માન આપી તેમના આગ્રહને વશ થઇ, આવ્યા હતા અને પ્રવચન કર્યું હતું; વિગેરે હકીકત સવિસ્તર રીતે તે રાતની એને કહી સંભળાવી અને ઉમેર્યું કે "કલ્યાણદાસે એમનો પરિચય કરાવી આપ્યો છે અને જ્ઞાનનિરંજનભાઇએ કોઈ કોઈ વખત આ તરફ આવી જવા વચન આપ્યું છે!"

"તે પ્રમાણે તે ફરી આવી ગયા ખરા?" કમળાએ પૂછ્યું.

"ના, હજુ સુધી તો નથી આવ્યા!"

"ત્યારે તો માત્ર તે રાત પૂરતોજ પરિચય! એટલામાં તેં એનામાં એટલી બધી શી અદ્દભુતતા દેખી કે તેને એક અદ્દભૂત મનુષ્ય તરીકે જાહેર કરે છે?"

કમળા આટલું બોલી હસી પડી.

"તે તો હું તને સમજાવી શકું એમ નથી, છતાં મારી પોતાની ખાત્રી તો અવશ્ય થઇ ગઈ છે કે તે ખરેખર એક અદ્દભુત પુરૂષ છે!"

"પણ એવી ખાત્રી થવાનું કાંઈ કારણ તો હોવું જોઇએ ને કે પછી એમને એમ? જે મનુષ્યનો એક વખત માટે અલ્પ પરિચય થયો, તેનું એક પ્રવચન સાંભળ્યું, એટલામાં એની અદ્દભુતતા અથવા ઉચ્ચ બુદ્ધિમત્તાનો શો નિર્ણય થઈ શકે? જ્ઞાનની વાતો કરનારા કંઈ ખરેખરા જ્ઞાની હોતા નથી, એમ શાસ્ત્રોમાં પણ કહ્યું છે! વાણીવિલાસ કરી પોતાને માટે સારી છાપ પાડી દેવી તે આજકાલની એક કળા છે! જેઓ આ કળા જાણે છે, તેઓ બધા કંઇ, તેઓ જે કંઈ કહે છે, તેના જાણકાર હોતા નથી."

કમળાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"એટલે?" સુધા વિચારમાંથી જાગૃત થતી હોય એવી રીતે બોલી ઉઠી.

"તેઓ પોતે જે વસ્તુ જાણતા નથી, તેનું પ્રવચન કરે છે. જે નિયમો એમને બંધનકારક હોતા નથી, તેનું તેઓ ઉદ્દબોધન કરે છે અને જે જે સિદ્ધાંતોને તેઓ સ્વીકારી લે, તેને અનુસાર પોતાનું જીવન ઘડતા નથી, તે તે સિદ્ધાંતોનો તેઓ પ્રચાર કરે છે. એમના વિચાર, વાણી અને વર્તનમાં કદી પણ એકવાકયતા હોતી નથી."

કમળાએ, સુધાએ ઉઠાવેલા પ્રશ્નનો જરા વધારે સ્ફોટ કરતાં જણાવ્યું.

"તે કદાચ સાચું હશે, પણ આ પુરૂષની વાત તો તદ્દન નિરાળી છે! મને તો એના વિચાર, વાણી અને વર્તનમાં સામ્ય હોય એવું જણાઈ આવે છે!" "આવો નિર્ણય કરવા પૂરતો તેનો અંગત અનુભવ તને થયો છે?"

" ના, એ વાત તો મેં તને શરૂઆતથી જણાવી દીધી છે કે તે રાત્રિના અલ્પપરિચય સિવાય એના જીવન વિષે મને કંઈ અનુભવ નથી, તેમ હું કંઇ જાણતી નથી !" સુધાએ જણાવ્યું.

" તો, પછી આવા નિર્ણય ઉપર અવાય શી રીતે ?"

કમળાએ પૂછ્યું.

" મને એમ લાગ્યું કે તે જે કંઈ કહે છે તે, તે જે કંઈ જાણે છે, એથી ઘણું જ ઓછું છે. વળી એનામાં એક સાચા પુરૂષની સાચી સેવાભાવના, ઓતપ્રોત થઈ રહેલી જણાય છે. એના દેહ કરતાં એનું હૃદય વધારે વિશાળ છે. હૃદય કરતાં એના આત્માની વિશાળતા વધારે છે. તેની નમ્રતા, તેની નિરભિમાની વૃત્તિ અને નિસ્પૃહી મનોદશા, એના આત્માનો અદ્‌ભૂત વૈભવ દર્શાવી રહ્યો છે. આવા અદ્‌ભૂત ગુણો ધરાવનાર પુરૂષ અદ્‌ભૂત કેમ ન ગણાય ?"

" ગણાય ! તારે ગણવા હોય તો ગણી શકે છે ! પ્રત્યેક વ્યક્તિને પોતાના સ્વતંત્ર અભિપ્રાયને વ્યક્ત કરવાની છૂટ છે !—છતાં તે તેવો હશે તો વળી સમયે જોઇ લઇશું ! કોઈ વખત એનો પણ અનુભવ થશે !"

કમળાએ, સુધાની આ વાતને એટલેથી અટકાવી દેવાના વિચારથી અભિપ્રાયના વિશેષ સંબંધે મૌન રહેતાં જણાવ્યું.

" તે વખતે તારે કબુલ કરવું પડશે કે મેં જે વાત કહી હતી તે સાચી હતી !" સુધા બોલી.

" તે તો સમયે જે બને તે ખરૂં ! અત્યારથી શું કહી શકાય ?"

કમળાએ શંકા બતાવી. સુધા નિરૂત્તર બેસી રહી.

" ત્યારે તું જે કહેતી હતી કે આજે એટલી બધી વાતો છે કે એમાં આખી રાત ચાલી જાય તોયે ખબર ન પડે તે વાતો તે આ જ કે ?" કમળાએ પૂછ્યું.

"હા, એજ." સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"પણ તેમાં તો કંઇ દમ નથી !"

કમળાએ સુધાની વાતને કાપતાં જણાવ્યું.

"હજુ તેં પૂરૂં સાંભળ્યું નથી એટલે તને એમ લાગે છે ! વળી આજે તેં મારી આવી વાતોને નજીવી માનવા-મનાવવાનો સંકલ્પ કરી લીધો હોય એવું જણાય છે ! એટલે હવે હું બીજું કહું તોયે તને એમાં રસ પડશે કે કેમ તે વિષે મને શંકા રહે છે ! અને જો એમજ હોય તો આપણે વેળાસર પથારીમાં પડી નિદ્રાધીન થઈ જઈએ એ વધારે ઇચ્છવા યોગ્ય છે ! જુઠમુઠ ઉજાગરો શું કામ કરવો પડે ?"

કમળાએ ધારણ કરેલા વિચિત્ર વલણને લીધે સુધા, કંઇક ચીડાઇને બોલી.

"ના, ના, એવું નથી સુધા ! મારે તારી બધી વાતો સાંભળવી છે ! દરેક બાબત જરા વધારે સ્પષ્ટ થઇ શકે એ હેતુથી પૂછવામાં આવતા પ્રશ્નોથી તું નારાજ થતી હોય અથવા ચીડાતી હોય તો પછી હું, તું જે કંઈ કહે, તે બધું, મૌન રહીને સાંભળું ! પણ એમાં મઝા શી ? શ્રોતા ગુપચુપ બેસી રહી સાંભળશે તો વક્તાનો અડધો રસ ઉડી જશે એ ભુલવું ન જોઈએ !" કમળાએ સુધાને નારાજ થતી જોઈને જણાવ્યું.

"ના, ના, એમ કરવાની જરૂર નથી. તારે પૂછવું હોય તે ખુશીથી પૂછ. પણ માનવા જેવી વાત હોય તોયે ન માને અને માત્ર રમુજની ખાતર કે વિરોધની ખાતર દુરાગ્રહ દર્શાવ્યા કરે, તે રીત-ભાત બરોબર નથી ! એવું રાખે તો બધી મઝા ઉડી જાય !"

સુધાએ ખુલાસો કર્યો.

"એટલે મારે તારા જ્ઞાનનિરંજનભાઈના ગુણ ગાયા કરવા એમ ને ?"

કમળા, આટલું બોલી હસી પડી.

"હા, આજે નહિ તો કાલે. જે વાતને તું આજે મશ્કરીમાં ઉડાવે છે, તે વાતને તારે કાલે માનવી પડશે, તે યાદ કરજે!" સુધાએ મક્કમ રહી જણાવ્યું.

"બહુ સારૂ બ્હેન! તે વખતે તેમ કરીશું. કોઇ વ્યક્તિ તરફ સહાનુભૂતિ ઉત્પન્ન થતાં, તે તે વ્યક્તિ તરફ અકારણ પક્ષપાત ઉત્પન્ન થઈ જાય છે, તે આનું નામ!"

કમળાએ ઉદ્ગાર કાઢયા.

"સત્યનો સત્કાર કરવો અને વિભૂતિને વંદવી એ સાચો માનવધર્મ છે. મને એ ધર્મનું પાલન કરવામાં મઝા પડે છે!" સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"તો પાળ્યા કરજે, મારે એની કયાં ના છે?—પણ સુધા! આપણે આવી રકઝક કર્યા કરવાની છે કે બીજી કંઈ વાતો કરવાની છે?" કમળાએ વિષય બદલવા પ્રયત્ન કર્યો.

"ઘણીયે છે—પણ તું કયાં સાંભળે છે!"

"હું તો તૈયાર બેઠી છું. તું જે કંઇ કહે તે સાંભળવા તૈયાર છું!" કમળાએ પોતાની જીજ્ઞાસા વ્યક્ત કરી.

"ત્યારે સાંભળ!" સુધાએ કમળાને સંબોધીને આગળ ચલાવ્યું. તે રાત્રે પ્રવચન સાંભળી ઘેર ગયા પછી મારા મનમાંથી જ્ઞાનનિરંજનભાઇના વિચાર ખસ્યા નહિ! એમનું પ્રવચન મારા કર્ણોમાં ગુંજતું હતું અને તેમની છબી મારી આંખો સમક્ષ તરવરતી હતી. પથારીમાં પડી, પણ મોડી રાત સુધી નિદ્રા આવી નહિ. નિદ્રાધીન થવા બહુ પ્રયત્ન કર્યા, પણ બધા નિષ્ફળ ગયા. છેવટે થાકીને મારી બા પાસે જઇ સુઈ રહી, પણ તેની જોડે પણ ઉંઘ ન જ આવી. છેવટે બહુ કંટાળી પરમાત્માને નિદ્રાની શાન્તિ આપવા પ્રાર્થના કરી, ત્યારે લગભગ રાતના ચાર સાડાચારને સુમારે નિદ્રાધીન

થઇ અને એમાં એક અદ્દભુત સ્વપ્ન જોયું, જે નીચે પ્રમાણે હતું." એમ જણાવી સુધાએ સ્વપ્નની હકીકત, જેટલી એના સ્મરણમાં હતી તે બધી સવિસ્તર રીતે કહી સંભળાવી.

કમળાને સુધાનું સ્વપ્ન સાંભળવામાં બહુ રસ પડયો, તેથી તે ધ્યાનપૂર્વક સાંભળી રહી. સ્વપ્નની હકીકત પૂરી થતાં કમળા બોલી. "સ્વપ્ન ખરેખર અદ્દભૂત છે! અદ્દભૂત મનુષ્યોના પરિચય પછી સ્વપ્નાં પણ અદ્દભૂત આવે છે, તે વાત આજે સિદ્ધ થાય છે!"

"વળી પાછી મજાકમાં ચઢી?"

સુધા, કમળા સામે આંખો ફાડી જોઈ રહી.

"હું મજાક નથી કરતી, સત્ય કહું છું! સ્વપ્નમાં કલિયુગનાં દર્શન થાય તે અદ્દભુતતા નહિ તો બીજું શું?"

કમળાએ જરા ગંભીર થઈ જણાવ્યું.

"એ ગમે તે હો, પણ સ્વપ્ન તો આવું આવ્યું! કલિયુગનાં દર્શન, સ્વપ્નમાં ભલે થયાં, પણ જાગતા જગત્‌માં ન થાય તો સારૂં!" સુધા બોલી.

"અને કદાચ થઇ જાય તો?"

કમળાએ પૂછ્યું.

"ગભરાટ છૂટે!"

"પણ તે વખતે તો જ્ઞાનનિરંજનભાઇ, સ્વપ્નમાં જેમ સાથે હતા, તેમ જીવતા જગત્‌માં પણ સાથે હશે, પછી ગભરાટ શાનો? સ્વપ્નની માફક તને જીવતા જગત્‌માં પણ આશ્વાસન આપશેને?"

કમળા આટલું બોલી સુધા સામે જોઈ રહી. સુધા આ વખતે વિચારમાં પડી ગઈ હતી અને તેની મુખમુદ્રા ઉપર ગ્લાનિની છાયા છવાતી જણાતી હતી.

" કમળા ! સ્વપ્નમાં સાથે રહી શકાય, પણ જીવતા જગતમાં સાથે રહી શકાય ખરૂં ? દુનિયાની વિકારી દ્રષ્ટિએ સ્ત્રી–પુરૂષોના નિર્દોષ સંબંધો વચ્ચે પણ ભેદ અને શંકાની મોટી દિવાલો ખડકી રાખેલી છે, તેની તને ખબર નથી ?"

સુધા, આ શબ્દો ધીમે સ્વરે બોલી.

" છે, પણ થાય શું ? દુનિયા તો જે છે તે છે. આપણે માટે જગતના કાનુનો ફરતા નથી ! પણ સુધા ! આવું વિચિત્ર સ્વપ્ન તને ક્યાંથી આવ્યું ?"

કમળાને સુધાના સ્વપ્નની અદ્દભુતતા મુંઝવી રહી હતી.

" એની જ મને સમજણ પડતી નથી. તું કંઈ એનો ઉકેલ કરી શકે એમ છે ?" સુધાએ સામો પ્રશ્ન કર્યો.

" ના, મારાથી પણ તેનો ઉકેલ થઈ શકે એમ નથી. પણ હું ધારૂં છું કે આ જ્ઞાનનિરંજનભાઇ, કોઈ વખત આવે અને તું પૂછે તો તેનો ઉકેલ તેઓ તરત જ કરી શકશે !"

કમળાએ સ્વપ્નના ઉકેલનો માર્ગ બતાવ્યો.

" તે તો હું પણ માનું છું, પણ તેઓ આવે છે ક્યાં ? અને ક્યારે આવશે તે પણ કોણ જાણે છે ? કદાચ ન પણ આવે ! એ રાતનો એટલો પરિચય તો મળ્યા ભાઈની પ્રીત જેવો ! એના ઉપર મદાર શી રીતે બાંધી શકાય ?"

સુધા, કંઈક નિરાશ વદને બોલી. જ્ઞાનનિરંજનને મળવાની એની ઇચ્છા હજુ સુધી અતૃપ્ત રહી હતી એટલે તે શંકાશીલ બની હતી અને તેને ભવિષ્ય નિરાશાજનક જણાતું હતું.

" તે ન આવે તો તું જાતે જઇ મળી આવ. એટલે દરેક મુંઝવણનો અંત આવી જશે !"

કમળાએ માર્ગસુચન કર્યું.

"પરાયા પુરુષને ત્યાં મારે એકલીથી જવાય?"

સુધાએ ચમકીને પૂછ્યું.

"ના, પણ એકલાં શું કામ જવું પડે? તું અને બા બંને સાથે જાઓ. બા, ન આવે તો હું આવું અગર તો આપણે ત્રણ જણ સાથે જઇએ!"

કમળાએ ખુલાસો કર્યો.

"એવો વિચાર થાય તો તું આવીશ ખરી?"

સુધાએ કંઈ પ્રસન્ન ચિત્તે પૂછ્યું.

"જરૂર આવું. વળી મારે તારા જ્ઞાનનિરંજનભાઇને જોવા છે એટલે તો જરૂર આવું!" કમળાએ જરૂર પડે તો સુધા સાથે જ્ઞાનનિરંજનને ત્યાં જવા માટે ખાત્રી આપી. સુધા કંઇક આનંદ પામી.

"પણ તે ક્યાં રહે છે, તેની તને ખબર છે? તેના ઘરમાં કોણ કોણ છે, તેની તને માહીતી છે?"

કમળાએ થોડીવાર પછી કંઈ સ્મરણ થઈ આવતાં બીજો પ્રશ્ન કર્યો.

"ના, એની મને કંઇ ખબર નથી. પણ તે હું કલ્યાણકાકાને પૂછી લઇશ! પણ સૌથી સારો માર્ગ તો મને એ લાગે છે કે ખાસ પરિચય થયા સિવાય, એમને ઘેર આપણે જવું તે બરોબર નથી, પણ તેઓ આપણે ત્યાં આવી જાય એવું કંઈ કરવું જોઈએ! વળી બાની પણ એવી ઇચ્છા છે! હવે તો બા અમદાવાદથી પાછી ફરે તે પછી વાત!"

સુધાએ પોતાનો અંતિમ નિર્ણય જાહેર કર્યો.

"જેવી તારી ઇચ્છા–અને તે પણ બરોબર છે, આપણા જવા કરતાં તેઓ આપણે ઘેર આવી જાય તે વધારે ઇચ્છવા યોગ્ય છે!"

કમળાએ, સુધાના એ નિર્ણયને અનુમોદન આપતાં જણાવ્યું.

બંને થોડો સમય મૌન બેસી રહ્યાં. સુવાની પથારીઓ તૈયાર હતી. લગભગ દશનો અમલ થવા આવ્યો હતો. ખંડના એક ખૂણામાં પડેલા ટેબલ ઉપર ટેબલલેમ્પ સળગી રહ્યું હતું અને ખંડમાં સારો પ્રકાશ ફેલાવી રહ્યું હતું. તે ખંડમાં આવેલી બારીઓ ખુલ્લી હતી અને તે દ્વારા ઠંડો ધીમો પવન આવ્યા કરતો હતો અને તેમના શરીરને સ્પર્શતો હતો. કમળા પાણી પીવા ઉભી થઈ અને સુધા પથારીમાં આડી થઈ. તે કંઈક વિચારોમાં ચઢી ગઈ હતી. કમળા પાણી પી પાછી ફરી અને સાથે સુધા માટે પણ લઇ આવી. સુધાએ પથારીમાં બેઠાં થઇ પાણી પી લીધું અને પાછી સુઇ ગઈ. કમળા એક બારીની નજીક એક આરામખુરશી નાંખી બેઠી અને સુધા તરફ જોઇ રહી.

"કેમ હવે ઉંઘ આવે છે કે શું ?"

સુધાને પથારીમાં શાન્ત સુતેલી જોઈને કમળાએ પૂછ્યું.

"ના, રે ના, હું તો અમસ્તી આડી પડી છું !" સુધાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"તો પછી બોલતી કેમ નથી ? જો ઉંઘ આવતી હોય તો પછી બત્તી બંધ કરી આપણે સુઇ રહીએ ! તું સુઈ રહે અને હું મુંગી બેસી રહું એમ નહિ બની શકે ! વાતો કરવી હોય તો બેઠી થા, નહિંતર પછી હું પણ સુઇ રહું !" કમળાએ સુધાને બેઠા થવા જણાવ્યું.

"લે, આ ઉભી થઈ ! સ્હેજ સુઇ રહી એમાં તો કેટલી બધી આકળી થઈ ગઈ !"

સુધા પથારીમાંથી ઉભી થઈ અને બારી પાસે કમળાની પાસે આવી બારીએ એની સામે બેઠી.

"પણ સુધા !" કમળાએ સુધાને આસન લીધા બાદ તેને સંબોધીને પૂછ્યું. "આવા પરાયા પુરૂષનો આટલો બધો પરિચય વધારવા તું આટલી બધી આતુર કેમ થઇ ગઇ છે ?"

"એને હું મારો મિત્ર બનાવવા ઇચ્છું છું. મિત્ર ન બની શકે તો મારો ગુરૂ બનાવવા ઇચ્છું છું. એનામાં બંને બાબતની પાત્રતા છે!"

સુધાએ કારણ જાહેર કર્યું.

"બે પરાયાં સ્ત્રી-પુરૂષ મિત્ર બની શકે ખરાં?"

કમળાએ શંકા બતાવી.

"જરૂર. શું સ્ત્રી-પુરૂષ મિત્ર ન બની શકે? શું બે સ્ત્રી પુરૂષના નિર્દોષ અને નિર્વિકાર સંબંધ ન હોઇ શકે?"

સુધાને આશ્ચર્ય થયું.

"જરૂર હોઈ શકે, પણ સુધા! આ યુગમાં નહિ. આવાં પાત્ર સ્ત્રી પુરૂષો આ જમાનામાં ભાગ્યેજ જોવામાં આવે છે. સ્ત્રી, પાત્ર હોય તો પુરૂષ અપાત્ર હોય છે. અને પુરૂષ પાત્ર હોય છે, તો સ્ત્રી એનાં લક્ષણ લખલખાવે છે! સ્ત્રી અને પુરૂષ બંને સમાન કોટિનાં હોય અને સમાન પાત્રતા ધરાવતાં હોય તો જ આવો નિર્દોષ અને નિર્વિકાર સંબંધ થઈ શકે છે!"

કમળા બોલી.

"ત્યારે મારૂં કહેવું એજ છે ને? આવી પાત્રતા, ઉભય પક્ષે દેખાઈ ત્યારે તો હું, એ પુરૂષની મિત્ર અગર તો શિષ્યા થવા તૈયાર થઈ ગઇ છું! મિત્ર પણ થઇ શકે અને ગુરૂ પણ થઇ શકે એવા પુરૂષ આ જગત્‌માં વિરલ હોય છે, તોયે હું શોધી શકી છું, તે મારૂં સદ્‌ભાગ્ય છે! આવા સંયોગોમાં હું તે પુરૂષનો પરિચય વધારી એના ગાઢ સંબંધમાં આવું તો, તેમાં તને કંઇ વાંધો જણાય છે?"

સુધા, આ પ્રશ્ન પૂછી કમળા સામે જોઇ રહી.

"ના, પણ સુધા! પુરૂષો પાખંડી હોય છે. કેટલીક વખત દેખાતી પાત્રતા, પાખંડની પૂર્ણતા સાધવા માટે, આદરેલો પ્રયત્ન

હોય છે–સાચા દીલનાં ભોળાં સ્ત્રી પુરૂષો એમાં ભુલ ખાઇ બેસે છે, અને ઉન્નત થવાની આશામાં પતનની ગર્તામાં ગબડી પડે છે, તે ભુલવા જેવું નથી. પરમાત્માએ, પુરૂષને પુરૂષ બનાવેલો છે, જ્યારે સ્ત્રીને સ્ત્રી. બંને વચ્ચે રહેલું જાતિય આકર્ષણ, સત્યના ઉદ્બોધન અને મનના સંયમ વગર, નિર્વિકારી રહી શકતું નથી–પુરૂષની મિત્રતા સાધવા માટે પ્રયત્ન કરનારી સ્ત્રીઓમાં સેંકડે એકાદ જ સાચી સ્ત્રી પુરૂષમાંથી સાચો મિત્ર પ્રાપ્ત કરવામાં સફલ થાય છે, તે બધી બાબતો ખ્યાલમાં રાખવા જેવી છે!"

કમળાએ, સમાજનાં સ્ત્રી પુરૂષોની મિત્રતાના સ્વરૂપનો પરિચય કરાવતાં જણાવ્યું.

"તારૂં કહેવું સત્ય છે અને તે" સુધા પ્રત્યુત્તર વાળતાં બોલી. "હું જાણું છું. પણ મારી વિવેક બુદ્ધિ, એટલી બધી નિર્મળ છે કે, મારી ગણત્રીમાં ભાગ્યે જ ભુલ હોય છે, છતાં તારા કહેવા પ્રમાણે પુરૂષ વર્ગમાંથી નિર્દોષ મિત્રની પ્રાપ્તિ ન થતી હોય તો કોઈ ગુરૂ તો મળી શકે ખરોને?"

સુધાએ બીજો પ્રશ્ન કર્યો.

"ગુરૂ!" કમળા ચમકીને બોલી.

"હા, જ્ઞાન આપે તેવો ગુરૂ. સન્માર્ગે દોરે એવો ગુરૂ! એ વાતનો તો સંભવ છે ને? કોઇ જ્ઞાની પુરૂષની શિષ્યા થઇ રહેવામાં તો વાંધો નથી ને?" સુધા આટલું બોલી કમળા સામે તાકીને જોઇ રહી.

"સાચો ગુરૂ મળી આવે તો તેની સાચી શિષ્યા થવામાં વાંધો નથી–પણ સુધા! સ્ત્રીને એના પતિ જેવો અન્ય કોઇ પણ ગુરૂ નથી, એ સત્ય ભૂલવું ન જોઇએ."

કમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"હું તે સત્ય ભુલી નથી–પણ જ્યારે મારે માથે પતિ હોવા છતાં, હું પતિવિહોણી સ્થિતિ ભોગવું છું, તે સંયોગોમાં, આ સંસારની આસક્તિ હવે વ્યર્થ છે અને હવે તો કોઈ યોગ્ય પુરૂષના સત્સંગમાં આત્માનો ઉદ્ધાર કરવા બની શકે તે પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ–મારે માટે આ સંસાર આખો સળગી ગયેલો છે–હું તો તે તાપમાં મારા આત્માની શાન્તિ ઝંખી રહી છું."

સુધા, કંઈ ઉશ્કેરાયેલી સ્થિતિમાં બોલી ઉઠી.

"તો તે વિચાર ખોટો નથી. પણ આપણા જીવનનો ઉદ્ધાર કરી શકે એવા ગુરૂ મળવા અત્યંત મુશ્કેલ છે. જ્ઞાન આપનારા મળી શકે છે, પરંતુ આપેલા જ્ઞાનને જીવનમાં પચાવી દેવાની યુક્તિ બતાવનાર પુરૂષો વિરલ હોય છે! જ્ઞાનનિરંજન આવી પાત્રતા ધરાવે છે?" કમળાએ પૂછ્યું.

"એ પાત્રતાનો નિર્ણય કરવા પૂરતો મારો પરિચય નથી, છતાં મારો આત્મા એમ માની લે છે કે એનામાં એ પાત્રતા હોવી જોઈએ!"

સુધાએ એનું અનુમાન રજુ કર્યું.

"તે તું જાણે અને એમ હોય તો હું કંઈ વાંધો લઈ શકું નહિ, પણ સુધા! દુનિયા વિચિત્ર છે. તું જે સ્થિતિમાં પડી છે તે સ્થિતિમાં, દુનિયા તને સાચી શિષ્યા પણ નહિ થવા દે!"

કમળાએ, સુધાની દયાજનક સ્થિતિનો સ્ફોટ કરી બતાવ્યો.

"ત્યારે પછી મારે કરવાનું શું? હું ન કોઇની મિત્ર બની શકું, ન કોઇની શિષ્યા થઇ શકું કે ના પતિના આશ્રયે જઈ શકું, ત્યારે મારે આ જીવન શી રીતે પૂરૂં કરવાનું? મનને આનંદ અને આત્માને શાન્તિ આપી શકે, એવું કોઇ સ્થાન તો મારે હોવું જોઇએને?"

સુધાએ કંટાળીને પૂછ્યું.

"જરૂર અને તે સ્થાન છે!"

કમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"કયું?"

"તારા પતિનું."

"તે સ્થાન તો કયારનુંયે નષ્ટ થઇ ગયું છે! હવે એની શી આશા?"

સુધાએ નિરાશ થઈને જણાવ્યું.

"પ્રયત્ન થાય તો હજુ પણ એ સ્થાન મળી શકે એમ છે!"

"હું નથી માની શકતી નથી. એ આશા મિથ્યા છે—એ વાત બનવાની હોત તો મારા જીવનનાં આટલાં બધાં વર્ષો આ સ્થિતિમાં ન ગયાં હોત! એ પ્રશ્ન કયારનોયે ઉકલાઈ ગયો હોત અને તારી પેઠે હું પણ મારા પતિના આશ્રયે સ્વર્ગિય સુખ ભોગવી રહી હોત! પણ હવે એ વાત જવા દે. મારો આત્મા કકળી ઉઠે છે! કૃપા કરી એ વાતો યાદ કરાવી, મારા હૃદયને દુઃખી ન બનાવ!"

સુધા, આ શબ્દો ખિન્ન વદને બોલી અને મૌન રહી. કમળા, એને ખિન્ન થતી જોઈને, એ ચર્ચા આગળ ન લંબાવતાં, સુધાની સામે જોઇ રહી. સુધા, થોડો વખત મુંઝાયેલી સ્થિતિમાં બેસી રહી હશે, એવામાં દૂરના પાડોશમાંથી કોઇ મુક્ત કંઠે ગાઈ રહ્યું હતું, તે ગીતની કડીઓ એના કર્ણે અથડાવા લાગી. કમળા પણ આ ગીત સાંભળવા દત્તધ્યાન થઇ રહી:—

"કડવા ઘુંટડા કેમ ગળાશે?
પ્રિયજન! ફરીથી કેમ મળાશે?
અંતર્ પર આઘાત્ થયો પણ
યાદી કેમ ભુલાશે?
સરવર સુકાં સ્નેહતણાં શું
આવી રીતે થાશે?—કડવા૦

સંગીતના શબ્દો સ્પષ્ટ સંભળાતા હતા. સંગીતમાં ગાનારનો આત્મા રેડાઈ રહ્યો હોય, તેમ એમાં મધુરતા અને તાલબદ્ધતા વધતાં જતાં હતાં.

ખારો સાગર તોયે સરિતા
તે ભણી વ્હેતી જાશે
આકાશે ઉડેલું પંખી
આખર માળે ધાશે—કડવા૦

દીલની વાતો દીલડું જાણે
મનડું ત્યાં મુંઝાશે
પ્રેમ પદારથ બુદ્ધિ ન સમજે
પ્રેમ, પ્રેમને વ્હાશે—કડવા૦

સ્નેહમહિં જ્યાં શંકા જન્મે
ભેદ હજાર વણાશે
ભેદભાવના દૂર થવાથી
સાચો સ્નેહ સધાશે—કડવા૦

* * * *

કડવા ઘુંટડા કેમ ગળાશે ?
પ્રિયજન ! ફરીથી કેમ મળાશે ?
અંતર્ પર આઘાત્ થયો પણ
યાદી કેમ ભૂલાશે ?—કડવા૦ ”

આ સંગીત, થોડીવારે બંધ પડયું. સુધા અને કમળા બંનેને એમાં રસ પડયો હતો. ફરી કંઇ ગવાય છે કે કેમ, એ આશામાં બંને પાંચદશ મીનીટ, તે ગીત, જે દિશામાંથી સંભળાયું હતું, તે તરફ કાન માંડી, બેસી રહ્યાં, પણ ગાનારે ગાવાનું બંધ કરી દીધું; હોય એમ કંઇ જ ન સંભળાયું, ત્યારે તે તરફનું ધ્યાન છોડી દીધું.

"સુધા ! તું થોડા સમય અગાઉ ગુરૂની વાત કરી રહી હતી અને ગુરૂની શોધમાં હતી, તે ગુરૂ તો તને હમણાં જ અનાયાસે મળી ગયા."

સંગીત ખરેખર સંભળાતું બંધ થયા બાદ, થોડીવારે કમળાએ સુધાની સામે જોઇ તેને સંબોધીને કહ્યું.

"ગુરૂ મળી ગયા કોને ? કયા ગુરૂ ?"

સુધાને, કમળાની વાત નહિ સમજાતાં, જાણે કોઈ ગાઢ વિચાર-માંથી જાગૃત થતી હોય તેમ બોલી ઉઠી.

"તને અને તે વળી સાચા ગુરૂ !"

કમળાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"મને, પણ તે કોણ ?" સુધા ચકિત થઇ, તે ખંડમાં ચારે બાજુ પોતાની ચકોર દ્રષ્ટિ ફેરવતી ફેરવતી બોલી.

"આ ખંડમાં નથી તે, સુધા ! તે બહુ દૂર છે !"

કમળાએ સ્મિત કરતાં પ્રત્યુત્તર વાળ્યો.

"એટલે ?" સુધાને કમળાની વાત તાત્કાલિક સમજાઈ નહિ.

"આ ગીત જેણે ગાયું તે. તે ગમે તે હો, પણ તેજ તારો ખરો ગુરૂ છે ! સ્ત્રી હોય તો સ્ત્રી, અને પુરૂષ હોય તો પુરૂષ ! તારી મુંઝવણમાં એણે તે સંગીતદ્વારા સાચું માર્ગદર્શન કરાવ્યું છે ! તું એ ગીતમાં રહેલી ભાવના ઝીલતી થઈ જાય તો, આ જગત્‌માં તારે હવે બીજું કંઈ શીખવાનું રહેતું નથી ! તેમ કોઈ ગુરૂની શોધ પણ કરવાની રહેતી નથી !"

કમળાએ સ્પષ્ટિકરણ કર્યું. સુધા, કમળાના શબ્દો સાંભળી વિચારમાં પડી ગઈ. એણે તે ગીતના શબ્દો યાદ કરવા માંડયા. ગીતની બધી કડીઓ એના સ્મરણમાં ઉતરી ગઈ. એનો અર્થ સ્પષ્ટ હતો, છતાં તેણે તેના ઉપર મનન કરી જોયું. એમાં રહેલી ભાવના

એણે ઝીલી. એણે ફરી ફરી વિચાર્યું તો તેને જણાયું કે કમળાના શબ્દો સાચા હતા. એ સંગીત અને તેના ગાનારે અત્યાર સુધી, જે સત્ય તેને ન્હોતું સમજાયું, તે સત્ય તેને સમજાવી દીધું હતું. કવિએ, તે કવિતા એના હૃદયના ઉંડાણમાં દાખલ થઈ લખી નાંખી હોય અને ગાનારે તે સમયે એને માટે જ મધુર કંઠે સુસ્પષ્ટ અવાજે તાલબદ્ધ રીતે ગાઈ નાંખી હોય એમ એને લાગ્યું. તે વિચારમાં પડી ગઈ અને અર્ધો એક કલાક દિગ્મૂઢ જેવી બેસી રહી. એને એની આવી સ્થિતિમાં મૂકી કમળા આરામ ખુરશી ઉપરથી ઉભી થઇ અને પથારીમાં જઇને પડી. થોડીવારમાં એની આંખો નિદ્રાથી ઘેરાવા લાગી. એ સંગીતે, સુધાના હૃદય ઉપર જે અસર કરી હતી તે અદ્દભૂત હોઈ, કમળાએ તેને તે સમયે એની ધ્યાનમગ્ન સ્થિતિમાંથી જાગૃત કરવાનું ઉચિત માન્યું નહિ. સુધાનું મન, ભૂતકાળ અને વર્ત્તમાનની ભૂતાવળ જોઈ, એમાંથી પોતાની જાતને સહીસલામત બનાવવાનો માર્ગ શોધી રહ્યું હતું. સંગીત ગવાતું બંધ થઈ ગયું હતું, છતાં હજુ પણ ગવાતું રહ્યું હોય, તેમ તેના પડઘા એના મષ્તિષ્કમાં પડી રહ્યા હતા.



## પ્રકરણ ૧૪

## મંજુલા અને પ્રેમલતા

જ્ઞાનનિરંજને, તે રાતના એટલા અલ્પ પરિચયમાં પણ સુધાની ઉચ્ચ પ્રતિભા અને સંસ્કારી આત્માનાં દર્શન કરી લીધાં હતાં. તેમજ પાછળથી કલ્યાણદાસ દ્વારા, પરણિત જીવનનાં ગણ્યાં ગાંઠયાં વર્ષો બાદ, તે પતિ તરફથી કેવી રીતે ત્યજાઈ હતી અને પિતૃગૃહે કેવી રીતે રહેતી હતી, વિગેરે એની સવિસ્તર જીવન કથા જાણી લીધી હતી. પરિણામે તેને તેના તરફ સ્વાભાવિક સહાનુભૂતિ ઉત્પન્ન થઈ હતી. કલ્યાણદાસની રૂબરૂ સુધા અને તેની માતા વિગેરેને વચન આપ્યા પ્રમાણે તે તેમને મળવા માગતો હતો, પરંતુ હજુ સુધી આવી શકયો ન્હોતો. વાત તો એને વારંવાર યાદ આવતી, પણ કોઈ કારણસર એણે એમાં વિલંબ કર્યો હતો, તેમ જ લંબાવ્યા કરતો હતો. જ્ઞાનનિરંજન, આનંદપુરના જે ભાગમાં રહેતો હતો, તે ભાગથી થોડે દૂર ગામની પાદરમાં નદી કિનારે એક મોટું પ્રાચીન શિવાલય હતું. "જોગેશ્વરી" નદી તે શિવાલયથી લગભગ પચ્ચીસ ત્રીસ હાથને અંતરે વહી રહી હતી. ચોમાસામાં એનાં પાણી ભરપૂર રહેતાં, જ્યારે શિયાળો આવતાં એનો પ્રવાહ નહિવત્ જેવો થતો અને ઉનાળામાં તો એની તાપથી ધીકતી ચકચકિત રેતી સિવાય બીજું કંઈ જણાતું નહિ, છતાં આનંદપુરના ખેડુતો રેતમાં ઉંડાં વરડા ખોદી કાઢી, જેમને જરૂર હોય તેમને એના પાણીનો લાભ લેવાની ગોઠવણ કરી રાખતા. બાકી નદી બારે માસ વહેનારી ન હોવાથી આનંદપુરે "જોગેશ્વરી" નદીના પાણી ઉપર આધાર નહિ રાખતાં એમના પાણીની વ્યવસ્થા બીજી રીતે ઉતારી હતી એટલે એમને મન તો એ નામની નદી હતી. નદીનો પટ વધારેમાં વધારે સોએક હાથ હતો. શિવાલય નદીના ગામ બાજુના કિનારા ઉપર હતું, જ્યારે સામેના બીજા કિનારા તરફ જંગલનો ભાગ હતો. ઉનાળાની સમી સાંજે,

સૂર્યાસ્ત પછી, ગામનાં ઘણાં સ્ત્રી પુરૂષ, તે તરફ ફરવા આવતાં અને ફરી ફરી મહાદેવનાં દર્શન કરી ઘેર જતાં. શિવાલય પ્રાચીન હતું, તેવું જ સ્થાપત્યના ઉમદા નમુના રૂપ હતું અને તેની ખ્યાતિ આનંદ-પુરની આજુબાજુ પચાસ માઇલિ ફરતા વિસ્તારમાં હતી. શિવાલયની ચારે બાજુ મજબુત કોટ ચણી લેવામાં આવ્યો હતો અને તેના અંદરના ભાગમાં એક સારી સગવડવાળી ધર્મશાળા હતી. ધર્મશાળાની જોડે એક બાજુએ પૂજારીએ એને માટે, સારી સગવડવાળું બેઠા ઘાટનું, એક માળનું મકાન બંધાવ્યું હતું. તેમજ એની બીજી બાજુએ એક વિશાળ ખંડ, યાત્રાર્થે નીકળી પડેલા, અકસ્માત્ ત્યાં આવી ચઢનારા, સાધુસંતો કે એવા બીજા સારા યાત્રાળુઓના ઉપયોગ માટે, બંધાવ્યો હતો અને તેમાં જરૂરી સગવડ રાખવામાં આવી હતી. તે સિવાય બાકીના યાત્રાળુ કે મુસાફરો ધર્મશાળાનો ઉપયોગ કરતા. ધર્મશાળા મોટી હતી અને તેમાં સોથી દોઢસો માણસ ઉતરી શકે એવી સગવડ હતી. પૂજારી, એક બ્રાહ્મણ હતો અને તે શિવાલય તેમજ ધર્મશાળાની સુંદર વ્યવસ્થા રાખતો. તે ત્યાં સહકુટુંબ રહેતો. એણે પોતાના કાર્યમાં મદદ રૂપ થઇ પડે, તે માટે ત્રણેક માણસો રાખ્યા હતા. અને તેઓ પણ ત્યાં જ રહેતા. રાજ્ય તરફથી આ પ્રાચીન મંદિરની વ્યવસ્થા માટે સારી મદદ મળતી. પૂજારી અને તેના તરફથી રાજ્યની સંમતિથી રાખવામાં આવેલા, ઉપર જણાવેલા માણસોનો પગાર રાજ્યની ત્રીજોરીમાંથી ચુકવાતો, છતાં મહાદેવને નામે ચઢેલી રાજ્ય તરફથી મળેલી તેમજ ગામ લોકોએ આપેલી જમીનની બધી આવક લેવાનો હક્ક, પૂજારીને હતો એટલે પૂજારીને પ્રમાણમાં સારી આવક હતી અને તે સગવડથી રહી શકતો. એના સાથીઓ કોટની અંદરના ભાગમાં આવેલી પાંચ સાત નાની ઓરડીઓ હતી તેમાં રહેતા. શિવાલયમાં આ સિવાય પાંચેક વર્ષથી કાયમને માટે વસવાટ કરી રહેલા એક આધેડ વયના સાધુપુરૂષ ધર્મશાળાના એક એકાન્ત

ભાગમાં પડી રહેતા. તેની પ્રકૃતિ શાન્ત, નિસ્પૃહી અને પ્રતિભાશાળી હતી. આથી પૂજારીને તેમના તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો, તેમજ મમતા બંધાઇ હતી એટલે પૂજારીની ગેરહાજરીમાં મહાદેવની પૂજા, ધર્મશાળાની વ્યવસ્થા, વિગેરે કામ પતાવી દેવાનું એને સોંપી રાખ્યું હતું. તે લગભગ મૌન રહેતા, છતાં જ્યારે બોલતા ત્યારે તેમનું અગાધ જ્ઞાન જણાઈ આવ્યા સિવાય રહેતું નહિ. એમણે પંચકેશ વધાર્યા હતા અને તેમના દાઢી લગભગ સફેદ થવા આવી હતી. તેમના પૂર્વજીવનનો ઇતિહાસ, તેમણે કોઇને કહ્યો ન્હોતો અને કોઈ એમને જાણતું ન્હોતું. ખાવા પીવાનો એમનો સંયમ અદ્ભૂત હતો—ગામનાં ભાવિક સ્ત્રી–પુરૂષો, એમને કોઇ કોઈ વખત પ્રસાદ લેવા આમંત્રણ આપતાં, પણ તે કોઈ દિવસ કોઇને ત્યાં જતા નહિ. ભિક્ષા માટે તે ગામમાં નીકળતા નહિ, પણ એમની આવી નિસ્પૃહીવૃત્તિને પરિણામે ગામ લોકો અવાર નવાર ત્યાં આવી તેમને સીધું સામાન આપી જતાં. તે, તે સ્વીકારતા, પણ તે જરૂર પૂરતું. સંગ્રહ કરવાની વૃત્તિથી નહિ—આવશ્યકતા કરતાં વધારે આવી પડે તેનો તે અન્યને જમાડી દેવામાં ઉપયોગ કરતા. " આજની વાત આજ, કાલની વાત શંકર જાણે. " એવા દૃઢ વિશ્વાસ ઉપર તે એમનું જીવન વીતાવી રહ્યા હતા. લોકો એમના જીવનનું રહસ્ય જાણવા જીજ્ઞાસુ હતા, પણ જેમની ઇચ્છા અત્યાર સુધી સફલ થઇ ન્હોતી. કેટલીક વખત એમની પાસે દૂર દૂરથી કોઈ ભાવિક પુરૂષો એમને મળવા આવી જતા, ત્યારે તેમનું તે હાર્દિક સ્વાગત કરતા, તેમજ તેમની સાથે રસપૂર્વક વાતો કરતા. આવા પુરૂષો, એમની ના હોવા છતાં, એમને ચરણે અમૂક ભેટ મુકી જતાં તેનો ઉપયોગ તે તરતજ ગરીબોને અનાજ વસ્ત્ર અપાવવામાં અગર તો બ્રહ્મભોજન કરાવવામાં કરી નાંખતા. પૂજારી આમ બધી રીતે સુખી હતો, પરંતુ તેની સંતતિમાં, એની બે પુત્રીઓના દુઃખી જીવન પરત્વે તેને અત્યંત દુઃખ હતું. મોટી પુત્રી મંજુલા, જેનું વય અત્યારે

લગભગ બત્રીસેક વર્ષનું હતું, તેનો પતિ દશેક વર્ષથી એને છોડીને નાશી ગયો હતો અને ઘણી શોધખોળ કરવા છતાં એનો પત્તો લાગ્યો ન્હોતો. તે નાસી ગયો, તે વખતે મંજુલાને, ત્રણેક વર્ષની ઉમ્મરનો પુત્ર હતો એટલે મંજુલાને કંઇક નિરાંત હતી અને પુત્રના સુખી ભાવિજીવનમાં સુખી થવાની આશા સેવી રહી હતી. પરંતુ દૈવને આટલું સુખ—આટલી આશા પણ રૂચી ન હોય, તેમ તે બે ત્રણ વર્ષ પછી, ગુજરી ગયો હતો એટલે મંજુલાનું જીવન, આમે દુઃખી હતું તેમાં આ કારમો આઘાત્ લાગ્યો હતો. આ બધી ચિંતાઓમાં સળગતી, તે પિતાના આશ્રયે રહી, એનું દુઃખમય જીવન વ્યતિત કરી રહી હતી. વર્ષોની શોધખોળ છતાં, જ્યારે કંઇ પત્તો ન લાગ્યો ત્યારે મંજુલાએ, પોતાનું મન વાળી સંસારની આસક્તિ છોડી દીધી હતી, છતાં એનું જીવન રસહીન, ઉત્સાહહીન અને ચેતનવિહોણું જણાતું હતું. એની નિસ્તેજ મુખમુદ્રા અને ફીક્કી લાગતી આંખોમાં, ન ઉકલી શકાય એવી ગ્લાનિની છાયા છવાયેલી રહેતી. એની નાની બ્હેનનું નામ હતું પ્રેમલતા. એની ઉમ્મર અત્યારે પચ્ચીસેક વર્ષની હતી. પરમાત્માએ એના દેહમાં સૌંદર્ય પૂર્યું હતું, તેવુંજ ચેતનવંતુ મન આપ્યું હતું. આનંદપુરના પ્રમાણમાં ત્યાંના સાધનો પ્રમાણે મળતી કેળવણી એણે લીધી હતી. એનો સ્વભાવ બહુ પ્રેમાળ હોવાથી, એના ઘરમાં તેમજ એની ન્યાત—જાતમાં, તેમજ બહારના સમાજમાં, એ જેના પરિચયમાં આવતી તેમને પ્રિય થઇ પડતી. પરણવા યોગ્ય સોળ વર્ષની ઉમ્મરે, એના પિતાએ સારૂં ઘર જોઇ, બે પૈસા ખર્ચ કરી એને પરણાવી હતી—એનો પતિ અઢાર વર્ષની વયનો—શરીરે નિરોગી અને દેખાવડો હતો. એની ઉમ્મરના પ્રમાણમાં, તે અભ્યાસમાં ઠીક ઠીક આગળ વધ્યો હતો અને લગ્ન વખતે તે કૅાલેજમાં ભણતો. એની ભણવાની ખંત અને મીલનસાર સ્વભાવને લીધે, એના ભાવિજીવન માટે સારી આશા રાખવામાં આવતી, પરંતુ પ્રેમલતાના દુર્ભાગ્યે, લગ્ન પછી ત્રીજેજ મહિને, ટાઇફોઇડ તાવની

ઝેરી માંદગીમાં, કાળજીભરી સારવાર છતાં, તે મરણ પામ્યો અને પ્રેમલતા વિધવા થઈ. પ્રેમલતાના પરિણિત જીવનના બધા કોડ, મનમાં ને મનમાં સમાઈ ગયા. તે માત્ર પરણી હતી અને પાછળથી વિધવા થઈ હતી, એટલુંજ એને સ્મરણ હતું. પતિ સાથે, તે એક દિવસ પણ એકાંતમાં રહી ન્હોતી એટલે પતિના પ્રેમસુખ કે મીઠી વાણીનો એને કંઈ અનુભવ થયો ન્હોતો અને તેને તે બાબત કશું યાદ કરવા જેવું હતું નહિ. શરૂઆતમાં જગતે, એની સ્થિતિ દુઃખદાયક કહી એટલે તે પોતાને મહાન્ દુઃખી માનતી અને રડ્યા કરતી. એને આશ્વાસન આપવા માટે પૂરતા શબ્દો, કોઈને જડતા નહિ અને જડે, તોયે કોઈ હિંમત કરી શકતું નહિ. કાળના વહન સાથે, એને પોતાની દુઃખદ્ સ્થિતિની ગંભીરતા સમજાતી ગઈ, તેમ તેમ શરૂઆતમાં સ્વાભાવિક રીતે માનેલું દુઃખ, એને ખરૂં જણાવા લાગ્યું. પણ આ દુઃખના નિવારણનો કોઈ માર્ગ રહ્યો ન્હોતો એટલે આવી પડેલી એની આવી સ્થિતિમાં, તે પિતૃગૃહે પોતાના દિવસો ગાળી રહી હતી. એ પોતે દુઃખી હોવા છતાં, એને એની મોટી બ્હેનની બહુ દયા આવતી અને પતિની ગેરહાજરીમાં ઝુરી ઝુરી જીવતું મડદું થઈ ગયલી, મોટી બ્હેનની સેવામાં કાયમ હાજર રહી, તેને સુખી કરવા પ્રયત્ન કરતી. એનો પતિ હયાત હતો, છતાં નાસી ગયો હતો, ત્યારે એનો પતિ તો અસ્તિત્વજ ધરાવતો ન્હોતો, એટલે મોટી બ્હેન કરતાં એની સ્થિતિ વધારે સુખી હતી, એમ માની તે મન વાળતી અને પોતાનાથી વધારે દુઃખી હોય તેને બનતી મદદ કરવી— એની સેવા કરવી, એને તે પોતાનો ધર્મ સમજતી. આવી રીતે પૂજારીના જીવનમાં, આ બે મોટા કારમા આઘાત્ હતા, જેમણે એના જીવનનો બધો રસ, આનંદ અને સુખ ઉડાવી મૂકયાં હતાં. એની વ્હાલી દીકરીઓની આવી સ્થિતિ જોઇ, તે સળગ્યા કરતો. એનું ભરાવદાર શરીર, આ ચિંતામાં કૃશ થતું જતું હતું. પરંતુ એમનાં દુઃખ દૂર કરવાનો કોઈ માર્ગ અવશેષ ન્હોતો—એટલે “જેવી ભગ-

વાનની ઇચ્છા" એમ કહી, તે પોતાના મનને શાન્ત કરવા મથતો. પ્રેમલતા, પેલા સાધુપુરુષ પાસે ઘણીવાર આવી બેસતી. મંજુલા તો માંદા જેવી રહેતી હતી, એટલે એના જીવનને કંઇ નિરાંત ન્હોતી–છતાં એનું શરીર કંઇ સ્વસ્થ જેવું હોય ત્યારે, તે પણ બેસતી. સાધુપુરુષ, બનતા સુધી મૌન રહેતા, પણ પૂજારીની આ બન્ને દીકરીઓ સાથે તે મિલનસાર રહી, તેમની સાથે થોડી થોડી વાતો કરતા અને એમની આવી સ્થિતિમાં, એમને નિર્દોષ જ્ઞાન ગમ્મત મળે, એવી વાતો કરતા. કોઈ કોઈ વખત જ્ઞાનવિજ્ઞાનની ગંભીર વાતો પણ કહી નાંખતા. મંજુલા અને પ્રેમલતા એમને "બાપુજી" કહી બોલાવતાં. એમને એમની સંગતિ પ્રિય લાગતી. સાધુપુરુષને પણ એમના ઉપર મમતા બંધાઇ હતી. જ્ઞાનનિરંજન, આનંદપુરના સમાજમાં બહુ ભળતો નહિ, પરંતુ નદી કિનારે આવેલા આ શિવાલય તરફ ફરવા, તેમજ મહાદેવનાં દર્શન કરવા કાયમ આવતો. ભાગ્યેજ કોઇ દિવસ એવો જતો કે, જે દિવસે તે ન આવ્યો હોય. પૂજારી અને તેનાં કુટુંબીજનો, તેમજ સાધુપુરુષ સાથે, આના પરિણામે તેને સારો પરિચય થયો હતો. સાધુપુરુષે શરૂઆતમાં જ્ઞાનનિરંજન સાથે, એમના નિયમ પ્રમાણે મૌન રાખેલું, પરંતુ દિવસે દિવસે, એના રોજના સહવાસમાં એમણે જ્ઞાનનિરંજન સાથે, મૌન તોડી વાતો કરવાનો, તેમજ જ્ઞાન ચર્ચા કરવાનો રિવાજ રાખ્યો હતો. જ્ઞાન-નિરંજન સાથે તે કોઇની સાથે નહિ એટલી બધી વાતો કરતા. પરિણામે તેઓનો સંબંધ ગાઢ બનવા લાગ્યો અને તેઓ હંમેશાં એકબીજાને મળવા, સમય થયે ઝંખતા. સાંજના સાત વાગે તે વખતે જ્ઞાનનિરંજન એમની પાસે હાજર જ હોય અને સાધુપુરુષ પણ તે સમયે તેની રાહ જોતા સ્વસ્થ થઇ બેઠા હોય! કલ્યાણદાસ પણ ઘણી વખત જ્ઞાનનિરંજનની સાથે તે સ્થળે જતો, પરંતુ કલ્યાણદાસ સાથેનો પરિચય, સાધુપુરુષે વધાર્યો ન્હોતો. કોઈ કોઇ વખત સાધુપુરુષ અને જ્ઞાનનિરંજન, વાતોમાં પડ્યા હોય ત્યારે,

પ્રેમલતા એમની પાસે આવી બેસતી અને તેમની વચ્ચે થતી વાતચિત ધ્યાન દઈ સાંભળતી.

સુધા સાથે તે રાત્રે પરિચય થયો, તેને ત્રીજે દિવસે જ્ઞાન-નિરંજન, કલ્યાણદાસ સાથે મહાદેવના મંદિર તરફ ફરવા આવ્યો ત્યારે સાધુપુરુષની શારીરિક પ્રકૃતિ અસ્વસ્થ હતી. તે એક ધાબળા ઉપર સુઇ ગયા હતા અને પ્રેમલતા અને મંજુલા તેમની પાસે બેઠાં હતાં. સાધુપુરુષનું આખું શરીર જ્વરથી તપી રહ્યું હતું, છતાં આંખો મીંચી પડી રહ્યા હતા. જ્ઞાનનિરંજન, કલ્યાણદાસ સાથે સીધો ત્યાં આવ્યો અને સાધુપુરુષની પથારી પાસે બેસી ગયો. એણે એમના મસ્તિષ્ક ઉપર હાથ મુકી જોયું તો તાવ વધુ પ્રમાણમાં હતો. જ્ઞાન-નિરંજનના હાથનો સ્પર્શ થતાં એમણે પોતાની આંખો ઉઘાડી અને જ્ઞાનનિરંજનને જોતાં એમને આનંદ થયો હોય એમ લાગ્યું. "તમે આવી ગયા છો ? બહુ સારૂં કર્યું. આજે જરા પ્રકૃતિ અસ્વસ્થ છે. હમણાં જરા બેસો." એમ કહી એમણે એમની આંખો પુનઃ મીંચી. "પ્રેમલતાબ્હેન!" જ્ઞાનનિરંજને પ્રેમલતા તરફ જોઈને પૂછ્યું: "એમની તબીયત ક્યારની બગડી છે?" "આજ સવારથી. બાપુજીએ દવા લાવવા કહ્યું, તોયે તેમણે ના પાડી! તાવ વધારે છે તોયે માનતા નથી!" પ્રેમલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

"સાધુપુરુષોની પ્રકૃતિ હંમેશાં એવી હોય છે. તેઓ સારૂં નરમું જે કંઈ બને તેને પ્રભુની ઇચ્છા માની એનો કોઇ પણ જાતનો પ્રતિકાર કરવો તે પરમાત્માનો અપરાધ કર્યા બરાબર છે એમ માને છે !"

"દર્દ વધ્યું હોય અને એની દવા કરીયે એમાં પ્રભુનો શો અપરાધ થાય છે, તે મારાથી સમજી શકાતું નથી !"

પ્રેમલતાએ જ્ઞાનનિરંજનના શબ્દો સાંભળ્યા પછી કંઈ શરમાતાં શરમાતાં ધીમે સ્વરે પૂછ્યું.

"કારણ કે તેઓ માને છે કે, આપણા શરીરમાં ઉપસ્થિત થતી કોઈ પણ પ્રકારની વ્યાધિ આપણી પોતાની ભુલોને પરિણામે

હોય છે અર્થાત્ એ ભુલોની શિક્ષા રૂપે હોય છે, એનો પ્રતિકાર કરવો તે પ્રભુની ઇચ્છાને અવગણવા બરાબર હોઈ અપરાધ છે, એમ તેઓ નિશ્ચયપૂર્વક માને છે!"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો. "બેટા પ્રેમલતા!" સાધુપુરુષે પોતાની આંખો ઉઘાડી વચ્ચે કહ્યું, "જ્ઞાનનિરંજન કહે છે તે વાત ખરી છે. અમારો નિશ્ચય આવોજ હોય છે એટલે દવા રૂપી પ્રતિકાર કરવો ઇષ્ટ નથી!"

સાધુપુરુષ આટલું બોલી મૌન રહ્યા.

પ્રેમલતા મુંગી બેસી રહી. જ્ઞાનનિરંજને પ્રેમ-પુજ્ય ભાવની વૃત્તિથી સાધુપુરુષનું માથું દબાવવા માંડ્યું. તેમણે આનાકાની કરી પણ જ્ઞાનનિરંજને માન્યું નહિ. દશેક મીનીટ બધાં મૌન બેસી રહ્યાં. જ્ઞાનનિરંજન સાધુપુરુષની સેવા કરી રહ્યો હતો, તેવામાં સાધુપુરુષે આંખો ઉઘાડી પ્રેમલતા તરફ જોઇને કહ્યું: "બેટા પ્રેમલતા! આ તાવ આજે આમ નહિ ઉતરે. શંકર ભગવાનને ખુશ કરવા એ એનો સાચો પ્રતિકાર છે અને એને માટે સાધુપુરુષને વાંધો નથી, માટે મારી ઇચ્છા છે કે એમને ખુશ કરવા પેલું મારૂં પ્રિય ભજન ગા!" સાધુપુરુષે, આટલું બોલી પોતાની આંખો મીંચી દીધી.

"સારૂ, બાપુજી! હમણાં જ ગાઉં છું." પ્રેમલતાએ પ્રત્યુત્તર વાળી સાધુપુરુષની આજ્ઞા પ્રમાણે એના મધુર કંઠે ગાવા માંડ્યું:—

"ભગવાન્! શિવ! તેરી દાઢી કે બાલ કિતને?
કિતના સફેદ કાલા? વોહિ મુઝે બતાદે!— ભગવાન્૰ ૧

કિતની બની હૈ લંબી-ચૌડી? યહ દાઢી તેરી?
કિતના જમાના બીતા, ઉન પર, મુઝે બતા દે— ભગવાન્૰ ૨

આભૂષણોમેં, ઐસે સર્પો, કહાંસે લાયા?
ક્યા નહિ રહા ખજાનેમેં, ઔર વસ્તુ પ્યારે?— ભગવાન્૰ ૩

તેરી જટાકી, અદ્‌ભુત બાતો સુની હય, હમને
ગંગાકો યહાં છીપાયા કૈસે? મુઝે બતાદે!— ભગવાન્૦ ૪
દુનિયાકો આંખ દો હય, તીસરી તુમારી જબ્બર,
તુ ખોલ દે તો, જલતા બ્રહ્માંડ, વોહ બતાદે— ભગવાન્૦ ૫
સુખ સંપત્તિકે સાથી, દેવો હજારો દેખા,
મૃત્યુ પીછે સ્મશાને તો આપ સાથી રહતે— ભગવાન્૦ ૬
અબ તો અધર્મ અન્યાય, પાપોંકી ઘોર આંધી,
દુનિયામેં ફૈલ રહી હૈ, ઉનકો અબી મીટાદે— ભગવાન્૦ ૭
બ્રહ્માંડકા લે કાબુ, તુ હાથ તેરે શંકર!
સચ્ચાઈ, ધર્મ, નીતિકા તેજ, તુ વહા દે!— ભગવાન્૦ ૮
ભગવાન્! શિવ! તેરી દાઢીકે બાલ કિતને?
કિતના સફેદ કાલા? વોહિ મુઝે બતાદે!"— ભગવાન્૦ ૯

પ્રેમલતાના મધુર કંઠદ્વારા ભાવનાપૂર્વક ગવાયેલી આ પ્રાર્થનાની સાધુપુરૂષના હૃદય ઉપર સારી અસર થઇ અને તેમનો જ્વર કંઈ ઓછો થતો જણાયો. સંગીતના આંદોલને તેમની મીંચેલી આંખોમાં નિદ્રા ભરી દીધી અને તેઓ નિદ્રાવશ થયા. જ્ઞાનનિરંજન અને કલ્યાણદાસે ઉઠવાનો વિચાર કર્યો, પણ પ્રેમલતાના આગ્રહે તે વિચાર વિલંબમાં નાંખ્યો. જ્ઞાનનિરંજને મંજુલાને એની શારીરિક પ્રકૃતિના સમાચાર પૂછી, પ્રેમલતા તરફ જોઈને કહ્યું: "પ્રેમલતા બ્હેન! બે ત્રણ દિવસ ઉપર હું તમારા જેવી એક બ્હેનના પરિચયમાં આવ્યો છું. તેનું જીવન પણ તમારી માફક વ્યવહારિક દ્રષ્ટિએ જોઇએ તો અસંત દુઃખદ છે!"

"અમારા જેવું વળી બીજું કોણ જડી આવ્યું?"

પ્રેમલતાએ જીજ્ઞાસાથી કંઇક ચમકીને પૂછ્યું.

"છે વળી–લગભગ તમારા પંથની છે!"

"એટલે?"

"પરણ્યા પછી અમુક વર્ષ પછી એના કોઇપણ જાતના અપરાધ સિવાય એના પતિથી ત્યજાયેલી છે અને અહિઆં આનંદપુરમાં એના પિતાને ઘેર રહે છે!"

જ્ઞાનનિરંજને પરિચય કરાવતાં કહ્યું.

"એમ? એનું નામ?"

પ્રેમલતાની જીજ્ઞાસા વધવા લાગી.

"સુધા!" જ્ઞાનનિરંજન પ્રત્યુત્તર વાળી પ્રેમલતા સામે જોઈ રહ્યો.

"ત્યારે તો અમારા પંથની ખરી! નામ ઘણું સુંદર છે—તેવું જ ભાવવાહી છે!"

પ્રેમલતાએ અભિપ્રાય આપ્યો.

"ખરેખર એવું જ છે. પરમાત્માએ એના નામ પ્રમાણે એના દેહ, મન અને આત્મામાં સર્વત્ર સુધા જ ભરી નાંખી છે!"

જ્ઞાનનિરંજને વધારે સ્પષ્ટીકરણ કર્યું.

"તમને અમારા જેવાં દુઃખીયારાં જ સાથી મળી આવે છે કે શું?" મંજુલા, જે અત્યાર સુધી મૌન હતી તે વચ્ચે બોલી.

"એમનો સાથ જ કોઇ દિવસ કામનો! સુખ, મોજમજાહ અને વિલાસ વૈભવમાં ઉન્મત્ત થઈ ગયેલા સુખી માણસો ભાગ્યે જ કોઇના સાચા સાથી થાય છે! અને એવાંઓની આપણે સેવા પણ શું કરવાના હતા? મને તો દુઃખી મનુષ્યોના મિત્ર થવામાં બહુ મઝા પડે છે! હું એને મારૂં સદ્‌ભાગ્ય માનું છું."

જ્ઞાનનિરંજને મંજુલાને પ્રત્યુત્તર આપતાં જણાવ્યું. મંજુલાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. જ્ઞાનનિરંજને જોયું કે એના હૃદયની વેદના તાજી થતી જતી હતી. તે મૌન રહ્યો.

"ત્યારે તો તમે અમને પણ એનો પરિચય કરાવશો ખરા?"

પ્રેમલતાએ થોડીવારે પ્રશ્ન કર્યો.

"જરૂર–એની સંગતિ તમને આનંદદાયક થઇ પડે એમ છે!" જ્ઞાનનિરંજને જણાવ્યું."

"ત્યારે એમને ક્યારે તેડી લાવશો ?"

પ્રેમલતાએ બીજો પ્રશ્ન કર્યો.

"સમય આવ્યે. કંઇ આજકાલમાં બને એમ નથી. હજુ અમારો પરિચય એટલો બધો ગાઢ થયો નથી કે હું તમારો પરિચય એમને તરતમાં કરાવી શકું અને તમારી પાસે લાવી શકું !"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"એમ હોય તો મારી કંઇ ઉતાવળ નથી–જ્યારે બની શકે ત્યારે !"

પ્રેમલતાએ સુધાના પરિચયની વાત જ્ઞાનનિરંજન ઉપર છોડી. "પણ જ્ઞાનનિરંજનભાઈ! તમોએ હમણાં કહ્યું, એમ તે પરણ્યા પછી, એના કોઇપણ જાતના અપરાધ વિના એના પતિ તરફથી ત્યજાઈ છે, તે વાત મારી સમજમાં ઉતરતી નથી. અપરાધ વિના પુરૂષ પોતાની પત્નીને કેમ ત્યજતો હશે ?"

પ્રેમલતાને થોડીવારે કંઇ યાદ આવતાં ઉપર મુજબ પૂછ્યું.

"એક જાતની–નિર્દયતા–પામરતા–ભીરૂતા! મંજુલા બ્હેનનો કોઈ અપરાધ હતો ? એમની સંભાળ લેવા પણ આવ્યા છે ?"

જ્ઞાનનિરંજને ખુલાસો કરતાં એની બ્હેનનું દ્રષ્ટાંત રજુ કર્યું.

પ્રેમલતા મૌન થઈ ગઈ. સ્ત્રીઓના અપરાધ કંઈ હોતા નથી. હોય છે, તોયે પુરૂષના અપરાધના પ્રમાણમાં નજીવા હોય છે, તોયે પુરૂષ વર્ગ સત્તા ભોગવતો હોવાથી સ્ત્રીઓને નજીવા ગુન્હાની મોટી સજા ભોગવવી પડે છે, જ્યારે પુરૂષ વર્ગ મુક્ત રહી ફરે છે, તે સત્ય પ્રેમલતાને આપોઆપ સમજાઈ આવ્યું.

"ત્યારે તે પણ એની આખી જીંદગી અમારી માફક પિતૃગૃહે રહી ગાળશે ?"

પ્રેમલતાએ બીજો પ્રશ્ન કર્યો.

" હાસ્તો. પુરૂષોનાં પાખંડ સ્ત્રીઓને સદાકાળ નડે છે, એ દિવા જેવું પ્રત્યક્ષ છે!"

જ્ઞાનનિરંજને કંઈક વિચાર કર્યા બાદ પ્રત્યુત્તર વાળ્યો.

" ત્યારે અમારા ઉદ્ધારનો કોઇ માર્ગજ નહિ એમને?"

પ્રેમલતાએ નવો પ્રશ્ન ઉભો કર્યો.

" એક દિવસ સળગતી ચિત્તા આપણો ઉદ્ધાર કરશે!"

મંજુલાએ, પ્રેમલતાને અનેક પ્રશ્નો કરતી જોઈને કંટાળીને કહી નાંખ્યું. પ્રેમલતા સજ્જડ થઇ ગઈ.

" માર્ગ તો છે." કલ્યાણદાસ જે અત્યાર સુધી તદ્દન મૌન રહી આ બધી ચર્ચા સાંભળી રહ્યો હતો, તેણે પોતાનો અભિપ્રાય આપતાં જણાવ્યું. " અને તે છે ભક્તિમાર્ગનો. પ્રભુનામ સ્મરણ કરવાથી દરેક મનુષ્યના ત્રિવિધ તાપ ટળી જઈ, એના આત્માને શાશ્વત શાન્તિ પ્રાપ્ત થાય છે, એમ આપણા સાધુ સંતોએ ગાયું છે."

" એટલે અમારે ભક્તિ કરવાની?"

પ્રેમલતાએ કલ્યાણદાસની વાત તરફ ફીકકુ હાસ્ય કરતાં પૂછ્યું.

" એ વિના છૂટકોજ નથી. એના વિના ઉદ્ધાર પણ નથી!"

કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળ્યો.

" પણ ભક્તિ એટલે અમારે કરવાનું શું તે તો કહો!"

પ્રેમલતાએ ભક્તિમાર્ગ જાણવા જીજ્ઞાસા બતાવી.

" પ્રભુ નામસ્મરણ. બને તેટલું પ્રભુનું સ્મરણ કરવું—તેનાં ભજનો ગાવાં અને તેની દયા યાચવી તે!"

કલ્યાણદાસે ભક્તિમાર્ગનું સ્વરૂપ સંક્ષિપ્તમાં સમજાવી દીધું.

પ્રેમલતાને કલ્યાણદાસની આ વાત ગળે ઉતરી નહિ. એને કંઈક હસવું આવ્યું, છતાં એણે તત્પરત્વે એની પૃચ્છા ચાલુ રાખી:

"પણ તે બધુંયે શીખવું તો પડે ને?"

"પ્રયત્ન કરવામાં આવે તો એમાં કશુંયે કઠિન નથી!"

"પણ શીખવાડશે કોણ? જ્ઞાનનિરંજનભાઇ માથે રાખે તો હું અને મંજુલાબ્હેન ભક્તિ કરતાં થઈ જઇએ અને સમય આવ્યે આ સુધાબ્હેનનો પરિચય થાય તો તેઓ પણ જોડાય!" એટલું બોલી પાછળથી જ્ઞાનનિરંજન તરફ જોઈને "કેમ જ્ઞાનનિરંજનભાઈ! તમે અમને ભક્તિ કરતાં શીખવાડશો?"

પ્રેમલતા આટલું બોલી જ્ઞાનનિરંજન તરફ જોઈ રહી.

"મને આવડતું હશે તો શીખવાડીશ. બાકી ભક્તિના વિષયમાં હજુ હું કાચો છું!" જ્ઞાનનિરંજને પોતાની તત્પરત્વે અશક્તિ દર્શાવી.

"જેટલું આવડતું હોય તેટલું તો શીખવાડશોને? અમારે કંઈ ખૂબ નથી શીખી નાંખવું!"

"તે માટે મારી ના નથી, પરંતુ આ મારા મિત્ર કલ્યાણદાસ એ વિષયમાં નિષ્ણાત જેવા છે! તેમને ભક્તિમાર્ગ તરફ બહુ પ્રેમ છે એટલે એમની મદદથી હું તમને એ વિષયમાં યથાશક્તિ દોરી શકીશ!"

જ્ઞાનનિરંજને આશ્વાસન આપ્યું.

"તેઓ ભક્ત છે?" પ્રેમલતાએ પ્રશ્નોની પરંપરા ચાલુ રાખી.

"હજુ કહેવાતા નથી, પણ તેવા થવાની તૈયારીમાં છે."

જ્ઞાનનિરંજન આ શબ્દો સ્મિતવદને બોલ્યો.

"એટલે?"

"તેઓ થોડા સમયમાં એક "ભક્તિમંડળ" સ્થાપવાના છે, તે સ્થપાયા પછી તેઓ ખરા "ભગત" કહેવાશે. અત્યારે છે, પણ હજુ અંધારામાં છે! પ્રકાશમાં આવ્યા નથી!"

" ત્યારે તો બહુ સારૂ. આવું એક મંડળ સ્થપાય તો અમારા જેવાં પણ ભક્તિ કરતાં શીખી જાય! પણ તે કયારે સ્થપાવાનું છે?"

પ્રેમલતાએ વળી નવો પ્રશ્ન કર્યો.

" તે તો તેઓ જાણે–પણ તેમનો વિચાર મક્કમ છે, તેટલું હું જાણું છું."

જ્ઞાનનિરંજને આ પ્રત્યુત્તર વાળી કલ્યાણદાસ સામે જોયું.

" મારી તે બાબતની બધી તૈયારી ચાલુ છે. થોડાક કાર્યકર્તાઓનો સાથ મળી જાય તો એકાદ મહિનામાં તે સ્થપાઇ જશે!"

કલ્યાણદાસે જ્ઞાનનિરંજને અપૂર્ણ રાખેલો સ્ફોટ પૂર્ણ કર્યો.

" ત્યારે તો તે દિવસો બહુ દૂર નથી! ઘણોજ સ્તુત્ય પ્રયાસ! સ્થપાય ત્યારે, જ્ઞાનનિરંજનભાઈ દ્વારા અમને જરૂર કહેવડાવજો, જેથી કોઈ વખત વિચાર થાય તો આવી શકાય!"

પ્રેમલતાએ કલ્યાણદાસ તરફ જોઇને કહ્યું.

" હું તે નહિ ભુલું. સ્ત્રીવર્ગનો અમારા મંડળને સાથ મળી જાય તો અમારૂં મંડળ સારી પ્રગતિ કરી શકશે, એવો મારો વિશ્વાસ છે!"

કલ્યાણદાસે પ્રેમલતાને ખાત્રી આપતાં જણાવ્યું.

" પરમાત્મા, તમારા કાર્યને સફલ બનાવો એવી એના તરફ મારી પ્રાર્થના છે!"

પ્રેમલતા આટલું બોલી મૌન રહી. સાધુ પુરૂષ નિદ્રાની મીઠી શાન્તિ અનુભવી રહ્યા હતા એટલે તેઓ પૈકી કોઇએ એમની શાન્તિનો ભંગ કરવો ઉચિત માન્યું નહિ. જ્ઞાનનિરંજન અને કલ્યાણદાસ મોડું થઈ જવાથી ઉઠયા અને ગામ તરફ વળ્યા. પ્રેમલતા અને મંજુલા પણ એમને ઉંઘતા મુકી પોતાને ઘેર જઇ બેઠાં.



## પ્રકરણ ૧૫
## સૌ સૌને રસ્તે

શિવાલયથી નીકળી ગામ તરફ આવતાં જ્ઞાનનિરંજન અને કલ્યાણદાસની વાતચિત ચાલુ હતી. પ્રેમલતા, મંજુલા, પૂજારી અને સાધુપુરૂષ એ એમની ચર્ચાનો વિષય હતો. તેમાંથી સુધા તેમજ પ્રેમદુલારીની વાત પણ નીકળી ત્યારે કલ્યાણદાસે, એક વખતે તે તરફ આવી તેમને મળી જવા આગ્રહ કરતાં જણાવ્યું કે "તેઓ તમને રોજ યાદ કર્યા કરે છે અને એક વખત એમને ત્યાં આવી મળી જવા ખાસ આગ્રહ રાખે છે, વળી મારી ઇચ્છા અને આગ્રહ તો ચાલુ છે તે તમારા ખ્યાલમાં છે; તો આ બધી બાબત લક્ષમાં લઈ એક દિવસ આવવાનું રાખો તો સારૂ! તેઓ બહુ માયાળુ છે, તેમજ સરલ હૃદયનાં છે."

"તે હું જાણું છું અને તે સંબંધે મારી પણ તીવ્ર ઇચ્છા છે પણ અવાય ત્યારે ખરૂં. મારી અનુકુળતાએ હું જરૂર આવી જઇશ!"

જ્ઞાનનિરંજને, કલ્યાણદાસને આવી જવા બદલની ખાત્રી આપતાં જણાવ્યું.

"ત્યારે હું તેમને શું કહું?" કલ્યાણદાસે બીજો પ્રશ્ન કર્યો.

"એમાં કહેવાનું શું હોય? મારી અનુકુળતાએ હું જરૂર આવી જઇશ, એમ તો મેં તમને કહ્યું!"

"પણ એમાં કોઈ વાત નક્કી નથી એનું શું? કોઇ ચોક્કસ દિવસ જણાવી શકો એમ નથી?"

કલ્યાણદાસે ચોક્કસ દિવસ અને સમયનો નિર્ણય થઇ જાય એમ ઇચ્છયું.

"ના, તેમ બની શકે એમ નથી! પણ એ બધું અત્યારથી નક્કી કરી લેવાની શી જરૂર છે?"

જ્ઞાનનિરંજને કારણ પૂછ્યું.

"હું તો જાણે તમારો સ્વભાવ જાણું છું. પણ તે લોકો રોજ તે બદલ પૃચ્છા કર્યા કરે છે, ત્યારે હું એમના મનનું સમાધાન થાય એવો સંતોષકારક ખુલાસો કરી શકતો નથી એટલે તેઓ વગર લેવાદેવા મારા ઉપર ચીડાય છે! અને મને તો એમ લાગે છે કે તેઓ એમ માને કે, હું તમને આવવા સંબંધે કંઇપણ કહ્યા સિવાય એમને એમ, ઉડાઉ પ્રત્યુતર આપ્યા કરૂં છું! માટે ચોક્કસ દિવસ અને સમય આપો તો મારી વાત ઉપર એમને વિશ્વાસ આવે અને મારે આ કાયમની ભાંજગડ મટી જાય!" કલ્યાણદાસે તે સંબંધેની પોતાની મુસ્કેલી રજુ કરી.

"જો એમ હશે તો હું ચોક્કસ નિર્ણય કરી બે ચાર દિવસમાં તમને જણાવીશ. પછી તો આ ભાંજગડ મટી જશેને?"

જ્ઞાનનિરંજને, નિર્ણય કરી નિશ્ચિત દિવસ જણાવવાની ખાત્રી આપી. વાતો કરતા તેઓ જ્ઞાનનિરંજનના મકાન સુધી આવી પહોંચ્યા. તેના મકાનની નજીકમાં આનંદપુરના બે ત્રણ રસ્તા એકત્ર થતા હતા. કલ્યાણદાસને તેને ઘેર જવાનો રસ્તો ત્યાંથી જતો હતો. જ્ઞાનનિરંજનથી છુટા પડતા પહેલાં કલ્યાણદાસ તે રસ્તાના ફુટપાથ ઉપર ઉભો રહ્યો. જ્ઞાનનિરંજન પણ તેને ઉભો રહેલો જોઈ તેની પાસે થોડી વાર થોભ્યો.

"મારે તમને એક વાત પૂછવાની રહી જાય છે" કલ્યાણદાસે જ્ઞાનનિરંજનને સંબોધીને જણાવ્યું "જો થોડો સમય ઉભા રહો તો પૂછું."

"એવું શું છે? ખાસ મહત્ત્વની બાબત હોય તો આપણે મારે ઘેર જઇ બેસીએ, એટલે નિરાંતે વાત થાય!" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"એટલું બધું ખાસ મહત્ત્વનું નથી, વળી તમારે ત્યાં આવું અને આપણે વાતોમાં ચઢીએ તો બહુ મોડું થઇ જાય, માટે પાંચ દશ મીનીટ અહિં જ વાત કરી લઇએ."

કલ્યાણદાસ બોલ્યો.

"ત્યારે જે પૂછવાનું હોય તે ખુશીથી પૂછો. જે કહેવાનું હોય તે આનંદપૂર્વક કહો."

"મેં તમને અગાઉ ઘણી વખત જણાવ્યું છે, તે પ્રમાણે મારી જે ભક્તિમંડળ સ્થાપવાની ઇચ્છા છે, તેનો અમલ કરી નાંખું ? તેમાં તમારો સક્રિય સાથ મળશે ?"

કલ્યાણદાસે પોતાનો વિચાર જાહેર કર્યો.

"તમારો તે વિચાર સ્તુત્ય છે, એમ તો મેં ઘણીવાર જણાવ્યું છે. તમે તમારા વિચારો અમલમાં મુકવાને સ્વતંત્ર છો, એમાં પછી પૂછવાનું શું ?"

"એટલા માટે કે મને એમાં તમારો સક્રિય સહકાર મળે અગર તો યોગ્ય દોરવણી મળે ! વળી આવી બાબતોમાં વિચારશીલ પુરૂષોના અંતિમ અભિપ્રાય જાણી લઇ પગલું ભરવામાં આવે તો તે ઠીક રહે છે, એવું મારૂં માનવું છે. તો મને તમારો અંતિમ અભિપ્રાય જણાવશો ?"

કલ્યાણદાસ આટલું બોલી જ્ઞાનનિરંજન તરફ આતુર નયને જોઈ રહ્યો.

"આ બાબત એવી છે કે એમાં મારો અભિપ્રાય અંતિમ ન હોઇ શકે !"

જ્ઞાનનિરંજને બે ત્રણ મીનીટ વિચાર કર્યા બાદ જણાવ્યું.

"કંઇ કારણ ?"

" ભક્તિમાર્ગ વિષેનું મારૂં જ્ઞાન નહિવત્ જેવું હોઈ, તે સંબંધે મારાથી અંતિમ નિર્ણય આપી શકાય એમ નથી. વળી તે મારી વિચારસરણી અને કાર્યપદ્ધતિથી ઉલટું છે એટલે તે રીતે પણ હું તમને ઉપયોગી થઈ શકું એમ નથી, માટે તમારા વિચારો પ્રમાણે તમારા અભિપ્રાયને મળતા થનારા તમારા અન્ય સાથીઓનો સાથ અને સહકાર મેળવી તે કાર્ય આરંભો એ વધારે ઇચ્છવા યોગ્ય છે. હું પોતે એમાં મારો કોઇપણ જાતનો સક્રિય સાથ આપી શકું એમ નથી. પણ તમારી પ્રવૃત્તિ તરફ મારી હાર્દિક સહાનુભૂતિ રહેશે એની ખાત્રી આપું છું. "

જ્ઞાનનિરંજને પોતાના વિચારો સ્પષ્ટ ભાષામાં જણાવી દીધા.

" પ્રભુનું નામ લેવા સ્થપાતી સંસ્થાઓમાં કોઇપણ સ્થળે વિચારસરણી અને કાર્યપદ્ધતિમાં ભિન્નતા હોવાની વાત મારી સમજમાં ઉતરતી નથી. "

કલ્યાણદાસે જ્ઞાનનિરંજનની વાત પરત્વે શંકા બતાવતાં કહ્યું.

" એ તમને અત્યારે નહિ સમજાય. હું સમજાવવા મથું તોયે તમારે ગળે નહિ ઉતરે–માટે એ ચર્ચા અત્યારે કરવી વ્યર્થ છે. ખરી વાત તો એ છે કે પ્રત્યેક મનુષ્ય આ જગત્‌માં એના જીવનનો હેતુ લઇને જન્મેલો હોય છે, એટલે તે તે પૂરતો તેની જાત માટે તેમજ સમાજ માટે ઉપયોગી હોય છે, માટે દરેક મનુષ્યે પોતાને યોગ્ય લાગે તે પ્રવૃત્તિ હિતાવહ જણાતી હોય તો, કોઇની પણ રાહ જોવા સિવાય શરૂ કરી દેવી જોઈએ. તમારા મનમાં જે વિચાર ઉત્પન્ન થયા છે અને પોષાતા રહ્યા છે, તે વિચાર કોઈને કોઈ પ્રકારનું પરિણામ નીપજાવવા માટે છે, તો તમારે તમારા માર્ગે તમારી કૂચ ચાલુ રાખવી જોઈએ ! "

જ્ઞાનનિરંજને સ્પષ્ટિકરણ કર્યું.

" ત્યારે મારે શરૂ કરવું ? "

"હા"

"તમારા સાથ અને સહકાર વિના?"

"હા. મારો તો શું? પણ ન મળે તો કોઈના પણ સાથ કે સહકાર વિના."

"કોઇના પણ સાથ કે સહકાર વિના આવી પ્રવૃત્તિ ટકી શકે ખરી?"

"જરૂર ટકે. ભક્તિમાર્ગની પ્રવૃત્તિ તો એવા પ્રકારની છે કે જેમાં કેવળ એક પરમાત્માનો સહકાર મેળવવાનો રહે છે!"

"એટલે?"

"સમાજને પ્રભુભક્તિ તરફ દોરવા માટે પ્રયત્ન કરનાર મનુષ્ય જ્યારે તે પોતે ખરેખર પ્રભુભકિત તરફ દોરાયેલો હોય છે; ત્યારેજ કંઈ અસર ઉપજાવી શકે છે અને આવો મનુષ્ય તો ખરેખર એકલોજ હોય છે. અર્થાત્ શરૂઆતમાં તે એકલોજ હોય છે. સાથીઓ તો પછીથી આવી મળે છે. ભકિતમાર્ગમાં સાથીઓ શોધવા જતાં સાચી ભક્તિ ઓસરી જાય છે, એવું મારૂં મંતવ્ય છે!"

જ્ઞાનનિરંજને વધારે સ્પષ્ટિકરણ કર્યું.

"ત્યારે મારે કોઈની રાહ જોવાની નહિ, એમને?"

કલ્યાણદાસે માથું ખંજવાળતાં પૂછ્યું.

"ના, કોઈની પણ રાહ જોયા સિવાય શરૂ કરો. સાથીઓ આપોઆપ આવી મળશે. તમારે તમારા વિચારને ગુંગળાવવા જોઈએ નહિ!" જ્ઞાનનિરંજને ખુલાસો કરતાં જણાવ્યું. કલ્યાણદાસને જ્ઞાનનિરંજનની વાત સાચી લાગી, પરંતુ વ્યવહારિક દ્રષ્ટિએ ઠીક લાગી નહિ. ભક્તિમંડળ જેવી સંસ્થા સાથીઓ વગર સ્થાપી શકાય અથવા તો ચલાવી શકાય એવું માનવા એ તૈયાર ન્હોતો, છતાં તે પળે તેણે જ્ઞાનનિરંજનના મક્કમ વિચાર જોતાં બીજી દલીલો કરવાનું

માંડી વાળ્યું. તે થોડો સમય મૌન ઉભો રહ્યો. જ્ઞાનનિરંજન એનો મનોભાવ સમજી શકયો, પણ તે ચર્ચા એણે એટલેથી અટકાવી ઘર તરફ વળતાં જણાવ્યું " તમને તમારા રસ્તે પ્રવૃત્તિ કરવાનો સ્વતંત્ર હક્ક છે, તે વાત ભુલવી જોઇએ નહિ; તેમજ કોઈ પણ પ્રકારની શુભ પ્રવૃત્તિ નિષ્ફળ જતી નથી, એમ સમજી **शुभस्य शीघ्रम्** એ ન્યાયે બની શકે તે કામ કરી નાંખવું જોઈએ. ચાલો, હવે બહુ મોડું થયું. જય જય " એટલું બોલી જ્ઞાનનિરંજન આગળ વધ્યો. તેને જતો જોઈ કલ્યાણદાસ કંઇ યાદ આવવાથી એની પાછળ થોડે દૂર જઈ એને સંબોધીને બોલ્યો "પણ મારી આ સંસ્થા સ્થપાય ત્યારે કોઈ કોઈ સમય તટસ્થ વ્યક્તિ તરીકે, થઇ રહેલી પ્રવૃત્તિ જોવા તેમજ બની શકે તો અમારી ખામીઓ જણાય તે રજુ કરી દોરવણી કરવા તો આવશો ને ?"

"મારી એ પ્રકારની હાર્દિક સહાનુભૂતિ તો અવશ્ય રહેશે, એમ મેં પહેલાં જણાવ્યું છે. એટલે વધારે કહેવાનું રહેતું નથી. તોયે તે બદલ હું પુનઃ ખાત્રી આપું છું."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો. ત્યારબાદ તેઓ છૂટા પડયા.



# પ્રકરણ ૧૬
## સુનંદાનો પત્ર.

બીજે દિવસે પ્રાતઃકાળે પહેલી ટ્રેઇનમાં પ્રેમદુલારી અમદાવાદથી આવી પહોંચી તે વખતે સુધા, અને કમળા ચ્હા પીતાં બેઠાં હતાં. કમળા તો તે રાત્રે એમના વાર્ત્તાલાપ પછી નિરાંતે ઉંઘી હતી જ્યારે સુધાને મોડી રાત સુધી વિચારવમળમાં ચઢેલી હોવાથી ઉજાગરો થયો હતો, તેને લીધે તેની આંખો સુઝેલી હતી અને તે બેચેન જેવી લાગતી હતી. પ્રેમદુલારી તેમની પાસે આવી બેઠી એટલે સુધાએ બંનેના પ્યાલામાંથી થોડી થોડી ચ્હા કાઢી ત્રીજો પ્યાલો બનાવી તેને આપ્યો. ત્રણેયે ચ્હા પી લીધી. સુધાએ અમદાવાદના એના બિમાર સંબંધીના સમાચાર પૂછ્યા. પ્રેમદુલારીએ એની ગંભીર માંદગી પછી પરમાત્માની દયાથી હવે સુધારા ઉપર છે અને આરામ થઈ જવાની આશા જણાય છે, વિગેરે હકીકત સવિસ્તર કહી બતાવી. સારા સમાચાર સાંભળી સુધા તેમજ કમળાને આનંદ થયો. કમળાને સવારના પ્રહરમાં સુધા પાસે જોઈ પ્રેમદુલારી તત્પરત્વે પૃચ્છા કરવા જતી હતી, પરંતુ તેનો મનોભાવ સુધા અને કમળા બંને તરતજ સમજી ગયાં, એટલે તે પૂછે તે અગાઉ સુધાએ જણાવ્યું "હું એકલી હતી અને કમળા ગઈ કાલે મને મળવા આવી, એટલે મેં તેને રોકી રાખી. તે ગઇ કાલની રાતથી અહિંજ છે." "તે સારૂં કર્યું." પ્રેમદુલારી પ્રત્યુત્તર વાળતી બોલી. "પણ સુધા ! તારી આંખો સુઝેલી કેમ દેખાય છે ! જાણે, તારૂં આખું શરીર ચુસાઇ ગયું હોય તેમ જણાય છે તે શું ?"

પ્રેમદુલારી, સુધા સામે તાકી રહી.

"મોડી રાત સુધી વાતે વળ્યાં, પછી સુતાં. તેને ઉંઘ આવી ગઇ, પણ હું તો વિચારોમાં એવી ચઢી ગઈ કે લગભગ આખી રાતનો ઉજાગરો થયો, તેને લીધે શરીર ઉપર એની ગંભીર અસર

થઈ જણાય છે! મને પણ ચેન પડતું નથી અને અત્યારથી એમ લાગે છે કે કદાચ તાવ પણ આવી જશે!"

સુધાએ અસ્વસ્થ પ્રકૃતિનું કારણ જણાવ્યું.

"તો પછી એવો ધંધો શું કામ કરીએ? નકામાં ગપ્પાં મારતાં બેસી રહી ઉજાગરો કરવો અને પાછળથી માંદા પડી જવું એ રીત વ્યાજબી નથી. એવા તે શા વિચાર કર્યા કે માંદી પડી ગઇ?–વિચાર શાના? એ તો હું જાણું છું કે કંઇક બહુજ ચિંતા કરી હશે।"

પ્રેમદુલારી કંઇક ખિન્ન થતી બોલી.

"નારે બા! ચિંતા નથી કરી, પણ વિચારો કર્યા છે. પણ વિચાર કંઇ એવા ન્હોતા કે શરીર ઉપર કોઈ જાતની ખરાબ અસર થાય! ખરૂં કારણ તો ઉજાગરો અને તેને લીધે થયેલી અસ્વસ્થ પ્રકૃતિ તે જ છે–પણ તે તો થોડા સમયમાં આરામ થઇ જશે–એને માટે ચિંતા કરીશ નહિ!"

સુધાએ જણાવ્યું.

"તું ગમે તેમ કહે, પણ હું નહિ માનું. તું જુઠો બચાવ કરે છે. તમે બંને એકત્ર થાઓ છો, ત્યારે રાત કે દિવસ કયાં જુઓ છો? વાતો, વાતો, ને વાતો, કોણ જાણે કે શું છોડી છોકરો પરણાવવાં છે!"

પ્રેમદુલારી આટલું બોલી ઉભી થઈ અને વસ્ત્રો બદલવા લાગી. વસ્ત્રો બદલી થોડીવારે પાછી ફરી. કમળા એને ઘેર જવા ઉઠતી હતી, પણ સુધાએ એને થોડો સમય થોભી જવા ઇશારો કર્યો. તે બેસી રહી.

"બીજા શા સમાચાર છે સુધા!"

પ્રેમદુલારીએ પૂછ્યું.

"ખાસ કંઇ નથી. કલ્યાણકાકા અને હીરાકાકી મારી ખબર કાઢી જતાં હતાં. બીજું કોઈ આવ્યું ગયું નથી!"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"જ્ઞાનનિરંજનભાઈ આવ્યા હતા?"

"ના, હજી સુધી આવ્યા નથી!"

"ક્યારે આવશે તે કંઇ જાણ્યું?"

"ના, કલ્યાણકાકાને બે ત્રણ વખત પૂછ્યું, પણ તેઓ જણાવે છે કે તેઓ આવવા માગે છે, પણ ક્યારે આવશે તે નક્કી નથી!"

"આવવા ઇચ્છે છે અને આવતા નથી! બહુ વિચિત્ર માણસ!"

પ્રેમદુલારીએ ઉદ્‌ગાર કાઢ્યા.

સુધા કશું બોલી નહિ.

કમળા, જે મૌન બેઠી હતી તે આ વખતે, પ્રેમદુલારીને પૂછતી બોલી ઉઠી "પણ પ્રેમદુલારીબા! આ જ્ઞાનનિરંજનભાઇ કોણ છે?"

"કેમ તને તેની ખબર નથી?"

પ્રેમદુલારીએ કંઈ ઉશ્કેરાયેલા અવાજે કહ્યું.

"મને શી ખબર? હું તો આ નામ જ અત્યારે સાંભળું છું!"

કમળાએ મ્હોં ગંભીર રાખી જણાવ્યું.

"ના, તને ક્યાંથી ખબર હોય!" પ્રેમદુલારી એના સામે હાથનો અભિનય કરતી બોલી "કાલ રાતની અહિયાં છે અને આખી રાત વાતો કરી તોયે સુધાએ તેમના સંબંધે તને વાત નહિ કરી હોય! કેવો દેખાવ કરે છે! મને છેતરવા આવે છે!"

"વાતો તો કરી પણ બીજી. કંઈ તમારા જ્ઞાનનિરંજનભાઇની નહિ. જેને જાણીયે નહિ–પીછાનીયે નહિ એની વાતો કેવી!"

કમળાએ એવીજ પુર્વવત્ શાન્તિ અને ગંભીરતા સાચવીને કહ્યું.

"તું આ ખરૂં કહે છે?"

પ્રેમદુલારીએ એની વાતને શંકાની દૃષ્ટિથી જોતાં જણાવ્યું.

"સત્ય! તદ્દન સત્ય! હું કદી પણ અસત્ય બોલતી નથી!" કમળાએ મક્કમતાથી જણાવ્યું.

"એમ કહે કે કદી પણ સત્ય બોલતી નથી."

પ્રેમદુલારી કંઈક અંશે ચીડાયેલી તો હતી, છતાં એણે પોતાનો એ મનોભાવ વ્યક્ત નહિ કરતાં હસતાં હસતાં જણાવ્યું. સુધાએ આ વિષય બદલાઈ જાય તો સારૂ, એમ ઈચ્છ્યું. અને તે બદલ એણે પ્રેમદુલારીને અન્ય વિષય તરફ આકર્ષી.

"ગઈ કાલે હસમુખનો પત્ર હતો. તે ઘણું કરીને પંદરેક દિવસ પછી આ તરફ આવશે.!"

સુધાએ હસમુખના પત્રની વિગત જણાવતાં કહ્યું.

"ત્યાં બધાં મજામાં છે ને?"

"હા"

"હજુ પંદરેક દહાડા પછી આવશે?"

"હા, તે તો તેમ લખે છે!"

એટલું બોલી સુધાએ હસમુખનો પત્ર લાવી પ્રેમદુલારીને વાંચી સંભળાવ્યો.

"સારૂ. એમાં એનો પણ શો દોષ? એનાં સાસરીયાં તરફથી રજા મળે ત્યારે જ આવેને?"

હસમુખનો પત્ર વંચાઈ રહ્યા બાદ પ્રેમદુલારીએ ઉદ્ગાર કાઢયા.

"હાં, પણ સુધા!" પ્રેમદુલારીને કોઈ વાત સ્મરણમાં આવતાં તે સુધાને સંબોધીને બોલી. "ગાડીમાં આવતાં મને એક બાઈનો સંગાથ થયેલો. તેણે એક અગત્યનો પત્ર જ્ઞાનનિરંજનભાઈને પહોંચાડવા આપ્યો છે, તેનું આપણે શું કરીશું?"

" એમાં કરવાનુ શું ? એમને જેમ બને તેમ જલદીથી પહોંચાડી દેવાનો " સુધા પ્રત્યુત્તર વાળે તે અગાઉ કમળાએ જણાવી દીધું.

" તે તો હું પણ જાણું છું. પહોંચાડવા સારૂ તો હું લઈ આવી છું–પણ આપણે તેમનું ઘર ક્યાં જોયું છે કે તેમને પહોંચાડી શકીએ ? હું ધારૂં છું કે કલ્યાણભાઈ ઘેર હોય તો એમને આપી દઈએ એટલે તેઓ તેમને પહોંચાડી દેશે ! "

પ્રેમદુલારી બોલી..

" તો હું ખબર કાઢી આવું–હોય તો તેમને પહોંચાડવા તેમને આપી આવું. નહિંતર પછી તું કહે તેમ કરીએ ! " એમ બોલતી સુધા ઉઠી અને પડોશમાં કલ્યાણદાસને ઘેર ગઈ. પણ કલ્યાણદાસની પત્ની હીરાને પૂછતાં ખબર મળી કે તેઓ નોકરી ઉપર ચાલ્યા ગયા હતા એટલે જ્યારે આવે ત્યારે વાત. આ સમાચાર લઈ સુધા પાછી ફરી અને એણે માતાને જણાવ્યા.

" ત્યારે હવે કરવું શું ? તે બાઇએ જણાવેલું કે " પ્રેમદુલારીએ સવિસ્તર હકીકત સમજાવતાં જણાવ્યું " ટ્રેઈનમાં બેઠા પછી તાકીદનું કામ ઉપસ્થિત થવાથી, એમને પોસ્ટથી ખબર આપી શકાય, એટલો સમય ન હોવાથી અને તમોએ તેમની સાથે પરિચય હોવાનું જણાવ્યું, તે ઉપરથી આ કામ આપને સોંપું છું તો આ પત્ર તેમને જરૂરથી પહોંચાડશો. મારાથી વચ્ચે આનંદપુર ઉતરાય તેમ નથી અને અમુક સ્થળે એમની હાજરીની જરૂર છે, તો આ પત્ર એમને તાકીદે પહોંચાડવાની વ્યવસ્થા કરવાની તકલીફ લેશો એવી આશા રાખું છું. એનો આવો આગ્રહ જોઈ હું તે પત્ર લેતી આવી છું એટલે આપણે તેમાં વધારે પડતો વિલંબ ન કરવો જોઇએ. એ બિચારી આપણા વિશ્વાસે રહે અને આપણે એની અગત્યતા ન સમજીએ તે ઠીક ન કહેવાય ! "

પ્રેમદુલારી ચિંતા કરતી બોલી. એને એણે માથે લીધેલી જવાબદારી પૂરી કરી નાંખવાની તાલાવેલી લાગી હતી.

" તે બાઈ કોણ હતી ? "

કમળાએ પ્રેમદુલારીએ કહેલી વાત સાંભળી લીધા બાદ પૂછ્યું.

" એક મુસાફર ! હું કંઇ એને ઓળખતી નથી ! " પ્રેમ-દુલારીએ પ્રત્યુત્તર વાળ્યો.

" પણ તમોએ એનું નામ તો પૂછ્યું હશેને ? "

" હા, નામ તો પૂછ્યું હતું. "

" તો શું જણાવ્યું હતું ? "

" સુનંદાદેવી ! ચાલીસેક વર્ષની આધેડ વયની કોઈ વિધવા બાઈ હતી અને વિમળનગર તરફ જઈ રહી હતી ! પણ આપણે આ પત્ર પહોંચાડવાનું શું કરીશું ? "

પ્રેમદુલારીએ પ્રત્યુત્તર વાળતાં, પત્ર પહોંચાડવા બદલની ચિંતા પુનઃ વ્યક્ત કરી.

" પણ બા ! તે પત્ર કયાં છે ? તે તો લાવ ! "

સુધાએ કહ્યું.

" લે આ રહ્યો " એમ કહી પ્રેમદુલારીએ પોતાની ચોળીના ખીસામાંથી પત્ર કાઢી સુધાના હાથમાં મૂકયો. પત્ર બીડેલો હતો અને તેના ઉપર જ્ઞાનનિરંજનનું નામ સરનામું સ્પષ્ટ અક્ષરોમાં લખેલું હતું,

સુધાએ પત્રનું નામ સરનામું વાંચી લીધા બાદ પ્રેમદુલારી તરફ જોઇને જણાવ્યું. " આમાં મુંઝાવા જેવું કંઈ નથી. " જ્ઞાનનિરંજનભાઈનું ઘર આપણે ભલે નથી જોયું, પરંતુ તેમનું સરનામું આ પત્ર ઉપર લખેલું છે, તેમ જ કલ્યાણકાકા દ્વારા

આપણે અડધું પડધું સાંભળેલું પણ છે એટલે આપણે ધારીએ તે વખતે જ આ પત્ર તેમને પહોંચાડી શકીએ એમ છીએ."

પ્રેમદુલારીને આ સાંભળી આનંદ થયો. તે બોલી ઉઠી "ત્યારે આપણે હમણાં જ પહોંચાડી દો, અત્યાર સુધી તો મને આ વાત સુઝી જ નહિ! પણ કોની સાથે પહોંચાડીશું?"

પ્રેમદુલારી પાછી વિચારમાં પડી.

"આપણે જાતે જઈ પહોંચાડી આવીએ!" સુધાએ જણાવ્યું.

"અત્યારે સવારના પ્રહરમાં આપણે બહાર નીકળવું?"

પ્રેમદુલારી ગુંચવાતી બોલી.

"હાસ્તો, તે વિના પત્ર કેમ પહોંચશે? અત્યારે અહિં તેમને ઘેર જઈ પહોંચાડી આવે એવો ખાત્રીનો માણસ કોણ મળવાનો હતો? વળી આપણે એમને મળી પણ શકીશું, આપણે તેમને આપણે ત્યાં આવવા આગ્રહ કર્યો છે, છતાં આવ્યા નથી અને ક્યારે આવશે તે નક્કી નથી એટલે આ બ્હાને આપણે જઈ શકીશું અને આપણે ત્યાં આવી જવા આગ્રહ પણ કરતાં આવીશું! વળી આજે એકાદશી છે! રાંધવા કરવાની પંચાત નથી એટલે મોડું વ્હેલું થાય તોયે ચિંતા નથી, વળી સાથે સાથે દેવદર્શન પણ કરતાં આવીશું!"

સુધાએ પ્રેમદુલારીની બધી મુંઝવણનો ઉકેલ આણી દીધો.

પ્રેમદુલારીને એનો આ વિચાર રૂચ્યો. કમળાએ પણ તેને અનુમોદન આપ્યું. ત્રણે જણ એક મત થતાં તેઓ ઘર બંધ કરી જ્ઞાનનિરંજનના ઘર તરફ જવા નીકળ્યાં. કમળા પણ તેમની સાથે ગઈ.

●

## પ્રકરણ ૧૭

## જ્ઞાનનિરંજનને ઘેર

સવારના દસેક વાગ્યા હશે. વસંતઋતુના દિવસો હતા એટલે થોડી થોડી ગરમી પણ જણાતી હતી. પ્રેમદુલારી, સુધા અને કમળા સરનામા પ્રમાણે તપાસ કરતાં કરતાં જ્ઞાનનિરંજન જે મહોલ્લામાં રહેતો હતો તે મહોલ્લા નજીક આવી પહોંચ્યાં. જ્ઞાનનિરંજન રહેતો હતો , તે મકાન ત્રણ માળનું નવું બંધાયેલું સારી સગવડવાળું ભવ્ય લાગતું મકાન હતું. તેનો એક કરો જાહેર રસ્તા ઉપર પડતો હતો, તેમજ તે સ્થળે ગામના મુખ્ય ચાર રસ્તા ભેગા થતા હતા. એક રસ્તો તે મહોલ્લાની અંદર થઇ આનંદપુરના મુખ્ય બજાર તરફ વળતો હતો. બીજો રસ્તો નદી તરફ જતો હતો. ત્રીજો રસ્તો ગામની નિશાળ, દવાખાનું, કોર્ટો વિગેરે સરકારી મકાનો તરફ વળતો હતો, જ્યારે ચોથો રસ્તો ગામના બાકીના ભાગ તરફ જતો હતો. તે સ્થળે આવી તેઓ બે એક મીનીટ ઉભાં રહ્યાં અને પછી મહોલ્લા તરફ વળ્યાં. મહોલ્લામાં દાખલ થતાં જમણે હાથે પહેલુંજ મકાન જ્ઞાનનિરંજનનું હતું એટલે શોધી કાઢતાં વાર લાગી નહિ. મકાનનો નીચેનો ભાગ બંધ હતો, પણ બીજે મજલે જવા મકાનની ઓસરીમાં પડતો દાદર ખુલ્લો હતો એટલે તેઓ તે મકાન જ્ઞાનનિરંજનનું છે એવી ખાત્રી કરી ઉપર ચઢયાં અને બીજા માળના પહેલા ખંડમાં આવી ઉભાં રહ્યાં. જ્ઞાનનિરંજનના નોકર જેવો લાગતો એક માણસ તે ખંડની એક બારી નજીક પડેલા બૅન્ચ ઉપર બેઠો હતો, તે તેમને જોઇ ઉભો થયો અને તેમની પાસે આવ્યો.

" ક્યાંથી આવો છો ? તમારૂં નામ ? સાહેબને ખબર આપું ? તેઓ અંદરના ખંડમાં છે. "

તેણે વિનયથી પૂછ્યું.

"આ મકાન જ્ઞાનનિરંજનભાઇનું છે ને?" કમળાએ વિશેષ ખાત્રી કરવા સામો પ્રશ્ન કર્યો.

"હા, તેમનુંજ છે. તેઓ અહિંજ રહે છે. તમે કંઇક અજાણ્યાં લાગો છો. કોઈ વખત અહિં આવ્યાં જણાતાં નથી."

"હા, એવુંજ છે ભાઈ! અમે અહિં આજે પહેલીજ વાર આવીએ છીએ! જ્ઞાનનિરંજનભાઇ અંદર શું કરે છે?"

"આ સમયે તેઓ લખવા વાંચવામાં રોકાયેલા હોય છે. હમણાં ટપાલ આવી જશે તે વાંચી લીધા બાદ અને લખવાની ટપાલ લખી નાંખ્યા બાદ લગભગ બારેક વાગ્યે તેઓ જમવા જાય છે!"

નોકરે ખુલાસો કર્યો.

"તેઓ અત્યારે એકલા છે?"

કમળાએ તે ખંડમાં ચારે તરફ દ્રષ્ટિ ફેરવતાં પૂછ્યું.

"હા, હમણાં તેઓ એકલા છે અને અત્યારે પણ એકલાજ છે."

"તમે કોણ છો?"

"હું તેમનો નોકર છું."

"ત્યારે તેઓ જમે છે કયાં?"

સુધાએ પુછ્યું,

"તેમના એક સંબંધીને ત્યાં. અત્યારે તમારે તેમને મળવાનું છે? જો એમ હોય તો ખબર આપું. તમને બધાને તેઓ ઓળખે છે તો ખરાને?"

"હા, અમો તેમને મળવાજ આવ્યાં છીએ. માટે તેમને ખબર આપો. તેમને જણાવશો કે પ્રેમદુલારીબા અને સુધાબ્હેન તમને મળવા માગે છે."

“ બહુ સારૂ ” કહી નોકર, જ્ઞાનનિરંજન બેઠો હતો તે ખંડ તરફ વળ્યો.

“ મકાન તો સારી સગવડવાળું અને સુંદર લાગે છે! દરેક ચીજ કેટલી બધી વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી છે! સ્વચ્છતા પણ કેવી અનુપમ છે!” સુધા, તેઓ ઉભાં હતાં તે ખંડનું નિરીક્ષણ કરતી ધીમેથી બોલી.

“ પણ સુધા! આ ઘરની ગૃહિણી તો દેખાતી નથી! ગૃહિણીની ગેરહાજરીમાં આવી વ્યવસ્થા રહે છે, તે અભિનંદનને પાત્ર છે!”

કમળાએ જણાવ્યું.

“ પણ ઘરની રાણી હશે કે કેમ તેની આપણને ક્યાં ખબર છે? નોકરના કહેવા પ્રમાણે તેઓ હમણાં એકલા છે, તે ઉપરથી એમ લાગે છે કે તેમનાં પત્ની બહારગામ ગયાં હશે! પછી તો જે હોય તે ખરૂં! પરિચય વગર આપણે શું કહી શકીએ? પણ કદાચ આપણે આજે જાણી શકીશું!” સુધાએ કમળાને ધીમેથી કહ્યું. પ્રેમદુલારી આ વખતે મકાનનું અવલોકન કરી રહી હતી. થોડી વારમાં નોકર પાછો ફર્યો અને તેની પાછળ જ્ઞાનનિરંજન પણ આવ્યો- તેણે ત્યાં આવી તેમને જોઈ દરેકને સસ્મિતવદને નમસ્કાર કર્યા અને બોલ્યો.

“ પ્રેમદુલારીબા! સુધાબ્હેન તથા તમે બ્હેન! (કમળાને) તમો સર્વેને જોઈને મને બહુ આનંદ થાય છે! જો આવવાનું હતું તો જરા પહેલાંથી કહેવડાવવું તો હતું કે તમને મારૂં મકાન શોધવા બદલની તકલીફ કદાચ ઉઠાવવી પડી હશે તે બચી જાત! હશે, હવે તમને ગમ્યું તે ખરૂં, આવો આપણે અંદર બેસીએ.” એટલું કહી જ્ઞાનનિરંજન તેમને પ્રેમથી સત્કારતો પોતાના અભ્યાસગૃહમાં લઈ ગયો. તે ખંડ તેના મકાનના બીજા માળનો ઓરડાનો ભાગ હતો અને તે વિશાળ હતો. મકાનની પછીત પણ પાછળના નાના જાહેર

રસ્તા ઉપર પડતી હોવાથી તે ખંડમાં, પછીતમાં તેમજ એક બાજુના કરામાં બધી મળી સાતેક બારીઓ મૂકેલી હતી. તેથી તે દ્વારા ખંડમાં પ્રકાશ અને હવાની સારી સગવડ હતી. જ્ઞાનનિરંજને તેમને ત્યાં લઇ આવી એક કૉચ ઉપર આસન લેવા જણાવ્યું. પ્રેમદુલારી, સુધા અને કમળા, તેની સુચના પ્રમાણે કોચ ઉપર બેસી ગયાં. જ્ઞાનનિરંજન વચ્ચે પડેલા ટેબલ નજીક પડેલી એક ખુરશી ઉપર તેમની સામે બેઠો. થોડી વારે તેનો નોકર તેની પાસે આવી આતિથ્ય સત્કાર બદલની જરૂરી સુચનાઓ લઈ ગયો.

જ્ઞાનનિરંજનનું અભ્યાસ ગૃહ, એના નામને યથાર્થ બનાવે એવી સર્વે સામગ્રીથી સુસજ્જીત અને વ્યવસ્થિત હતું. ખંડની એક દિવાલને અડીને પુસ્તકોથી ખીચોખીચ ભરેલાં કાચના દ્વારનાં ત્રણ કબાટ હતાં. તેમની જોડે એક ખૂણા તરફ એક મોટું આરસ પહાણનું ટેબલ હતું. બીજા ખૂણામાં એક સારી બનાવટનો કૉચ પડેલો હતો. જમીન ઉપર બધે ઉંચી જાતની ઘેરા લીલા રંગની શેત્રંજી બીછાવેલી હતી. વચ્ચેના ભાગમાં બારીઓની સામે એક મોટું ટેબલ હતું અને તેની ચારે બાજુ ગાદીવાળી ઉંચી બનાવટની દશેક ખુરશીઓ ગોઠવેલી હતી. તે ટેબલ ઉપર પાંચ સાત પુસ્તકો પડેલાં હતાં, તેમજ લખવાનાં સાધનોમાં કાગળો, બે ત્રણ ખડીયા, બે ત્રણ હોલ્ડર, પેન્સીલો, પીનકુશન, બ્લોટીંગ પેપર, રબ્બર, રાઇટીંગ પેડો, કાર્ડ, કવર તથા બ્લોટીંગ પેડો વિગેરે પડયું હતું. ખંડની બીજી દિવાલ તરફ બીજા બે કૉચ પડેલા હતા અને તેમની સામે ત્રણેક ત્રિપોય મૂકેલી હતી.

કબાટની બાજુ દિવાલ ઉપર એક મોટું ઘડીયાળ હતું અને તેનો ટીકટીક અવાજ થયા કરતો હતો. વળી ત્યાં તારીખ બતાવતું આકર્ષક કેલેન્ડર પણ લટકી રહ્યું હતું. ખંડની બીજી દિવાલો ઉપર ઉંચે જુદી જુદી જાતનાં કિંમતી ચિત્રો, ફોટાઓ, તેમજ આયનાઓ લટકાવેલા હતા. ખૂણામાં પડેલા આરસ પહાણના ટેબલ ઉપર ચાંદીની

ફ્રેઇમમાં મઢી લીધેલા ત્રણેક ફોટાઓ સ્ટેન્ડ સાથે મૂકેલા હતા અને તેમને ગુલાબના હાર પહેરાવવામાં આવ્યા હતા. ગુલાબ સહજ કરમાઈ ગયાં હતાં, પરંતુ એની સુવાસ હજુ તે ખંડમાં પ્રસરી રહી હતી. જ્ઞાનનિરંજન, એનું લખવાનું કામકાજ ખંડની વચ્ચે પડેલા ટેબલ ઉપર કરતો. ટેબલના એક ખૂણામાં ધુપદાની હતી, તેમાં રાખવામાં આવેલી ઉંચી જાતની સળગતી અગરબત્તીઓની મીઠી સૌરભ પણ ખંડમાં ફેલાઈ રહી હતી. આસન લીધા બાદ ત્રણે જણે આખા ખંડનું નિરીક્ષણ કરી લીધું. કમળા અને સુધાની ચકોર દ્રષ્ટિમાંથી એકકે વસ્તુ ધ્યાન બહાર ગઈ નહિ. કાચના કબાટમાં પડેલાં પુસ્તકોનો મોટો જથ્થો જોઇ, એનું વાંચન અને અભ્યાસ કેટલાં બધાં ઉચ્ચ હશે તેની કલ્પના કરવામાં પડયાં. ખંડમાં રાખવામાં આવેલાં ચિત્રો અને ફોટાઓ પણ એની ઉચ્ચ પ્રકારની કળાપ્રિયતા બતાવી રહ્યાં હતાં. ખૂણામાં પડેલા આરસપહાણના ટેબલ ઉપર મૂકવામાં આવેલા ફોટાઓ કોઈ સ્ત્રીઓના હતા, તેમ દૂરથી જણાતું હતું. તેથી જ્ઞાનનિરંજન જેવાના અભ્યાસ ગૃહમાં ગુલાબના તાજા ફુલહારથી શોભી રહેલા એ ફોટાઓ કયી સ્ત્રીઓના હશે, તે જોઇ જાણી લેવાની તેમની જીજ્ઞાસા તીવ્ર બની, પણ કૉચ ઉપરથી ઉઠી ત્યાં જઇ નિરીક્ષણ કરી લેવાનું તેમને સભ્યતા વિરૂદ્ધ લાગ્યું. ફરી ફરી એમણે બે ચાર વખત દરેક વસ્તુનું નિરીક્ષણ કરી લીધું અને ઉઠતી વખતે પૂરેપૂરૂં અવલોકન કરી લેવાનો નિર્ણય કરી ચૂક્યાં. પ્રેમદુલારી પણ આ સર્વે જોઇ રહી હતી, પણ સુધા અને કમળાએ જે દ્રષ્ટિથી જોયું, તે દ્રષ્ટિ તેની ન્હોતી. તેની દ્રષ્ટિમાં એની આર્થિક પરિસ્થિતિનો વિચાર હતો, જ્યારે તેમની દ્રષ્ટિમાં તેની બુદ્ધિમત્તા અને જ્ઞાન વૈભવનો વિચાર હતો.

"પ્રેમદુલારીબા !" આસન લીધા બાદ જ્ઞાનનિરંજને પ્રેમદુલારીની સામે જોઇને કહ્યું: "તમે સર્વે આજે મારા તરફ પ્રેમભાવ બતાવી અત્રે આવ્યાં છો, તે માટે તમારો આભારી છું. મેં અગાઉ કહ્યું તેમ, આપ સર્વેને જોઇને મને બહુ આનંદ થયો છે! પણ હું માનું છું તેમ, તમે અણચિંતવ્યાં આવી ગયાં હો એમ જણાય છે!"

જ્ઞાનનિરંજન તેમની સામે જોઈ રહ્યો.

"હા, એમજ છે. આજે આવી રીતે આવવાનો અમારો વિચાર પણ ન્હોતો. અમે તો ઉલટાં આપ ક્યારે આવશો એની હંમેશાં રાહ જોઇ રહ્યાં હતાં—પરંતુ બન્યું એમ કે મારી બા થોડા દિવસથી અમદાવાદ ગઈ હતી, તે આજે સવારે વહેલી ટ્રેઈનમાં આવી પહોંચી. ગાડીમાં એને સુનંદાદેવી નામે એક બ્હેનનો સંગાથ અને પરિચય થયો. તેણે એક અગત્યનો અને તાકીદનો પત્ર, મારી બાએ જ્યારે વાત નીકળતાં, આપને તે ઓળખે છે, એમ જણાવ્યું ત્યારે, આપને પહોંચાડી દેવા સોંપ્યો. પહેલાં અમે તો તે કોઈની સાથે—કલ્યાણ કાકા જેવા સાથે મોકલવાના વિચારમાં હતાં—પણ તપાસ કરતાં તેઓ બહાર નીકળી ગયેલા હોવાથી બીજા કોઈની સાથે મોકલવાનો વિચાર નહિ કરતાં, આજે એકાદશી હોવાથી રાંધવાનું કરવાનું હતું નહિ, એટલે પત્ર આપને પહોંચાડવાના બ્હાને નીકળાશે અને આપને મળાશે, તેમજ દેવદર્શન જવું હશે તો જવાશે, એમ બધો વિચાર કરી અણચિંતવ્યાં નીકળી આવ્યાં અને આપને તકલીફ આપી!"

સુધાએ એમના આગમનનું કારણ—પ્રયોજન ઇત્યાદિ સવિસ્તર સ્પષ્ટ શબ્દોમાં કહી નાંખ્યું.

"તકલીફ આપી નહિ પણ લીધી એમ કહો." સુધાની વાત સાંભળી લીધા બાદ જ્ઞાનનિરંજને હસતાં હસતાં જણાવ્યું "પણ તે પત્ર ક્યાં છે?" "આ રહ્યો." એમ કહી સુધાએ તે પત્ર કૅાચ ઉપરથી ઉઠી જ્ઞાનનિરંજન પાસે જઇ તેને આપ્યો. પત્ર આપ્યા બાદ તે પોતાના આસન ઉપર આવી બેઠી. જ્ઞાનનિરંજને પત્ર વાંચી લીધો અને થોડોક સમય વિચારમાં મૌન બેસી રહ્યો.

"સુનંદાદેવી વિમલનગર તરફ જતાં હતાં, પ્રેમદુલારીબા?"

જ્ઞાનનિરંજને મૌનનો ભંગ કરતાં પૂછ્યું.

"હા. તેઓ એમ કહેતાં હતાં. વળી તેઓ ચિંતાગ્રસ્ત હોય તેવાં જણાતાં હતાં !"

પ્રેમદુલારીએ પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

"ત્યારે મારે પણ કદાચ ત્યાં જવું પડશે."

જ્ઞાનનિરંજને એના વિચારમન્થનના પરિણામે ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા. ત્રણે જણ તેના તરફ જોઈ રહ્યાં હતાં.

"ત્યારે અમે રજા લઈએ ?" પ્રેમદુલારીએ અલ્પ સમય બાદ પૂછ્યું.

"કેમ, કંઇ ઉતાવળ છે ?" જ્ઞાનનિરંજને સામો પ્રશ્ન કર્યો.

"જોકે અમારે ઉતાવળ તો નથી, પણ પત્ર પહોંચાડવાનું અમારૂં કાર્ય પૂર્ણ થયું અને આપને ઘણાં આવશ્યક કામ હશે, એટલે અમારે ઉઠવું જોઇએ. આપની મુલાકાતથી અમને ઘણો આનંદ થયો છે !" પ્રેમદુલારીએ જણાવ્યું.

"હું કંઈ એટલો બધો પ્રવૃત્તિશીલ મનુષ્ય નથી. મારા જીવનમાં મેં ધમાલનો એટલો બધો ઝંઝાવાત જગાવ્યો નથી કે પ્રેમભાવથી મળવા આવેલાં મ્હેમાનો સાથે ધરાઇને વાતચિત કરવા જેટલો સમય પણ મને ન મળે !"

જ્ઞાનનિરંજને શાન્તિથી જણાવ્યું.

"કદાચ સુનંદાદેવીના તાકીદના પત્રને લીધે આપને તાકીદે કંઈ કામ કરવાનું આવી પડયું હોય અને આપને અમો એવી પળે વાતોમાં રોકી રાખીએ એ ઠીક કહેવાય નહિ !"

પ્રેમદુલારી, પ્રત્યુત્તરવાળે તે અગાઉ, સુધા બોલી ઉઠી.

"એવું કંઈ જ નથી, સુધાબ્હેન ! સુનંદાદેવીના પત્રમાં જે બાબત છે તે ઘણી અગત્યની છે, છતાં વિચાર કર્યા સિવાય દોડાદોડ કરવાનું મારા સ્વભાવમાં નથી. મારે વિમળનગર જવું પડશે. પણ

તે આજકાલમાં નહિ. જે કામ માટે મારી ત્યાં જરૂર છે, તે કામની પ્રાથમિક તૈયારી તરીકે મારે બીજી દિશામાં પ્રયત્ન કરવાનો છે અને તે પ્રયત્ન ન થાય તો મારે વિમલનગર જવું પણ ફોકટફેરા જેવું થાય! માટે તમે બધાં શાન્તિથી બેસો. આજે આવ્યાં છો, તો આપણે શાન્તિથી બેસીએ અને ધરાઈને વાતો કરીએ. વળી તમારે આજે એકાદશી હોવાથી શાન્તિ છે. પછી ઘેર જવાની વાતો શા માટે કરો છો? હજુ તો મારે તમારૂં સ્વાગત કરવાનું પણ બાકી રહે છે!"

જ્ઞાનનિરંજને એમને ત્વરા નહિ કરવા અને નિશ્ચિંતચિત્તે બેસવા આગ્રહ કર્યો.

તેઓ નિશ્ચિંતચિત્તે આવ્યાં હતાં અને તેની સાથે વાતચિત કરી પરિચય વધારવા માગતાં હતાં, એટલે તેમને ઘેર જવાની ઉતાવળ તો ન્હોતી, પણ જ્ઞાનનિરંજન પોતે અગત્યના તાકીદના કામમાં હોય તો, તે તેમના ત્યાં બેસી રહેવાથી રોકાઇ જાય, એવું કરવાની તેમની ઇચ્છા નહોતી. પરંતુ જ્ઞાનનિરંજને તે બાબતનો સ્ફોટ કરી નાંખ્યો એટલે તેઓ નિશ્ચિંત થયાં અને શાન્તિથી બેસી રહ્યાં.

"આ સુનંદાદેવી કોણ છે?"

કમળા, જે અત્યાર સુધી મૌન બેસી રહી હતી, તેણે જ્ઞાન-નિરંજન તરફ જોઈને પૂછ્યું.

"મારા એક મિત્રની બ્હેન છે અને વિમળનગર રહે છે."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"તેમના પત્રમાં તાકીદની એવી કયી બાબત છે કે, આપને એ વાત કરવામાં વાંધો ન હોય તો, હું તે જાણવા માગું છું!"

કમળાએ બીજો પ્રશ્ન કર્યો.

"તમારી સર્વેની તત્પરત્વેની જીજ્ઞાસા હોય તો હું તે સર્વ કંઈ સવિસ્તૃત કહી બતાવું. એમાં વાંધા જેવું કંઈ નથી. ઉલટું તમને કંઇ જાણવાનું મળશે !"

જ્ઞાનનિરંજન આટલું બોલી તેમની સામે જોઇ રહ્યો.

"ત્યારે તો બહુ સારૂ, અમે તો તે જાણવા જીજ્ઞાસુ છીએ !" સુધા બોલી.

"ત્યારે સાંભળો. પહેલાં હું સુનંદાદેવીના પત્રમાં લખેલી હકીકત વાંચી બતાવું છું, તે વાંચ્યા બાદ તેને લગતી હકીકત તમને કહીશ."

એટલું કહી તેણે પત્ર વાંચ્યો, જે નીચે પ્રમાણે હતો. ત્રણે જણ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યાં.

"જ્ઞાનનિરંજનભાઇ !"

"સરસ્વતીને મળવા રંજનપુર ગયેલી. રંજનપુરમાં બે ત્રણ દિવસ રોકાઇ અમદાવાદ આવી. સરસ્વતીને સાથે આવવા આગ્રહ કરેલો, પણ તેણે માન્યું નહિ. તેણે પંદરેક દિવસ પછી આવીશ એમ જણાવેલું. એટલે હું એકલી આવી. ત્રણેક દિવસ અમદાવાદમાં રોકાઈ, આજે સવારમાં વિમલનગર જવા માટે સ્ટેશને આવી; તે વખતે મનહરભાઈ રંજનપુરથી સવારની ટ્રેઇનમાં અમદાવાદ આવેલા તે મળી ગયા. તેમને રંજનપુરના સમાચાર પુછતાં તેમણે જણાવ્યું કે સરસ્વતી, કામદાસ નામના કોઇ પુરૂષ સાથે પરમ દિવસે સવારે બહારગામ ચાલી ગઈ છે અને ક્યાં છે, તેનો પત્તો લાગ્યો નથી. રંજનપુરનાં બધાં સંબંધી મુંઝાઇ ગયાં છે અને ચિંતામાં પડી ગયાં છે. સમાચાર સ્ટેશન ઉપર મળવાથી આ પત્ર ટ્રેઇનમાં તરત જ લખી નાંખ્યો. પોષ્ટ કરવાની તાત્કાલિક અનુકુળતા ન્હોતી એટલે ટ્રેઇનમાં આ પત્ર એક સજ્જન બાઇને, તમને પહોંચાડવા માટે આપ્યો છે અને તેમણે તમારાં પરિચિત હોઈ તે પત્ર તમને પહોંચાડવાની

ખાત્રી આપી છે—એટલે તમને મળશે. પ્રથમ એક વિચાર આનંદપુર ઉતરી તમને મળવાનો હતો, પણ તે પાછળથી માંડી વાળ્યો. સરસ્વતી, રંજનપુરમાં નથી અને સ્વચ્છંદી રીતે બહારગામ ચાલી ગઈ છે તે સમાચાર, ભાઈને તરતમાં આપી તે બાબતમાં યોગ્ય તે કરવા હું સીધી વિમળનગર જાઉં છું. ભાઈને આ વાત સાંભળી ભારે આઘાત્ થશે એટલે તેઓ તપાસ કરવાની બાબતમાં બહુ મુંઝાયેલા રહેશે, માટે તમારી હાજરીની જરૂર પડશે, માટે આ પત્ર મળ્યા બાદ બહુ વિલંબ ન કરતાં, એક બે દિવસમાં વિમળનગર આવી જશો. છતાં તમને વિમળનગર પહેલાં આવવું યોગ્ય લાગતું ન હોય તો એકાદ બે દિવસમાં રંજનપુર જઇ તે સંબંધમાં જરૂરી તપાસ કરી પત્રથી અમને જણાવશો અને વિમળનગર આવવાની બાબતમાં જ્યારે તમને યોગ્ય લાગે ત્યારે આવશો. હું તો ભાઈને પહેલાંથી કહેતી આવી હતી કે સરસ્વતીનો સ્વભાવ સ્વચ્છંદી થતો જતો હોઈ તેના ઉપર, એમનો સીધો અંકુશ રાખવાની જરૂર છે. પણ તેમને તેના ઉપરના અત્યંત પ્રેમભાવને લીધે એના વર્ત્તનમાં એમને સ્વચ્છંદ જેવું નજ જણાયું. પણ તે બેદરકારીનું પરિણામ આજે આવું આવ્યું છે. આજે મારે નિશ્ચયપુર્વક જણાવવું પડે છે કે સરસ્વતીને મોસાળમાં જઈ રહેવાનું બહુ મન થતું, તેનું કારણ ઉંડાણમાં આ પુરૂષ સાથેનો વધારે પડતો થયેલો પરિચય હોવો જોઈએ. ક્યારે આવશો વિગેરે હકીકત તપાસ પૂરી થયા બાદ તરત જ જણાવશો.

લી. સુનંદાદેવીના આશિર્વાદ.

પત્ર વાંચી લીધા બાદ જ્ઞાનનિરંજને હકીકત સમજાવતાં કહ્યું કે “ સરસ્વતી, મારા એક બાળસ્નેહી મિત્રની વિધવા પુત્રી છે. યોગ્ય કેળવણી આપ્યા પછી પરણવા યોગ્ય ઉમ્મરે એને સારૂં ઘર જોઈ પરણાવેલી, પરંતુ પરણ્યા પછી પાંચ વર્ષ પછી એકવીસ બાવીસ વર્ષની વયે તે વિધવા થયેલી છે. રંજનપુર એનું મોસાળ

થાય છે. મોસાળમાં એનાં મામા મામી નિસંતાન છે અને સરસ્વતી ઉપર મમતા રાખે છે, તેથી વર્ષમાં બે ચાર માસ તે રંજનપુર જઈ મામાને ઘેર રહ્યા સિવાય રહેતી નથી. વિધવા થયેલી તે વખતે એનું વય બાવીસ વર્ષનું હતું, પરંતુ તે વાતને આજે પાંચેક વર્ષ થઇ ગયાં એટલે હાલ તેની ઉમ્મર સતાવીસ અઠ્ઠાવીસેક વર્ષની હશે. હમણાં ચારેક મહિનાથી તે ત્યાં હતી એવામાં આ બનાવ બન્યો છે. એની કેળવણી અને સંસ્કાર જોતાં તે અઘટિત પગલું ભરે એવો સંભવ ન્હોતો, છતાં આ સમાચાર સાંભળી મારૂં મગજ પણ ગુંચવાઈ ગયું છે !"

જ્ઞાનનિરંજન આટલું બોલી થોડો સમય વિચારમાં પડી ગયો.

"ત્યારે આ કામદાસ કોણ છે ?"

કમળાએ પ્રશ્ન કર્યો.

"હું પોતે તેને ઓળખતો નથી, પરંતુ મારા સાંભળવા પ્રમાણે સરસ્વતીની એક માશીની પડોશમાં રહે છે. તે બહુ સ્વચ્છંદી ગણાય છે અને કદાચ આ ભોળી છોડીને ફસાવી હોય એવું લાગે છે. આજે આપણા સમાજમાં વિલાસ અને ભીરૂતા ઘર કરી ગઇ છે તે સ્પષ્ટ દેખાય છે. જુવાની આવ્યા પછી નાના કે મોટા બધા આની અસર નીચે વત્તા કે ઓછા પ્રમાણમાં આવ્યા સિવાય રહેતા નથી અને તેઓ નીતિ, નિયમ, સંયમ વિગેરેને બાજુએ રાખી પોતાની અમુલ્ય જીંદગી વિલાસ પાછળ વેડફી દે છે. પરિણામે તેઓ નિર્બળ, નપુંસક અને ભીરૂ થતા જાય છે. સ્ત્રીઓનાં સૌંદર્ય લુંટવા જ તેઓ સરજાયા હોય એમ તેઓ આવા વિલાસને જીવનનો પુરૂષાર્થ સમજે છે. કેમ જાણે જીંદગીમાં તે સિવાય બીજું કંઇ કરવાનું જ ન હોય !"

જ્ઞાનનિરંજન આટલું બોલી પુનઃ થોભ્યો. જ્ઞાનનિરંજનની સુચના લઇ બહાર ગયેલો નોકર એકાદ કલાકમાં પાછો ફર્યો. જ્ઞાન-નિરંજને એને આવેલા મહેમાનોના અતિથ્ય સત્કાર માટે આવશ્યક

સામગ્રી લેવા મોકલ્યો હતો. તે એના જે સ્નેહીને ત્યાં જમતો હતો ત્યાંથી તેણે દુધ તેમજ ફરાળની કેટલીક વાનગીઓ તૈયાર કરાવી મંગાવી હતી. તેમજ બજારમાંથી કેટલાંક તાજાં ફળ મંગાવ્યાં હતાં. નોકર તે બધું લઈ આવ્યો અને જ્ઞાનનિરંજનને તે બદ્દલની સુચના આપી ગયો.

"પ્રેમદુલારીબા !" જ્ઞાનનિરંજને નોકરને બહારના ખંડમાં ગયા પછી પ્રેમદુલારી તરફ જોઈને કહ્યું "આજે એકાદશી છે અને તમારે સર્વેને ઉપવાસ હશે. તેથી મેં ફરાળ (ફલાહાર) મંગાવ્યું છે તો તમો સર્વે યથારૂચિ લેશો તો મને આનંદ થશે !"

જ્ઞાનનિરંજને એની ઈચ્છા વ્યક્ત કરી.

"અમે અહિં કંઈ ફરાળ કરવા નથી આવ્યાં !"

કમળા કંઈ હસતી હસતી વચ્ચે બોલી ઉઠી. જ્યારે પ્રેમદુલારી બોલી:

"અમને પૂછ્યા ગાછ્યા વગર તમારે એ બધી તકલીફ ઉઠાવવાની શી જરૂર હતી ? સહજ મળવા આવ્યાં, તેમાં આ બધી ભાંજગડ હોય ? અને હું પોતે તો એકાદશીના દિવસે ફરાળ પણ લેતી નથી. એટલે તમારો આગ્રહ થાય તોય મારે તો કંઈ જ લેવાનું નથી. આ છોડીઓની વાત છોડીઓ જાણે !" એટલું કહી એણે સુધા તથા કમળા તરફ જોઈને ઉમેર્યું "કેમ તમારે ફરાળ કરવાનું છે ?" કમળાએ તરત જ પ્રત્યુત્તર આપતાં જણાવ્યું કે "મેં તો પહેલાં જ કહી નાંખ્યું કે અમે અહિં કંઈ તેમને ઘેર ફરાળ કરવા આવ્યાં નથી. માટે કૃપા કરી એ વાત જવા દો." "અને અત્યારે તે કંઈ ફરાળનો સમય છે ? હજુ તો અગીયાર પણ નથી થયા ત્યાં જ્ઞાનનિરંજનભાઈએ એકાદશીની સામગ્રી આપણી તે બાબતની ઇચ્છા અનિચ્છા જાણ્યા સિવાય રજુ કરી દીધી !"

સુધાએ પોતાની વાત કહી નાંખી. ત્રણેની વાત સાંભળી લીધા બાદ જ્ઞાનનિરંજન તેમને આગ્રહ કરતો બોલ્યો. "તમારી આવી

વાતો મારે સાંભળવાની નથી. તમારે ફરાળ કરવું જ પડશે. મને લાગે છે કે તમને તેમ કરતાં સંકોચ થાય છે, પણ એવો સંકોચ અહિં રાખવો જોઇએ નહિ. આ તો તમારૂં ઘર છે. હું તો તમારે ત્યાં આવ્યો હોઉં તો આવો કોઇપણ પ્રકારનો સંકોચ તો ન રાખું તે તો ખરૂં, પણ વધારામાં ન આપો તો માગીને ખાઇ લઉં! તમારે પણ આવી માયાળુ ભાવના રાખવી જોઇએ!"

જ્ઞાનનિરંજને જણાવ્યું.

"પણ તમે અમારા ત્યાં ક્યાં આવો છો?" સુધાએ હાથનો અભિનય કરતાં જણાવ્યું.

"હું જરૂર આવવાનો છું. અત્યાર સુધી અનુકુળતા મળી નથી એટલે આવી શક્યો નથી, પરંતુ બેચાર દિવસમાં જરૂર આવી જઈશ અને પછી તો મારૂં આવવું જવું એવું રહેશે કે તમે પોતે થાકી જશો!"

જ્ઞાનનિરંજને સુધા સામે જોઇ પ્રત્યુત્તર વાળ્યો અને પાછળથી હસી પડયો.

"કોઇ આવે જાય એમાં અમારે શાનું થાકવાનું હોય? દીલ દેખે તો માણુસ આવે એમાં એના આવવાથી આનંદ થાય કે શ્રમ લાગે!" સુધા બોલી.

"તમે અમારા ત્યાં આવવાનું વચન આપો તો છોડીઓ ફરાળ કરવા બેસે!"

પ્રેમદુલારીએ રસ્તો કાઢયો.

"હું આવતી પુર્ણિમાએ જરૂર આવીશ. આ મારૂં વચન છે. બસ?"

જ્ઞાનનિરંજને વચન આપી ખાત્રી કરાવી.

થોડીવારમાં નોકર જુદી જુદી રકેબીઓમાં ફરાળની ચીજો કાઢી લઈ આવ્યો. કેટલીક રકેબીઓમાં તૈયાર કરેલાં ફળ મુકી ગયો.

ત્યારબાદ કેસર, એલચી, બદામ અને સાકર મિશ્રિત કઢેલા દૂધના પ્યાલા મુકી ગયો. તેમજ પાણીના પ્યાલા મુકી ગયો. કૌચ ઉપર બેસી ટ્રીપૉય ઉપર રાખવામાં આવેલું ફરાળ અને દૂધ, જ્ઞાનનિરંજનની રૂબરૂ લેતાં તેમને બહુ સંકોચ લાગ્યો. છતાં જ્ઞાનનિરંજનનો આગ્રહ અને પ્રતિભા એવાં હતાં કે તેઓ કંઈ બોલી શક્યાં નહિ. ખંડના એક ખૂણામાં આવેલી ચોકડીમાં હાથ મ્હોં ધોઇ નેપકીનથી લુછી, ત્રણે જણ ફરીથી કૌચ ઉપર આવી બેઠાં. અને યથારૂચિ ફરાળ કરી લીધું. જ્ઞાનનિરંજને પણ તેમની સાથે પોતાના ટેબલ ઉપર ફરાળને ઇન્સાફ આપ્યો. પ્રેમદુલારીએ કેવળ દુધ લીધું. ફરાળનું કાર્ય પતી ગયા પછી નોકર રકેબીઓ પ્યાલા વિગેરે બધું લઈ ગયો અને ટેબલ તથા ટ્રીપૉય સ્વચ્છ કરી ગયો. નોકરે સોપારી એલચી ધર્યા તે તેમણે લીધાં. અને ત્યારબાદ તેઓ વાતે વળગ્યાં.

"ત્યારે, હવે આ સરસ્વતીનું શું થશે ? તે ક્યાં ગઈ હશે ?"

કમળાએ થોડાક સમય બાદ છવાઇ રહેલા મૌનનો ભંગ કરી જ્ઞાનનિરંજનને પૂછ્યું.

"તેની ખબર અત્યારે શી પડે ? તપાસ કરતાં જ્યાં હશે ત્યાંથી તેનો પત્તો લાગી જશે !"

"પત્તો લાગે તો પાછી આવશે ખરી ?"

કમળાએ બીજો પ્રશ્ન કર્યો.

"જરૂર. એ કંઇક ફસાઈ ગઈ હશે—અને તેથી જ આવી ભૂલ કરી બેઠી હશે—પણ તેને ખરી વાત સમજાતાં પશ્ચાતાપ થતાં તે પાછી ફરશે—વળી આ કામદાસ કંઈ કાયમને માટે બહારગામ રહી શકે એમ નથી ! મેં સાંભળ્યું છે તે પ્રમાણે તે પરણેલો છે અને તેને બૈરી છોકરાં છે—એટલે મહિના માસમાં એને પાછા ફર્યા સિવાય છૂટકો નથી !"

"ઘરમાં પોતાની પત્ની હોવા છતાં પરાયી સ્ત્રીઓ તરફ વિકારી દ્રષ્ટિ રાખનારા આવા માણસોને શાની ઉપમા આપવી જોઇએ ?"

સુધાએ ઉદ્ગાર કાઢ્યા.

"ભયંકર રાક્ષસની ! સમાજના નૈતિક જીવનનું પતન કરવામાં આવા માણસોનો મોટો ફાળો હોય છે !"

કમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"પણ આવા માણસોનો આટલો ગાઢ પરિચય થતો તો શરૂઆતથી અટકાવવો જોઈએ, જેથી આવું વિપરીત પરિણામ ન આવે ! સરસ્વતીનાં મામા મામીની આ સંબંધેની બેદરકારી ચોકખી દેખાઇ આવે છે !"

પ્રેમદુલારીએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"તમારૂં કહેવું સત્ય છે પ્રેમદુલારીબા ! પણ સરસ્વતીનાં મામા મામી સમજુ હોઈ એવાં બેદરકાર નથી, પણ કેટલીક વખત આવા પુરૂષો આવો પરિચય વધારી મુકવા કેટલાક નવા માર્ગો લે છે અને તે માર્ગો એવા હોય છે કે સમાજની ચાંપતી દેખરેખ હોવા છતાં સમાજ તરફથી સ્ત્રી પુરૂષોને એકત્ર થવાની કુદરતી છૂટ મળી જાય છે !"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"એવા કયા માર્ગો હોય છે ?"

"ધર્મ અને ભક્તિના જલસાઓ ! કામદાસે પણ આવો કોઇ માર્ગ લીધેલો હોવો જોઈએ પણ તેનો નિર્ણય અત્યારે ન થઈ શકે. મારી તપાસ પૂરી થયા બાદ હું સવિસ્તૃત હકીકત તમને કહી જઇશ !"

જ્ઞાનનિરંજન આટલું બોલી મૌન રહ્યો, તેવામાં એનો નોકર આવેલી ટપાલ એને આપી ગયો. જ્ઞાનનિરંજનની ટપાલમાં બે ત્રણ

દૈનિક પત્ર અને એકાદ બે માસિક હતાં. તે ઉપરાંત બીજા પત્રો હતા. વર્ત્તમાન અને માસિક પત્રોને બાજુએ મુકી એણે પત્રો ફોડી વાંચવા માંડયા અને તમામ વંચાઈ રહ્યા બાદ, એમને એકત્ર કરી એના ઉપર એક પેપરવેઇટ મુકી દીધું.

જ્ઞાનનિરંજન એની આવેલી ટપાલ વાંચી રહ્યો, તે દરમ્યાન કમળા અને સુધા ધીમે ધીમે વાત કરી રહ્યાં હતાં. જ્યારે પ્રેમદુલારી મૌન બેસી રહી હતી.

" જ્ઞાનનિરંજનભાઇ ! આપ હમણાં એકલા છો ? "

પ્રેમદુલારીએ જ્ઞાનનિરંજનનું અંગત જીવન જાણી લેવાના પ્રયત્ન તરીકે પ્રશ્ન કર્યો.

" હા, મારાં પત્ની, એમના મામાની માંદગીને લીધે દશેક દિવસથી બહાર ગામ ગયાં છે અને હજુ વીસેક દીવસ રોકાવાનાં છે. એમનું મોસાળ કુંદનપુરમાં છે ! "

" અને સંતતિમાં ? "

" એક પાંચેક વર્ષની છોકરી છે. અને તે તેની મા સાથે છે ! "

" છોકરીનું નામ ? "

સુધાએ પૂછ્યું.

" સંધ્યા, અને એની માનું નામ તમોએ પૂછ્યું નથી પણ મારે જણાવવું જોઈએ કે ચન્દ્રિકા છે. "

જ્ઞાનનિરંજને, એમણે પૂછવામાં બાકી રાખેલા પ્રશ્નનો પ્રત્યુત્તર પણ સાથે સાથે આપી દીધો.

" આપનું વતન આનંદપુર કે બીજું કંઈ ? " પ્રેમદુલારીએ પૂછ્યું.

" ના, બીજું છે. હું વિમલનગરનો વતની છું, પણ ત્રણેક વર્ષથી કારણસર અહિં રહું છું ! "

" આપ અહિં રહી શું કરો છો ? "

સુધાએ પૂછ્યું.

" મારી ખાસ પ્રવૃત્તિ કોઈ નથી. આજીવિકાના સાધન તરીકે હું કંઇજ કરતો નથી. બીજી બધી પ્રવૃત્તિઓ મારા માનસિક વિકાસને અનુરૂપ હોય છે ! "

" એટલે ? "

સુધાને સમજણ નહિ પડવાથી એનો સ્ફોટ માગ્યો.

" લખવું અને વાંચવું અને બની શકે તો યથાશક્તિ સમાજની સેવામાં પ્રવૃત્ત રહેવું ! "

" ત્યારે આજીવિકા માટે કોઈ કાયમી પ્રબંધ હોવો જોઇએ ! "

પ્રેમદુલારીએ કહ્યું.

" હા, એવુંજ છે, આજીવિકા માટે મારે કોઈ જાતની ચિંતા નથી. મારા વડીલ ભાઇ તરફથી મારૂં તમામ ખર્ચ દરેક મહિને મળી જાય છે ! "

જ્ઞાનનિરંજને જણાવ્યું.

" ત્યારે તેઓ બે પૈસે સુખી હશે ? "

" હા, એમજ છે, તેઓ અમદાવાદમાં સારો વેપાર ચલાવે છે અને બધી રીતે સુખી છે. મારી અને મારા કુટુંબના તમામ ખર્ચની જવાબદારી એમણે પોતાને માથે રાખી છે અને મને મારા રસ્તે કામ કરવાની સ્વતંત્રતા આપી છે ! "

" એટલે ? "

" બાળપણથી મારી પ્રકૃતિ વિચિત્ર છે. મારો સ્વભાવ બહુ અતડો છે. તેવોજ સ્વતંત્ર છે. તેમજ મારૂં હ્રદય એટલુંજ કોમળ અને ભાવનાશીલ છે કે દુનિયાની આંટીઘુંટી, દોડાદોડ અને અથડામણમાં હું

દુનિયાની સાથે દોડી શકતો નથી એટલે દુનિયાની પાછળ પડી જાઉં છું. આથી મેં દુનિયાની દોડાદોડ ચાલી રહી છે, એમાં પાછળ જ રહેવું ઉચિત માન્યું. મારા જીવનને આવશ્યક હતી તેટલી કેળવણી લીધા પછી મેં મારી પ્રવૃત્તિમાં શિષ્ટ પુસ્તકો વાંચવાં, વિચારવાં અને બની શકે તે પુસ્તકો, લેખો અને કાવ્યો લખવાં એટલુંજ રાખેલું તે અને તે પ્રમાણે વર્ષોથી ચાલે છે. પૈસા પ્રાપ્ત કરવાની કોઈ પ્રવૃત્તિ મેં હજુ સુધી હસ્તગત કરી નથી અને ભાઇ છે ત્યાં સુધી એ જવાબદારી મારે માથે આવી પડવાની નથી, એવી મને ખાત્રી છે!"

પ્રેમદુલારી, સુધા અને કમળા આ હકીકત સાંભળી ચકિત થયાં અને એક બીજાની સામે જોઇ રહ્યાં. કેવળ પૈસા પાછળ દોડી રહેલી આજની દુનિયામાં આ માણસે હજુ સુધી પૈસા પાછળ દોડવાનો પ્રયત્ન પણ શરૂ કર્યો ન્હોતો! પ્રેમદુલારીને આ વાત વિચિત્ર લાગી, પણ તેનું કારણ વડીલભાઈની મીઠી મમતા અને એકધારી ચાલતી આવતી મદદને લીધે મળેલી નિશ્ચિતતા હતી એમ લાગ્યું.

"ત્યારે તો આપના વડીલભાઇનો આત્મત્યાગ અદ્ભૂત કહેવાય! આ જમાનામાં ટેબલ ઉપર બેસી કવિતાઓ લખી વ્યર્થ સમય વ્યતિત કરનાર ભાઈની ખાતર આટલો આર્થિક ભોગ આપવા પ્રવૃત્ત રહેનાર ભાઈ કોઈ વિરલજ હશે!

પ્રેમદુલારીએ ઉદ્ગાર કાઢ્યા.

"હા, એવું ખરૂં. આ જમાનો એટલો બધો વિચિત્ર છે કે કેવળ પૈસાના પ્રશ્નને લીધે કોઇ કોઈનું રહ્યું નથી–પણ મારા સદ્ભાગ્યે મારા વડીલ ભાઈ એવા છે તે વાત ચોક્કસ છે."

"તેમણે આપને ખર્ચની અમૂક માસિક રકમ બાંધી આપી હશે એમને?"

કમળાએ પૂછ્યું.

"ના, એવું કંઈ નહિ. મારે જે મહિનામાં જેટલું ખર્ચ થાય તે પછી વધારે હોય કે ઓછું હોય તે તમામ મળી જાય! પણ હું બહુ નિયમસર રહું છું. જેમને જરૂર ઉભી થઇ હોય એવા ગરીબ મનુષ્યોને આવશ્યક મદદ કરવાના પ્રસંગો જે મહિનામાં વધારે ઉપસ્થિત થાય તે મહિનામાં મારે સૌથી વધારે ખર્ચ હોય છે–છતાં મેં હજુ સુધી કોઈ પણ વખત એક મહિનામાં દોઢસો રૂપીયાથી વધારે રૂપીયા ખર્ચ્યા નથી. અને તેમાં પણ મારૂં અને મારા કુટુંબનું અંગત ખર્ચ પચાસ રૂપીયાથી વધારે નથી!"

"આપના વડીલભાઇ તમારા બધા ખર્ચની વિગત માગે છે ખરા?"

પ્રેમદુલારીએ નવો પ્રશ્ન કર્યો.

"ના, કદી પણ નહિ. મારા ખર્ચ પ્રમાણે લખી દઉં અને તેટલી રકમ મને મળી જાય!"

"ભારે આશ્ચર્ય! આવા ભાઈ તો દેવરૂપ ગણાય!"

પ્રેમદુલારીને ખૂબ આશ્ચર્ય લાગ્યું.

"પ્રેમદુલારીબા! તમને આ વાત સાંભળી આશ્ચર્ય તો લાગશે, પણ વિવેકદૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો એમાં એવું કંઈ જ નથી. અમારા પિતાજી બહુ ઉચ્ચ વિચારના હતા. અમે ત્રણ ભાઈઓ છીએ, જે ભાઈ વેપારી છે તે સૌથી મોટા, હું વચેટ અને મારાથી નાનો ત્રીજો ભાઇ છે, તે સરકારી નોકરીમાં છે. અમારા પિતાજીનો જીવન સિદ્ધાંત હતો કે આપણા સમાજની સર્વદેશિય અવનતિનું મુખ્ય કારણ દરેક મનુષ્યને એની બુદ્ધિ, શક્તિ અને રૂચિના પ્રમાણમાં કામ કરવાના સંયોગો મળતા નથી તે છે. માબાપ પોતાના બાળકોમાં કોણ કયા પ્રકારની શક્તિ ધરાવે છે અને કયા વ્યવસાયમાં પડવા માગે છે અથવા કયી પ્રવૃત્તિમાં તે ફત્તેહમંદ થઈ શકે એમ છે, એનો વિચાર કર્યા સિવાય એમના નિર્ણય પ્રમાણે જીવનના ગમે

તે ક્ષેત્રમાં ધકેલી મૂકે છે. પરિણામે એની અભિરૂચિ જુદી અને કરવાનું કામ જુદું, એ બંનેનો મેળ ખાતો નથી એટલે એનું જીવન નિષ્ફળ નીવડે છે. તે જે ઇચ્છતો હોય તે તેને મળતું નથી અને તે જે કરે છે, તેમાં તેનો રસ હોતો નથી. આવી વિષમ પરિસ્થિતિને લીધે આપણો સમાજ આપણા સમાજની અનેક વિભુતિઓને અંધારપટમાં ધકેલી દે છે, કે જ્યાંથી તેઓ તે કોણ હતા અને શું કરતા હતા, તેના સમાચાર પણ મળતા નથી. કવિ થવા સરજાયો હોય તેને સુંઠ વેચતો કરવામાં આવે છે અને વેપારી થવા સરજાયો હોય, તેને સરકારી નોકરીમાં ધકેલી દેવામાં આવે છે. રોજ માંદો રહેતો હોય તેને ડૉકટર બનાવવાની કોશીષ થાય છે, જ્યારે સમાજથી છેટો રહેવા મથતો હોય તેને વકીલ બનાવી દેવામાં આવે છે. ચેતનથી ચમકી રહેલા સાહસિક જુવાનને ગામનું પાધર છોડી બહાર જવાની મના કરવામાં આવે છે; ઉલટું તેને ઘરની દુકાનમાં દાણા વેચતો કરી નાંખવામાં આવે છે. આ તો માત્ર દૃષ્ટાંત પૂરતું છે. બાકી એવી તો હજારો વિષમતાઓ છે કે જેનો પાર પણ ન આવે. પિતાજીએ આવા વિચારોને લીધે અમારી ત્રણે ભાઇઓની ભિન્નભિન્ન પ્રકારની શક્તિ—અભિરૂચિને ઓળખી લઇ તે પ્રમાણે તેમનો વિકાસ થવા દીધો તેમજ એવા ક્ષેત્ર તરફ પ્રેર્યા. એનું પરિણામ પણ સુંદર આવ્યું. ભાઇ એક મોટા પ્રતિષ્ઠિત વેપારી બની શકયા અને સારૂં કમાઈ શકયા. હું એક વિચારક, તત્વચિંતક અને સાહિત્યકાર બની શકયો. મારો નાનો ભાઈ પણ એની અભિરૂચિના પ્રમાણમાં સરકારી નોકરીમાં જોડાઈ આજે એક પ્રતિભા સંપન્ન મોટો ઑફીસર બની શકયો છે! આ બન્યા પછી પિતાએ વેપારી બનેલા વડીલ ભાઈને એની મારા તરફની ફરજ સમજાવી દેતાં જણાવ્યું કે " તે સાહિત્ય-કાર થવાને સરજાયો છે એટલે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરશે અને જ્ઞાન આપશે એટલે લક્ષ્મીની તો એની પાસે કાયમ ઉણપ રહેશે, માટે તારી હયાતી હોય ત્યાં સુધી એનું અને એના કુટુંબના ખર્ચનું

ભારણુ તારે માથે છે તે ભુલવું નહિ અને તે પણુ તારી ફરજ સમજીને. તું એના ઉપર ઉપકાર કરે છે એવી દ્રષ્ટિથી નહિ. તારા કાર્યક્ષેત્રમાં લક્ષ્મીનાં પગલાં છે, જ્યારે એના કાર્યક્ષેત્રમાં કેવળ જ્ઞાન છે—લક્ષ્મી કરતાં આ જ્ઞાન વધારે ઉચ્ચ પુરૂષાર્થનું પરિણામ છે—માટે તે જ્ઞાન, લક્ષ્મીની સહાય વગર એને કેવળ બોજારૂપ ન થઇ જાય એની સંભાળ તારે રાખવાની છે!" પિતાજીના આ શબ્દો વડીલ ભાઈએ ધ્યાનપૂર્વક સાંભળી લીધા અને તે પ્રમાણે વર્ત્તન રાખવા પિતાજીને વચન આપી દીધું, ત્યારથી તેઓ પોતાની મારા તરફની ફરજ બજાવી રહ્યા છે અને મને બહુ સારી રીતે રાખે છે! એમની ફરજ સમજવાની વિવેકબુદ્ધિ, મારા તરફનો પ્રેમ અને સદ્ભાવ એટલાં બધાં ઉચ્ચ પ્રકારનાં છે કે તે યથાસ્વરૂપ રજુ કરવા મારી વાણી અસમર્થ છે."

આટલું બોલી જ્ઞાનનિરંજન મૌન રહ્યો.

"ત્યારે તો આપે અત્યાર સુધીમાં ઘણું લખી નાંખ્યું હશે?"

સુધાએ એની સાહિત્યપ્રવૃત્તિ જાણવા પ્રયત્ન કર્યો.

"હા, યથાશક્તિ લખ્યું છે અને તે પ્રવૃત્તિ ચાલુ છે, પરંતુ મારૂં લખેલું હજુ મેં કંઈ પ્રસિદ્ધ કર્યું નથી."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"એમ કેમ?" સુધાને આશ્ચર્ય લાગ્યું.

"હજુ મને એમ લાગે છે કે સમાજને પથ્ય અને પ્રેરક થઈ શકે એવું સાહિત્ય હું સરજી શક્યો નથી!"

જ્ઞાનનિરંજને કારણ રજુ કર્યું.

"આટલા વર્ષોથી ચાલુ રહેલી પ્રવૃત્તિમાં પણ એવું સાહિત્ય સરજાઇ શકાયું ન હોય તે વાત હું માની શકતી નથી. આપની વાણી જ્યાં સાહિત્યમય ભાસે છે, ત્યાં આપની કલમે સારૂં સાહિત્ય ન ઉપજાવ્યું હોય એ વાત મારે ગળે ઉતરતી નથી. આપ ખરી વાત

છુપાવો છો !" સુધા, સ્મિત કરતી બોલી, અને પાછળથી જ્ઞાનનિરંજન સામે જોઈ રહી.

"ના, હું સત્ય કહું છું. મને હજુ મારા સાહિત્યસર્જનથી જોઇએ તેવો સંતોષ થયો નથી, એટલે હું માનું છું કે જ્યાં સુધી મારો આત્મા કબુલ ન કરે ત્યાં સુધી મારી કૃતિઓ સમાજને ચરણે મૂકવી જોઇએ નહિ, જો કે મારા મિત્રો તો એમના પ્રેમભર્યા પક્ષપાતને લીધે મારી કૃતિઓને ઉચ્ચ કોટિની મનાવવા પ્રયત્ન કરે છે, પણ મારું મન માનતું નથી—છતાં એમના આગ્રહથી મેં એવો વિચાર હવે રાખ્યો છે કે અત્યાર સુધીમાં લખાયેલાં પુસ્તકો અવકાશે શાન્તિથી વાંચી જવાં અને ઠીક લાગે તેવા સુધારા વધારા કરી ધીમે ધીમે પ્રસિદ્ધ કરવાની પ્રવૃત્તિ હાથ ધરવી !"

જ્ઞાનનિરંજને પોતાનો અંગત નિર્ણય જણાવી દીધો.

"એ વિચાર સારો છે અને તે આપની નિરભિમાન વૃત્તિ બતાવે છે ! પહેલું પુસ્તક કયું પ્રકટ થશે ?" સુધાએ પૂછ્યું.

"મારાં કાવ્યો !"

"પછી ?"

"એકાદ બે નવલકથાઓ !"

"પછી ?"

"સમાજ ચિંતન અને તત્વચિંતન ને લગતાં પુસ્તકો !"

"ત્યારે તો આપની સાહિત્યપ્રવૃત્તિ સર્વદેશીય લાગે છે !"

સુધાએ ઉદ્‌ગાર કાઢ્યા.

"યથાશક્તિ લખી રહ્યો છું !"

જ્ઞાનનિરંજને નમ્રતાથી જણાવ્યું.

"અહિં આજીવિકા માટે કંઈ કરવાનું નથી, તો પછી વતન છોડી અહિં રહેવાનું કેમ પસંદ કર્યું ?"

જ્ઞાનનિરંજન અને સુધાની વાત અટકતાં પ્રેમદુલારીએ પૂછ્યું.
"મને અહિં ફાવી ગયું છે તેથી. કેટલાક એવા અનુકુળ સંયોગો ઉપસ્થિત થતાં હું અહિં જ રહી ગયો છું અને ભવિષ્યની બધી પ્રવૃત્તિઓ અહિં જ કરવી એવો નિશ્ચય કરી બેઠો છું."

"એવું શું બન્યું હતું ?"

પ્રેમદુલારીએ તે હકીકત જાણવા જીજ્ઞાસા બતાવી.

"આજથી પાંચ વર્ષ અગાઉ હું એક વખત ગંભીર માંદગીમાં સપડાયેલો. મારી એ માંદગી લગભગ ત્રણેક માસ ચાલેલી. ગંભીર માંદગીમાંથી થોડો સુધારો થતાં મારો એક મિત્ર મને હવા ફેર સારૂ અહિં લઇ આવેલો. અહિં આવ્યા બાદ મારી તબીયત બરોબર સુધરતિ ચાલી અને હું સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયો. આ અરસામાં અહિં મારે સારૂં મિત્રમંડળ જામી ગયું તેમજ મને આ સ્થાન પસંદ પડી ગયું. મારો આ મિત્ર કાયમને માટે એના વ્યવસાયને અંગે મુંબાઇ જ રહે છે અને ત્યાં તેની આર્થિક સ્થિતિ ઘણી સંગીન હોઈ તેનાં પોતાનાં મકાનો છે—આનંદપુરમાં એની માલીકીનું એણે બંધાવેલું આ મકાન જે બંધ પડી રહેતું તે મને રહેવા માટે સોંપી દીધું, તેમજ વડીલભાઇની સંમતિ મળી ગઈ ત્યારથી હું અહિં જ રહુ છું અને મારી બધી પ્રવૃત્તિઓ અહિં જ કરું છું. તે મુંબાઇથી કોઈ કોઈ સમય મને મળવા કે એના એવા બીજા કામ માટે આવે છે, તો બેચાર દિવસ રહી મુંબાઈ ચાલ્યો જાય છે, બાકી તેનો કાયમનો વસવાટ મુંબાઈ ખાતે છે. હું પણ જરૂર હોય ત્યારે વિમલનગર જઇ આવું છું, પણ મારા પ્રવૃત્તિકેન્દ્ર તરીકે મેં આ ગામ અને આ મકાન સ્વીકાર્યું છે. આવા સંયોગોમાં હું આ ગામનો વતની બન્યો છું. વળી સાથે સાથે મારે જણાવવું જોઇએ કે મારો આ મિત્ર અસલમાં આ ગામનો વતની નથી, પણ રંજનપુરનો છે."

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

" એમનું નામ ? "

સુધાએ પૂછ્યું.

" ચંદ્રમોહન પંડિત ! "

પ્રેમદુલારી, સુધા કે કમળા તેને ઓળખી શક્યાં નહિ.

" સુધા ! હવે આપણે ઉઠીશું ? બાર તો ક્યારનાયે વાગી ગયા ! આજે તો બહુ વાતો થઇ અને સમયની પણ ખબર ન પડી. "

પ્રેમદુલારીએ સામેની દિવાલ ઉપર ટાંગેલી ઘડીયાળ સામે જોતાં ઘેર જવાની જીજ્ઞાસા બતાવી.

" પ્રેમદુલારીબા ! હવે આપણે જવું જોઇએ ! જ્ઞાનનિરંજન-ભાઇનો આપણે બહુ સમય લઈ નાંખ્યો ! "

કમળાએ પ્રેમદુલારીના વિચારને અનુમોદન આપતાં જણાવ્યું.

" તો ઉઠીયે ! " સુધાએ કહ્યું, પણ તેનો વિચાર હજુ થોડો સમય બેસવાનો હતો.

" ત્યારે ઉભી થા ! જ્ઞાનનિરંજનભાઇને હજુ ઘણું કામ હશે અને આપણે બેઠાં હોઇશું ત્યાં સુધી કંઇ કરી શકવાના નથી ! "

પ્રેમદુલારીએ કૉચ ઉપરથી ઉભાં થતાં જણાવ્યું.

" મેં તમને પહેલાં કહ્યું તેમ મારે કશી ઉતાવળ નથી. મારૂં કામ તો એના યોગ્ય સમયે ચાલ્યાજ કરશે. આપની હાજરીએ મારૂં કોઇ કામ રોક્યું નથી, ઉલટો મને આનંદ મળ્યો છે. આપને જવાની ઉતાવળ હોય તો હું કંઈ કહી શકતો નથી; બાકી આપની હાજરીથી ઉલટો આનંદ મળે છે ! "

જ્ઞાનનિરંજન બોલ્યો.

" પ્રેમદુલારીબા ! આવ્યાં છીએ તો આમને આમ અર્ધો કલાક વધારે. આવી પળો વારે વારે મળતી નથી. માટે બેસો, આપણે એમની થોડી સાહિત્યપ્રવૃત્તિનો રસ પણ ચાખી લઈએ ! "

કમળાએ પ્રેમદુલારીને જવા માટે ઉભી થયેલી જોઇને કહ્યું. પ્રેમદુલારી આ સાંભળી કૌચ ઉપર પાછી બેસી ગઇ.

"જ્ઞાનનિરંજનભાઇ!" કમળા તેના સામે જોઈને બોલી, "તમારાં કાવ્યોનું પુસ્તક તો અમને બતાવો અગર તો તેમાંથી એકાદ સુંદર કાવ્ય વાંચી સંભળાવો તો અમને પણ એનો લાભ મળે!"

જ્ઞાનનિરંજન આ સાંભળી ઉભો થયો અને એક કબાટમાંથી એના કાવ્ય પુસ્તકની હસ્ત લિખિત પ્રત લઈ આવ્યો. કમળાએ તે માગી લીધી અને સુધાના હાથમાં મુકી. બંનેયે તેનાં પાનાં આમ તેમ ફેરવવા માંડ્યાં. તેમજ કેટલાંક કાવ્યોની થોડી થોડી લીટીઓ વાંચતી ગઈ.

"આમાંથી એકાદ સારૂં કાવ્ય આપ વાંચી સંભળાવશો?"

કમળાએ તે પુસ્તકનાં પાનાં ફેરવી લઈ જ્ઞાનનિરંજનની પાસે ટેબલ ઉપર મુકતાં જણાવ્યું.

"હું વાંચી સંભળાવું?"

જ્ઞાનનિરંજને તે પુસ્તક હાથમાં લેતાં પૂછ્યું.

"હા, તમે. અમે વાંચીએ તે કરતાં કવિ પોતાની કવિતા વાંચી સંભળાવે એમાં બહુ મઝા આવે છે, કારણકે કાવ્યનો આત્મા તો કવિ પોતેજ હોય છે ને?"

સુધાએ કમળાએ શરૂ કરેલી વાતને ટેકો આપતાં જણાવ્યું.

"તમારી એવીજ ઇચ્છા છે?"

જ્ઞાનનિરંજને ફરીથી પૂછ્યું.

"હા, ત્યારે એમ કરોને! એમાં શું વાંધો છે, જ્ઞાનનિરંજન ભાઇ?"

પ્રેમદુલારીએ પણ એ વાતમાં ટહુકો પૂર્યો.

જ્ઞાનનિરંજને અન્ય કંઈ પ્રત્યુત્તર નહિ વાળતાં પુસ્તકમાંથી એની નીચે મુજબની એક કૃતિ વાંચી સંભળાવીઃ—

"ક્યાં છે ? ક્યાં છે ? એવી કવિતા
જેમાં કવિનો આતમ ચમકે ?
ક્યાં છે ? ક્યાં છે ? એવી કળાઓ
જેમાં દીલનાં દીલડાં ટપકે ? ૧

ક્યાં છે ? ક્યાં છે ? એ સુંદરતા
જે નિર્દોષ હૃદય પર ધબકે ?
ક્યાં છે ? ક્યાં છે ? એ જીવન બળ
જે જીવન દઈ દર્દને પ્રકટે ? ૨

ક્યાં છે ? ક્યાં છે ? આત્મત્યાગ કે
વીરતા વીરની ક્યાં છે ?
ક્યાં છે ? સંયમ ? સાચી વાણી
દીલની અમીરી ક્યાં છે ? ૩

ક્યાં છે ? વૈભવ ? ક્યાં છે સાધન ?
સાચાં કૌવત ક્યાં છે ?
ક્યાં છે ? ક્યાં છે ? સાચું જીવન,
ધર્મભાવના ક્યાં છે ? ૪

ક્યાં છે ? ક્યાં છે ? ચેતન ઓજસ
વિમળ વિચારો ક્યાં છે ?
ક્યાં છે ? ક્યાં છે ? નીતિ નિયમો ?
ફરજ તણી ગમ ક્યાં છે ? ૫

મનની પાછળ તન ના દોડે
તનનાં તપ પણ ક્યાં છે ?

સ્વાર્થ સપાટે આતમ ડૂબ્યો
પરમ પદારથ ક્યાં છે ? ૬

ક્યાં છે ? ક્યાં છે ? ભ્રાતૃભાવના
અંતર્નાં અમી ક્યાં છે ?

ક્યાં છે ? ક્યાં છે ? ભાઇ, ભાઇનો
બ્હેન, બ્હેનની ક્યાં છે ? ૭

ક્યાં છે માતા ? ક્યાં છે પિતા ?
ક્યાં છે પત્ની કે પતિ ક્યાં છે ?

ક્યાં છે ગુરૂ કે ક્યાં છે ચેલા ?
ક્યાં ભક્તો ? ભગવાન્જ ક્યાં છે ? ૮

ક્યાં છે ? ક્યાં છે ? સાચી સેવા
પ્રેમ પ્રભૂતા ક્યાં છે ?

ક્યાં છે ? ક્યાં છે ? સાચી પૂજા
સાચાં સ્મરણો ક્યાં છે ? ૯

ક્યાં છે મારૂં હૈયું કે હું ?
ક્યાં તું તારૂં કે તે ક્યાં છે ?

શું દેખાતું ? શું સરજાતું ?
શું વહી જાતું ? તે ગમ ક્યાં છે ? ૧૦

આ સાચું, આ જુઠું, સારૂં ખોટું
ભેદજ ક્યાં છે ?

જોવું જાણ્યું જન્મી જન્મી
તોયે સમજણ ક્યાં છે ? ૧૧

પાસે રાખ્યું, કદી ના લાગ્યું
પાપ તણું ભારણ, તે ક્યાં છે ?

એક મુસાફર એવો અહિં હું
ભટકી ભટકી થાકયો તે છે ! ૧૨ "

× × ×

કવિતામાં રહેલી ભાવનાએ સુધા અને કમળા ઉપર અદ્‌ભૂત અસર ઉપજાવી હતી, આખું કાવ્ય વંચાઈને પૂર્ણ થયું તોયે તેઓ હજુ દિગ્મૂઢ થઇ બેસી રહ્યાં હતાં. પ્રેમદુલારીને પણ કાવ્યમાં રહેલા સ્વાભાવિક આનંદનો લાભ મળ્યો હતો. જ્ઞાનનિરંજન કાવ્ય વંચાઇ બાદ પોતાના પુસ્તકને કબાટમાં મુકી આવ્યો.

" અમને ઘણોજ આનંદ થયો. આપને ગ્રેર અમા આવ્યાં ત્યારથી અત્યાર સુધીનો બધો સમય ખરા સત્સંગમાં ગયો છે એમ કહીએ તો ખોટું નથી. જીંદગીમાં ક્વચિત્ મળતી કિંમતી પળો જે કહેવાય છે, તે કદાચ આવી જ હશે. મેં આપના પ્રથમ પરિચય વખતે આપની શક્તિ માટે જે જાતની કલ્પના કરેલી, તેથી પણ આપ અધિક છો. એમ મારી ખાત્રી થાય છે !"

સુધાએ જ્ઞાનનિરંજનની પ્રશંસા કરતાં જણાવ્યું.

" તમારું એવું માનવું, તમારા મારા તરફના સદ્‌ભાવનું પરિણામ છે. બાકી હું કંઇજ નથી. કેવળ અભ્યાસી અને જ્ઞાનનો જીજ્ઞાસુ છું."

જ્ઞાનનિરંજને નમ્રતાથી જણાવ્યું.

" ત્યારે જ્ઞાનનિરંજનભાઇ ! અમે હવે ઉઠીશું. આપનો બહુ સમય લીધો. પણ આપ આપના વચન પ્રમાણે આવતી પૂર્ણિમાએ જરૂર આવશો ને ?"

સુધા કૌચ ઉપરથી ઉભી થતી જ્ઞાનનિરંજન તરફ જોઇને બોલી ઉઠી. એની આંખોમાં જ્ઞાનનિરંજન તરફનો સદ્‌ભાવ અને પ્રબળ પૂજ્યભાવ તરી આવતો હતો. કમળા પણ જ્ઞાનનિરંજનના આટલા

પરિચયમાં એને માટે ઘણો ઉચ્ચ અભિપ્રાય ધરાવતી થઇ ગઇ હતી કે સુધાએ તે રાતના એના એટલા અલ્પ પરિચયમાં એના જીવનમાં જે જોઈ નાંખ્યું હતું તે બધું વાસ્તવિક હતું તેમજ તેની કલ્પના કરતાં અધિક હતું. સુધાની પાછળ કમળા અને પ્રેમદુલારી પણ ઉઠયાં. તેઓ તે ખંડમાં એક વખત બધે ફરી વળ્યાં અને એક વખત પુનઃ ત્યાંની દરેક વસ્તુનું નિરીક્ષણ કરી લીધું. ફરતાં ફરતાં જ્યારે તેઓ આરસપહાણના ટેબલ પાસે આવી પહોંચ્યાં, ત્યારે સુધાએ ટેબલ ઉપર મૂકેલા ત્રણ ફોટા કોના હતા તેનું નિરીક્ષણ કર્યું. કમળા અને પ્રેમદુલારીએ પણ તેમની દૃષ્ટિ ત્યાં સ્થિર કરી. જ્ઞાનનિરંજન એમની નજીક ઉભો હતો.

એક ફોટા એને પહેરાવેલા ગુલાબના ફુલહાર સાથે સુધાએ હાથમાં લઇ જ્ઞાનનિરંજનને પૂછ્યું.

"આ ફોટો કોનો છે ?"

"તે મારી પત્નીનો છે!"

જ્ઞાનનિરંજને પૂછ્યું.

"ચન્દ્રિકાબ્હેનનો એમ ને ?"

"હા"

"ત્યારે આ બીજો ફોટો કોનો ?"

"તે મારી એક સ્ત્રી મિત્રનો છે."

"એમનું નામ ?"

"માયાવતી !

"તેઓ ક્યાં રહે છે ?"

સુધાએ જીજ્ઞાસા થવાથી પૂછ્યું.

"તેઓ આજે જગત ઉપર નથી. તેઓ સ્વર્ગસ્થ છે !"

જ્ઞાનનિરંજન, આ શબ્દો ખિન્ન વદને બોલ્યો.

"અને આ ત્રીજો ?"

"તે મારી સ્વર્ગસ્થ બ્હેનનો છે."

"એમનું નામ ?"

"અરૂણાદેવી !"

જ્ઞાનનિરંજને ધીમેથી પ્રત્યુત્તર વાળ્યો. સુધાને આ બધાંના જીવન વિષે પૃચ્છા કરવાનો વિચાર તો થયો, પણ સ્વ. માયાવતી અને અરૂણાદેવીના સ્મરણથી જ્ઞાનનિરંજનની ખિન્નતા વધેલી જોઇને, તેમજ બહુ મોડું થઈ ગયેલું હોવાથી તે વિચાર એણે માંડી વાળ્યો, અને તરતજ તે ખંડમાંથી બહાર નીકળી. પ્રેમદુલારી અને કમળા પણ તેની પાછળ બહાર આવ્યાં. ત્રણે જણ નીચે ઉતર્યા, તેની પાછળ જ્ઞાનનિરંજન પણ તેમને વળાવવા નીચે આવ્યો.

"નમસ્તે જ્ઞાનનિરંજનભાઈ !"

સુધાએ જ્ઞાનનિરંજનથી જુદાં પડતાં હાથ જોડી નમસ્કાર કરતાં જણાવ્યું.

"નમસ્તે સુધાબ્હેન !"

જ્ઞાનનિરંજને હાથ જોડી પ્રત્યુત્તર વાળ્યો.

"નમસ્તે જ્ઞાનનિરંજનભાઇ !"

કમળાએ નમસ્કાર કર્યા.

"નમસ્તે કમળાબ્હેન !" પ્રત્યુત્તર મળ્યો

"નમસ્તે જ્ઞાનનિરંજનભાઇ !"

પ્રેમદુલારીએ નમસ્કાર કરતાં હાથ જોડયા.

"નમસ્તે પ્રેમદુલારીબા !"

જ્ઞાનતિરંજને હાથ જોડી કહ્યું.

જ્ઞાનનિરંજન, તેઓ એની દૃષ્ટિ મર્યાદામાંથી દૂર નીકળી ગયાં ત્યાં સુધી તેમની પાછળ જોતો, સ્થિર ઉભો રહ્યો.

# પ્રકરણ ૧૮

## રંજનપુર જવાની તૈયારી

તેમના ગયા પછી જ્ઞાનનિરંજન પોતાના અભ્યાસગૃહમાં પાછો ફર્યો અને આવેલી ટપાલ ફરીથી વાંચી લઈ, જેમને પ્રત્યુત્તર આપવાના હતા, તેમને આપી દઈ પત્ર વ્યવહારના કાર્યથી નિવૃત થઇ બેઠો. નોકર, ટપાલ લઇ પોષ્ટમાં નાંખવા જતો હતો તેને કહ્યું કે આવતી વખતે મનમોહનભાઇ ઘેર હોય તો તેમને કહેતો આવજે કે તેઓ જેમ બને તેમ જલદી અત્રે આવી જાય.!

"બહુ સારૂં" એમ જણાવી નોકર એના કામે વિદાય થયો. તેના ગયા પછી તે અર્ધો એક કલાક વિચાર નિમગ્ન સ્થિતિમાં બેઠો હશે, એવામાં મનમોહનરાયે એના ખંડમાં પ્રવેશ કરતાં જણાવ્યું, "કેમ, આજે એવું શું તાકીદનું કામ આવી પડયું છે, કે મને આ બપોરના વખતે બોલાવી લીધો?"

"તાકીદનું છે ત્યારે તો બોલાવ્યો. લે આ પત્ર વાંચ એટલે બધી ખબર પડી જશે!"

મનમોહનરાયને આવેલો જોઈ જ્ઞાનનિરંજન એની વિચાર નિદ્રામાંથી જાગૃત થયો અને તેને પોતાની નજીક ખુરશી ઉપર આસન લેવા સુચના કરી. સુનંદાદેવીનો આવેલો પત્ર તેને વાંચવા માટે તેના હાથમાં આપ્યો. મનમોહનરાયે ખુરશી ઉપર આસન લીધા બાદ સુનંદાદેવીનો આખો પત્ર વાંચી લીધો અને બધી વસ્તુસ્થિતિ સમજી ગયો. પરિણામે તેની મુખમુદ્રા ઉપર ચિંતા અને ગ્લાનિ બંને છવાઇ રહ્યાં.

"હકીકત જાણી લીધી?" જ્ઞાનનિરંજને એને પત્ર વાંચી લીધા બાદ પૂછ્યું.

"હા, બહુ ચિંતાજનક સમાચાર છે. સરસ્વતી આવી ભૂલ કરી બેઠી ?"

"હા, પણ આપણે હવે શું કરવાનું ?"

"એની તપાસ કરવાની. મને તો એમ લાગે છે કે આપણે આ કામમાં વિલંબ કરવો જોઇએ નહિ !"

મનમોહને જણાવ્યું.

"પણ તેનો આરંભ આપણે ક્યાં કરવો ? કામ કયી રીતે લેવું ?"

જ્ઞાનનિરંજને અભિપ્રાય પૂછ્યો.

"મને એમ લાગે છે કે પહેલાં આપણે રંજનપુર જવું અને બધા સત્તાવાર સમાચાર ત્યાંથી જાણી લીધા બાદ, બીજી આગળની તપાસ ત્યારબાદ શરૂ કરવી ! અત્યારે વિમળનગર જવાનો કંઈ જ અર્થ નથી !"

મનમોહનરાયે એનો અભિપ્રાય જણાવ્યો.

"મને પણ એજ માર્ગ ઠીક લાગે છે !"

જ્ઞાનનિરંજને એના વિચારને અનુમોદન આપ્યું.

"તો પછી એમાં વિલંબ શો ? સાંજે ચાર વાગ્યે ટ્રેઇન જાય છે તેમાંજ ચાલ્યા જઈએ ! હું સાથે આવું છું !"

"ત્યારે કાર્યક્રમ નક્કી ! તું મને અહિં આવી મળીશ, કે પછી સ્ટેશન ઉપર આવીશ ?"

"હું ઘેરથી તૈયાર થઈ સીધો સ્ટેશન ઉપર જ આવીશ. તું સમયસર આવી પહોંચજે !"

મનમોહને જણાવ્યું.

"એમાં મને કહેવાનું હોય જ નહિ ! હું મોડો નહિ પડું !"

જ્ઞાનનિરંજને કહ્યું,

"ત્યારે હું જાઉં છું!"

મનમોહનરાયે ઉભાં થતાં જણાવ્યું.

"કેમ કંઇ આટલી બધી ઉતાવળ?"

જ્ઞાનનિરંજને એને જવા માટે ઉભો થયેલો જોઈ પૂછ્યું.

"ઘર આગળ મારા એક મિત્રને રાહ જોતો મૂકી આવ્યો છું એટલે મારે જવું જોઇએ. તારૂં તાકીદનું આમંત્રણ આવ્યું એટલે હું એક મીનીટ પણ ગુમાવ્યા સિવાય ચાલ્યો આવ્યો છું! બીજી વાતો હવે ટ્રેનમાં! લે, હું જાઉં છું."

"એમ હોય તો જા પણ જોજે ટ્રેઈન ન ચુકાય!"

જ્ઞાનનિરંજને સ્મરણ કરાવ્યું.

"તે માટે બેફીકર રહેજે!" એમ કહી મનમોહન પોતાને ઘેર ગયો.



# પ્રકરણ ૧૯
## ધણી ધણિયાણી

કલ્યાણદાસ અને હીરા શાન્તિથી બેઠાં હતાં. તે જ દિવસે પ્રેમદુલારી, સુધા અને કમળા જ્ઞાનનિરંજનને મળવા ગયાં હતાં તે વાત તેમણે તેમની પાસેથી જાણી હતી. એને ખબર આપ્યા સિવાય કે સાથે લીધા સિવાય તેને ત્યાં ગયાં, તે બદલ હીરાને ખોટું લાગ્યું હતું અને તે તેમના ઉપર ચીડાઈ હતી અને તે બદલની ફરીયાદ કલ્યાણદાસને કરી રહી હતી. કલ્યાણદાસ તેને સમજાવવા અને શાન્ત કરવા પ્રયત્ન કરતો હતો.

"તમે ગમે તેમ કહો, પણ આ કંઈ સારૂં ન કહેવાય. હું દરેક બાબતમાં એમને બા બ્હેન કરતી જાઉં અને જ્યાં જાઉં ત્યાં સાથે રાખું ત્યારે તેઓ આવી બાબતમાં મારો ભાવ પણ પૂછે નહિ તે કંઇ ઠીક કહેવાય? પેલી કમળા કરતાં પણ હું ગઇ."

હીરા ઉદ્‌ગાર કાઢતી હતી.

"તું કારણ વગર ખોટું લગાડે છે! એમણે કંઈ જાણી જોઈને તને સાથે નહિ લીધી હોય એવું નથી! હું ધારૂં છું કે ઉતાવળમાં નીકળ્યાં હશે એટલે તને કહેવાનું ભુલી ગયાં હશે!"

કલ્યાણદાસે એને વસ્તુસ્થિતિની કલ્પના કરતાં સમજાવ્યું.

"એ તો મને પૂરી ખબર છે કે તમને એ લોકોનો દોષ હશે તોયે તમારે હૈયે નહિ વસે! હું કંઈ બહુ આઘી નથી કે તેમને ભુલમાં જાય!"

હીરાએ પોતાનો કક્કો ખરો કરાવતાં કહ્યું.

"એટલે તું કહેવા શું માગે છે?"

કલ્યાણદાસે કંઈક ઉશ્કેરાઈને પૂછ્યું.

"એટલું કે તેઓ મારી સાથે આવું વર્તન રાખશે તો મારાથી સહન નહિ થાય! તેઓ આવી ભુલ ફરી ન કરે તે માટે તેમને જણાવી દેજો!" હીરાએ ચેતવણી આપી.

"એજને? હું તેમને જરૂરી સુચના આપી દઈશ! પણ હવે તો તું રીસ નહિ રાખીશને?"

"ના, ના, આ તો એવું કંઈજ નથી. પણ આવું ન રાખીએ તો પછી એમને સમજણ શી પડે?"

હીરાએ જણાવ્યું.

"તે બરોબર છે."

"પણ તેઓ તો ગયાં ત્યારે ત્યાં ત્રણચાર કલાક બેસી આવ્યાં! મારે તો હજુ જ્ઞાનનિરંજનભાઇનો નહિ જેવો પરિચય થયો છે, તે પહેલાં તો તેઓ આટલાં બધાં પરિચિત થઈ ગયાં! મને તે વાત યાદ આવે છે ને કંઇ કંઈ થઈ જાય છે!"

હીરા પુનઃ સહજ ઉશ્કેરાઇને બોલી.

"તારો પરિચય તો એનાથી પણ વધી જશે. તું જાણે છે કે મારો અને તેમનો સંબંધ કેટલા લાંબા વખતથી છે! પછી આપણો પરિચય વધારે કે તેમનો?"

કલ્યયાણદાસે સમજાવતાં કહ્યું.

"પણ મારો પરિચય તમારા જેટલો તો નહિને? અને તે પહેલાં તો તેઓ ત્યાં પહોંચી ગયાં!" હીરા ખીન્ન થતી બોલી.

"પણ એથી શું? એમનો પરિચય તો મારી મારફતે થયો છે ને? મને કે તને બાજુએ રાખીને તેઓ ઓછાં ગાઢ પરિચયમાં આવી શકે એમ છે? માટે આવી નજીવી બાબતમાં તારે ચીડાઇ જવું નહિ! છેવટની બાજી તો મારા હાથમાં છે ને?"

કલ્યાણદાસે પોતાનું મહત્વ સમજાવતાં જણાવ્યું.

" તે તો હું પણ જાણું છું. પણ આ તો જરા આવું બની જાય એટલે મન અકળાઈ જાય! પણ હવે પેલી તમારી ભક્તમંડળ સ્થાપવાની વાતનું શું થયું તે તો કહો! તમે જરા મોટા થાઓ તો મારી પણ શોભા વધેને!" હીરાએ જીજ્ઞાસા દર્શાવી.

" તેની બધી તૈયારી થઈ ચુકી છે. પરમાત્માની ઇચ્છા હશે તો હવે દશેક દિવસમાં સ્થપાઇ જશે!"

કલ્યાણદાસે ગંભીરતાથી જણાવ્યું "એમ?" હીરા ખુશ થતી બોલી. "પણ જો જો" હીરાએ ઉમેર્યું " કરો તો પૂરૂં કરજો અને બરોબર પાર પાડજો! કરેલું વૈતરૂં માથે ન પડે એ સંભાળજો!"

હીરાએ ભલામણ કરી.

" તે માટે મને કહેવાનું હોય જ નહિ! તને ખબર છે કે મારું દરેક કામ ગણત્રીપૂર્વકનું હોય છે એટલે વાંધો નહિ આવે!"

કલ્યાણદાસે પોતાની શક્તિ અને બુદ્ધિમત્તા માટે ખાત્રી આપતાં જણાવ્યું.

" મેં તો ઘણા ભક્તોને મારી નજર આગળ ન્યાલ થતા જોયા છે!"

હીરાએ ભક્તિદ્વારા મળતી લક્ષ્મીનું ચિત્ર દોરી બતાવ્યું.

"પણ તે શરૂઆતમાં નહિ, તેની તો તને ખબર છે ને?"

"હા, પણ જમાવટ પછી તો ખરૂં ને?"

"એની હું ના કહી શકતો નથી! પણ તે બધું કિસ્મતને આધીન છે!"

"ઘણાયે ભક્તોની વાહવાહ બોલાતી મેં સાંભળી છે!"

હીરાએ ભક્તિદ્વારા મળતી કીર્તિનું ચિત્ર દોરી બતાવ્યું.

"તે પણ ખરૂં છે. સમયે એ પણ મળશે! કીર્ત્તિ અને લક્ષ્મી ન મળતાં હોય તો ઘરનો ખૂણો મુકી જાહેરમાં ભક્તિ કરવા કોણ

નીકળે ? કેવળ ભગવાનને ખુશ કરવાના હોય તો તેને માટે તો ઘરનો ઓરડો દરેકને માટે તૈયાર જ છે ને ?”

“શાબાશ !” હીરા, કલ્યાણદાસની પ્રશંસા કરતી બોલી “તમે મારી કહેલી વાત બરોબર સમજી ગયા છો, તે જોઇ મને સંતોષ થાય છે ! પણ આ શરૂ કરવામાં તમને સાથ કોનો કોનો મળ્યો ?”

હીરાએ નવો પ્રશ્ન કર્યો.

“બે ચાર જણનો મળ્યો છે.”

“તેઓ કોણ કોણ છે ?”

“તું તેમને નહિ ઓળખે. ભક્તમંડળ સ્થપાયા પછી તેઓ આપણે ત્યાં આવતા જતા થઈ જશે એટલે બધી સમજણ પડી જશે !”

“પણ તેમાં કોઈ તમારાથી ચઢે એવો તો નથી ને ?”

હીરાએ ત્રીજો પ્રશ્ન કર્યો.

“ના, રે ના, તેઓ બધા આ બાબતમાં અજાણ્યા જેવા છે, તેમજ મારી સુચના પ્રમાણે કામ કરે એવા છે એટલે હું કહીશ તે પ્રમાણે કામ કરશે અને મને ઉપયોગી થઈ પડશે. મંડળનો મંત્રી, પ્રમુખ, સંચાલક કે આત્મા જે કંઈ કહો તે તો હું જ રહીશ. મારી મહત્તાને બાધક નીવડી શકે એવું કોઈ નથી !”

કલ્યાણદાસે ખુલાસો કર્યો.

“પેલા જ્ઞાનનિરંજનભાઇને તો સાથમાં નથી રાખ્યા ને ?”

હીરાએ ચોથો પ્રશ્ન કર્યો.

“કેમ, તેઓ હોય તો વાંધો છે ?”

કલ્યાણદાસે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

“હા, તમારે તમારૂં મહત્વ ગુમાવવું હોય તો જ તેમને સાથે રાખજો ! વળી ભક્તિમાર્ગ વિષેના તેમના વિચાર કેવા છે તે તો

તમોએ તે દિવસે તેમણે પ્રવચન કર્યું હતું તે દ્વારા જાણ્યા હશે! આવા વિચારવાળો માણસ તમારી સંસ્થામાં હશે તો તમે "ભક્તિનું વૈતરૂં" જે કારણસર કરવા તૈયાર થયા છો તેમાં સફળ થશો નહિ તે ખાત્રીથી માનજો!"

હીરાએ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

"ના, ના, એ માણસથી મારા કાર્યને કંઈ નુકશાન થાય એવું હું માનતો નથી. ઉલટું મને તો એમ લાગે છે કે તેઓ ઘણે અંશે એ સંસ્થાને સહાયભૂત થઈ પડશે!"

કલ્યાણદાસે હીરાની વાતનું ખંડન કરતાં જણાવ્યું.

"સંસ્થાને સહાયભૂત કદાચ થશે પણ તમને તો વિઘ્નરૂપ થશે એ ખાત્રીથી માનજો!"

"એ શી રીતે?"

"તે માણસ ખરી વાત કહી નાંખે એવા છે એટલે કદાચ વિઘ્નરૂપ થઇ પડવાનો સંભવ રહે છે!"

"ના, ના, તે તારી ખોટી શંકા છે. ખરી વાત કહી નાંખનાર ખરો માણસ હંમેશાં સાચો સાથી રહે છે એટલે આપણી સંસ્થાને તેમજ મને તે ઉપયોગી થઈ પડશે એટલે તારો ભય ખોટો છે!"

"તોયે સાચવીને કામ લેવું એમાં ફાયદો!"

"તે ખરું. પણ તેઓ કંઇ સંસ્થામાં જોડાવાના નથી. માત્ર કોઇ કોઇ વખત થઇ રહેલું કામ જોવા આવશે અને કોઈ કોઈ વખત જ્યાં ભૂલ થતી હશે ત્યાં દોરવણી કરશે—આમ હોય તો શો વાંધો?"

"ત્યારે ચિંતા જેવું નથી. હવે તો આ કામ વિના વિલંબે આરંભી દ્યો તો સારૂં! સુધા, પણ તમે વાત કરી છે ત્યારથી રોજ

પૂછ્યા કરે છે કે આ ભક્તમંડળ સ્થપાશે ક્યારે? પ્રેમદુલારીઓ પણ તલપાપડ થઈ રહ્યાં છે! હું માનું છું તે પ્રમાણે તમને તેમનો સાથ કિંમતી થઈ પડશે!"

હીરાએ જણાવ્યું.

"તેની મને ખબર છે. મારા પૂજારીઓમાં કદાચ તેમનો નંબર પહેલો રહેશે!"

કલ્યાણદાસે માનસિક ગર્વથી પોતાનું માથું ઉંચું કરી હીરા સામે જોયું. હીરા હસી પડી. કલ્યાણદાસ પણ સ્મિત કરી ગયો.



# પ્રકરણ ૨૦

## ચોંપીચા ભક્તિ

જ્ઞાનનિરંજન અને મનમોહનરાય રંજનપુર જવા માટે નક્કી કર્યા પ્રમાણે સમયસર સ્ટેશન ઉપર આવી પહોંચ્યા. ટ્રેઇનને ઉપડવાને માત્ર દશજ મીનીટ બાકી હતી એટલે તેઓ ટીકીટો લઈ સીધા ટ્રેઇનમાં એક ખાલી જેવો ડબ્બો શોધી કાઢી બેસી ગયા. ગાડી સમયસર ઉપડી. જ્ઞાનનિરંજને, એની રંજનપુરની મુલાકાત લેવાના નિર્ણયનો પત્ર વિમળનગર લખી નાંખી સ્ટેશને આવતાં રસ્તામાં પોષ્ટ કરી દીધો હતો. પત્રમાં તેણે ત્યાં જઈ જે સમાચાર મળશે તે તરતજ લખી જણાવશે એમ જણાવી દરેકને ગભરાટમાં ન પડી જતાં શાન્ત રહેવા આશ્વાસન આપ્યું હતું. ટ્રેઇન રંજનપુર તરફ પોતાનો માર્ગ કાપી રહી હતી. તેઓ બેઠા હતા ત્યાંથી થોડે દૂરની સામેની બેઠક ઉપર બીજાં ત્રણ ચાર મુસાફર બેઠાં હતાં.

"હું ધારૂં છું કે" મનમોહનરાયે જ્ઞાનનિરંજનને સંબોધીને કહ્યું. "આપણે રંજનપુરમાં સરસ્વતીના મામાને ત્યાં સીધા નહિ જતાં કોઈ બીજે સ્થળે ઉતરીએ તો ઠીક રહેશે. આપણે તેમને મળીશું, પણ તે બીજે દિવસે. તે દરમ્યાનમાં આપણે આ હકીકત ઇતર લોકો દ્વારા સારી પેઠે જાણી શકીશું. કેટલીક વખત ઘરનાં માણસ જે બાબત નથી જાણતાં, તે અન્ય લોકો સારી પેઠે જાણતાં હોય છે! તારો શો વિચાર છે? મારો એક અંગત મિત્ર ત્યાં રહે છે એટલે આપણે તેના ત્યાંજ જઈશું. તે અને તેનું ઘર આપણને આપણા કાર્ય માટે અત્યંત ઉપયોગી થઇ પડશે!"

જ્ઞાનનિરંજને, મનમોહનરાયના વિચારને અનુમોદન આપતાં સાથે સાથે પોતાનો વિચાર પણ જાહેર કર્યો. "તેઓ ક્યાં ગયાં હશે તેની કંઈ કલ્પના થઈ શકે છે?"

મનમોહનરાયે બીજો પ્રશ્ન કર્યો.

"હા, મારી કલ્પના પ્રમાણે તેઓ બહુ દૂર નથી, અને વળી મને તો એમ લાગે છે કે સુનંદાદેવીને તેમજ આપણને સમાચાર જે રૂપમાં મળ્યા છે, તેમાં કંઈ અતિશયોક્તિ થઈ હોય એવું લાગે છે. તેઓ નાસી ગયાં છે અને પત્તો નથી, એવી વાત રજુ થઇ છે, પણ વસ્તુસ્થિતિ કંઈ જુદી હોવી જોઇએ, એવું વિચાર કરતાં મને હવે લાગે છે!"

"એટલે?" મનમોહન ચકિત થતો બોલી ઉઠયો.

"તેઓ સાથે ગયાં છે, પણ અમુક દિવસો માટે ગયાં હોય તેનો સંભવ વધારે છે. વળી તેઓ પાછાં ફરે તોયે કોઈ એવું સંગીન કારણ રજુ કરી શકશે કે સમાજને આશ્ચર્ય લાગશે!"

જ્ઞાનનિરંજન, આ બધા શબ્દો ધીમે ધીમે ગંભીરતાથી અને મક્કમતાથી બોલ્યો. મનમોહનનું આશ્ચર્ય વધતું જતું હતું. તેમજ તે મુંઝવાતો હતો.

"કલ્પનાઓનો આવો ભંડાર ક્યાંથી ખુલ્લો મુકી દીધો છે?" મનમોહને સ્મિત કરતાં જણાવ્યું.

"છે તો કલ્પનાઓ, પણ સત્ય ઉપર રચાયેલી છે. સરસ્વતીની એક દૂરની સગી રંજનપુરમાં રહે છે. તેને આ કામદાસ સાથે સારો પરિચય હોવાની વાત મારા સાંભળવામાં આવેલી છે. તે જો રંજનપુરમાં હોય તો સરસ્વતી અને કામદાસ નાસી ગયાં છે, એ વાત કદાચ ખરી હોય, પણ જો તે રંજનપુરમાં ન હોય તો સમજવું કે તે પણ તેમની સાથે છે અને તેઓ થોડા દિવસોને માટે ગમે ત્યાં ફરવા ગયાં છે!"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"આ બધું તને કોણે કહ્યું?"

મનમોહને જીજ્ઞાસુ થતાં પૂછ્યું.

"આજે જ સાંભળ્યું. તારા ગયા બાદ અર્ધા કલાક પછી હું બહાર નીકળ્યો હતો, ત્યાં એક સ્થળે રસ્તા ઉપર બે અજાણ્યાં માણસો આ પ્રકરણ પરત્વે ચર્ચા કરી રહ્યાં હતાં અને તેમાં મેં તને કહી તેવી વાતોનો ધ્વનિ હતો."

"ત્યારે તેમની પાસે જઈને પૂરેપૂરું પૂછી લેવું હતું ને? તેમ ન કર્યું તે ભૂલ કહેવાય. રસ્તે જતાં આવી ચર્ચા કરનારા કામદાસ અગર તો સરસ્વતીના ખાસ પરિચયમાં આવેલા માણસો હોવાં જોઇએ!"

મનમોહને જ્ઞાનનિરંજનની ભૂલ બતાવતાં જણાવ્યું.

"અથવા તો એમની એવી પરિચિત વ્યક્તિઓના તેઓ પરિચિત હોવા જોઈએ. મેં એમને બધી હકીકત ન પૂછી લીધી તે કદાચ મારી ભુલ હશે એમ કહેવાય, પણ કેટલીક વખત તટસ્થ વ્યક્તિ તરીકે સાંભળવામાં આવેલી વાત સાચી હોય છે, જ્યારે એમાં રસ બતાવવા જતાં સત્ય વાત, અસત્ય થઇ જાય છે. એટલે મેં એટલેથી સંતોષ વાળ્યો."

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"ત્યારે, તું તેઓ કોણ હતા તે બીલકુલ સમજી શકેલો નહિ એમને?"

"હા, તેઓ તદ્દન અપરિચિત હતા."

એમની આ વાતચિત ચાલતી હતી, તેવામાં વિચાલી સ્ટેશન આવી પહોંચ્યું અને ટ્રેઈન ઉભી રહી. તેમની સાથેના પેલા ચાર મુસાફર તે સ્ટેશને ઉતરી ગયા અને બીજા બે મુસાફર ત્યાંથી ચઢયા અને તેઓ તે બેઠા હતા તેમની જોડેના ખાનામાં તેમની સામે બેઠા. તેમનું ધ્યાન આ નવા આવેલા મુસાફરો તરફ ખેંચાયું. તેમાં એક પીસ્તાલીસથી સુડતાલીસ વર્ષનો આધેડ વયનો પુરૂષ હતો. તેનો પહેરવેશ સાદો તથા સ્વચ્છ હતો. એની મુછો લાંબી

અને ભરાવદાર હતી. અને મુછોના તેમજ મસ્તકના કેશમાં થોડાક કેશ સફેદ થયેલા જણાતા હતા. તેનો બાંધો મધ્યમ કદનો અને શરીરનો વર્ણ કાળાશ પડતો હતો. એની આંખો તીણી અને ભુરી હતી. ગાલ ઉપસેલા અને કપાળનો ભાગ વચ્ચેથી બેઠેલો હતો. શરીર ઉપર દેશી ઢબનો કસવાળો અંગરખો અને મસ્તક ઉપર ફેંટો બાંધેલો હતો. કપાળમાં ત્રિપુણ્ડ હતું અને ગળામાં નાંખેલી રૂદ્રાક્ષની માળાનો કેટલોક ભાગ બહાર દેખાતો હતો. એની મુખમુદ્રા ઉપર એના મસ્તિષ્કમાં ચાલતા અનેક વિચાર વ્યાપારને અનુસાર ભાવ બદલાતા જતા હતા. તેની સાથે હતી તે એક પાંત્રીસથી ચાલીસ વર્ષની વય વચ્ચેની જુવાન સ્ત્રી હતી. તેનો વર્ણ ઘઉં વર્ણો હતો અને ઉંચા કદની પાતળા બાંધાની હતી. એણે આછા લાલ રંગની સાદી સાડી પહેરેલી હતી. ચોળી કાળા રંગની અને સૌભાગ્યના થોડા અલંકારો એના શરીર ઉપર હતા. એની આંખો વિશાળ અને કીકીઓ કાળી ચકચકિત હતી. એની મુખમુદ્રા, આકર્ષક અને પ્રભાવશાળી જણાતી હતી. તેઓએ બેઠકમાં ગોઠવાયા પછી એમની સાથેનો થોડો સરસામાન જે નીચે મુકયો હતો તે ઉપર લઈ તેમની જોડે ગોઠવ્યો. બેઠક ઉપર નિરાંતે ગોઠવાયા પછી તે પુરૂષે તેમની સામે જોઈ તેમને સંબોધીને પૂછ્યું, "આપ કયાં જાઓ છો ?"

"રંજનપુર" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

સમય થઈ જતાં ટ્રેઈન ઉપડી હતી.

"ત્યારે તો અમારી સાથે !"

તે પુરૂષે ઉદ્દ્ગાર કહાડયા.

"ત્યારે આપ રંજનપુર જતા હશો !"

મનમોહન બોલ્યો.

"હા !"

"આપ કયાંથી આવો છો ?"

મનમોહને બીજો પ્રશ્ન કર્યો.

“ અમદાવાદથી. ”

“ ત્યારે બેઠા તો અહિંથી. આ તો વિચાલી છે. ”

“ અમે સવારની ટ્રેઇનમાં આવી કારણસર અહિં ઉતર્યા હતાં અને અત્યારે રંજનપુર જઇ રહ્યાં છીએ! ત્યારે આપ ક્યાંથી આવો છો ? ”

“ આનંદપુરથી ” મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

“ અમે પણ વળતાં આનંદપુર ઉતરવાનાં છીએ. ”

તે પુરૂષ આટલું બોલી મૌન રહ્યો.

“ રંજનપુર કંઇ કારણસર જતા હશો ? ”

મનમોહનને જીજ્ઞાસા થવાથી તે પુરૂષને નવા નવા પ્રશ્ન કરવા લાગ્યો.

જ્ઞાનનિરંજનને મનમોહનની આવી પૂછપરછ કરવાની પ્રકૃતિ પસંદ ન્હોતી, પણ કેટલીક વખત તે એવું ચલાવી લેતો. મનમોહનનું ધ્યાન તે તરફ ખેંચાયેલું હોવાથી તેણે પણ તેમની વચ્ચે થતી વાત-ચિત ધ્યાન દઇ સાંભળવા માંડી.

“ હા, ત્યાં થોડું કામ છે. એકાદ બે દિવસ રોકાવાના છીએ. અમારા વડીલભાઈનો એક શિષ્ય ત્યાં રહે છે, તેને ત્યાં ઉતરવાના છીએ. ”

“ એટલે ? ”

મનમોહન, વડીલભાઇ અને શિષ્ય ઇત્યાદિ શબ્દો સાંભળી વિચારમાં પડી ગયો.

“ અમારા વડીલભાઇ સંસારી હોવા છતાં ધર્મધ્યાન અને પ્રભુ ભક્તિ તરફ તેમનું પુષ્કળ ધ્યાન હોઈ તેઓ છેલ્લાં વીસેક વર્ષથી જુદે જુદે સ્થળે પ્રભુ કથા–વાર્તા ભજન ઇત્યાદિ કરે છે અને લોકોમાં પ્રભુ–ભક્તિ અને ધર્મનો પ્રચાર કરી એમની આજીવિકા ચલાવે છે.

એમાં એમનું સારું ચાલે છે અને જુદી જુદી જગોએ એમને ઘણા માણસો ઓળખે છે અને કેટલાક તો તેમના સેવક જેવા બન્યા છે. રંજનપુરમાં પણ એમના બેચાર સેવક છે અને તેઓ તેમના તરફ સારો પ્રેમભાવ અને પૂજ્યભાવ રાખે છે. રંજનપુરમાં અમો પહેલ વહેલાં જઈએ છીએ, પણ જરૂરી કામ પડવાથી નીકળવું પડયું. ભાઈએ, ત્યાં જાઓ તો એમના એક વ્હાલા શિષ્ય કામદાસને ત્યાં ઉતરવા અને રહેવા જણાવ્યું છે અને તે બદલ ભલામણનો પત્ર પણ લખી આપ્યો છે!"

મનમોહનરાયે સમજણ નહિ પડવાથી સ્વાભાવિક રીતે કરેલા પ્રશ્નનો સંપૂર્ણ સ્ફોટ કરતો પ્રત્યુત્તર તે પુરૂષે વાળ્યો.

"એમ? ત્યારે આપ કામદાસને ત્યાં જવાના છો એમને?"

મનમોહને તે પુરૂષની હકીકત સાંભળી લીધા બાદ જણાવ્યું.

"હા, આપ તેમને ઓળખો છો?"

તે પુરૂષે પ્રત્યુત્તર વાળી પ્રશ્ન કર્યો.

"નામથી ઓળખીએ છીએ. અંગત પરિચય નથી."

મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

કામદાસની વાત આવતાં જ્ઞાનનિરંજનને એમાં રસ પડયો. એણે આ વાતચિત વધુ લંબાય એમ ઇચ્છયું. તે અત્યાર સુધી મૌન બેઠો હતો, પણ તેણે એ વાતમાં ભાગ લેવાનો વિચાર કર્યો.

"આપનું નામ?" જ્ઞાનનિરંજને વાતચિતમાં ભાગ લેવા તે પુરૂષને પ્રશ્ન કર્યો.

"વીરેશ્વર શર્મા!" પ્રત્યુત્તર મળ્યો.

"આપના વડીલ ભાઈનું નામ?"

"કેવળરામ શર્મા!"

"તેઓએ પ્રભુભજન–વાર્તા કથાનો વ્યવસાય સ્વીકાર્યો તે અગાઉ શું કરતા હતા?"

જ્ઞાનનિરંજને નવો પ્રશ્ન કર્યો.

"પહેલાં તેઓ કાઠીયાવાડના એક નાના–દેશી રાજ્યમાં મુલકી ખાતામાં નોકર હતા. કામ ઘણું અને પગાર થોડો. બીજી થોડી આવક તે ઉપરાંત ખરી, પણ એમાં ગરીબ લોકોની "હાય" લેવાની અને તોયે પૂરૂં ન થાય. તેઓ ભારે વસ્તારી, સાત આઠ છોકરાં અને તે અને તેમનાં પત્ની મળી બે, મળી કુલે નવ જણનું પૂરૂં કરવાનું. એક તો નોકરીમાં પૂરૂં ન થાય અને ઉપરી અમલદારોની ખુશામત કરવાની, તોયે અમલદારોનો દોર તો એવોને એવો. એમનાથી કાયમ ડરવાનું. વૈતરૂં અને ખુશામત કરવા છતાં એમનો મિજાજ ક્યારે બગડે તે નક્કી નહિ એટલે તેઓ વીસ બાવીસ વર્ષની નોકરી પછી છેક કંટાળી ગયા. જાતે બ્રાહ્મણ અને મુળથી જ એમનામાં સારા ધાર્મિક સંસ્કાર. રામાયણ, મહાભારત, ગીતા, યોગવાસિષ્ટ, પંચીકરણ ભાગવત પુરાણ વિગેરે ધાર્મિક ગ્રંથો વાંચવાનો એમને ન્હાનપણથી શોખ હતો અને તે તેમણે કેળવ્યો હતો. વળી તેમનો કંઠ સારો હતો એટલે તેઓ ભજનકિર્તન સારૂં કરી શકતા. કેટલાંક વાદ્ય પણ જાણતા. કથા કહેવાની એમની શૈલી લોકોને રૂચિકર થઇ પડે એવી હતી. નોકરી દરમ્યાન તેઓ કોઇ કોઇ વખત એમને ત્યાં કે કોઇ ભાવનાશીલ પુરૂષને ત્યાં કથા–વાર્તા રાખતા ત્યારે ઘણા લોકો ભેગા થતા. આથી એમણે પોતાની આ શક્તિનો ઉપયોગ આજીવિકા અર્થે કરવાનો નિર્ણય કરી, તે કંટાળા ભરેલી નોકરી છોડી દઇ આ ધંધો સ્વીકાર્યો. તેમણે જોયું કે આ ધંધો આજીવિકા ચલાવશે અને સાથે સાથે લોકોની સેવા પણ થશે, એટલે "એક પંથ દો કાજ." એમ માની એને સારી પેઠે ખીલવ્યો. શરૂઆતમાં કાઠીયાવાડમાં પ્રયત્ન કર્યો, અને ત્યાં ઠીક ઠીક ચાલ્યું, પણ જોઇએ તેવું નહિ એટલે તેમણે

ગુજરાત તરફ દૃષ્ટિ માંડી. પહેલવહેલા તેમણે આનંદપુરમાં આવી રામાયણની કથા કરેલી. ચારેક મહિના ત્યાં રહ્યા હશે, એમાં બધું ખર્ચ કાઢતાં ચારસો રૂપીયા રોકડા અને સો બસોનાં લુગડાંલતાં વાસણ કુસણ સીધું સામાન વિગેરે લઇ આવ્યા હશે. ત્યાર પછી તો તેઓ ગુજરાતનાં અનેક ગામ ફરી વળ્યા અને દરેક વર્ષે કાઠીયાવાડથી વૈશાખ મહિનામાં નીકળી માગશર મહિના સુધી દરેક વર્ષે જુદે જુદે ગામ રહી કથાવાર્તા કરે છે અને એમનું અને એમના કુટુંબનું ખર્ચ કાઢે છે. વળી લોકોનો ભાવ એવો વધેલો છે કે વર્ષે દહાડે ખર્ચ કાઢતાં એમને થોડીક સારી જેવી બચત પણ રહે છે. અમારા ભાઇ રંજનપુરમાં પણ રહેલા. આ કામદાસ એમનો શિષ્ય અને સેવક ત્યારે થયેલો. એમના આ નવા ધંધાની શરૂઆત ગુજરાતમાં આનંદપુરથી થયેલી અને ત્યાં તેમને સારો લાભ મળેલો તેથી આનંદપુર અને ત્યાંના લોકો ઉપર તેમને સારી મમતા છે એટલે આટલાં વર્ષોમાં તેઓએ આનંદપુરમાં પાંચ સાત વખત ચાતુર્માસ કર્યાં હશે. ”

વીરેશ્વર શર્માએ એના વડીલ ભાઈ કેવળરામ શર્માની, રાજ્યની નોકરી અને ત્યારબાદ સ્વીકારેલા પ્રભુભજન–કથાવાર્તાના વ્યવસાયનો સવિસ્તર અહેવાલ કહી સંભળાવ્યો. વીરેશ્વર શર્મા સાથેની જુવાન સ્ત્રી અત્યાર સુધી કંઇપણ બોલ્યા સિવાય મુંગી બેસી રહી હતી.

“ત્યારે આપ શું કરો છો ?”

જ્ઞાનનિરંજને થોડીવારે બીજો પ્રશ્ન કર્યો.

“હું, અમદાવાદમાં એક સુખી વેપારીને ત્યાં એમના બંગલે નોકરી કરૂં છું. એમના ઘરની સેવા પુજા કરવી, બજારમાંથી જોઇતી વસ્તુની ખરીદી કરી લાવવી, નોકરો, રસોઇઆ વિગેરેની દેખરેખ રાખવી, તેમના પગાર કરવા, શેઠના કુટુંબ સાથે હરવું ફરવું વિગેરે કામકાજ કરૂં છું. શેઠનાં છોકરાંઓની અભ્યાસ વિગેરેની પણ દેખરેખ રાખું છું, શેઠના બંગલાની જોડે, શેઠે એક મકાન કાઢી આપ્યું છે

ત્યાં અમે રહીએ છીએ. શેઠ બહુ માયાળુ છે એટલે અમારા પ્રમાણમાં અમે સુખી છીએ."

વીરેશ્વર શર્માએ એના જીવન વ્યવસાયની વાત કહી સંભળાવી.

"ત્યારે આ બાઈ આપનાં......"

જ્ઞાનનિરંજન એટલું બોલી અટકી પડયો.

"અમારાં વેવાણ છે. અમારા વડીલ ભાઇની નાની દીકરી એમને ત્યાં પરણાવેલી છે!"

એમ? "જ્ઞાનનિરંજન બોલી ઉઠયો.

"પણ આપ જેને ત્યાં જાઓ છો, તે કામદાસ આજે રંજનપુરમાં નથી. આપને અથડામણ પડશે."

જ્ઞાનનિરંજને થોડી વારે યાદ આવતાં તે પુરૂષને સંબોધીને રંજનપુર ખાતેની કામદાસની ગેરહાજરીના સમાચાર સંભળાવ્યા.

આ સમાચાર સાંભળી વીરેશ્વર શર્મા અને તે સ્ત્રી બંને ચમકી ઉઠયાં.

"શું કહો છો? કામદાસ રંજનપુરમાં નથી?"

વીરેશ્વર શર્માએ ચમકીને કંઈક નિરાશ થઇને જણાવ્યું.

"હા, તે બે દિવસથી બહારગામ ચાલ્યા ગયા છે અને ક્યારે પાછા ફરવાના છે તે પણ નક્કી નથી!"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"ત્યારે અમે તો રંજનપુરમાં બીજા કોઇને ઓળખતાં નથી! ક્યાં ઉતરીશું?"

વીરેશ્વર શર્માએ નિરાશા અને ખિન્નતા ભર્યા અવાજે જણાવ્યું,

"તે માટે ફીકર કરશો નહિ. કામદાસ, સમાચાર મળ્યા મુજબ નહિ હોય તો અમે તમને અમો જ્યાં ઉતરવાના છીએ ત્યાં અમારા સંબંધીને ત્યાં લઈ જઇશું. તમે ચિંતા કરશો નહિ."

જ્ઞાનનિરંજને એમની મુંઝવણનો ઉકેલ કરી બતાવ્યો.

"આપ કોણ છો ?" વીરેશ્વર શર્માએ પૂછ્યું.

"અમે બ્રાહ્મણ છીએ. તમે અમદાવાદમાં એક સુખી વેપારીને ત્યાં નોકરી કરો છો એટલે કદાચ મારા વડીલભાઇનું નામ આપે સાંભળ્યું હશે ?"

જ્ઞાનનિરંજને વીરેશ્વર શર્માની બીજી મુંઝવણ ઉકેલવાનો વિચાર કરતાં જણાવ્યું.

"તે કોણ ?"

"લક્ષ્મીનિરંજન ! કાપડના મોટા વેપારી છે તે."

"હા, તેમને તો હું સારી પેઠે ઓળખું છું. તેઓ તો અમારા શેઠને ત્યાં ઘણી વખત આવે છે અને બહુ સજ્જન પુરૂષ છે. બે ચાર વખત તો હું તેમને ત્યાં જમી આવ્યો હોઇશ—તેઓ આપના વડીલભાઈ છે એમ કે ?"

વીરેશ્વર શર્મા આ સમાચાર સાંભળી આનંદ પામતો બોલ્યો.

"હા, હું તેમનો નાનો ભાઈ છું. રંજનપુરમાં કામદાસ હોય કે ન હોય તે વિષે તમારે હવે મુંઝાવાનું નથી. હું તમને અમારી સાથે અમારા સંબંધીને ત્યાં લઈ જઇશ !"

જ્ઞાનનિરંજને આશ્વાસન આપ્યું.

"ત્યારે તો બહુ સારૂ થયું ભાઇ ! આ તો વાતચિતમાં ઓળખાણ નીકળી આવી અને સજ્જન પુરૂષનો સાથ મળી ગયો !"

વીરેશ્વર શર્મા સંતોષ પામતો બોલ્યો.

"કામદાસની ગેરહાજરીમાં રંજનપુર ખાતે તમારૂં જે કામ હોય તે જો અમારે લાયક હોય તે બતાવશો તો અમે આપને ઉપયોગી થવા યોગ્ય તે કરીશું !"

જ્ઞાનનિરંજને થોડીવારે વીરેશ્વર શર્માની અન્ય મુંઝવણ હોય તો તે દૂર કરવાનો એનો હાર્દિક વિચાર જાહેર કર્યો.

"તે માટે આપનો આભાર! ત્યાં ગયા પછી આપણે સાથે છીએ એટલે એવી જરૂર ઉભી થતાં આપને તકલીફ આપીશું."

વીરેશ્વર શર્માએ ઉપકાર વશ થઇ જણાવ્યું.

એક પછી એક એમ છ સાત સ્ટેશન એમની વાતચિતમાં પ્રસાર થઈ ગયાં. રંજનપુર આવવાને હવે વચ્ચે ફક્ત એક સ્ટેશન બાકી રહ્યું હતું. સાંજના સાડા સાત વાગ્યાનો અમલ થયો હતો. અત્યાર સુધી થયેલી વાતચિત દરમ્યાન તદ્દન મૌન રહેલી તે સ્ત્રીએ જ્ઞાનનિરંજન તરફ થોડીવાર જોઇ રહ્યા બાદ પૂછ્યું "પણ આ કામદાસ ક્યાં ગયા છે તેની કંઈ ખબર આપને છે કે?"

"ના, અમારે પણ એજ જાણવાનું છે. અમે પણ એ માટે જ રંજનપુર જઈ રહ્યા છીએ!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"એટલે?"

તે સ્ત્રીએ કંઈ મુંઝાયેલી સ્થિતિમાં પૂછ્યું.

"કેટલાક એવા સંયોગો ઉપસ્થિત થયા છે કે અમારે તે ક્યાં છે તે જાણી લેવાની તાત્કાલિક આવશ્યકતા છે, પણ તે બાબતની ખબર પડી નથી. હવે તો રંજનપુરમાં ગયા પછી કંઈ જણાય તે ખરૂં."

આ શબ્દો બોલી જ્ઞાનનિરંજન તે સ્ત્રી તરફ જોઇ રહ્યો. એની મુખમુદ્રા ઉપર વિચારોમાંથી ઉત્પન્ન થતી એક પ્રકારની વિષાદની છાયા છવાતી જતી હતી.

"એવા શા સંયોગો ઉપસ્થિત થયા છે?"

તે સ્ત્રીએ નવો પ્રશ્ન કર્યો.

"થયા છે–પણ તે અત્યારે સવિસ્તર કહી શકાય એમ નથી. કારણ કે જે પ્રકારના સમાચાર પ્રાપ્ત થયા છે, તે સત્ય છે કે અસત્ય, તેની ખાત્રી થયા સિવાય કંઇ પણ કહી નાંખવું વ્યાજબી ગણાય નહિં. વળી હવે તો આપણે સાથે છીએ એટલે રંજનપુરમાં ગયા પછી જે હકીકત જણાશે તે અમો તમને તરતજ જણાવી શકીશું."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"એમનું કહેવું બરોબર છે. પૂરેપૂરી વાત સમજ્યા સિવાય અન્યને કંઇ પણ કહી નાંખવામાં કેટલીક વખત હાનિ થાય છે!"

વીરેશ્વર શર્માએ જ્ઞાનનિરંજનની વાતને અનુમોદન આપતાં જણાવ્યું. બધાં મૌન બેસી રહ્યાં. વચ્ચેનું બાકી રહેલું સ્ટેશન પ્રસાર થઈ ગયા બાદ થોડીવારે રંજનપુર આવી પહોંચ્યું. ટ્રેઇનિ ઉભી રહી. તેઓ ચારે જણ તેમનો સામાન લઈ નીચે ઉતર્યા. જ્ઞાનનિરંજન અને મનમોહનરાયે, વીરેશ્વર શર્મા અને તેમની સાથેની સ્ત્રીનો સામાન ડબ્બામાંથી નીચે ઉતારવામાં મદદ કરી. સામાન સ્ટેશન બહાર કાઢવા એક પૉર્ટરનેબોલાવી લીધો. તેઓ સ્ટેશન બહાર આવી એક ગાડી ભાડે કરી લઇ ગામ ભણી વળ્યાં. એમણે કરી લીધેલા નિર્ણય પ્રમાણે તેઓ સરસ્વતીના મામાને ઘેર ન જતાં જ્ઞાનનિરંજનના એક સ્નેહી મિત્ર વિનોદરાય પંડિતને ત્યાં જઈ પહોંચ્યાં. તેઓ તેને ત્યાં પહોંચ્યાં તે વખતે સાડા આઠનો અમલ થવા આવ્યો હતો. વિનોદરાય જમી કરી પાન બનાવતા બેઠા હતા, જ્યારે એમનાં પત્ની સુશીલા અને દીકરી પૂણ્યપ્રભા ભોજન કરી રહ્યાં હતાં. જ્ઞાનનિરંજન વિગેરેને ઘરમાં દાખલ થતાં જોતાં તેઓ સામા ગયા અને બધાંનો સત્કાર કર્યો. તેમનો સરસામાન તે ખંડમાં મુકાવી દીધો અને તેમને આસન લેવા સુચના કરી. જ્ઞાનનિરંજન, મનમોહન અને વીરેશ્વર શર્મા ત્યાં પડેલી ગાદી તકીયાની બેઠક ઉપર કોટ ટોપી વિગેરે કાઢી ખીંટીએ ભરાવી બેસી ગયા. વીરેશ્વર શર્માની વેવાણ યશોદા ઘરના અંદરના

ખંડ તરફ વળી. મહેમાનો આવ્યાની ખબર પડતાં સુશીલા ભોજનનું કામ જલ્દી આટોપી લઈ રસોડામાંથી બહાર આવી અને યશોદાનો સત્કાર કરી ઘરના તે ખંડમાં એક શેત્રંજી પાથરી આપી એના ઉપર બેસાડી. ત્યારબાદ બહાર આવી જ્ઞાનનિરંજન વિગેરેનો સત્કાર કરી કુશળ સમાચાર પૂછી યશોદા પાસે જઇ બેઠી.

થોડીવારે પૂણ્યપ્રભા જળપાત્ર સાથે બહાર આવી. જ્ઞાનનિરંજન વિગેરેએ પાણી પીધું. યશોદાએ પણ પીધું. પાંચ સાત મીનીટ યશોદા પાસે બેઠા પછી સુશીલા ત્યાંથી ઉઠી અને પૂણ્યપ્રભા સાથે મહેમાનો માટે રસોઈની વ્યવસ્થા કરવામાં રોકાઈ. પોણાએક કલાકમાં, તેમની એકાદશી જાણી, ફરાળી શાક, પૂરી અને દૂધ તૈયાર થઇ ગયાં. હાથ પગ મુખ સ્વચ્છ કરી તેઓએ ફરાળ કરી લીધું. સુશીલા અને પૂણ્ય-પ્રભા ત્યાર પછીની એને લગતી બીજી વિધિ સમાપ્ત કરી, યશોદા સાથે બહારના ખંડમાં જ્યાં વિનોદરાય, તેમના મહેમાનો સાથે બેઠા હતા ત્યાં આવી પહોંચ્યાં. તેમણે એમનું આસન, પુરૂષવર્ગની બેઠક સામે એક શેત્રંજી બીછાવી લીધું અને વાતે વળ્યાં.

"જ્ઞાનનિરંજનભાઈ! આ વખતે તો તમે ઘણે દિવસે આવી પહોંચ્યા! અને તે પણ ઓચિંતા! આવતા અગાઉ જરા ખબર તો આપવી હતી કે તમારા ભાઇ સામા આવત અને અમને પણ રસોઇ કરી રાખવાની સમજણ પડત! વળી તમો એકાદશી ક્યારના કરો છો?"

સુશીલાએ જ્ઞાનનિરંજન તરફ જોઇને કહ્યું અને પાછળથી હસી પડી.

"અને ખબર ન આપી એટલે રસોઈ ન થઇ? અમે કંઈ ભુખ્યા તો નથી રહ્યાને?"

જ્ઞાનનિરંજને હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

"પણ તે કંઇ બરોબર ન કહેવાય!" એકાદશી "છે એમ

કહી ફરાળ કર્યું, તે કંઈ જમ્યા કહેવાય? પણ તમે આ એકાદશી કરવાનું ક્યારથી રાખ્યું છે તે તો કહો?"

સુશીલાએ ફરી પૂછ્યું,

"સમજો કે આજથી?"

જ્ઞાનનિરંજન મુક્તકંઠે હસી પડયો.

"અને આ બધાંયે પણ તમારી દેખાદેખીએ ને?"

"ના, ના, હું તો કાયમ એકાદશી કરૂં છું."

વીરેશ્વર શર્માએ વચ્ચે પ્રત્યુત્તર વાળ્યો.

"અને આ ભાઈ!" સુશીલાએ મનમોહનરાય સામે જોતાં પૂછ્યું.

"એણે પણ મારી માફક આજથી શરૂ કરી છે!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"આજથી કંઈ મુહુર્ત કાઢયું હશે। એમને?"

વિનોદરાયે કહ્યું.

"એ તો બાપુજી! અત્યારે રાત્રે ખબર આપ્યા સિવાય આવી પહોંચ્યા એટલે આ બ્હાનું ઉપજાવી કાઢયું હશે!"

પૂણ્યપ્રભા, વિનોદરાયને સંબોધીને બોલી ઉઠી.

યશોદાએ વચ્ચે જણાવ્યું "તેમણે ગમે તે બ્હાનું ઉપજાવ્યું હોય પણ અમે તો એકાદશી કરીએ છીએ!"

"સુશીલાભાભી! આમાં બ્હાનું નથી. આજે મારે ઘેર બેત્રણ મહેમાન આવી પહોંચ્યાં હતાં. તેઓ બધાં એકાદશી કરતાં હતાં એટલે એમના સત્કારમાં મારે ફરાળ મંગાવવું પડયું. પછી વાતોમાં સમય થઈ જતાં મેં જમવા જવાનું માંડી વાળ્યું અને તેમની સાથે

ફરાળમાં જોડાયો. પછીથી એમ થયું કે જ્યારે આવી રીતે અકસ્માત્ અર્ધી એકાદશી થઈ ગઈ તો પછી પૂરી કાં ન કરવી? એટલે મેં તે ગણિતે આજની એકાદશી પૂરી કરી. આ વીરેશ્વર શર્મા અને યશોદાબ્હેન તો એકાદશી રાખતાં હશે તે તેમની વાત ઉપરથી નક્કી જણાય છે એટલે બધું રીતસર થયું છે. માત્ર આ મનમોહને ફરાળ કર્યું તે દેખાદેખી કર્યું છે, કારણ કે મારા સમજવા પ્રમાણે તેણે બપોરે તો પેટપુર ખાઇ લીધું હશે! કેમ મનમોહન! મારૂં કહેવું ખોટું છે?"

જ્ઞાનનિરંજન, મનમોહન સામે જોઇને હસી પડ્યો.

"એમાં જરાયે ખોટું નથી. આજે બપોરે જમવામાં જરા રમુજ પડેલી એટલે બે ટંકનું સામટું ખવાઈ ગયેલું એટલે તારા જેવા આખી એકાદશી કરે તો હું અર્ધી એકાદશીમાંથી પણ જાઉં? વળી તે સિવાય બે ટંકનું સામટું ખાઇ લીધેલું પચે પણ કેમ? એટલે મેં જે કર્યું છે તે સમજી વિચારીને કર્યું છે, માટે હવે મારી ચિંતા કરીશ નહિ!"

મનમોહનરાયે પ્રત્યુત્તર વાળ્યો.

બધાં આ શબ્દો સાંભળી ખડખડાટ હસી પડયાં. જ્ઞાનનિરંજનના કહેવાથી પૂણ્યપ્રભા પાણી લઈ આવી તે તેણે પીધું અને પછી પાન જમાવતાં એણે વિનોદરાય તરફ જોઇને પૂછ્યું. "કેમ વિનોદભાઈ! શા વર્ત્તમાન છે? છે કંઈ તમારા ગામની નવાજુની?"

"હા, પરમ દિવસે એક અનિચ્છનિય બનાવ બની ગયો છે. વિનોદરાયે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. "વાતો અનેક જાતની થાય છે, પણ એમાં સત્ય શું છે એનો નિર્ણય હજુ થઇ શકતો નથી"

"એટલે? વાત શું બની છે તે તો કહો!"

જ્ઞાનનિરંજને જીજ્ઞાસા બતાવી.

" વિમળનગરના તમારા બાળસ્નેહી મુંકુદરાયની વિધવા પુત્રી સરસ્વતી જે હમણાંની એના મામાને ત્યાં અહિં હતી, તે કામદાસ નામના અહિંના એક જુવાન માણસ સાથે નાસી ગયાની વાત ચાલી છે. ગામમાં ત્રણેક દિવસથી જ્યાં જુઓ ત્યાં તેજ ચર્ચા ચાલે છે! તપાસ કરતાં તેઓ બંને કોઈ બીજી બાઈ સાથે કોઈ અજાણ્યા સ્થળે નીકળી પડયાં છે! ગામમાં જાત જાતની વાતો થાય છે. કોઈ કહે છે કે સરસ્વતીની માસીની શરીર પ્રકૃતિ ઠીક ન્હોતી તેથી કોઈ સ્થળે દવા કરાવવા ગયાં છે અને સારવાર માટે સરસ્વતીને સાથે લીધી છે એટલે નાસી જવાની વાત ખોટી છે. કોઈ કહે છે કે સરસ્વતીની માસી એ કામદાસ સાથે હળેલી છે એટલે ભાણીને પણ એના માર્ગે ફસાવી છે અને થોડો વખત બહાર ગામ ફરવા ચાલ્યાં ગયાં છે! કોઇ કહે છે કે એમનું ગુપ્ત પાપ, કંઈ પ્રકાશમાં આવતાં એ પાપનો નિકાલ કરાવવા ગયાં છે. આવી આવી અનેક વાતો ચાલે છે, પણ સત્ય વાત શી છે તે સમજી શકાતું નથી."

વિનોદરાય આટલું બોલી મૌન રહ્યા. તેમને આ અનિષ્ટ વાત કરતાં અરૂચિ અને ખિન્નતા બંને થઇ આવતાં જણાતાં હતાં.

" પણ સરસ્વતી ગઇ ત્યારે એના મામા મામી કયાં હતાં? તે તેમની હાજરીમાંજ ઘરમાંથી બહાર નીકળી હશેને ?"

જ્ઞાનનિરંજને પ્રશ્ન કર્યો.

" ના, એવું નથી. સરસ્વતીની તે દૂરની માસી બે ત્રણ દિવસથી બિમાર હતી. તે એકલી હોવાથી એણે સરસ્વતીના મામાને કહેવડાવી એની સારવાર અને ગૃહકાર્ય માટે બોલાવેલી. તે બે ત્રણ દિવસથી ત્યાં ગઇ હતી. ત્યાંના પાડોસીઓ કહે છે કે તે ત્યાં હતી તે અરસામાં કામદાસ ત્યાં આવતો જતો. તેઓ ગયાં તે દિવસની આગલી રાત્રે તે મોડા સુધી ત્યાં બેઠો હતો. જે ગોઠવણ થઈ છે, તે તે રાત્રે. વહેલી સવારમાં માશી ભાણેજ સાથે નીકળ્યાં અને

કામદાસ એના ઘેરથી નીકળી એમણે નક્કી કરેલા સ્થાને આવી મળ્યો અને તેઓ ત્યાંથી ચાલી નીકળ્યાં. ક્યાં ગયાં તેની ખબર પડી નથી !"

"ત્યારે સરસ્વતીએ બહાર ગામ જવા બદ્દલની સંમતિ એના મામા મામી પાસેથી, નહિ લીધી હોય ?"

"ના, સંમતિ લઈને ગઇ હોત તો આવી નાસી જવા બદ્દલની અનિષ્ટ વાત ન ઉડત"

"ત્યારે આવી વાત કોણે કરી ? સમજો કે એ એની માશી પાસે હતી તે દરમ્યાન માશીની સાથે માશીની સારવારના કારણસર ગઈ હોય અને મામા મામીને વાત કરવાનું ભુલી ગઈ હોય તો આવી ખોટી વાત થાય કેમ ? આવી બાબત હોય તો કોઈએ વિના કારણ ઉહાપોહ જગાવ્યો લાગે છે !"

જ્ઞાનનિરંજન બોલ્યો.

"એવું પણ હોય ! વળી ઘણાં ખરાં એમ પણ માને છે. પણ સરસ્વતીના માશીના પાડોશીઓએ તેઓનો સંબંધ ખરાબ હતો એમ જણાવી તેઓ નાસી ગયાં છે, એવી વાત વહેતી મુકી એટલે આખા ગામમાં એજ વાત થઈ ગઈ છે ! એટલે બુદ્ધિજન્ય દલીલો કોઇ સાંભળતું નથી ! વળી સરસ્વતીની અહિંની એક બ્હેનપણી જે કામદાસની રખાત જેવી છે, તેને કોઈ કારણસર સરસ્વતી સાથે તકરાર થઇ જવાથી, તેણે સ્ત્રી વર્ગમાં, સરસ્વતી અને તેની માશીના કામદાસ સાથેના આડા વ્યવહારની વાત જાણે પ્રચાર કરતી નહોય તેવી રીતે ફેલાવી દીધી છે. બિચારાં, સરસ્વતીનાં મામા મામી તો પોતાની ભાણેજની આવી વાતો થતી સાંભળી એટલાં બધાં તો લેવાઇ ગયાં છે કે ઘરની બહાર પણ નીકળી શકતાં નથી ! એમણે પોતાના ખાસ માણસો દ્વારા બહુ તપાસ કરાવી પણ તે ત્રણ જણ ક્યાં ગયાં છે તેનો પત્તો લાગ્યો નથી. સરસ્વતીના મામા તો ઘરમાં બેસી અનેક ચિંતાઓ કર્યા કરે છે અને બળ્યા કરે છે।"

"તેઓ ક્યાં ક્યાં તેનો કંઇજ પત્તો નથી લાગતો?"

"ના"

"કોઇએ તેમને કોઈ સ્થળે જતાં પણ ન જોયાં?"

"ના, તેઓ રાત્રે ત્રણ ચાર વાગ્યા પહેલાં એટલી બધી ચુપકીદીથી નીકળી ગયાં કે એમના પાડોશમાંથી પણ કોઇને ખબર પડી નથી. જે વાતો થાય છે તે બધી કલ્પના અને અનુમાનોનું પરિણામ છે. અને વાતો ચાલે; ત્યારે આપણા સમાજમાં વાત ટુંકી હોય તોયે અતિશયોક્તિ કેટલી બધી થઈ જાય છે, તે આપણે સારી પેઠે જાણીએ છીએ!"

વાતચિતનો વિષય અરૂચિકર હોવાથી વિનોદરાય આટલી વાત પછી શ્રમિત થયેલા જણાયા.

સુશીલા અત્યાર સુધી મૌન હતી, તેણે જ્ઞાનનિરંજન તરફ જોઈને કહ્યું.

"જ્ઞાનનિરંજનભાઇ! તમારા ભાઇ કહે છે તે પ્રમાણે આમાં અતિશયોક્તિ વધારે થઇ ગઇ છે તે વાત ખરી, છતાં એટલું તો નક્કી છે કે આ કામદાસની રીતભાત સારી કહેવાતી નથી. એવા માણસ સાથે સરસ્વતી જેવી જુવાન છોકરીઓ સંબંધમાં આવે તે વાતજ ઇચ્છવા યોગ્ય નથી. આ ગામમાં એના સંબંધે અનેક ખરાબ વાતો થાય છે એટલે એની સાથેનો ગમે તેવો નિર્દોષ સંબંધ પણ પ્રતિષ્ટાને હાનિ પહોંચાડે એવો છે. વળી પાછું આવું બન્યું છે એમાં લોકો, અનેક વાતો સાચી યા જુઠી કરે એમાં સમાજનો પણ શો દોષ?"

સુશીલા આટલું બોલી મૌન રહી.

"પણ આ કામદાસ એવો છે કોણ? એની ખાસ પ્રવૃત્તિ શી છે? તે જુવાન સ્ત્રીઓના સંસર્ગમાં આવે છે શી રીતે?"

જ્ઞાનનિરંજને કામદાસની જીવન કથા જાણવા ઉપરોક્ત પ્રશ્ન કર્યો.

વીરેશ્વર શર્મા અને યશોદા આ થઇ રહેલી વાતચિત દત્ત ધ્યાન રહી સાંભળી રહ્યાં હતાં.

" તે તમારા ભાઈ કહેશે. એમને પૂછી જુઓ! તે પોતાને પ્રભુનો લાડીલો અને કોડીલો ભક્ત કહેવડાવે છે!"

સુશીલાએ પ્રત્યુત્તર વાળ્યો.

" વિનોદભાઇ!" જ્ઞાનનિરંજને સુશીલાનો પ્રત્યુત્તર સાંભળી લીધા બાદ વિનોદરાય તરફ જોઇને કહ્યું. " એની કથા કહેવાનુ તમારે શીર આવે છે, તો સંક્ષિપ્તમાં એના સંબંધે જે કંઇ કહેવા જેવું હોય તે કહી નાંખો એટલે અમને એના વાસ્તવિક સ્વરૂપનું દર્શન થાય!"

" ત્યારે તમારે કામદાસની કથા જાણવી છે, એમને?"

વિનોદરાયે જ્ઞાનનિરંજનને પ્રત્યુત્તર વાળતાં પૂછ્યું.

" હા, આવા માણસોના જીવનમાંથી પણ સમાજને કંઈ શીખવાનું મળે છે!"

જ્ઞાનનિરંજને જીજ્ઞાસા દર્શાવી.

" આ માણુસ હજુ થતો પાખંડી છે. પણ એની કળામાં આગળ વધશે ત્યારે, કેટલા પાખંડ મચાવશે અને કેટલા અનર્થ કરશે તેની કલ્પના થઇ શકતી નથી. તે જાતે વૈશ્ય છે અને બ્રાહ્મણોની નિંદા કરે છે, પણ તેને પોતાને બ્રાહ્મણમાં ખપવાના મનોરથ છે. તેથી એના ગુરૂએ ઉપદેશેલી કોઇ બાબતનો ઉંધો અર્થ કરી તે યજ્ઞોપવિત ધારણ કરે છે. આજીવિકા ચલાવવાના એની જ્ઞાતિના ધંધામાં તે પ્રવીણ છે એટલે દિવસ દરમ્યાન એના અને એના કુટુંબના ખર્ચ જેટલું કામ કરી કમાણી કરી લે છે અને બાકીનો બધો સમય " બ્રહ્મ " ની શોધમાં ગાળે છે. તેણે પોતાના પાંચ સાત સાથીઓ સાથે એક " બ્રહ્મ મંડળ " સ્થાપ્યું છે, તેમાં જ્ઞાન

વેદાન્ત અને ભક્તિમાર્ગની વાતો થાય છે. ભજનો ગવાય છે અને અને રાસ રમાય છે. આ "બ્રહ્મમંડળ" માં ગામની ઘણી જુવાન તેમજ આધેડ વયની સધવા તેમજ વિધવા સ્ત્રીઓ ભક્તિ અને સત્સંગના બ્હાના નીચે એકત્ર થાય છે. તે પોતાને "બ્રહ્મ" માને છે. પણ પાછળથી એની બ્રહ્મની ભાવના "શ્રીકૃષ્ણાવતાર" માં મુર્તિમંત થઈ જવાથી તે પોતાને શ્રીકૃષ્ણ ભગવાનનો પ્રતિનિધિ સમજે છે અને સ્ત્રીઓમાં ગોપીભાવ દાખલ કરવા તેવી ભાવનાનાં ભજનો અને કિર્તનો ગાય છે અને એવો ઉપદેશ તેમને કરે છે. હજુ જો કે તેની પ્રવૃત્તિ નાના પાયા પર છે અને સમાજનો અમુક ભાગજ એમાં ભાગ લે છે, છતાં આ "બ્રહ્મ" ના "ભ્રમ" ને પરિણામે ઘણાં છુપાં પાપ ત્યાં થાય છે તે વાત નક્કી છે. બે ચાર જુવાન સ્ત્રીઓ એને "કનૈયો" માની એની પાછળ "ગોપીઓ" બની એની પાછળ ગાંડી થઈ ગઈ છે અને એમના જીવનમાંથી સત્ય, નીતિ, મર્યાદા અને ફરજનાં તત્ત્વો ઓસરી ગયાં છે. આ "ગોપીઓ" એના પાખંડને વધારવામાં સહાયભૂત બની રહી છે. આ ગોપીઓ નવી ગોપીઓ બનાવવાનો છૂપો અને આડકતરો પ્રયત્ન કરતી રહી છે. તેણે "બ્રહ્મમંડળ"ને ચીપીયાભક્તિ નામે નવી ભક્તિનો ઉપદેશ કર્યો છે. તેનું કહેવું એમ છે કે "બ્રહ્મ" નો સાક્ષાત્કાર કરવો હોય તો આ કલિયુગમાં "ચીપીયાભક્તિ" સિવાય અન્ય કોઈ માર્ગ નથી !"

વિનોદરાય આટલું બોલી મૌન રહ્યા અને "ચીપીયાભક્તિ" એ શબ્દો આવતાં સ્મિત કરી ગયા.

"ચીપીયા ભક્તિ ! એ કેવી ભક્તિ ?"

જ્ઞાનનિરંજન, આ શબ્દો બોલતાં હસી પડયો.

વીરેશ્વર શર્મા, મનમોહનરાય, યશોદા, સુશીલા અને પૂણ્યપ્રભા, તે બધાંયે આ શબ્દો સાંભળી ખૂબ હસ્યાં.

"ચીપીયા ભક્તિનું રહસ્ય એના અનુયાયીઓ સિવાય અન્ય કોઈ જાણતા નથી, પણ એક પ્રસંગે એના એક સાથીએ મેં 'બ્રહ્મ-મંડળ'ની પ્રવૃત્તિ જાણવા જીજ્ઞાસા બતાવી અને પ્રવૃત્તિ જાણું તો એમાં ભાગ લેવાની તત્પરતા જાહેર કરી ત્યારે તેણે સમજાવેલું, તે તમારી ઈચ્છા હોય તો કહી બતાવું!"

વિનોદરાયે સર્વને હસતાં બંધ થયાં ત્યારે કહ્યું:

"આવું જાણવાની જીજ્ઞાસા કોને ન હોય!"

ધીરેશ્વર શર્માએ, અન્ય કોઈ કંઈ બોલે તે અગાઉ કહી નાંખ્યું.

"ત્યારે સાંભળો. હું એના એ સાથીના શબ્દોમાં જ "ચીપીયા ભક્તિ"નું રહસ્ય કહી બતાવું છું." વિનોદરાયે જણાવ્યું. સર્વ દત્તધ્યાન થયા. "બ્રહ્મ" અને "માયા" એ બંને વિરોધી વસ્તુઓ હોવા છતાં તેઓ એક બીજા સિવાય રહી શકતાં નથી. આથી "માયા" દ્વારા બ્રહ્મ મળે છે, તેવી જ રીતે "બ્રહ્મ" દ્વારા માયાને પકડી શકાય છે. બ્રહ્મ, સુક્ષ્મ છે, જ્યારે માયા જડ છે. આથી બ્રહ્મને માયા અને માયાને બ્રહ્મ પકડવા માટે ચીપીયાની જરૂર પડે છે. સળગતો અગ્નિ પકડવા માટે જેમ ચીપીયાની અગત્યતા છે, તેવી જ રીતે સળગતી માયાને પકડવા માટે એનો ઉપયોગ થાય છે. સળગતો અગ્નિ પકડાય છતાં દઝાય નહિ, એ ચીપીયાની ખૂબી છે, તેવી જ રીતે માયાને પકડાય છતાં માયામાં લુબ્ધ થવાય નહિ, એને માટે બ્રહ્મ–ચીપીયાની જરૂર છે. આ બ્રહ્મ–ચીપીયો તે પ્રભુનું નામ સ્મરણ. પ્રભુની ભક્તિ. પ્રભુનું નામ લીધા કરો અર્થાત્ પ્રભુની ભક્તિ કર્યા કરો તે માયાને પકડવાનો મોટો ચીપીયો છે. આવી રીતે પકડેલી માયા કોઈને પણ અંતરાયરૂપ બનતી નથી, ઉલટું એ માયા એના આત્માના વિકાસને સહાયભૂત બને છે. જગત્માં પુરૂષો, એ બ્રહ્મનું સ્વરૂપ છે, જ્યારે સ્ત્રીઓ એ માયાનું સ્વરૂપ છે, માયાસ્વરૂપીણિ સ્ત્રીઓ બ્રહ્મને પકડવા મથી રહી છે, જ્યારે બ્રહ્મ સ્વરૂપી પુરૂષો

માયાને પકડવા મથી રહ્યા છે. પરંતુ તેઓ જો ભક્તિરૂપી ચીપીયાનો ઉપયોગ કર્યા સિવાય એક બીજાને પકડવા મથે છે તો નિષ્ફળ જાય છે અગર પકડી શકે છે તો અરસ્પરસ તદ્રુપ થઈ શકતાં નથી. આથી સ્ત્રીઓએ પ્રેમલક્ષણા ભક્તિરૂપી ચીપીયાનો ઉપયોગ કરી, પુરુષરૂપી બ્રહ્મને જીવન સમર્પણ કરી પકડી રાખવા જોઇએ. માયા અને બ્રહ્મ એકાકાર થાય એનું નામ મુક્તિ. આવી મુક્તિ સધાય તો કોઇને જન્મ મરણનો ફેરો રહેતો નથી. પુરૂષોએ મન્થન લક્ષણાભક્તિથી સ્ત્રીઓની પ્રેમલક્ષણા ભક્તિને ઉત્સાહિત કરી શોભાવવી જોઇએ. પ્રેમલક્ષણા ભક્તિ અને મન્થનલક્ષણા ભક્તિનો સમન્વય કરવો તેને સંક્ષિપ્તમાં ચીપીયા ભક્તિ કહે છે. આ ચીપીયા ભક્તિનું રહસ્ય વેદ વેદાન્તથી પણ પર છે. ખરી તાલાવેલી લાગે તો એનું રહસ્ય સમજાય અને જીવનમાં અપનાવે તો જન્મમરણનો ફેરો ટળી જાય!" વિનોદરાય આટલું બોલી મૌન રહ્યા.



# પ્રકરણ ૨૧

## પૂણ્યપ્રભા.

વાતો ઘણી હતી, પરંતુ મોડી રાત સુધી બધાંને જાગતાં રાખવાં. એ ઠીક નહિ લાગવાથી જ્ઞાનનિરંજને સુશીલાને પથારીઓ તૈયાર કરવા જણાવ્યું. સુશીલા, પૂણ્યપ્રભા અને યશોદા સાથે ઉઠ્યાં અને મેડાના ભાગમાં આવેલા એક વિશાળ ખંડમાં પુરૂષવર્ગની પથારીઓ તૈયાર કરી નાંખી. સ્ત્રીવર્ગને માટે નીચેના ભાગમાં જેઓ ત્યાં વાતો કરતાં બેઠાં હતાં ત્યાં ગોઠવણ કરી. વિનોદરાય, મનમોહનરાય, જ્ઞાનનિરંજન અને વીરેશ્વર શર્મા ઉપર ગયા. વીરેશ્વર શર્મા, એના ભાઈના શિષ્ય કામદાસની આવી વાતો સાંભળી વિચારમાં પડી ગયો હતો. એમના આ શિષ્યના વાસ્તવિક સ્વરૂપનો ખ્યાલ મોટાભાઇને હોય એવું એને લાગ્યું નહિ, નહિતર મોટાભાઈ આવા પુરૂષને ત્યાં ઉતરવાની સલાહ આપત નહિ. જે થયું તે સારૂં થયું કે કામદાસ રંજનપુરમાં ન્હોતો, નહિતર એને આવા પાખંડી પુરૂષને ત્યાં ઉતરવું પડત ! રંજનપુરમાં એને અને યશોદાને જે કામ હતું તે કામદાસની ગેરહાજરીમાં પણ જ્ઞાનનિરંજન અને તેના મિત્ર દ્વારા સારી પેઠે સિદ્ધ થાય એમ હતું, એ વાતનો એને સંતોષ થયો. મેડા ઉપર આવ્યા પછી ઠંડું પાણી પી, આંખોમાં નિદ્રા ભરાવાથી તે પથારીમાં પડ્યો અને થોડી વારમાં નિદ્રાધીન થઇ ગયો. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય પથારીમાં પડ્યા પણ એમને મોડી રાત સુધી ઉંઘ આવી નહિ. તેઓ થોડી થોડી વારે વાતો કરતા અને થોડે દૂર પથારીમાં પડેલા વિનોદરાયને અનેક પ્રશ્નો પૂછી એમની વાતચિતમાં ભેળવતા હતા. યશોદા અને સુશીલા પથારીમાં પડ્યા પછી થોડી વારે ઉંઘી ગયાં. પણ પૂણ્યપ્રભા જાગતી હતી.

પૂણ્યપ્રભા, વિનોદરાયની એકની એક પુત્રી હતી. એનું વય લગભગ ચોવીસેક વર્ષનું હતું, પરંતુ હજુ સુધી કુમારી હતી અને

યાવજ્જીવન કૌમારવ્રત પાળી સાહિત્યસેવા અને તે દ્વારા સમાજ સેવા કરવાનો એનો ઉદાત્ત સંકલ્પ હતો. બાર તેર વર્ષની વયથી તે થોડી થોડી કવિતા લખતી અને એમાં માતા પિતા તેમજ એની બ્હેનપણીઓ તરફથી પ્રોત્સાહન મળતાં એની કવિત્વ શક્તિ ખીલી નીકળી હતી. અત્યાર સુધીમાં એણે લગભગ પાંચસો સાતસો કાવ્ય લખી નાંખ્યાં હતાં, જેમાં રાસ, ગરબા અને કેટલાંક ભજનોનો પણ સમાવેશ થતો. અપરિણિત રહેવાનો પુત્રીનો મક્કમ નિર્ણય જોઈ, એનું સાહિત્ય જીવન વેડફાઈ ન જાય એ હેતુથી વિનોદરાય અને સુશીલા એના નિર્ણયને સંમત થયાં હતાં. પૂણ્યપ્રભાના જીવનમાં સંસ્કાર, ચારિત્ર્ય, નૈતિક હિંમત અને સાહિત્ય અભિરૂચિનો સુમેળ જોઈ એમણે પુત્રીને એના અભિલાષ પ્રમાણે જીવન જીવવાની સ્વતંત્રતા આપી હતી અને તે પ્રમાણે તે તેનું જીવન ઘડી રહી હતી અને વીતાવી રહી હતી. પૂણ્યપ્રભાના શરીરનો બાંધો સુકલકડો હોવાથી ચોવીસ પચ્ચીસ વર્ષની વયે પણ તે પંદર સત્તર વર્ષની છોકરી જેવી લાગતી. તેના શરીરનો વર્ણ કંઈ કાળાશ પડતો રાતો હતો એટલે એને સુંદર કહી શકાય નહિ, છતાં એના શરીરનાં અવયવ ઘાટીલાં અને આંખો તેજસ્વી હોવાથી તે આકર્ષક લાગતી. વળી એનામાં કુદરતી રીતે કવિત્વ શક્તિ હોવાથી એનું હૃદય રસિક અને આત્મા આદર્શવાદી બન્યો હતો, જે એનામાં ઉચ્ચ પ્રકારની પ્રતિભા જન્માવી રહ્યો હતો. સુઈ રહી ઉંઘવા પ્રયત્ન કરવા છતાં નિદ્રા ન આવવાથી તે પથારી ત્યાગી બેઠી થઈ. એણે રંજનપુરમાં કામદાસના જીવન પરત્વે ઘણું સાંભળ્યું-જોયું હતું, તેમ કેટલીક વખત એનો થોડો થોડો પરિચય પણ થયો હતો. સરસ્વતીનો બનાવ બની ગયા પછી એને, એના ઉપર સંપૂર્ણ તિરસ્કાર ઉપજ્યો હતો. વળી થોડી વાર અગાઉ એના પિતાએ એના જીવનની આખી કથા સર્વેને કહી સંભળાવી હતી, તેમજ ચોપીયા ભક્તિનું રહસ્ય ખુલ્લું કર્યું હતું, તેને પરિણામે એને તે સંબંધમાં કંઈ લખી

નાંખવાની પ્રેરણા થઇ આવી હતી. પહેલાં તો એણે એનો આ આવેશ દબાવી રાખ્યો, પણ જ્યારે ખરેખર ઉંઘ ન જ આવી ત્યારે તેણે કંઈ લખાય તે લખી નાંખવાનો નિર્ણય કર્યો. પથારી ત્યાગી તે સુશીલા અને યશોદા સુતાં હતાં તે ખંડ છોડી જોડેના બીજા ખંડમાં ગઇ. બત્તી કરી લખવાની સામગ્રી ભેગી કરી તે ખંડમાં પડેલા એક ટેબલ પાસે ખુરશી નાંખી લખવા બેઠી. બત્તીનો પ્રકાશ જોડેના ખંડમાં પડે નહિ અને ઉંઘનારાની નિદ્રાનો ભંગ થાય નહિ એ દ્રષ્ટિએ બે ખંડ વચ્ચેનું દ્વાર બંધ કરી બેઠી. કલમ હાથમાં પકડી અને કવિતા સ્ફુરવા લાગી. અર્ધાએક કલાકમાં એક કાવ્ય લખાઇ ગયું. કાવ્ય લખાઇને પૂર્ણ થયા પછી એણે ધીમા અવાજે વાંચી લીધું–ગાઈ લીધું–વળી કંઈ વિચાર થઇ આવતાં એણે નીચેની લીટીઓ લખી નાંખી:

“ કાચું કોળું કાપવું, કરવા કકડા ચાર;
ભક્તિ એવી બ્રહ્મની, ઉતરવા ભવ પાર. ૧

પાછળ દોડે પારધિ, આગળ એક શિકાર;
મારે પણ મરતો નથી, એવો એક વિકાર. ૨

દોડે પણ થાકે નહિ, સમજે નહિ ક્યાં જાય !
ઉપરથી નીચે પડે, તોયે ના પસ્તાય.” ૩

આટલું લખાયા પછી વિચારો ગુંચવાઇ જવાથી તેણે લેખન-કાર્ય બંધ કર્યું. જે કાવ્ય લખ્યું હતું તેને ટેબલમાં મૂકી તે પથારીમાં આવી સુઇ ગઇ અને થોડી વારે નિદ્રાધીન થઈ ગઇ.

●

## પ્રકરણ ૨૨

# કામદાસને ઘેર

જ્ઞાનનિરંજન અને મનમોહનરાય, બીજે દિવસે સવારમાં પ્રાતઃચર્યાથી પરવારી ગામમાં જવા તૈયાર થયા. વીરેશ્વર શર્માએ પોતાના કામની વાત કહી, પણ તે બપોર ઉપર મુલતવી રાખી તેને સાથે ન રાખતાં તેઓ એકલા નીકળી પડ્યા. વિનોદરાય પાસેથી કામદાસનું મકાન ગામના કયા ભાગમાં આવ્યું છે તે જાણી લઈ તેઓ સીધા તે તરફ ગયા. કામદાસના મકાનનો રસ્તો ગામના મુખ્ય બજારમાં થઈને હતો અને વચ્ચે રંજનપુરનું પ્રખ્યાત રામજી મંદિર આવતું હતું. કામદાસ જે મહોલ્લામાં રહેતો હતો, ત્યાં મોટા ભાગની વસ્તી બ્રાહ્મણોની હતી. બીજી પરચુરણ જ્ઞાતિઓનાં પણ દશ બાર ઘર હતાં. મહોલ્લામાં દાખલ થતાં તેમને એક વૃદ્ધ બ્રાહ્મણ સામો મળ્યો. તેમને કામદાસનું ઘર પૂછી લઈ તેઓ સીધા તેના ઘર આગળ આવી ઉભા. કામદાસનું મકાન બેઠા ઘાટનું બે મજલાનું હતું. અને ઉપર નીચે બબ્બે ખંડ હતા. ઘરનું આંગણું છૂટવાળું હતું, તેથી ઓસરીના ભાગમાં એને જોડીને રસોડાનો ભાગ અલગ પાડવામાં આવ્યો હતો. ઓસરીના આગળના ભાગમાં ઓટલો હતો તેના ઉપર કામદાસની પત્ની કલ્યાણી એના સાત વર્ષના છોકરાને નવરાવી રહી હતી; જ્યારે એની દશ વર્ષની દીકરી ગંગા એની માને એના કાર્યમાં મદદ કરી રહી હતી.

"કામદાસભાઈનું ઘર આ કે?" મનમોહન અને જ્ઞાનનિરંજને આંગણામાં ઓટલા પાસે ઉભા રહી કલ્યાણીને પૂછ્યું.

"હા, આવો, ક્યાંથી આવો છો?" કલ્યાણીએ તેમનો સત્કાર કરતાં જણાવ્યું.

"અમે આનંદપુરથી આવીએ છીએ અને કામદાસભાઈને

મળવા માગીએ છીએ! તેઓ અત્યારે મળી શકશે?" મનમોહને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

કલ્યાણીએ પ્રત્યુત્તર નહિ વાળતાં એની છોકરી ગંગાને કહ્યું "ગંગા, જા એમને ઓસરીમાં શેત્રંજી પાથરી આપી બેસાડ. હું ભાઈને કોરા કરી કપડાં પહેરાવી આવું છું." આટલું જણાવી જ્ઞાનનિરંજન તરફ જોઈને બોલી "આપ ત્યાં ઓસરીમાં જઈ બેસો. હું તરતજ ત્યાં આવું છું. આપ એમને મળવા માગો છો, પણ તેઓ ઘર આગળ નથી. ત્રણેક દિવસથી બહારગામ ગયા છે એટલે એમની મુલાકાત તો થશે નહિ. પણ જ્યારે એમનું ઘર પૂછતા આવ્યા છો તો થોડી વાર બેસી મને વાત કરતા જાઓ એટલે તેઓ જ્યારે આવશે ત્યારે આપના આવવાની ખબર આપીશ!"

આટલું બોલી એ છોકરાને સ્નાન કરાવવાની બાકી રહેલી વિધિ તાત્કાલિક પૂરી કરવામાં રોકાઈ.

"ત્યારે તો અમે જઈએ. તેઓ ઘેર નથી અને મુલાકાત થવાની નથી તો પછી બેસવાથી શો લાભ?" જ્ઞાનનિરંજન બોલ્યો.

જ્ઞાનનિરંજને આ શબ્દો કહ્યા, પણ તેનો વિચાર આવી રીતે ચાલ્યા જવાનો નહોતો. એની ગેરહાજરીમાં એની પત્ની દ્વારા એના જીવનની અથવા સરસ્વતીવાળા બનાવની કાંઈ માહીતિ મેળવી લેવાનો એનો નિર્ણય હતો.

"મને બહુ વાર નહિ લાગે. આપ ત્યાં જઈ બેસો. પાંચ દશ મીનીટ વાત કરી પછી આપ જવાનું રાખશો એ ઠીક રહેશે." કલ્યાણીએ એમને થોડી વાર રોકાઈ જવાનો આગ્રહ કર્યો. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય મૌન રહી ગંગાની પાછળ ઓસરીમાં ગયા. ગંગાએ ઘરમાંથી એક શેત્રંજી લઈ આવી તેને પાથરી તેમજ બે તકીયા લાવી તેના ઉપર દીવાલને અઢેલીને ગોઠવ્યા. તેઓએ તેના ઉપર પોતાનું આસન લેતી વખતે ઘરના ખુલ્લા દ્વાર તરફ

દૃષ્ટિ કરી ઘરની અંદરની પરિસ્થિતિનું અવલોકન સ્વાભાવિક જીજ્ઞાસા થવાથી કરી લીધું. કલ્યાણી થોડી વારે ત્યાં આવી પહોંચી. ગંગા અને તેનો ભાઇ દ્વાર આગળ એમની બેઠક સામે ઉભા રહ્યા. કલ્યાણી તેમની સામે બેઠી અને બોલી: "મેં આપને અગાઉ કહ્યું તેમ તેઓ ઘર આગળ નથી. આપ કેમ આવ્યા હતા તે મને જણાવો એટલે તેઓ આવશે ત્યારે કહીશ."

"પણ તેઓ ક્યારે આવશે તે તો જણાવો!"

મનમોહનરાયે પ્રત્યુત્તર વાળતાં કહ્યું.

"તેની મને ખબર નથી. તેમણે જતા અગાઉ તે બદલ મને કંઇ કહ્યું નથી એટલે દીલગીર છું!"

કલ્યાણી આ શબ્દો ખિન્નવદને બોલી અને તે શબ્દો ઉચ્ચારતી વખતે તે કોઇ વાત છૂપાવી રહી હતી તેમ તેની મુખમુદ્રા ઉપરથી જણાઇ આવતું હતું. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય એની આ મનોવેદના સમજી શકતા હતા.

"ત્યારે તેઓ ક્યાં ગયા છે તેની ખબર છે?"

"ના, હું એ પણ જાણતી નથી."

"તમે કંઈ ધારી શકો છો?"

"ના, આમાં ધારવા જેવું કંઇ નથી. તેઓ ઘણી વખત આવી રીતે કંઈ પણ સુચના આપ્યા વિના ચાલ્યા જાય છે અને ઇચ્છા આવે ત્યારે પાંચ દશ કે પંદર દહાડે આવી પહોંચે છે!"

"ત્યારે તો કંઇ કામ ધંધાસર જતા હશે?"

"હાસ્તો, કોઈ માણસ કંઇ દુનિયામાં કારણ વિના બહાર નીકળે છે!"

કલ્યાણીનુ મુખ ફીક્કું પડતું જતું હતું.

"ત્યારે અમે હવે ઉઠીશું. એમના સંબંધમાં તમને કંઈ માહીતિ નથી એવા સંયોગોમાં તમને આવા પ્રશ્નો પૂછી તકલીફ આપવી એ અમને ઠીક લાગતું નથી. જ્યારે તેઓ આવે ત્યારે એમને કહેજો કે આનંદપુરથી જ્ઞાનનિરંજન અને મનમોહનરાય આપ ક્યાં ગયા હતા તે સ્થાન જાણવા માટે આપને મળવા આવ્યા હતા !"

"એટલે ?" કલ્યાણી ચમકી.

"એમની મુલાકાત કરતાં અમારે અત્યારે તેઓ ક્યાં છે તે જાણવું વધારે અગત્યનું છે ! તમે ખરી વાત કરતાં નથી એટલે અમારે બીજું શું કહેવાનું હોય ?"

કલ્યાણી થોડી વાર વિચારમાં પડી ગઈ.

"ત્યારે આપ પેલી સરસ્વતીના સગા છો ?"

કલ્યાણીએ થોડીવારે પૂછ્યું.

"હા. અમારા આવવાનું પ્રયોજન પણ એજ છે !"

જ્ઞાનનિરંજને મક્કમતાથી પ્રત્યુત્તર વાળ્યો.

"હું આપની વાત સમજી શકી, પણ દીલગીર છું કે મને કંઈજ ખબર નથી. હું પોતેજ સાવ અંધારામાં છું. દુનિયા અત્યારે ગમે તેમ બોલ્યા કરે છે. હું પોતેજ આ દુઃખમાં ગાંડા જેવી થઈ ગઈ છું !"

કલ્યાણીની ખિન્નતા વધી પડી. એની આંખોમાંથી એક બે આંસુ સરી પડતાં એમણે જોયાં.

"તમારૂં નામ બ્હેન ?"

જ્ઞાનનિરંજને કલ્યાણીની દુઃખદ સ્થિતિ તરફ દયા ખાતાં કહ્યું.

"કલ્યાણી !" કલ્યાણીએ પ્રત્યુત્તર વાળ્યો.

" જુઓ, કલ્યાણી બ્હેન! તમારી વાતચિતમાં તમોએ કંઈજ કહ્યું નથી, છતાં તમારી મુખમુદ્રાના ભાવ ઉપરથી એટલી વાત તો સ્પષ્ટ થાય છે કે તમારી સ્થિતિ આવાં કારણોસર દુઃખી છે! પણ ગમે તેવા દુઃખનો ઉપાય મનુષ્યની ધીરજ છે. ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ હિંમત હાર્યા સિવાય મનુષ્યે એનો સામનો કરવો જોઈએ. ગમે તેટલું દુઃખ આવી પડે પણ તે સદાકાળ ટકતું નથી એટલે ગમે તેવા વિપરિત સંયોગો પણ પલટાઈ જાય છે! આપણે તો ધીરજથી આપણી ફરજ બજાવતા રહી, ભાવિ ઉજ્જવળ જીવનની રાહ જોવામાં આનંદ માનવાનો છે!"

જ્ઞાનનિરંજને આશ્વાસન આપતાં જણાવ્યું.

"આપનું કહેવું સત્ય છે ભાઈ! પણ હું નથી ધારતી કે મારા દુઃખનો બહુ જલદીથી અંત આવે!"

કલ્યાણીએ નિઃશ્વાસ નાંખી નિરાશા વ્યક્ત કરી.

" આમ નિરાશાવાદી ન બનો! આવું માની બેસવું એમાં તમારી ભુલ છે!"

" હું માની બેઠી નથી. મારી દ્રષ્ટિ સમક્ષ જે બની રહ્યું છે, તે ઉપરથીજ કહું છું!"

" એટલે?"

" એમનો જીવન વ્યવહાર કેટલાક વખતથી આવો જ ચાલ્યા કરે છે! આપને વધારે શું કહું? મારા પતિની નિંદા મારે મુખે કરતાં મને ગ્લાનિ ઉત્પન્ન થાય છે, પરંતુ મારે કહેવું જોઈએ કે હું હમણાં તો કેવળ તેમની નામની પત્ની રહી છું! પણ શું કરીએ? જેવું મારૂં કિસ્મત! જેવી ભગવાનની ઈચ્છા!"

કલ્યાણીએ આ શબ્દો ઉચ્ચારી પુનઃ નિઃશ્વાસ નાંખ્યો.

" ત્યારે અમે જઈએ છીએ. હવે તમને વધારે કંઈ પણ પૂછી તમને ખિન્ન કરવાની અમારી ઈચ્છા નથી! પરમાત્મા સર્વેને

સદ્દબુદ્ધિ આપે અને તમને સુખી રાખે, એવી એના તરફની પ્રાર્થના સાથે ઉઠીએ છીએ !

જ્ઞાનનિરંજન આટલું બોલતો ઉભો થયો. મનમોહનરાય પણ ઉભો થયો. કલ્યાણીએ જ્ઞાનનિરંજન તરફ જોઇને પૂછ્યું- "જ્ઞાનનિરંજનભાઈ આપનું નામ ને મનમોહનભાઈ આમનું નામ એમને ?"

"હા, અમારાં નામ તે પ્રમાણે છે."

"આપ થોડી વાર ન બેસો ! હું આપને માટે દૂધ મંગાવી હા તૈયાર કરી નાંખું !"

કલ્યાણીએ વિનંતિ રૂપે નમ્રતાથી પૂછ્યું.

"ના, બ્હેન ! અમારી એવી કોઇ ઇચ્છા નથી. અમો વધારે સમય રોકાઇ શકીયે એમ નથી ! વળી કોઇ વખત અત્રે આવવાનું થશે તો તમને મળી જઇશું ! આ પ્રકરણમાં તમારી કોઈ કલ્પના નથી ચાલતી ?"

"ના, પણ મને આજે એક વાત યાદ આવે છે. સરસ્વતીની માશીને જે ગામમાં પરણાવેલી તે ગામથી થોડે દૂર એક માનીનગર કરીને ગામ છે, તે ગામમાં સરસ્વતીની માશીએ પોતાની બધી સ્થાવર મીલ્કત વેચી નાંખી એક મકાન કોઇ કારણસર ખરીદી લીધું છે, તે ગામે કદાચ આ લોકો ગયાં હોય એવો સંભવ મને વધારે લાગે છે ! આજ સુધી આ વાત મારી સ્મૃતિ બહાર ગયેલી અત્યારે અકસ્માત્ યાદ આવી ગઈ, માટે જો ત્યાં તપાસ કરશો તો કદાચ કંઈ પત્તો લાગી જાય ! આ સરસ્વતી તમારે શી સગી થાય ?"

કલ્યાણીએ સ્મૃતિ બહાર ગયેલી વાત યાદ આવતાં જણાવ્યું. આ શબ્દોમાં કલ્યાણી આશાવાદી થયેલી જણાતી હતી.

"સરસ્વતી, મારા એક બાળસ્નેહી મિત્રની પુત્રી છેઃ પણ તે ગામ અહિંથી કેટલું દૂર હશે ?"

"લગભગ ત્રીસેક ગાઉ !"

કલ્યાણીએ પ્રત્યુત્તર વાળ્યો.

"કયે રસ્તે જવાય છે ?"

"અહિંથી રેલ્વે રસ્તે વીસેક માઇલ દૂર આવેલા જોતનનગર સ્ટેશનથી બારેક ગાઉ દૂર આવેલું છે. ત્યાં જવા વાહનમાં એકા અને ગાડાં મળે છે !"

કલ્યાણીએ રસ્તાની માહીતિ આપી.

"તમારા પતિનું "બ્રહ્મમંડળ" કયી બાજુ આવ્યું ?"

જ્ઞાનનિરંજને નવા પ્રશ્ન કર્યો.

"તમે આ તરફ આવ્યા તે રસ્તા ઉપરજ થોડે દૂર એક બેઠા ઘાટનું મકાન છે, તેમાં "બ્રહ્મમંડળ"નું કામ ચાલે છે. ઓળખ આપનારૂં પાટીયું ત્યાં મારેલું છે ! કહો તો ગંગાને સાથે બતાવવા મોકલું ! બાકી એમને એમ પણ જડે એવું છે !"

"ત્યારે તો ગંગાને મોકલવાની જરૂર નથી. નામનું પાટીયું હશે એટલે તરતજ જડી આવશે ! અત્યારે ત્યાં કોઈ હશે ખરૂં ?"

જ્ઞાનનિરંજને બીજો પ્રશ્ન કર્યો.

"હા, ત્યાં એના સભાસદોમાંથી કોઈ ને કોઈ જરૂર હશે ! કદાચ મંડળી પણ જામી હોય !"

કલ્યાણીએ પ્રત્યુત્તર વાળતાં ખુલાસો કર્યો.

"સારૂ બ્હેન ! તકલીફ માફ કરશો. તમારા દુઃખમાં અમે પણ આજે ભાગીદાર બન્યા છીએ એની ખાત્રી રાખશો ! પરમાત્મા સર્વને સદ્‌બુદ્ધિ આપો !"

એમ બોલતાં જ્ઞાનનિરંજને ચાલવા માંડયું. મનમોહનરાય એની પાછળ પાછળ વિચાર કરતો ચાલ્યો. કલ્યાણી થોડે દૂર સુધી એમની પાછળ ગઈ અને "આવજો" એમ કહી ઉભી રહી. તેઓ દ્રષ્ટિમાંથી દૂર ગયા ત્યાં સુધી તેમની પાછળ જોઈ રહી.

●

## પ્રકરણ ૨૩

## બ્રહ્મમંડળ અને ચીપીયાભક્તિનો સ્ફોટ

કલ્યાણીએ આપેલી નિશાની પ્રમાણે તપાસ કરતા જ્ઞાનનિરંજન અને મનમોહનરાય "બ્રહ્મમંડળ" ના મકાન સામે આવી ઉભા રહ્યા. તે મકાન જાહેર રસ્તા ઉપર પડતું હતું અને ગામના મધ્ય ભાગમાં આવેલું હતું. એની આજુબાજુના ભાગમાં બ્રાહ્મણ, વાણીયા, પાટીદારો અને જૈનો જેવી ઉજળી પ્રજા વસતી હતી. મકાન બે મજલાનું હતું, પરંતુ નીચે ઉપર થઈને માત્ર એકેક ખંડ હતો, પણ તે ખંડ બહુ વિશાળ હતા એટલે દરેક ખંડમાં બસો ત્રણસો માણસો સહેલાઈથી બેસી શકે એવી સગવડ હતી. ઉપરના ખંડમાં જવાની સીડી, નીચેના ખંડની સામેની દિવાલના એક ખૂણામાં પડતી હતી. નીચેના ભાગનું દ્વાર મકાનોના સામાન્ય દ્વાર કરતા કંઈક વિશેષ પ્રમાણમાં મોટું હતું એટલે ડહેલા જેવું લાગતું હતું. એનો એક કરો નજીકમાં આવેલા એક મહોલ્લામાં જવાની ગલી તરફ પડતો હતો, તેથી તે બાજુ ત્રણેક, જાળીવાળી બારીઓ મુકેલી હતી, એટલે તે ખંડમાં પવન જવા આવવાની સારી સગવડ કરેલી હતી. તે મકાનમાં દાખલ થવાના દ્વાર પાસે દિવાલ ઉપર "બ્રહ્મમંડળ" નામનું પાટીયું મારેલું હતું. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય સીધા મકાનનું દ્વાર ખુલ્લું હોવાથી અંદર દાખલ થયા. તે સમયે "બ્રહ્મમંડળ" ના ત્રણ ચાર સભ્યો ત્યાં હાજર હતા. તેઓ તે ખંડમાં દ્વારની સામેના ભાગમાં દિવાલને અઢેલીને ગોઠવવામાં આવેલી ગાદી તકીયાની બેઠક ઉપર બેઠા બેઠા કંઈ વાતચિત કરી રહ્યા હતા. આ બેઠકની જોડે ત્રણ ચાર ખુરશીઓ અને એક ટેબલ પડેલું હતું. જ્યારે તેમની બેઠક જોડેની દિવાલ ઉપર ૐ કારમાં સમાઈ રહેલા વિષ્ણુભગવાન (બ્રહ્મ) ની એક સુંદર પ્રતિકૃત્તિ આકર્ષક રીતે મઢાવેલી લટકી રહી હતી. તેમજ બીજી દિવાલો ઉપર "બ્રહ્મજ્ઞાન" નાં

સુત્રો, નીતિ અને તત્ત્વજ્ઞાન પરત્વે સંતપુરૂષોનાં કિંમતી વચનો સુંદર રીતે આલેખવામાં આવ્યાં હતાં. અજાણ્યા માણસોને અંદર દાખલ થતા જોઈ, "બ્રહ્મમંડળ" નો એક સભ્ય, તેની બેઠક ઉપરથી ઉભો થઈ સામો આવ્યો. જ્ઞાનનિરંજને એને નમસ્કાર કરી પૂછ્યું. "આપનું "બ્રહ્મમંડળ" અહિં કામ કરે છે કે ?"

"હા, આપ ક્યાંથી આવો છો ?"

"આનંદપુરથી"

"આપના મંડળના સંચાલક કામદાસભાઈ અહિંયાં છે ?"

"ના, તેઓ હમણાં બહારગામ ગયા છે. પણ થોડા દિવસમાં પાછા ફરવાના છે."

"ત્યારે અમારે તો નિરાશ થઈ પાછું ફરવું પડશે ?"

જ્ઞાનનિરંજને એની વાણીમાં ખિન્નતા વ્યક્ત કરી, તેમજ એવો ભાવ એની મુખમુદ્રા ઉપર બતાવ્યો.

"કેમ વારૂ ?"

પેલા સભ્યે કંઇક વિચારમાં પડી જઈ પૂછ્યું.

"વાત એવી છે કે આપના "બ્રહ્મમંડળ" ની સર્વદેશિય પ્રવૃત્તિની પ્રશંસા સાંભળી અમો, એ પ્રવૃત્તિ રૂબરૂ જોવા આવેલા છીએ. "બ્રહ્મમંડળ" માં થઈ રહેલું કાર્ય, સમજવા, વિચારવા તેમજ બને તો તે બદલનો સત્સંગ કરી લેવા અમારો મનોરથ હતો. પરંતુ કામદાસભાઇની ગેરહાજરી જાણી અમારી એ આશા નષ્ટ થઇ જાય છે અને પરિણામે ખેદ થાય છે!"

જ્ઞાનનિરંજને નિરાશાની વેદનાનું પ્રદર્શન કરાવતાં કહ્યું.

"એમાં નિરાશ થવાની જરૂર નથી. કામદાસભાઇ નથી તે વાત ખરી પરંતુ તેમની ગેરહાજરીમાં તમને "બ્રહ્મમંડળ" ની બધી પ્રવૃત્તિ જાણવા જોવામાં વાંધો નહિ આવે."

"એમને અહિં આવવા દે ને!" "બ્રહ્મમંડળ"ના અન્ય સભ્યો જે બેઠક ઉપર બેસી વાતચિત કરતા હતા, તે પૈકી એક સભ્યે, પેલા સભ્યને જ્ઞાનનિરંજન અને મનમોહનરાયને તે સ્થળે વાતોમાં રોકી રાખેલા જોઈને બૂમ મારી બોલી ઉઠયો.

"હું તેમને ત્યાંજ લઈ આવું છું."

પેલો સભ્ય પેલાને પ્રત્યુત્તર વાળતો બોલ્યો અને ત્યાર બાદ આગન્તુકો તરફ જોઈને "ચાલો, આપણે ત્યાં જઈ બેસીએ, "બ્રહ્મ-મંડળ"ની બધી પ્રવૃત્તિ અમે તમને સવિસ્તર કહી બતાવીશું." એમ બોલી તે આગળ ચાલ્યો. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય પણ એની પાછળ પાછળ ચાલ્યા. ત્યાં પહોંચતાં ત્યાં બેઠેલ સભ્યોએ તેમનો સત્કાર કર્યો અને બેઠક ઉપર આસન લેવા જણાવ્યું. તેઓએ તે પ્રમાણે કર્યું. તે સમયે ત્યાં હાજર હતા, તે સભ્યોની સંખ્યા ચારની હતી. તેઓ બધા ત્રીસથી ચાલીસ વર્ષની ઉમ્મર વચ્ચેના હતા. તેઓ પૈકી એક સભ્ય શરીરે રૂષ્ટપુષ્ટ હતો અને તે તકીયાને અઢેલીને પડયો હતો. મેદના અતિશય પ્રમાણને લીધે, એને એના શરીરના હલનચલનમાં શ્રમ પડતો હોય એમ, તે જ્યારે જ્ઞાન-નિરંજન અને મનમોહનરાય, એની નજીક આવ્યા ત્યારે બેઠક ઉપર સીધા થઈ બેસતાં દીર્ઘ શ્વાસ લેતો જણાયો, તે ઉપરથી લાગ્યું. એણે કાળા રંગના ચસ્મા પહેર્યા હતા અને મુછો મુડાવેલી હતી. એની ઉમ્મરના પ્રમાણમાં એના મસ્તકના કેશ વહેલા સફેદ થયેલા જણાતા હતા. એના શરીરનો વર્ણ, શ્વેત અને કપાળ ભવ્ય હતું, પરંતુ તેમાં એક બે કરચલીઓ પડી ગયેલી જણાતી હતી. શરીરના પ્રમાણમાં એના હાથ ટુંકા હતા અને હથેળીઓ એકદમ લાલ હતી. એના કપાળમાં તિલક કરેલું હતું અને ગળામાં સુવર્ણજડિત તુલસીની માળા, એણે પહેરેલા બારીક મલમલના પહેરણમાંથી જણાઈ આવતી હતી. પલાંઠી વાળી લાંબો સમય બેસી શકાય એમ નહિ હોવાથી તેણે ગાદી ઉપર પગ લાંબા કરતાં આગન્તુકોને આસન

લીધા બાદ થોડી વારે પૂછ્યું "કેમ, પ્રભુ! કયાંથી આવો છો? જ્ઞાનનિરંજને એ પ્રશ્નનો ખુલાસો કરી નાંખ્યો તેમ જ સાથે સાથે તેમના આવવાના પ્રયોજનની વાત પણ કહી નાંખી.

"બહુ સારૂ, બહુ સારૂ" તે સભ્ય પ્રત્યુત્તર વાળતો બોલ્યો, "અમારા કામદાસભાઈ કહેતા હતા તે પ્રમાણે બ્રહ્મમંડળની પ્રતિષ્ઠા દૂર દૂર સુધી વધવા લાગી છે, એની આજે ખાત્રી થાય છે! શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહ્યું છે તે પ્રમાણે શુભ કાર્ય કરનારની કોઈ દિવસ દુર્ગતિ થતી નથી, તે વાત સત્ય છે. બ્રહ્મમંડળની સુવાસ તો હજુ આથી પણ વધારે ફેલાશે!"

"જરૂર એમાં શક શો? આટલી તો પ્રસરી ચુકી છે, એટલે આથી પણ વધારે પ્રસરવાનો ચોક્ખો સંભવ છે!"

જ્ઞાનનિરંજને જણાવ્યું. આ શબ્દોના ઉંડાણમાં કટાક્ષ હતો, તેથી તેને બોલતાં હસવું આવી ગયું, પરંતુ એણે પોતાનો આ આવેશ રોકયો. "પ્રભુ! કામદાસભાઈ આજે હાજર હોત તો તમને પૂરેપૂરા સત્સંગનો લાભ મળત, પણ ખેર! હવે નથી એનો શો વિચાર! પણ આણે અમારા "બ્રહ્મમંડળ"ના ઉપમંત્રી ગોરધનભાઈ આપને દરેક હકીકત સમજાવી દેશે!" તે સભ્યે આટલું કહ્યા બાદ, એની નજીકમાં બેઠેલો બીજો સભ્ય, જેને તેણે બ્રહ્મમંડળના ઉપમંત્રી કહી સંબોધ્યો હતો, તેના તરફ જોઈ કહ્યું "ગોરધનભાઈ! કામદાસભાઈની ગેરહાજરીમાં આ ભાઈઓને તેઓ જાણવા માગે છે તે બધી હકીકત કહી દેજો. આજે અણધાર્યો સત્સંગ આવી મળ્યો છે હોં!" આટલું બોલી તે મૌન બેઠો.

ગોરધનભાઈની ઉમ્મર ત્રીસેક વર્ષની હતી. તેનું શરીર પાતળું અને ચેતનવંતુ જણાતું હતું. શરીર તંદુરસ્ત લાગતું હતું, પરંતુ ગાલમાં કુવા પડી ગયેલા હતા. એની આંખો ઝીણી પણ દ્રષ્ટિ, વેધક જણાતી હતી. એના શરીરનો વર્ણ કંઈક શ્યામ હતો, છતાં

દેખાવમાં કદરૂપો લાગતો નહિ. એણે રેશમી ખાદીનો ઝભ્ભો પહેર્યો હતો અને એના છાતી ઉપરના ખીસ્સામાં કેટલાક કાગળો વાળીને મુકેલા હતા, જે વધારે પ્રમાણમાં હોવાથી તે બહાર ઉપસી આવતા હતા. તેણે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. "એને માટે બેફીકર રહેજો. કામદાસભાઈની ગેરહાજરીમાં "બ્રહ્મમંડળ"ની પ્રતિષ્ઠા વધારવી એ આપણું કામ છે. આપણી સંસ્થા કંઈ સામાન્ય કોટિની નથી કે એના સંચાલકની ગેરહાજરીમાં એનું રહસ્ય અન્ય કોઈને ન સમજાવી શકાય!" આટલું જણાવી તેણે જ્ઞાનનિરંજન તરફ જોઈને પૂછ્યું. "બોલો, આપની શી ઇચ્છા છે? "બ્રહ્મમંડળ"ના સંબંધમાં આપ શું જાણવા માગો છો?"

"એના સિદ્ધાંત, એની પ્રવૃત્તિ, એનું રહસ્ય ઇત્યાદિ સર્વ કંઈ!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"આપ આ સર્વ કંઈ જ્ઞાનની જીજ્ઞાસાથી જાણવા ઇચ્છો છો કે કેવળ કુતુહલથી?"

"જ્ઞાનની જીજ્ઞાસાથી. મને આવી સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં અંગત રસ છે. મને અનુકુળ થઈ પડે તો હું આવી સંસ્થાઓમાં સક્રિય ભાગ પણ લઉં છું."

"આપનું નામ?"

"જ્ઞાનનિરંજન"

"અને આ ભાઈનું?"

"મનમોહનરાય"

"આપ વર્ણે?"

"બ્રાહ્મણ છીએ."

"આનંદપુરમાં શી પ્રવૃત્તિ કરો છો?"

"જ્ઞાન પ્રાપ્ત કરવાની અને આપવાની"

" અહિં ક્યારે આવ્યા ? "

" ગઈ કાલ રાત્રે. "

" ક્યાં ઉતર્યા છો ? "

" વિનોદરાય પંડિત કરીને એક મારા મિત્ર છે, એમને ત્યાં. "

" તે તો પેલી પૂણ્યપ્રભાના પિતાજી ! "

એક સભ્ય વચમાં બોલી ઉઠ્યો.

" હા, તેજ. " જ્ઞાનનિરંજને કહ્યું.

" એમ ? "

ગોરધનભાઈ આ શબ્દો એનું મસ્તક ધૂણાવતો બોલ્યો.

" તેમને અમારા મંડળની પ્રવૃત્તિ વિષે આપે કંઇ ન પૂછ્યું ? "

ગોરધનભાઇએ થોડીવાર વિચાર કર્યા બાદ પૂછ્યું.

" પૂછ્યું, પરંતુ એમને આપના મંડળની બધી પ્રવૃત્તિનો ખરો ખ્યાલ હોય એવું મને જણાતું નથી. એમણે કેટલીક હકીકત કહી પણ મારા મનનું સમાધાન થયું નહિ એટલે કામદાસભાઇને રૂબરૂ મળી બધી પ્રવૃત્તિ જાણી લેવાનો નિર્ણય કરી આવેલો, પણ તેઓ નથી એટલે આપના મંડળમાં આવી પહોંચ્યો. વિનોદભાઇનું નામ આવતાં આપ ચમકી કેમ ઉઠ્યા ? કેમ કંઈ વાંધો છે ? "

" ના, ના, વાંધો શાનો હોય ! " ગોરધનભાઈ હસતો હસતો બોલ્યો. " તેઓ તો આ મંડળ તરફ સદ્‌ભાવ રાખે છે. તેઓ અત્રે કોઇ કોઇ વખત આવે છે અને સત્સંગ પણ કરે છે. કામદાસભાઇ સાથે પણ તેમને સારો સંબંધ છે, પણ એમની દીકરી પૂણ્યપ્રભા જરા આ મંડળનો વિરોધ કરતી ફરે છે એટલે આ ભાઇને તેમજ અમને પણ કદાચ એમ લાગે કે પૂણ્યપ્રભાએ અમારા મંડળ વિષે આપને કંઈ વિરોધી વાતો કરી નાંખી હોય તો, આપ કેવળ કુતુહલથી આવ્યા હો તો અમે કોઇની કુતુહલવૃત્તિને સંતોષવાની ખાતર સત્સંગ કરતા નથી એટલુંજ ! બીજું ખાસ કંઈ નથી ! "

ગોરધનભાઈ, આટલું બોલી જ્ઞાનનિરંજન તરફ જોઈ રહ્યો. "ના રે ના!" જ્ઞાનનિરંજને એની શંકાનો ખુલાસો કરતાં જણાવ્યું "એને અને અમારે આ સંબંધમાં કોઈ જાતની વાતચિત પણ થઈ નથી અને તે બિચારીએ કંઈ કહ્યું પણ નથી. હું આપને કેવળ જ્ઞાનની જીજ્ઞાસાથી આ પૂછી રહ્યો છું, તેની ખાત્રી આપું છું. છતાં આપની ઈચ્છા તત્પરત્વે કંઈ કહેવાની ન હોય તો મારો આગ્રહ નથી. હું કોઈ વસ્તુ બળાત્કારે જાણવા ઈચ્છતો નથી, તેમ કોઈનું હૃદય દુભાય એવો આગ્રહ પણ રાખતો નથી. વળી આ પૂણ્યપ્રભા આપની આવી ઉપયોગી સંસ્થાનો વિરોધ શા માટે કરે? તે વાત કદાચ આપની કલ્પનાનો વિષય હોવો જોઈએ!" જ્ઞાનનિરંજન, આટલું બોલી ગોરધનભાઈ સામે વેધક દૃષ્ટિએ જોઈ રહ્યો.

"કલ્પનાનો વિષય નથી, પરંતુ વસ્તુતઃ સત્ય છે. કોણ જાણે કે કોઈ નહિ જણાયેલા કારણસર આ પૂણ્યપ્રભા, મંડળનો નહિ પણ અમારા કામદાસભાઈનો તિરસ્કાર કરે છે. પહેલાં તો તે અહિં જતી આવતી, પણ પાછળથી આવતી બંધ તો થઈ તે થઈ પણ કામદાસભાઈનો વિરોધ કરતી ફરે છે. પરિણામે કામદાસભાઈના વિરોધની સાથે એનાથી મંડળનો પણ વિરોધ થઈ જાય છે!" ગોરધનભાઈએ સ્પષ્ટતા કરી.

"આવો વિરોધ કરવાનું એને કોઈ ખાસ કારણ છે ખરું?"

"ના, એવું કંઈ જણાતું નથી અને હોય તોયે એની અમને ખબર નથી."

"તોયે વિરોધ થાય છે?"

"હા"

"એથી શું! આપ એ જાણતા હશો કે હમેશાં પ્રત્યેક સંસ્થાની પ્રવૃત્તિમાં સમાજની પ્રત્યેક વ્યક્તિનો સાથ કે સહકાર હોઈ શકતો

નથી. ગમે તેવી ઉપયોગી અને આદર્શ મનાતી સંસ્થાઓનો વિરોધ પણ થાય છે તો પછી આપના "બ્રહ્મમંડળ"નો વિરોધ કરનારાં પણ હોય એમાં આશ્ચર્ય શું? પરંતુ જેમને પ્રભુ પ્રીત્યર્થે કામ કરવું છે, તેવા માણસો વિરોધ કે અસહકારની દરકાર કર્યા સિવાય પોતાની પ્રવૃત્તિને યાવજ્જીવન વળગી રહી મુંગે મ્હોંયે કામ કર્યા કરે છે. આ કાર્યમાં જેટલી તલ્લીનતા, જેટલો ભોગ અને જેટલી ધગશ રાખવામાં આવે છે, તેટલી સફળતા મળે છે અને વિરોધનાં વાદળ ધીમે ધીમે વિખરાઈ જાય છે, માટે આપની સંસ્થાએ આવા વિરોધની યત્કિંચિત્ પણ દરકાર કરવી ન જોઇએ. પુણ્યપ્રભા જેવી એક છોકરી આપની સંસ્થાનો વિરોધ કરતી હોય તેમાં ગભરાઓ છો કેમ?"

જ્ઞાનનિરંજન આટલું બોલી મૌન રહ્યો.

"આમાં ગભરાવાની વાત નથી. અમે તો ગમે તેવો વિરોધ ઉભો થાય તોયે અમારી પ્રવૃત્તિને ચાલુ રાખી શકીએ એવા મક્કમ વિચારના છીએ. આ તો એક સ્વાભાવિક વાત થઈ. વારૂ, હવે હું અમારી સંસ્થા સંબંધે આપને સવિસ્તૃત કહી સંભળાવું છું તે સાંભળો."

ગોરધનભાઈએ અત્રે એકાદ બે મીનીટ થોભી આગળ ચલાવ્યું: "રંજનપુરમાં નાસ્તિકતા વધી ગયેલી અને લોકો કેવળ દુનિયાદારીના વિષયોમાં રચ્યા પચ્યા રહેતા હતા, તેવામાં એક દિવસ કામદાસ ભાઈના ગુરૂ કેવળરામ શર્મા અત્રે આવેલા. કામદાસભાઈને નાની ઉમ્મરથી ધાર્મિક પુસ્તકો વાંચવાનો શોખ હતો, અને તે પ્રમાણમાં એમણે સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. કેવળરામ શર્માના સંસર્ગથી એ જ્ઞાનને ભક્તિ અને પ્રભુપરાયણતાનો ઓપ ચઢી ગયો. એમને પ્રભુ પ્રીત્યર્થે કંઇ કરી છુટવાનો વિચાર થઈ આવ્યો. ગુરૂએ એ વાતને અનુમોદન આપ્યું. ગામના બીજા સ્ત્રી પુરૂષનો સાથ પણ મળી ગયો.

પરિણામે આજથી ત્રણેક વર્ષ ઉપર આ સંસ્થાની સ્થાપના થઈ. કામદાસભાઈ એના મુખ્ય સંચાલક છે અને મંડળમાં સ્ત્રી પુરૂષો મળી પચાસેક સભ્યો છે. ગુરૂશ્રી કેવળરામ શર્માના શુભાશિર્વાદ નીચે "બ્રહ્મમંડળ" સારી પ્રગતિ કરી રહ્યું છે. સભ્યો ઉપરાંત ગામનાં ઘણાં સ્ત્રી પુરૂષોનો એને સાથ છે. શ્રીમંત પુરૂષોની આર્થિક સહાયથી એની આર્થિક સ્થિતિ પણ સારી છે એટલે જે કામોમાં પૈસાનો પ્રશ્ન મુખ્ય હોય, એવાં કામો પણ સાધી શકાય છે."

ગોરધનભાઈ આટલું બોલી જરા થોભ્યા.

"બ્રહ્મમંડળ કેવા સંયોગોમાં સ્થપાયું, એનો ઇતિહાસ આપે કહ્યો. હવે એમાં થઈ રહેલા કાર્યની રૂપરેખા જાણવા માગું છું."

"આ જગત્ બ્રહ્મનો વિવર્ત છે. આ વિવર્તને પરિણામે માયાને ઉત્પન્ન કરી "બ્રહ્મ" માયાની આસપાસ નૃત્ય કરે છે. બ્રહ્મનું આ નૃત્ય ચાલતું હોય છે ત્યાં સુધી જગત્ ચાલતું રહે છે. જગત્‌માં પુરૂષ વર્ગ બ્રહ્મ છે અને સ્ત્રીવર્ગ માયા છે. સ્ત્રી રૂપી માયાની આસપાસ પુરૂષ રૂપી બ્રહ્મ નૃત્ય કરે છે અને જગત્ સરજાતું રહે છે. પરંતુ પુરૂષો અને સ્ત્રીઓ પોતાનું આ સ્થાન ભુલી જવાથી જગત્‌માં અનેક ઉપાધિઓ ઉત્પન્ન થવા પામી છે. સાચા જ્ઞાન સિવાય આ ઉપાધિઓ દૂર થઈ શકતી નથી, આથી સ્ત્રી પુરૂષોને પોતાના યથાર્થ સ્વરૂપની ઝાંખી થાય એ જ્ઞાનનો અત્રે પ્રચાર કરવામાં આવે છે."

ગોરધનભાઈએ ખુલાસો કર્યો.

"એ જ્ઞાન કયું? અને તેનો સૈદ્ધાંતિક અને વ્યવહારિક પ્રચાર શી રીતે કરવામાં આવે છે?" જ્ઞાનનિરંજને બીજો પ્રશ્ન કર્યો.

"પુરૂષ "બ્રહ્મ" હોવાથી એને "માયા"ની ઉપાસના કરવાની જરૂર છે. જ્યારે સ્ત્રી "માયા" હોવાથી એને "બ્રહ્મ"ની ઉપાસના કરવાની રહે છે. જગત્‌ના તમામ પુરૂષો એક વિરાટ "બ્રહ્મ"ના અંશ છે. જ્યારે જગત્‌ની તમામ સ્ત્રીઓ એક વિરાટ

"માયા"ની ચીનગારીઓ છે. અજ્ઞાનને લીધે આ "બ્રહ્મત્વ" અને "માયાત્વ" ભુલાઈ જવાયું છે, એને સજીવન કરવા માટે ઉપર જણાવ્યું તેમ અરસપરસ ઉપાસના કરવાની રહે છે. આ ઉપાસના એટલે માયામાં બ્રહ્મની શોધ અને બ્રહ્મમાં માયાની શોધ. આ શોધ, કેવળ "ભક્તિ" દ્વારા થાય છે. પ્રભુ, જે બ્રહ્મ અને માયા, બંનેનો પ્રતિક છે, તેનું સ્મરણ કરવું, ઉપાસના કરવી, એને સમર્પણ થઈ જવું, એ સાચી ભક્તિનો આદેશ છે. સંક્ષિપ્તમાં અમારૂં મંડળ પ્રભુભક્તિ દ્વારા "બ્રહ્મ"નો સાક્ષાત્કાર કરવા મથી રહ્યું છે."

ગોરધનભાઈ આટલું બોલી મૌન રહ્યા.

"એટલે ભક્તિમાર્ગનાં અન્ય મંડળો કરતાં તમારી પ્રવૃત્તિમાં કંઈક વિશેષતા રહી હોય એમ તો જણાય છે."

જ્ઞાનનિરંજને, ગોરધનભાઈને મૌન રહેલા જોઈ કહ્યું.

"હા, અમારી પ્રવૃત્તિની વિશેષતા કંઈક નહિ, પણ સંગીન છે. અમો નિર્ભેળ બ્રહ્મની ઉપાસના દ્વારા માયાને મ્હાત કરી રહ્યા છીએ. અમે "માયાને રમાડી શકાય એવા માર્ગ ઉપર છીએ. માયાને મ્હાત કરતાં અવશેષ રહેલું "તત્ત્વ" તે તે નિર્ભેળ બ્રહ્મ છે, જે અમારી પ્રાપ્તિનું ધ્યેય છે. આ "બ્રહ્મ"નો સાક્ષાત્કાર થવો એનું નામ "મુક્તિ" એવું અમારૂં દૃઢ માનવું છે."

"વિચારો અને સિદ્ધાંતો જરૂર નવીન છે. કામદાસભાઈનું આત્મમન્થન ઉચ્ચ પ્રકારનું હોય એમ દેખાઈ આવે છે."

જ્ઞાનનિરંજને કામદાસના આત્મમન્થનની પ્રશંસા કરતાં કહ્યું.

"એમના વર્ષોના આત્મસંશોધન પછી પ્રાપ્ત થયેલું આ જ્ઞાન, સમાજને ઉપકારક જણાવાથી એમણે ગુરૂ મહારાજની આજ્ઞા અને સંમતિ લઈ, આ સંસ્થા સ્થાપી છે. મંડળના લગભગ તમામ

સભ્યો તેમજ બહારના સમાજનાં ઘણાં ખરાં માણસો આ સિદ્ધાંતો સમજી શક્યાં છે. અમારું આ અન્વેષણ હજુ ચાલુ છે. અમારી સંસ્થા ઉત્તરોત્તર અમારા "ભક્તિમાર્ગ" નું ઉત્તમ સાહિત્ય ઉત્પન્ન કરતી રહી છે. અમારા "ભક્તિમાર્ગ" નું પ્રતિપાદન કરતાં ભજનો, કાવ્યો, રાસ, ગરબા અને નિબંધો લખાયે જાય છે. આ સાહિત્ય પરિપક્વ થયે અમારો વિચાર એને પુસ્તકાકારે બહાર પાડવાનો છે. અમારા મંડળમાં મોટા ભાગે અમારાં ભજનોજ ગવાય છે. બે ત્રણ બ્હેનોએ પણ કેટલાક ગરબા બનાવેલા છે. કામદાસભાઇનાં કેટલાંક પ્રાસાદિક ભજનો તો અમારા સવાર સાંજના કાર્યક્રમમાં પ્રેમપૂર્વક ગવાય છે. આ ભજનો ગવાતાં હોય તે સમયે તો "બ્રહ્મ" નાં આન્દોલન પ્રકટતાં હોય એવો સાક્ષાત્કાર થાય છે !"

"તમારા આ ભક્તિમાર્ગને તમોએ કોઈ વિશેષ નામ તો આપ્યું હશે ?"

જ્ઞાનનિરંજને પૂછ્યું.

"હા, અમો એને "ચોપાયાભક્તિ" કહીએ છીએ."

ગોરધનભાઇએ પ્રત્યુત્તર વાળ્યો.

"ચોપાયાભક્તિ !"

મનમોહનરાય જે અત્યાર સુધી મોન હતો તે હસતો હસતો બોલી ઉઠ્યો.

"હા, ચોપાયાભક્તિ. બ્રહ્મના સાક્ષાત્કાર માટે એના જેવો અન્ય કોઇ માર્ગ નથી."

"એમ હોવાનો સંભવ છે. પણ આ નામથી એના રહસ્યનું સાચું ઉદ્બોધન થતું નથી, તો આપ જરા સવિસ્તર સમજાવશો ?"
"હા," એમ જણાવી ગોરધનભાઇએ આગળ ચલાવ્યું. "મેં આપને જણાવ્યું એમ "બ્રહ્મ" અને "માયા" ની, સ્ત્રી પુરૂષને કરવાની

ઉપાસનાનો સાચો માર્ગ તે ચીપીયાભક્તિ. એનું રહસ્ય મેં આપને અગાઉ સમજાવ્યું છે એટલે પિષ્ટપેષણ કરવાની આવશ્યકતા નથી. એ માર્ગના ગુપ્ત રહસ્યને અમો "ચીપીયાભક્તિ" ના સરલ નામથી સંબોધીએ છીએ."

આ વાતચિત ચાલતી હતી તે દરમ્યાન ત્યાં "બ્રહ્મમંડળ"નાં અન્ય સભ્યો આવી પહોંચ્યાં. તેઓની સંખ્યા સ્ત્રીપુરૂષની મળી આસરે ચાલીસેકની હશે. તેમાં સ્ત્રીઓ દશબાર હશે અને તેઓ બધી વીસથી ચાલીસ વર્ષની વય વચ્ચેની હતી. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય, તેઓ સર્વેને આવતા જોઈ રહ્યા. પુરૂષોએ એક તરફ અને સ્ત્રીઓએ બીજી તરફ આસન લઈ લીધું અને અરસપરસ "જય પ્રભુ! જય પ્રભુ!"નો ધ્વનિ જાગી ઉઠ્યો. થોડીવારે ત્યાં શાન્તિ પથરાઈ. નવાં આવેલાં સ્ત્રીપુરૂષોની દ્રષ્ટિ આગન્તુકો તરફ હતી. ગોરધનભાઇએ સર્વેને આસન લીધા બાદ જણાવ્યું "ભાઇઓ અને બ્હેનો! આજે આપણા "બ્રહ્મમંડળ"ની પ્રવૃત્તિ અને રહસ્ય જાણવા બે અધિકારી સદ્દગૃહસ્થો આવેલા છે, તેમની સાથે તત્પરત્વે "સત્સંગ" ચાલે છે, માટે આપ સર્વે શાન્ત રહી બેસી રહેશો. આપણો કાર્યક્રમ આ સત્સંગ પૂર્ણ થયે ચાલુ કરવામાં આવશે."

"સારૂં" એક સામટા પ્રત્યુત્તર નીકળતા જણાયા.

"આ "ચીપીયાભક્તિ"નું રહસ્ય સમજાવતાં એકાદ બે ભજન હું વાંચવા યા સાંભળવા માગું છું, અને તેમાં પણ કામદાસભાઇની વાણી હશે તો ઘણો આનંદ થશે!"

જ્ઞાનનિરંજન સર્વેને શાન્ત બેઠલાં જોઈ, ગોરધનભાઈ સાથેની એની વાત ચાલુ રાખતાં બોલ્યો.

"ઘણીજ ખુશીથી. મારો વિચાર પણ એવોજ હતો કે કોઈ પણ સંસ્થાના સાચા રહસ્યનું જ્ઞાન મેળવવું હોય તો તેનું ઉત્તમ

સાહિત્ય વાંચવું જોઈએ. વાત ગમે તેટલી કરવામાં આવે, પણ સંસ્થાના સાહિત્ય દ્વારા જે મળે, તે તેનાથી મળે નહિ. એકાદ બે ભજન સાંભળશો અને એકાદ નિબંધ વાંચી જશો તો તમામ અવશેષ રહેલી હકીકત સમજાઇ આવશે અને પાછળથી કંઈ પૂછવાનું રહેશે નહિ, એવી મારી ખાત્રી છે."

ગોરધનભાઈ આટલું બોલી, નવા આવેલા સભ્યો તરફ દ્રષ્ટિ કરી, એક પચ્ચીસેક વર્ષનો જુવાન સભ્ય એમાં હાજર હતો તેને શોધી કાઢી તેના તરફ જોઇ બોલ્યા "રમેશભાઈ! કામદાસભાઇનું પેલું આપાણું પ્રિય ભજન, જરા ઉભા થઈ મહેમાનોને ગાઇ સંભળાવો !"

"બહુ સારૂં" કહેતો રમેશ ઉભો થયો અને સ્ત્રી અને પુરૂષોની બેઠક વચ્ચેના ખુલ્લા ભાગમાં આવી ટટ્ટાર ઉભો રહી ગાવા લાગ્યોઃ—

" માયાની ચીનગારી નારી, માયાની ચીનગારી
મેં તો ભાળતી બ્રહ્મ ભાળી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૧
સળગે જાતે ને સળગાવે
સળગી બળગી શુદ્ધ બનાવે
સર્જન કરતી ભાળી, નારી,
માયાની ચીનગારી-માયાની૦ ૨
બ્રહ્મ પદારથ શોધી શોધી
જ્વલન્ત જ્યોતિ બનતી રહેતી
કાયમ નિર્વિકારી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૩
માયા ને બ્રહ્મ પાસે પાસે
એક બીજાને મળવા નાચે
એની છે સરદારી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૪

એ અંગાર પકડવા માટે
બ્રહ્મ "ચીપીયો" પાસે રાખે
એને વશ રહેનારી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૫

અનત સમર્પણ સ્નેહે કરતી
નવલાં નવલાં રૂપો ધરતી
અંતરમાં રમનારી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૬

પ્રભુ કહી પ્રિય જનને તે ઢુંઢે
તાર તત્વના સાંધે ઉંડે
સળંગ સરતી ભાળી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૭

એ સરજે તો સઘળું જન્મે
બ્રહ્મનાદ પણ એથી ગરજે
ગંગા યમુના ભાળી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૮

એ આવે ત્યાં સઘળું આવે
એ આપે તે દુનિયા પામે
એ રમતી રમનારી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૯

એ આંખો ને એ પાંખો છે
બ્રહ્મ વિવર્તે આદ્ય રૂપે છે
ફરતી ને ઉડનારી, નારી,
માયાની ચીનગારી–માયાની૦ ૧૦

એ માયા કાયાને સરજે
એ કાયામાં ધબકી ધબકે
નાડી નભતી ભાળી, નારી,
માયાની ચીનગારી—માયાની૦ ૧૧

ક્ષેત્ર વિના ક્ષેત્રજ્ઞ ન કોઈ
બ્રહ્મ રહે માયાને મોહી
એની એ બલિહારી, નારી,
માયાની ચીનગારી—માયાની૦ ૧૨

એણે આપ્યું બ્રહ્મ લીધું
બ્રહ્મે બ્રહ્મ સ્વરૂપજ દીધું
એ જીવન રચનારી, નારી,
માયાની ચીનગારી—માયાની૦ ૧૩

રમેશ આ ભજન ગાઈ પોતાની બેઠક ઉપર જઈ બેઠા.

"હવે બીજું ભજન કયી બ્હેન ગાશે?"

ગોરધનભાઈએ સ્ત્રીવર્ગ તરફ જોઈને પૂછ્યું.

"મોટી ગોપી, હાજર છે, તે ગાશે?"

એક ચાલીસેક વર્ષની ઉમ્મરની સ્ત્રીએ પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે તો મઝા આવશે!" પુરૂષ વર્ગમાંથી કોઈએ ઉદ્દગાર કાઢ્યા.

"મોટી ગોપી! તમે એક ભજન ગાશો? પણ કયું ગાશો તે ખબર છે ને?"

ગોરધનભાઈએ સ્ત્રી વર્ગમાં બેઠેલી એક ત્રીસેક વર્ષની સુંદર જુવાન વિધવા સ્ત્રી તરફ જોઈને પૂછ્યું.

"હા, અત્યારે શું ગાવું જોઈએ એની મને ખબર છે. કહેવાની જરૂર નહિ પડે!" એમ બોલતી તે ઉભી થઈ અને સ્ત્રી પુરૂષ વર્ગની બેઠક વચ્ચેના ભાગમાં આવી ઉભી રહી. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય તેના તરફ જોઈ રહ્યા.

"મોટી ગોપી" એ એનું ઉપનામ હતું અને ખરૂં નામ "વિમળા" હતું અને મંડળનાં તમામ સ્ત્રી પુરૂષો એને એ નામથી બોલાવતાં. મંડળનાં સ્ત્રી સભ્યોની તે સંચાલક જેવી હતી અને કામદાસની મુખ્ય શિષ્યા હતી. તે પાંચેક વર્ષથી વિધવા થઈ હતી અને શ્વસુર પક્ષમાં એના પતિની મીલ્કતની તે એકલી વારસ હોઈ ત્યાંની તમામ મીલ્કત વેચી નાંખી જે પૈસા મળ્યા તે લઈને તે રંજનપુરમાં એના પિતાના ઘેર રહેતી હતી. એનો પિતા રંજનપુરનો એક શ્રીમંત આગેવાન વેપારી હતો. અને તેણે, વિધવા પુત્રી, લઈને આવેલી રકમને વધતી જાય અને સલામત રહે એવી રીતે વેપારમાં રોકી હતી. એની મનોવૃત્તિ, ધર્મ અને ભક્તિ તરફ ઢળતી હોવાથી, એણે પોતાની વિધવા પુત્રીને પણ ધર્મ ધ્યાન, પ્રભુકિર્ત્તન, ભજન ઈત્યાદિ માર્ગ તરફ વાળી હતી. પરિણામે તે આવી સંસ્થાઓમાં કોઈપણ જાતના સંકોચ સિવાય હરીફરી શકતી હતી. વિમળા આમ બુદ્ધિમાન હતી. રંજનપુરમાં એણે ગુજરાતી છ ધોરણ ઉપરાંત મુંબાઈમાં ઈંગ્રેજી સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો, પરંતુ તે અરસામાં લગ્ન થઈ જવાથી એને અભ્યાસ છોડવો પડયો. અભ્યાસ દરમ્યાન એને વાર્તાઓ, નવલકથાઓ, નાટક અને કવિતાનાં પુસ્તકો વાંચવાનો શોખ હતો અને તે તેની વિવાહિત જીંદગી ટકી ત્યાં સુધી ટકયો હતો. આથી એનામાં રસિકતા અને પ્રેમાર્દ્રતાનો આવેશ ઉત્પન્ન થયેલો હતો. વિધવા થયા પછી એણે એનું ચિત્ત ધાર્મિક ગ્રંથોના વાંચન તરફ દોર્યું હતું. અને પરિણામે એની મનોવૃત્તિમાં ધર્મ ભકિતના આવેશ ઉત્પન્ન થતા હતા. કામદાસનો પરિચય થતાં એણે સમાજમાં ભજનિક સ્ત્રી તરીકે પ્રખ્યાતિ પ્રાપ્ત કરવાનો મનોરથ

સેવ્યો હતો. જ્યાં જ્યાં કથા કિર્તન, સત્સંગ, ભજન વ્યવહાર ઇત્યાદિ હોય ત્યાં ત્યાં તે પહોંચી જતી. દેવદર્શને નિયમિત જતી. કેટલાંક વ્રત તપ કરતી. પાંચ સ્ત્રીઓ એકત્ર થાય ત્યાં ધર્મજ્ઞાનની વાતો કરતી અને તે પ્રમાણે સમાજમાં ભજનિક સ્ત્રી તરીકે ચલણી થવા લાગી હતી. "બ્રહ્મમંડળ"માં દાખલ થયા પછી એની પ્રતિષ્ઠા ખૂબ વધી હતી. "બ્રહ્મમંડળ"ના સંચાલનમાં એનો ફાળો કિંમતી ગણાવા લાગ્યો. એનો દેહ સુંદર હતો, એવોજ રસિકતાથી તરવરતો જણાતો હતો. તેનું શરીર મધ્યમ કદનું અને આંખો મોટી અને તેજસ્વી હતી. એની મુખમુદ્રા પ્રતિભાસંપન્ન અને ઓષ્ટ ઉપર સ્વાભાવિક સ્મિત ફરકતું હતું. વિધવા હતી પણ તેના મસ્તકનો કેશકલાપ કાયમ હતો. કપોલ પ્રદેશમાં એણે સૌભાગ્ય ચિન્હ ચાંલ્લાની ગેરહાજરીમાં, ધાર્મિકતાના ચિન્હ તરીકે કેસર સુખડનો ચાં અકરી હતી, જે એના ભવ્ય કપોલ પ્રદેશની શોભામાં અભિવૃદ્ધિ કરતી હતી. એના શરીર ઉપરનાં તમામ વસ્ત્ર ઉંચી જાતની બારીક મલમલનાં હતાં અને તે તમામ સફેદ હતાં. સાડી પણ રંગ કર્યા વગરની સફેદ હતી. માત્ર કિનાર તરીકે છેડા ઉપર બે આંગળની કાળી પટી છપાવેલી હતી. સર્વને શાન્ત થયા પછી એણે એના મંજુલ સ્વરે નીચેનું ભજન ગાયું. એનો સ્વર મીઠો હતો, તેવોજ એમાં કળા હતી. સાથે સાથે ભજનના ભાવનું પ્રદર્શન કરાવવા તે વિધવિધ પ્રકારના અભિનય દરેક ભાવને અનુરૂપ મર્યાદિત રીતે કરતી હતી. એની ઉચ્ચ પ્રતિભા અને સંસ્કાર એ દ્વારા તરી આવતાં હતાં. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય એનું ભજન દિગ્મૂઢ જેવા થઈ સાંભળી રહ્યા હતા:—

" સાચા સાથી એક તમે છો,
એક તમે ગુરૂ દેવ !
પૂણ્ય પ્રવાસી, જીવન પ્રવાસી,
એક તમે, ગુરૂ દેવ !—સાચા. ૧

આન્તર મનની અવિરત આશા
જ્ઞાન પ્રકાશ પરમપદ પાસા
દોરી દોરી, દીલડાં દોરો, રક્ષક છો

ગુરૂ દેવ !—સાચા. ૨

ભવસાગરનાં ઉંડાં પાણી
ડુબ ડુબ થઇ રહી જીંદગાની
એ નૌકાને, પાર. ઉતારો એવા છો

ગુરૂ દેવ !—સાચા. ૩

અહંભાવ મુજ નિર્મૂળ કરતા
તન, મન મારાં નિર્મળ કરતા
વેદ અને વેદાન્ત વિચારક

જ્ઞાનદિપક ગુરૂ દેવ !—સાચા. ૪

આંખો અંધ થઈ અટવાતી
ચારે દિશાઓ આંધી આંધી
એમાં હાથ લઇને દોરો, પ્રેરક છો

ગુરૂ દેવ !—સાચા. ૫

પુણ્ય પ્રભાવે ભેગાં મળતાં
આતમ દર્શન કરતાં કરતાં
હૈયાં મારાં કર્યાં જાગતાં, જીવન સમ

ગુરૂ દેવ !—સાચા. ૬

નિર્બળ તોયે છું વિશ્વાસુ
જીવન સોંપી હવે ઉલ્લાસુ
તારક, રક્ષક, દિવ્ય પ્રવાસી, સાથી દેવ

ગુરૂ દેવ !—સાચા. ૭"

ભજન પૂર્ણ થતાં "મોટી ગોપી" મૌન રહી, પણ તેનો વિચાર એકાદ બીજું ભજન ગાવાનો હતો, તેથી ત્યાંથી ખસી નહિ. ગોરધનભાઈ એનો વિચાર સમજી ગયા તેથી એમણે એના તરફ જોઈને કહ્યું "તમારો વિચાર બીજું ભજન ગાવાનો હોય તો ગાઈ શકો છો. આગન્તુકોને આનંદ મળશે!"

પ્રત્યુત્તરમાં "મોટી ગોપી" માત્ર હસી. અને થોડી વાર વિચાર કરી એણે બીજું ભજન એવાજ મધુર સ્વરે અને એવાજ અભિનયે ગાઈ સંભળાવ્યું:—

"એણે કહ્યું આંખો ઉઘાડી જીંદગી જોવી
દુનિયાની શી દરકાર? જ્યારે જીંદગી જોવી ૧

જે જીંદગીમાં શ્રીપ્રભુના પ્રેમની છોળો
ઉછળી રહી, એ જીંદગીને જીવતી જોવી ૨

પરમાત્માનો પ્રેમ જ્યાં ત્યાં ભેદ છે શાના?
જ્યાં જ્યાં પ્રકટતી જ્યોત, તે દિગ્મૂઢ થઈ જોવી ૩

સંસારનાં સૌ ચક્ર જેના અંસરી સુરે
ચાલી રહ્યાં–ડોલી રહ્યાં, એની ગતિ જોવી ૪

જ્યાં દ્રવ્ય કે અદ્રવ્ય તત્વો એકતા પામે
માયા અને તે બ્રહ્મની જોડી બની જોવી ૫

વિલાસ ને ઉલ્લાસ પણ ના આત્મા હારે
એવી પ્રભુતા સાધવા, એ જીંદગી જોવી ૬

એણે કહ્યું આંખો ઉઘાડી જીંદગી જોવી
દુનિયાની શી દરકાર? જ્યારે જીંદગી જોવી" ૭

આ ભજન પૂર્ણ થતાં "મોટી ગોપી" પોતાની બેઠક ઉપર જઈ બેઠી. એના મધુર સ્વરે ગવાયેલા ભજનોનાં આન્દોલને વાતાવરણને શાન્ત બનાવી નાંખ્યું હતું. પાંચ સાત મીનીટ સુધી ત્યાં

નિરવ શાન્તિ પથરાઈ રહી. જ્ઞાનનિરંજન અને મનમોહનરાય હવે ઉઠવાનો વિચાર કરતા હતા, પણ "બ્રહ્મમંડળ" ની ચીપીયાભક્તિ પરત્વે થોડુંક જાણવાનું બાકી રહ્યું હતું. જ્ઞાનનિરંજને ગોરધનભાઈ સામે જોઈને કહ્યું "હવે અમારે બહુ મોડું થઈ ગયેલું હોવાથી ઉઠવું પડશે. આપ "ચીપીયાભક્તિ" નો સ્ફોટ કરતો એકાદ નિબંધ અમને વાંચી સંભળાવવાનું કહેતા હતા, તે વાંચી બતાવો અગર અમને વાંચવા આપો તો સાંભળી–વાંચી આપની રજા લઈએ. ફરી અનુકુળ સમયે અમો આવી જઈશું. પણ આજે હવે વધારે સમય રોકાવાય એમ નથી."

"તે ગોઠવણ હું હમણાં કરી આપું છું." એમ કહી ગોરધનભાઈ ત્યાંથી ઉઠી મેડા ઉપર ગયા અને થોડાક હસ્તલિખિત કાગળો લઈ આવ્યા અને તેમને આપ્યા. તેમણે તે કાગળો વાંચી જોયા તો તે એક "ચીપીયાભક્તિ" નો સ્ફોટ કરતો નિબંધ હતો. તે નીચે મુજબ હતો:—

"ચીપીયા ભક્તિના ઉપાસક થવાથી મનુષ્ય, પરમાત્માનો સાચો ભક્ત કહેવાય છે. આજે સમાજમાં ભક્તિમાર્ગ ઉપર ચાલનારા ઘણા ભક્તો છે, પરંતુ એમાં ચીપીયાભક્તિના જાણકાર જવલ્લેજ હોય છે. "બ્રહ્મ" અને "માયા" નો સમન્વય કરનારી આવી ચીપીયાભક્તિ સાચી હોવા છતાં હજૂ એનો પ્રચાર જોઈએ એવા પ્રમાણમાં થયેલો નહિ હોવાથી એ પ્રચાર વધારવા, આ "બ્રહ્મમંડળ" સ્થાપવામાં આવ્યું છે, અને તે તેના તમામ શકય પ્રયત્નો એ દિશામાં કરશે. આજે કેવળ "બ્રહ્મ" કે કેવળ "માયા" ની ઉપાસના કરનારો વર્ગ વધારે છે, પરંતુ તેઓ એ બંને માર્ગોનો સમન્વય નહિ કરી શકે ત્યાં સુધી સંપૂર્ણ ધ્યેયને પહોંચી શકશે નહિ. ભક્ત થવાથી ભગવાન્ ખુશ થાય છે. પરિણામે ભગવાન્ સમાજના વિરાટ દેહમાં રહી ભક્તની પ્રશંસા કરે છે. તેમજ સમાજના વિરાટ દેહમાં વસી ભક્તને

માટે પ્રસાદ રજુ કરે છે. ચીપીયાભક્તિની ઉપાસનામાં સ્ત્રી પુરૂષનો ભેદ રહેતો નથી. સ્ત્રીઓ બ્રહ્મને શોધતી રહે છે અને પોતાનાં મન, તન અને ધન બ્રહ્મને અર્પણ કરે છે. તેવીજ રીતે પુરૂષો, માયાને શોધતા રહે છે, અને પોતાનાં મન, તન, અને ધન "માયા" ને અર્પણ કરે છે. માયા, બ્રહ્મને અર્પણ થતી આવે ત્યારે તેનો સાચો વિકાસ થાય છે, તેવીજ રીતે બ્રહ્મ, માયાને અર્પણ થતો આવે ત્યારે તેનો સંપૂર્ણ વિકાસ થાય છે. મનુષ્યદેહ સંપૂર્ણ વિકાસને માટે છે. સ્ત્રીઓએ અને પુરૂષોએ એ સંપૂર્ણ વિકાસને માટે થાય તે શકય તમામ પ્રયત્ન કરવા જોઈએ. સ્ત્રી અથવા પુરૂષ દેહના સંપૂર્ણ વિકાસને માટે, સ્ત્રીને પુરૂષની અને પુરૂષને સ્ત્રીની મદદની જરૂર રહે છે. એકલો પુરૂષ કે એકલી સ્ત્રી પોતાનો સંપૂર્ણ વિકાસ સાધી શકતાં નથી. સ્ત્રીઓએ તમામ પ્રકારની લલિતકળાઓ શીખી લેવી જોઇએ, જેથી તે કળાઓનો ઉપયોગ "બ્રહ્મ" ને પ્રસન્ન કરવામાં થઈ શકે. આ લલિતકળાઓના પ્રકાર ઘણા છે અને તે સર્વે "બ્રહ્મ" ની આરાધના માટે ઉપયોગી છે, છતાં એમાં મુખ્યત્વે ચિત્રકળા, સંગીત, અભિનય, નૃત્ય, તારામૈત્રક, સ્નેહ સમર્પણ, પ્રેમલક્ષણા આવિર્ભાવ, કોક વિજ્ઞાન, વાણી વિલાસ, પ્રેમસમાધિ, વિરહાવેશ ઇત્યાદિ કળાઓ મહત્વની હોઇ તેના ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. માયા, સંગીત સાથે નૃત્ય કરે ત્યારે "બ્રહ્મ" અત્યંત પ્રસન્ન થાય છે અને બ્રહ્માંડમાં માયાનો એ નાદ "બ્રહ્મનાદ" થઇ રહે છે. કેટલાક પ્રાચીન સંતોએ "નાદબ્રહ્મ" નો ઉપદેશ કર્યો છે, તેમ સાથે સાથે "નાદબ્રહ્મ" માં લય પામવાનો આગ્રહ કર્યો છે, છતાં એમાં લય પામવાનો સ્પષ્ટ માર્ગ સમજાવ્યો નથી અગર સમજાવ્યો છે તો અત્યારે કદાચ ભુલાઇ ગયો છે, તેથી અમોએ ખાસ સંશોધન કરી એ માર્ગ સમજી લીધો છે. માયાનું મંજુલ સ્વરે ગવાયેલું નૃત્ય સાથેનું સંગીત તે "નાદબ્રહ્મ". વધારે સ્પષ્ટ ભાષામાં કહીએ તો બ્રહ્મમાં માયાના ગીતના પડઘા તે "નાદબ્રહ્મ". જે આ પડઘા ઝીલે છે, અને ઝીલાવે

છે, તે "નાદબ્રહ્મ" માં લય પામે છે અને તેમાં સંપૂર્ણતા પ્રાપ્ત કરતાં તેને જન્મ મરણનો ફેરો રહેતો નથી. આ "નાદબ્રહ્મ" નું સાચું સ્વરૂપ જાણવા માટે માયાની મદદ લેવી જોવી જોઈએ અને માયાની આવી સહાય ત્યારેજ સાચી મળી શકે કે જ્યારે "માયા" લલિતકળાઓની મદદથી સર્વાંગે "માયા" થઈ હોય ! સંક્ષિપ્તમાં "માયા" માં સાચું માયાત્વ આણવું અને "બ્રહ્મ" માં સાચું બ્રહ્મત્વ આણવું, અને તે પ્રમાણે બંનેને સમાન કોટિમાં લાવી તેમના સમન્વયદ્વારા "મુક્તિ" માટે પ્રયત્ન કરવો તે અમારા મંડળનું ધ્યેય છે."

નિબંધ પૂર્ણ થતાં જ્ઞાનનિરંજને તે કાગળો ગોરધનભાઈને સોંપી દીધા અને તેમને સંબોધીને જણાવ્યું "કામદાસભાઈની ગેરહાજરીમાં આપના "બ્રહ્મમંડળ" સંબંધે આપે તકલીફ ઉઠાવી અમને દરેક બાબત કહી બતાવી છે, તેમજ સમજાવી છે, તે માટે આપના આભારી છીએ. આપે અમારા પ્રશ્નોના સ્પષ્ટ પ્રત્યુત્તર શાન્તિથી આપી અમારી જીજ્ઞાસા સંતોષી છે, તે આપના મંડળની ઉચ્ચ પ્રગતિનો ખ્યાલ આપે છે. અમે આ બદલ પુનઃ આપનો આભાર માની, આપનું મંડળ આથી પણ વધારે પ્રગતિશીલ બનો એ ભાવના સાથે રજા લઈએ છીએ."

આ શબ્દો સાથે જ્ઞાનનિરંજન ઉભો થયો. મનમોહનરાય પણ એને અનુસર્યો. ગોરધનભાઈ, તેમજ ત્યાં હાજર રહેલાં સર્વે સ્ત્રી પુરૂષોને, બંને હાથ જોડી "નમસ્તે', કરતા તે સ્થાન છોડી વિનોદરાયને ત્યાં જવા નીકળી પડ્યા.



## પ્રકરણ ૨૪

## માશીબા

સરસ્વતીની માશીબાનું નામ મેધાવતી હતું, તેની ઉમ્મર ચાલીસ બેતાલીસની આસપાસ હતી, પરંતુ તેનું શારીરિક સ્વાસ્થ્ય આઠદશ મહિનાથી બગડેલું હોવાથી તેની ઉમ્મર, પ્રમાણમાં વધારે લાગતી હતી, છતાં તે પોતાના જર્જરિત થતા જતા અનારોગ્ય દેહમાં નવી જુવાની ભરી દેવા થાય તે પ્રકારના કુદરતી તેમ જ અકુદરતી (કૃત્રિમ) ઉપચારો સેવી રહી હતી. જાતજાતની દેશી તેમજ પરદેશી, જીવન અને જોમ વધારનારી (!) પેટન્ટ દવાઓ, તે મંગાવતી અને વાપરતી. દુબળા દેહને શણગારવા, તે સુંદર બારીક વસ્ત્રો પહેરતી. વિધવા હતી તોયે જુવાન સ્ત્રીઓને શોભે એવાં, લાલગુલાબી રંગ સિવાયનાં ગમે તે રંગનાં પણ એકજ રંગના વસ્ત્રો તે વાપરતી. અલંકારમાં હાથે સોનાની બંગડીઓ અને કંઠમાં સુવર્ણજડિત પરવાળાની માળા પહેરતી. ફીક્કા થતા જતા ઓષ્ટ ઉપર લાલી આણવા કૃત્રિમ સાધનો અજમાવતી. સંક્ષિપ્તમાં આટલી આધેડવયે અને નિર્બળ થતા દેહે પણ તે જુવાન અને આકર્ષક કેમ દેખાય, તેની તજવીજ કરતી અને એવી ટાપટીપમાં રહેતી. ગયેલી જુવાની પાછી કેમ મળે અગર તો શરીરમાં જેટલી જુવાની અગર જોમ રહ્યું છે, તે કેમ ટકી રહે તે વિચાર તેનું ધ્યેય બની રહ્યો હતો. તે સાધારણ ભણી હતી, છતાં વાંચવાના મ્હાવરાને લીધે સમય પરત્વે હાથ લાગી જાય તે પુસ્તકો, માસિકો અને વર્ત-માનપત્રો વાંચી લેવાનો એને શોખ હતો. વર્ત્તમાનપત્રોમાં સ્ત્રી શરીરને બળવાન્ બનાવવાની કે સ્ત્રી શરીરનાં અવયવોને મજબુત બનાવનારી દવાઓની જાહેર ખબરો, આદિથી અંત સુધી વાંચી જવાનો એને ખાસ શોખ હતો. એ જાહેર ખબરો વાંચતાં એને બંધ બેસતી દવાઓનાં નામઠામ, કિંમત વિગેરે એની નોટબુકમાં નોંધી

રાખતી અને જરૂર પડયે પત્ર લખી મંગાવી લેતી અને એનો ઉપયોગ કરતી. એનું આવા પ્રકારનું ખર્ચ વિશેષ પ્રમાણમાં હતું, છતાં એની આજીવિકા ઉપરાન્તનાં આવાં ઉડાઉ ખર્ચોને પહોંચી વળવા પૂરતાં સાધન એની પાસે હતાં એટલે તે આવાં ખર્ચ કરવામાં સંકોચાતી નહિ. તેને તેની જીંદગી પૂરતો પ્રશ્ન હતો. નજીકનાં સગાં સંબંધીની કે એવી કોઈ પણ જાતની બીજી જવાબદારી એને ન્હોતી. તે એકલી હતી, એકલી ફરતી હતી અને એકલી જીવતી હતી. અંકુશ વગરનું સ્વચ્છંદી જીવન તે ત્રીસ બત્રીસ વર્ષની વયે વિધવા થઈ ત્યારથી ગાળતી હતી. એના પરિણિત જીવનમાં પણ થોડો ઘણો સ્વચ્છંદ તો હતો, પરંતુ પતિની હાજરીમાં એ સ્વચ્છંદ, કંઇક નિયંત્રિત હતો અથવા તો સમાજમાં એનો પડઘો પડતો ન્હોતો. જુવાનીમાં આવી ત્યારથી તે વિષયોની ગુલામ જેવી થઇ ગઈ હતી. એના પતિથી એક દિવસ પણ છૂટું પડવું એને ગમતું ન્હોતું. ખાવું, પીવું, ફરવું અને ઇન્દ્રિયોના તમામ વિષયોને સંતોષવા તે તેના જીવનનો આદર્શ બની રહ્યો હતો. કોઇ જાતનો વ્યાધિ કહો અગર તો વિષયની તલ્લીનતા કહો, પણ તેની વિષય લાલસા અતૃપ્ત રહ્યા કરતી. પરિણામે ધીમે ધીમે એના શરીરનાં તેજ તો ઓસરતાં રહ્યાં હતાં, પણ કુદરતી રીતે એના શરીરનો બાંધો એના સંયોગોના પ્રમાણમાં સંગીન હોવાથી તેમજ તે બદલની એની સંભાળ, યોગ્ય ખાનપાનની સગવડ અને ઔષધોનું સેવન, વિગેરે કારણોને લીધે તે શરીરને ઠીક ઠીક સાચવી શકી હતી. પરંતુ અગાઉ જણાવ્યું એમ આઠ દશ માસથી એનું શરીર એના અંકુશમાં રહ્યું ન્હોતું. તેની તે ઇમારત તૂટતી જતી હતી. એનો પતિ એની વિષય લાલસાનો ભોગ બની ક્ષયની જીવલેણ બીમારી બે ત્રણ વર્ષ ભોગવી સ્વર્ગસ્થ થયો હતો. મેધાવતીનું ત્યાર પછીનું જીવન ઘણુંજ સ્વચ્છંદી અને ચારિત્ર્યહીન બન્યું હતું. સમાજમાં એના આવા પ્રકારના જીવન માટે ઘણી વાતો થતી. કામદાસ સાથેનો

એના સંબંધ પણ સારો ગણાતો ન્હોતો. એના મસ્તિષ્કમાં વિષય, વિષયની લાલસા અને વિષયની તૃપ્તિ, એજ વિચાર રહેતા. પરિણામે એનાં મન અને તન શિથિલ થતાં હતાં, તેમ તેમ વિષયનો આ અગ્નિ એના જીવનને ભસ્મીભૂત કરી રહ્યો હતો. અતૃપ્ત વિષયવૃત્તિ (Nymphomania)) નામના ભયંકર વ્યાધિનો તે શિકાર બની હતી. એને કોઈ કોઈવાર હીસ્ટીરીયા થઈ આવતાં તેનું શરીર ખેંચાઈ જતું. તેનાથી વધારે પડતો શારીરિક શ્રમ, ગૃહકાર્ય વિગેરેનો લઇ શકાતો નહિ. આરામથી બેસી રહી વાતો કરવી તેને ખૂબ ગમતી. અતૃપ્ત વિષયવૃત્તિની ઉન્મત્ત ખુવારી એની આંખોમાં જણાઇ આવતી. સરસ્વતીની એ દૂરની સગી માશી હતી, પરંતુ સરસ્વતીની માતા અને પિતા સાથે તે સારો સંબંધ રાખતી. પોતે એકલી હોવાથી સરસ્વતી એના મામાને ત્યાં હોય, તે દરમ્યાન મહિનામાં આઠ દશ દિવસ શારીરિક અસ્વસ્થતા, આવશ્યક કામ વિગેરે બ્હાનાં નીચે પોતાની પાસે બોલાવી લેતી. અને તે દરમ્યાન સરસ્વતીને તે ખૂબ લાડ લડાવતી. ખાવા, પીવા, હરવા, ફરવા, વસ્ત્ર અલંકાર વિગેરેમાં તે તેને સારી પેઠે સંતોષતી. સરસ્વતી સમજુ હતી તેમજ ભણેલ-ગણેલી હતી, તેમજ તે જે કુટુંબમાં ઉછરી હતી તે કુટુંબમાં એને સારા સંસ્કાર મળ્યા હતા. પરંતુ મેધાવતીનો વધારે પડતો સંસર્ગ, એના વિચાર, દ્રષ્ટિબિંદુ, જીવવાની રીતભાત, વિગેરે વાનાંએ એના જીવનમાં ધીમે ધીમે પરિવર્તન કરવા માંડયું હતું. સમયના વહન સાથે સંયમી અને સાચી સરસ્વતીમાં, વિકારના આવેશ જાગ્યા. એનું આખું જીવન બદલાઈ ગયું. રંજનપુરનાં એનાં મામા મામી બહુ માયાળુ તેમજ સાદાં હતાં. તેઓ નિર્દોષ અને ભોળાં હોઇ, સરસ્વતી તેમજ મેધાવતીની દરેક વાત, પછી તે ગમે તેવી બનાવટી હોય, તોયે સાચી માનતાં. પરિણામે સરસ્વતી, રંજનપુરમાં મામાને ત્યાં આવી રહેતી, તે દરમ્યાન તે મેધાવતીની દોરવણી નીચે, રંજનપુરમાં મામા મામીની કહેવાતી દેખરેખ નીચે પણ સ્વચ્છંદી અને અનિયંત્રિત

જીવન ગાળી શકતી. મેઘાવતી, એને પોતાનું પ્યાદુ બનાવી શકી હતી. સાચી અને સંયમી સરસ્વતીના જીવનમાં પાપ, વિકાર, કુટિલતા અને અનીતિની ભૂતાવળ જાગી ચુકી હતી અને તે તેને પજવી રહી હતી. આ ભયંકર ભૂતાવળની ચોટી, મેઘાવતી અને કામદાસે એમને હસ્તક રાખી હતી.

જ્ઞાનનિરંજન સમક્ષ, કલ્યાણીએ જાહેર કરેલી કલ્પના સાચી હતી. મેઘાવતી, સરસ્વતી અને કામદાસ, રંજનપુરથી નીકળી મોતીનગર આવ્યાં હતાં. મેઘાવતીનું મોતીનગરમાં આવેલું મકાન ગામના એકાન્ત ભાગમાં હતું. મકાન બેઠી બાંધણીનું અને સારી સગવડવાળું હતું. મકાનના આગલા ભાગમાં થોડી પડતર જમીન મેઘાવતીની માલીકીની હતી, તેની આજુબાજુ કંપાઉન્ડવાળી, ઘરના આગલા ભાગ સાથે જોડી દેવામાં આવ્યું હતું. કંપાઉન્ડના વચ્ચેના ભાગમાં એક ગોળ ચોતરો ચણાવ્યો હતો અને તેના ઉપર ચુનાની પાકી ટીપ કરાવી ધોળાવી લેવામાં આવ્યો હતો. કંપાઉન્ડમાં બે ચાર લાલ, પીળી, સફેદ કરેણનાં ફુલ ઝાડ અને એકાદ બે લીમડાનાં વૃક્ષ હતાં. મેઘાવતીના મકાનની ઓટણી ઉંચી હતી, તેથી કંપાઉન્ડમાં દાખલ થઈ ઘરમાં જતાં, બે ત્રણ પગથીયાં ચઢીએ ત્યારે ઓસરીમાં જવાતું. મકાન એક મજલાનું હતું અને ત્રણ બાજુ ફરતી ઓસરી હતી. ઓસરીની એક બાજુ ખુલ્લી હતી, જ્યારે બે બાજુ વાંસની ચીપો જડી લઈ બંધ કરી લેવામાં આવી હતી. મકાનમાં બધા મળીને રસોડાના ભાગ સાથે ચાર ખંડ હતા. રસોડાનો ભાગ, ઓસરીની ચોથી બાજુ તરફ હતો. ન્હાવા માટેનું સ્નાનગૃહ, રસોડાના ખંડને જોડીને જુદું પાડી લેવામાં આવ્યું હતું. મેઘાવતીએ એની મનોવૃત્તિ પ્રમાણે આવશ્યક સાધનો ઘરમાં વસાવ્યાં હતાં, જેમાં આવશ્યક ફર્નીચરનો પણ સમાવેશ થઈ જતો હતો. અહિં આવ્યા પછી એમણે મકાન બરોબર રીતે સાફસુફ કરાવી લઈ જરૂરી ખાદ્ય સામગ્રી ગામમાંથી મંગાવી લીધી હતી અને ઘરની દરેક વ્યવસ્થા રીતસર ચાલે એવો પ્રબંધ કરી લીધો હતો.

"કેમ સરસ્વતી! અહિં ફાવશે ને?" મેઘાવતી, કામદાસ અને સરસ્વતી બપોરે જમી પરવારી, વાતો કરતાં બેઠાં હતાં, તે વખતે મેઘાવતીએ પૂછ્યું.

કામદાસ હિંચકા ઉપર નાંખેલી ગાદી ઉપર, હિંચકાની સાંકળોને અઢેલીને રાખવામાં આવેલા તકીયાને અઢેલીને બેઠો હતો અને ધીમે ધીમે હિંચી રહ્યો હતો, ત્યારે સરસ્વતી અને મેઘાવતી તેની સામે પડેલા એક પલંગ ઉપર બેઠાં હતાં.

"અહિં મારે શું દુઃખ છે કે ન ફાવે? મને તો અહિં ગમવા લાગ્યું છે. પણ માશીબા! આપણે એક ભુલ કરી છે, તેની મને ચિંતા રહ્યા કરે છે!"

સરસ્વતીએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"એવી કયી ભૂલ?"

કામદાસે વચ્ચે પૂછ્યું.

"અહિં આવતા અગાઉ હું મારા મામા મામીને મળી આવી હોત અને તેમની રજા લઇ આવી હોત તો સારૂ હતું!"

સરસ્વતીએ ખિન્નતાપૂર્વક જણાવ્યું.

"ત્યારે એમ કરવું હતું ને?"

મેઘાવતીએ કહ્યું.

"મેં પહેલાં તો કહ્યું–પણ કોણ જાણે કે તમે ના પાડી અને પાછળથી મેં પણ સમજ્યા વગર એ વાત પડતી મૂકી."

સરસ્વતી બોલી.

"ત્યારે હવે ચિંતા કેવી? અને તુંજ વિચાર કર કે મામા મામી તને બહારગામ અહિં આવવાની રજા આપત ખરાં? અને ઉપાધિનો નિકાલ ન થઈ જાય ત્યાં સુધી રંજનપુરમાં એમ ને એમ

રહેવાય એમ હતું ખરું ? આવી બાબતમાં જેમ સમય જાય, તેમ તેમ જોખમ વધે છે, તેની તને ખબર છે ? ”

મેધાવતી આટલું બોલી સરસ્વતી સામે જોઈ રહી.

“ ના, પણ—”

સરસ્વતી આટલું બોલી અટકી પડી.

“ એની ચિંતા તારે કરવાની નથી. ભગવાન્ (!) અહિં છે, ત્યાં સુધી મેં કશી ગોઠવણ કરી નથી, પણ તેઓ જવાનું કહેશે તેના એક બે દિવસ અગાઉ, હું બધો રસ્તો કરાવી તને ચોકખી કરી દઇશ અને ભગવાન્ (!) પણ તે બધું જોઇને નિશ્ચિંત થઇને જશે. આપણે ત્યાર બાદ એકાદ મહિનો રહી રંજનપુર ચાલ્યા જઇશું. કેમ બરોબર છે ને ? ”

“ હા, તમે જે કરતાં હશો અથવા કરશો તે બધું સમજણ-પૂર્વકનું હશે તેમજ મારા હિતનું હશે, એવી મને ખાત્રી છે—પણ માશીબા ! આપણે ત્રણે સાથે અહિં આવ્યાં છીએ, એ બદલનો રંજનપુરમાં કંઈ ઉહાપોહ થયો હશે તો ? ”

સરસ્વતી ખિન્ન વદને ધીમે સ્વરે બોલી.

“ ઉહાપોહ ! શાનો ? ”

મેધાવતી ચમકીને બોલી ઉઠી.

“ કે સરસ્વતી ક્યાં ગઈ હશે ? કોઇને લઇને નાસી ગઈ કે શું તેનો. ”

સરસ્વતીએ સ્પષ્ટ ભાષામાં કહી નાંખ્યું.

“ તું ક્યાં એકલી ગઈ છે કે એવી વાત થાય ? હું તારી માશી તારી સાથે છું, પછી ચિંતા શાની ? ભગવાન્ (!) આપણી સાથે છે, એવી ખાત્રી કોને થવાની છે ? ”

મેધાવતીએ બચાવ કરવા માંડ્યો.

"મારીબા ! દુનિયામાં કશું છાનું રહેતું નથી. આપણે માનીએ કે જગત્ અમુક વાત નથી જાણતું, જ્યારે તે વાત જગત્ પહેલું જાણતું હોય છે."

સરસ્વતીએ શંકા બતાવી.

"તોયે શું ! ભગવાન્ (!) ક્યાં આપણી સાથે રહેવાના છે? બહુ બહુ તો બે ચાર દિવસ પછી આપણે બંને એકલાં ! ઉહાપોહ કશોયે થવાનો નથી. અને થયો હોય તોયે બેચાર દિવસ પછી એવો શમી જશે કે દુનિયાને ખરી ખોટી વાત ઉડાવવા બદલ પસ્તાવો થશે !"

મેધાવતીએ સ્પષ્ટતા કરી.

સરસ્વતી નિરૂત્તર બેસી રહી.

કામદાસ આ વાત સાંભળી રહ્યો હતો, તે થોડો સમય વિચાર કર્યા બાદ બોલ્યો.

"પણ મેધાદેવી ! સરસ્વતીની શંકા અસ્થાને નથી. ઉહાપોહ થવાનો ચોકખો સંભવ છે ! વળી આપણને અહિં આવ્યે આટલા દિવસ થયા પણ સરસ્વતી પાસે તમે એના મામા ઉપર પત્ર પણ નથી લખાવ્યો, નહિંતર તે તમારી પાસે, તમે તબીયત અસ્વસ્થ હોવાથી હવાફેર માટે અહિં આવ્યાં છો અને તે તમારી સારવારમાં તમારી સાથે છે, એવી વાત જાણી નિશ્ચંત થઇ જાત અને કોઇ પણ જાતની અફવા ફેલાત નહિ અને ફેલાઇ હોય તોયે અટકી જાત !"

કામદાસ આટલું બોલી મૌન રહ્યો.

"ભગવાન્ ! " મેધાવતી કામદાસને પ્રત્યુત્તર વાળતી બોલી " તમારૂં કહેવું બરોબર છે, પણ એમ નહિ કરવાનું પણ કારણ છે ! એનો પત્ર અહિંથી જાય અને તે અહિં છે એવું જ્ઞાન થતાં તેઓ કે તેઓ તરફથી કોઇ માણસ ઓચિંતો અહિં આવી પહોંચે અને તે દરમ્યાન સરસ્વતી ચોકખી થવાની માંદગીમાં હોય તો શું થાય?

એના કરતાં ઉહાપોહ થઈ ગયો હશે તે તો થયોજ હશે. પછી એનો પત્ર ચાર દિવસ મોડો જાય તોયે શું ? તમારા ગયા પછી હું તરતજ પત્ર લખાવી દઈશ ! "

મેધાવતીએ પત્ર નહિ લખવાનાં કારણ જણાવ્યાં.

" તમારૂં એ કહેવું બરોબર છે ! " કામદાસ મસ્તક ધૂણાવતો બોલ્યો, " છતાં સમજી વિચારી એનો રસ્તો કાઢજો. આપણે અહિં આવ્યાં છીએ, રહીએ છીએ, દુનિયાની દરકાર નથી એમ કહીએ છીએ, તોયે " રંજનપુરમાં શું થઈ રહ્યું હશે ? " એ પ્રશ્નની ચિંતા આપણને પજવી રહી છે તે વાત તો ખરી. અહિં બધું છે, છતાં મારૂં મન કોઈ ન સમજી શકાય એવી વ્યગ્રતાના ભાર નીચે તો દબાયેલું છે, એમ મારે કબુલ કરવું પડે છે ! અંતરના ઉંડાણમાં જાણે કંઈ સળગી ન રહ્યું હોય એવી વેદના થયા કરે છે ! "

કામદાસ આટલા શબ્દો બોલી વ્યગ્ર ચિત્તે હિંડોળા ઉપર બેઠેલો હતો તે સરસ્વતી અને મેધાદેવી તરફ મ્હોં રાખી આડો થઈ સુઈ રહ્યો. એણે એનું મસ્તક તકીયા ઉપર ટેકવ્યું હતું.

" યોગ્ય ઉપચાર અને સાવચેતી રાખવા છતાં, કુદરત એનું કામ કર્યા કરે છે તે વાત ખરી પણ હવે થાય શું ? "

મેધાવતી થોડીવારે બોલી.

" જે થતું હોય તે. તમને મારે શું કહેવાનું હોય ! "

કામદાસે પ્રત્યુત્તર વાળ્યો અને પાછળથી આંખો મીંચી પડી રહ્યો.

"તે તો સમયે થયાજ કરશે. તે સારૂ તો અહિં આવ્યાં છીએ ! હશે, હવે ઉંઘી જાઓ ! તમારૂં મન ઠેકાણે નથી એટલે નિદ્રાના આરામ સિવાય તે સ્વસ્થ નહિ થાય ! "

મેધાવતીએ જણાવ્યું.

કામદાસ નિરૂત્તર પડી રહ્યો. સરસ્વતી અત્યાર સુધી મૌન બેસી રહી હતી, તેના તરફ જોઇને મેધાવતીએ કહ્યું. "જા, તું પણ અંદરના ખંડમાં જઇ આરામ કર. હું પણ સુઈ જાઉં છું. આપણે બધાં એક બે કલાક આરામ કરીશું, ત્યારેજ શાન્તિ મળશે."

સરસ્વતી "સારૂ" કહીને ઉઠી અને અંદરના ખંડમાં જઈ સુઈ રહી. એના ગયા પછી મેધાવતીએ, બંને ખંડ વચ્ચેનું દ્વાર અંદરથી બંધ કરી દીધું અને ત્યાર બાદ કામદાસ સુતો હતો તેની જોડે હિંચકા ઉપર આવી બેઠી.

"તમે આમ વ્યગ્ર રહેશો તો મને નહિ ગમે. ભગવાન્! આમ કેમ કરો છો?"

મેધાવતીએ કામદાસના કપાળ ઉપર એનો એક હાથ મુકી એના શીર્ષને હલાવતાં કહ્યું.

કામદાસે મીંચેલી આંખો ઉઘાડી. સરસ્વતી ત્યાં ન્હોતી તેની તેને ખબર હતી.

"હું શું કરૂં છું?" કામદાસ પ્રત્યુત્તર વાળતો બોલ્યો. "આ તો જરા રંજનપુરના વિચાર થઈ આવતાં મારૂં મન વ્યગ્ર થઇ જાય છે, એટલુંજ. બાકી મારૂં મન આનંદમાં છે. મેધાદેવીના સંસર્ગમાં મારે શી કમીના હોય?"

કામદાસ, મેધાવતીના દીલનું સમાધાન કરવા લાગ્યો.

"એમ બોલો તો મને ગમશે. બાકી ખિન્ન રહેશો તો હું નારાજ થઇશ. ભલે, અત્યારે હું માંદી પડી છું, પણ તમારા તરફના મારા ભક્તિભાવમાં અત્યાર સુધી તો કંઈ ખામી આવવા દીધી નથી, તે તો તમારા જાણવામાં છે ને!"

મેધાવતી, કામદાસનું મસ્તક એક હાથે દબાવતી દબાવતી બોલી.

"જરૂર, મેધાદેવી! હું કંઇજ ભૂલી ગયો નથી. તમોએ મારે મા ઘણું કર્યું છે અને હજુ પણ ઘણું કરી રહ્યાં છો!"

કામદાસ, મેધાવતીએ એના કપોલપ્રદેશ ઉપર રાખેલા હસ્તને મમતાથી દબાવતો બોલ્યો.

"પણ હવે, આ શરીર બળી ગયું! બધા ઉપચારો નિષ્ફળ જવા લાગ્યા છે! તમે જાણો છો કે કેટલીયે દવાઓ ખાધી! એને ગણવા બેસીએ તોયે પાર ન આવે! તમોએ સુચવેલા બધા ઉપાય અજમાવી જોયા, પણ ધાર્યું પરિણામ ન આવ્યું! હું તો એવીને એવી રહી! જુવાન છોકરીઓની ઝરતી જુવાનીનો પ્રવાહ આ શરીરમાં ન આવ્યો!"

મેધાવતી આટલું બોલી મૌન રહી.

"શરીરના વ્યાધિ કંઈ એકદમ શમતા નથી. મેધાદેવી! ભગવાનની ઇચ્છા હશે તો અત્યારે અસાધ્ય લાગતા વ્યાધિ પણ અમુક સમય પછી સાધ્ય થઈ જાય છે! માટે તે બદલ ચિંતા ન કરવી! સર્વ સારાં વાનાં થશે! હા, એ તો ઠીક, પણ સરસ્વતીની બાબત જરા કાળજીપૂર્વક સંભાળી લેજો! આપણે કંઇ ધારતા હતા અને કંઈ થઈ ગયું! તમોએ તો કહેલું કે એને બધી દવાઓ આપવામાં આવી છે, તેમજ બધાં સાધનો બતાવવામાં આવ્યાં છે, તોયે આ શું બની ગયું? આ બાબત જરા જોખમ ભરેલી છે. એટલે મારૂં ચિત્ત જરા વ્યગ્ર થાય છે.!"

કામદાસ, મેધાવતી સામે ધારીને જોઈ રહ્યો.

"એમ વ્યગ્ર થવાની જરૂર નથી; કારણકે ખાસ જોખમ જેવું નથી . હજું તો દોઢેક માસ થયો છે! પ્રતિષ્ઠા સચવાઈ રહે અને જોખમ વધે નહિ, તેથી તો હું વહેલી ચેતી છું. એનું મન પણ બહુ મુંઝાય છે પણ તેને મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે એટલે આનંદથી રહે છે!"

મેધાવતીએ જણાવ્યું.

"એને મારા ઉપર તિરસ્કાર તો નથી આવ્યો ને?"

કામદાસે બીજો પ્રશ્ન કર્યો.

"ના, રે! ના! એ બિચારી જરા મુંઝાય છે ખરી, પણ તિરસ્કાર જેવું કંઈ નથી! એનો તમારા ઉપરનો પ્રેમ એવોને એવો છે!"

"તો સારૂ!" કામદાસ પાસું ફેરવતો બોલ્યો. "તમને હવે ઉંઘ આવતી હોય તો ઉંઘી જાઓ! હું પણ જરા આરામ કરી લઉં!"

કામદાસની ઇચ્છા, મેધાવતી હિંડોળા ઉપરથી ઉઠી પલંગમાં જઇ આરામ કરે એવી હતી, તેની આંખોમાં ઉંઘ ભરાતી હતી, એટલે તે આરામ કરવા ઇચ્છતો હતો, પણ મેધાવતીને તે વાત પસંદ પડી નહિ. એનો અર્થ એણે જુદો કર્યો.

"હું હમણાં ઉઠું છું. તમારી પાસે લાંબો સમય નહિ બેસું!" મેધાવતી કંઇક ખિન્ન થતી છણકા કરતી બોલી "મને તે વાતની ક્યારનીયે ખબર પડી છે કે જ્યારથી મારૂં શરીર બગડ્યું છે, ત્યારથી તમને મારા ઉપર મોહ અને પ્રેમ રહ્યો નથી! પણ હવે થાય શું? માણસ ગમે તેટલું સાચવે, ગમે તેટલા ઉપચાર કરે, પણ શરીર તો જીર્ણ થઇ વૃદ્ધ થવાનુંજ. હું પણ એક કાળે જુવાન હતી, જેવી સરસ્વતી છે તેવી, સમજો કે તેથી પણ અધિક! અને સરસ્વતીની પણ એજ દશા થશેને? અને શું તમારી જુવાની પણ કંઈ સદાકાળ આવીને આવી ટકવાની છે?"

મેધાવતી, આટલું બોલી હિંડોળા ઉપરથી ઉભી થઈ આગળ ચાલવા લાગી. કામદાસ હિંડોળા ઉપર બેઠો થઇ, મેધાવતીને રોકતો બોલ્યો "શું તમને ખોટું લાગ્યું? મેં તમને સુવાનું કહ્યું, તેનો અર્થ તમોએ કર્યો છે એવો નથી. મેં તો સ્વાભાવિક રીતે આપણે આરામ કરી લઇએ, તે પૂરતું કહ્યું છે!"

મેધાવતીને નારાજ થતી જોઇ, કામદાસ ગભરાતો ગભરાતો બોલ્યો.

“ આપણે બેઠાં બેઠાં શાન્તિથી વાતો કરતાં હતાં, તે આરામ ન્હોતો, ત્યારે બીજું શું હતું? શું કેવળ આંખો મીંચી ઉંઘી જવાથી જ આરામ મળે છે?”

મેધાવતી, આગળ વધતી અટકી પડી અને મુખમુદ્રા ઉપર કંઇક ક્રોધનો અને નારાજીનો આવેશ બતાવતી બોલી ઉઠી.

“ તો એમ કરો!” કામદાસ, મેધાવતીને વિનવતો બોલ્યો “અહિં મારી પાસે આવી બેસો! આપણે વાતો જ કરીયે! હવે, મારે નથી ઉંઘવું!”

કામદાસ, હિંડોળા ઉપરથી ઉભો થઇ, મેધાવતી તરફ આવ્યો અને તેનો એક હાથ પકડી હિંડોળા પાસે લઇ ગયો. મેધાવતીને એણે હિંડોળા ઉપર બેસવા જણાવ્યું. તે કંઈ પણ બોલ્યા સિવાય બેઠી. કામદાસ પણ તેના બેઠા પછી. તેની પાસે બેસી ગયો. અને તેઓ વાતે વળ્યાં.



# પ્રકરણ ૨૫

## રંજનલાલનું વારસ

જ્ઞાનનિરંજન અને મનમોહનરાય ઘેર પાછા ફર્યા તે સમયે, વિનોદરાય, યશોદા અને વીરેશ્વર શર્મા એમની રાહ જોતાં બેઠાં હતાં. યશોદા અને વીરેશ્વર શર્માને એમના જરૂરી કામે બહાર જવાની ઉતાવળ હતી તેમજ તેમને સાથે લઈ જવા માગતાં હતાં. તેમને આવેલા જોઈ તેમની અધીરાઈ ઓછી થઈ. વીરેશ્વર શર્માએ તેમને જણાવ્યું "હવે આપણે અમારા કામે બહાર જઈ આવીએ. એકાદ કલાકનું કામ છે એટલે તરતજ પાછા ફરી શકીશું અને ત્યારબાદ નિરાંતે બેસીશું." "તો ચાલો, અમે પણ તૈયારજ છીએ." જ્ઞાનનિરંજને આસન ઉપરથી ઉભા થતાં પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. મનમોહનરાય અને વિનોદરાય પણ એની સાથે ઉભા થયા. યશોદા અને વીરેશ્વર શર્મા તો તૈયાર થઈ બેઠાં હતાં એટલે તેમણે તરતજ ચાલવા માંડયું. બીજા પણ એમની પાછળ પાછળ ચાલ્યા. તેમને કયાં જવાનું હતું, તે વિનોદરાયે, વીરેશ્વર શર્માને પૂછી લીધું હતું એટલે તેઓ સીધા, રંજનપુરના આગેવાન અને પ્રતિષ્ઠિત શ્રીમંત વેપારી વરધીચંદ શેઠના ઘરભણી વળ્યા.

વરધીચંદ શેઠની હવેલી ગામના મધ્ય ભાગમાં આવેલી મોહનપોળમાં હતી. વેપાર ધંધામાં એમના પુરૂષાર્થને કિસ્મતની યારી મળી જવાથી એમણે પુષ્કળ દ્રવ્ય પેદા કર્યું હતું અને રંજનપુર તેમજ આજુબાજુના પ્રદેશમાં એમની પ્રતિષ્ટા, એક આગેવાન અને શ્રીમંત વેપારી તરીકે જામી ગઈ હતી. તેમની પેઢીના વેપાર અનેક પ્રકારના હતા. છતાં આડત, શરાફી તથા કાપડ, રૂઉ અને સુતરના તૈયાર તેમજ વાયદાના વેપાર તેમાં મુખ્ય હતા. વરધીચંદના પિતાએ, એમને વારસામાં તો માત્ર સારી કુનેહભરી વ્યાપારી બુદ્ધિ અને વેપારની શરૂઆતમાં ઉપયોગી થઈ પડે એટલી સાધારણ મુડી

આપી હતી, પરંતુ એ બંને સાધનોનો પુરૂષાર્થભર્યો સારો ઉપયોગ કરી તેઓ વ્યાપાર ક્ષેત્રમાં સારી પેઠે આગળ વધી શકયા હતા અને રંજનપુરના એક આગેવાન, પ્રતિષ્ઠિત અને શ્રીમંત વેપારી બની શકયા હતા. વળી એમની પ્રકૃતિ મિલનસાર હોઇ, તેઓ નાના, મોટા, ગરીબ, તવંગર વિગેરે દરેક માણસનો ચાહ મેળવી શકયા હતા. પ્રમાણિકપણું અને સચ્ચાઈ, તે તેમની પેઢીનો કાર્યમંત્ર હતો અને તેમાં તેમણે કદી પણ શિથિલતા આવવા દીધી ન્હોતી. તેમની હવેલી, રંજનપુરમાં એક આલીશાન મકાન તરીકે પ્રખ્યાત હતી. તે જો કે તેમનું વસવાટનું મકાન હતું, પરંતુ તે બહુ વિશાળ હોઇ, તેમણે તેમની વેપારી પેઢી પણ તે મકાનના બીજે માળે બે મોટા ખંડ રોકી તેમાં રાખી હતી—પરંતુ ત્યાં જવા આવવાનો રસ્તો તેમણે મકાનના વસવાટના ભાગથી જુદો પાડયો હતો. આથી સવારથી સાંજ સુધી તેમની પેઢીએ, વેપારી, ગ્રાહક, આડત્યા, નોકરો, કારકુનો. મજુરો વિગેરેની જે અવર જવર મોટા પ્રમાણમાં ચાલુ રહેતી, તેની ધમાલ, ગરબડ વિગેરે તેમના વસવાટના ભાગને નડી શકતી નહિ. વીરેશ્વર શર્મા વિગેરે વિનોદરાયની દોરવણી પ્રમાણે વરધીચંદ શેઠની પેઢીએ આવી વહોંચ્યા. તે વખતે શેઠ ત્યાં હાજર હતા અને તેમના મુનીમ સાથે પેઢીના કામકાજ સંબંધે વાતચિત કરી રહ્યા હતા. તેમણે, તેઓ સર્વનો, ત્યાં આવતાં "આવો" એમ કહી સત્કાર કર્યો અને તેમની પાસે પડેલી ગાદી તકીયાની બેઠક ઉપર આસન લેવા સુચના કરી. પેઢીમાં બીજા સાત આઠ કારકુનો તે ખંડમાં તેમની બેઠક ઉપર બેસી એમનું કામકાજ કરી રહ્યા હતા. વિનોદરાય પંડિતે, શેઠની સુચના પ્રમાણે જ્ઞાનનિરંજન, મનમોહનરાય, વીરેશ્વર શર્મા અને યશોદાને આસન લેવા સુચના કરી. તેઓએ તે પ્રમાણે ત્યાં આસન લીધાં, જ્યારે યશોદા, ગાદીની બેઠક જોડે શેત્રંજી ઉપર નીચે બેઠી.

"બોલો, વિનોદરાયભાઇ ! કેમ આવવું થયું છે ?"

સર્વેને આસન લીધા બાદ વરધીચંદ શેઠે, વિનોદરાય પંડિત સામે જોઇને પૂછ્યું,

“આ બ્હેન, મારે ત્યાં મ્હેમાન છે. એમને આપની પેઢીમાં કંઇ કામ છે એટલે ગઈ રાત્રે તેઓ અમદાવાદથી એમના આ સંબંધી (વીરેશ્વર શર્મા તરફ દૃષ્ટિ ફેરવીને) સાથે આવ્યાં છે. શું કામ છે, તેની મને ખબર નથી એટલે તે વાત તેઓ પોતે કરશે. તેઓ આ ગામનાં અજાણ્યાં એટલે હું મારા આ બે મિત્રો (જ્ઞાનનિરંજન તથા મનમોહનરાય તરફ તેમનું ધ્યાન ખેંચતાં) જેઓ પણ ગઈ કાલથી મારા મ્હેમાન છે, તેમને લઇ, તેમની સાથે આવ્યો છું.”

વિનોદરાયે, પ્રત્યુત્તર વાળતાં કામનું પ્રયોજન કહી બતાવ્યું.

વિનોદરાયે કહેલી વાત સાંભળી, વરધીચંદ શેઠ, કંઇક વિચારમાં પડી ગયા, કારણકે તેઓ યશોદાને ઓળખતા ન્હોતા, છતાં તેમની પેઢીએ ઘણાં અપરિચિત સ્ત્રી પુરૂષ પણ, કારણસર આવતાં જતાં એટલે તેમને કંઇ ખાસ વિચારવા જેવું ન્હોતું.

“તે બ્હેનનું નામ?” વરધીચંદ શેઠે પૂછ્યું. “યશોદા!” વિનોદરાયે પ્રત્યુત્તર વાળ્યો.

“અમદાવાદથી આવે છે?”

“હા”

“ત્યાંજ રહે છે?”

“હા”

“તો હવે જે કામ હોય તે જાહેર કરવા તેમને જણાવો!”

વરધીચંદ શેઠ આટલું બોલી યશોદા સામે જોઈ રહ્યા.

યશોદાએ કંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ એટલે વીરેશ્વર શર્મા, તેમની બેઠક ઉપરથી ઉઠી, શેઠની ગાદી સામે તેમની નજીક આવી નીચે બેસી બોલ્યા.

"શેઠ સાહેબ ! હકીકત એવી છે કે આપની પેઢીમાં ઘણા વખતથી રંજનલાલ મનસુખરામ મહેતાને નામે સારી જેવી રકમ જમા છે અને તે રકમ વ્યાજ સાથે અત્યારે લગભગ બમણી થવા આવી હશે. આ રકમ આપની પેઢીમાં જમા થયા પછી, રંજનલાલ, હિંદુસ્તાનના પ્રવાસે નીકળી પડેલા, તે વાતને આજે બાર તેર વર્ષ થયાં પણ પાછા ફર્યા નથી તેમ તે દરમ્યાન તેમનું શું થયું તેની કશી ખબર પડી નથી. તેઓ અવિવાહિત હતા અને તેમના નજદીકના સંબંધીમાં કેવળ એક બ્હેન હતી અને તે પણ કશી સંતતિ મુકયા વગર ત્રણ ચાર વર્ષ થયાં ગુજરી ગઈ છે. તેમના કુટુંબમાં કોઇ દૂરનાં સગાં સંબંધી હશે, પણ તેઓ પૈકી કોઇને, આ રકમની ખબર નથી એટલે એ બાઈ, તે રકમ કેટલી થઈ છે તે હિસાબ જોવા આવ્યાં છે !"

વીરેશ્વર શર્મા, આટલું બોલી મૌન રહ્યો.

જ્ઞાનનિરંજન અને મનમોહનરાય, આ વાતચિત ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા હતા.

"તેઓ તેમનાં સંબંધી છે ? કોઇ જાતનાં હક્કદાર છે ? એવા કોઇ આધાર હોય તો, હું મુનીમને એ ખાતાનો હિસાબ બતાવવા માટે સુચના આપું !"

વીરેશ્વર શર્માએ કહેલી વાત સાંભળી લીધા બાદ, વરધીચંદ શેઠે થોડા સમય વિચાર કર્યા પછી જણાવ્યું.

"હા, એવું છે, ત્યારે તો હું આવી છું."

યશોદાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"તો તે બતાવો. તે જોઇ ખાત્રી કરી લીધા પછી, તમે હક્કદાર હશો તો હિસાબ તરતજ બતાવવામાં આવશે."

વરધીચંદ શેઠે, યશોદા સામે જોઇ, આધાર બતાવવા માગણી કરી.

યશોદા કંઈ બોલી નહિ, પણ તેણે એની ચોળીના ખીસામાંથી, એક કાગળ કાઢી વરધીચંદ શેઠના હાથમાં મૂકયો. તેમણે તે વાંચી લીધો અને ત્યારબાદ એમના મુનીમને વાંચવા આપ્યો. મુનીમે તે વાંચી લીધાબાદ, શેઠને પાછો આપ્યો. વરધીચંદ શેઠે તે પત્ર થોડો સમય હાથમાં પકડી રાખ્યો, પણ પાછળથી કંઇ વિચાર આવતાં યશોદાને પાછો સોંપતાં જણાવ્યું કે: " મેં અને મારા મુનીમે આ કાગળ વાંચી લીધો છે અને એકંદરે તમારી સમજણ ખરી છે—છતાં એ પત્રના આધારે, રંજનલાલની જમા રકમનાં કાયદેસર હક્કદાર તમે થઇ શકતાં હો એવું મારૂં માનવું નથી એટલે દીલગીર છું કે હું એમનો હિસાબ તમને બતાવી શકતો નથી. "

વરધીચંદ શેઠ, આટલું બોલી મૌન રહ્યા અને કંઇક ઉંડા વિચારમાં પડી ગયેલા જણાયા.

શેઠના આ શબ્દો સાંભળી યશોદા અને વીરેશ્વર શર્મા, આકાશમાંથી વિજળી પડી હોય, તેમ ચમકી ઉઠયાં. જ્ઞાનનિરંજન અને મનમોહનરાયને આ વાતમાં રસ પડવા લાગ્યો.

"ત્યારે આ પત્ર ખોટો ?"

યશોદાએ, થોડીવારે ગુંચવાતાં ગુંચવાતાં પૂછ્યું. તે નિરાશ થઇ ગઈ હતી.

" ના, તમારા પૂરતો સાચો. અમારે માટે ખોટો. "

વરધીચંદ શેઠ ખુલાસો કરતાં જણાવ્યું.

"એટલે ?" યશોદાની ખિન્નતા વધતી જતી હતી, જ્યારે વીરેશ્વર શર્મા, અસ્વસ્થ થતો હતો.

" રંજનલાલનો તમારો ઉપરનો આ પત્ર તમારો અંગત અને ખાનગી હોઇ, અમારી પેઢીને, એમાં કંઇ કરવાનું રહેતું નથી. જો એવોજ બીજો પત્ર, તમારા નમાં લખ્યું છે, તે મુજબની વ્યવસ્થા કરવાનો, અમારી પેઢી ઉપરનો [illegible] હોત તો, અમો તેમનો

હિસાબ તમને બતાવત, એટલું જ નહિ પણ તેમના પત્રની સુચના પ્રમાણે તે રકમ તમારે ખાતે હવાલાથી જમા કરી લીધી હોત અગર તો તમારી ઇચ્છા પ્રમાણે તમને રોકડી ચુકવી આપી હોત !"

વરધીચંદ શેઠે આંખ ઉપરના ચસ્મા ઉતારી, હાથમાં લેતાં જણાવ્યું.

"ત્યારે હું હક્કદાર થતી નથી ?"

યશોદાની નિરાશા વધતી હતી. તેનું મ્હોં લેવાઇ ગયું હોય તેવું જણાયું.

"ના જરાયે નહિ. મને તો એમ લાગે છે. છતાં ખાત્રી કરવી હોય તો વકીલને પૂછી લેશો એટલે તમારા મનનું સમાધાન થઇ જશે."

વરધીચંદ શેઠે શાન્તિથી પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે એમના એ રકમનું શું થશે ?"

વીરેશ્વર શર્માએ નવો પ્રશ્ન કર્યો.

"એનો કાયદેસર હક્કદાર નહિ લઈ જાય ત્યાં સુધી પેઢીમાં એમને ખાતે જમા પડી રહેશે ! પણ રંજનલાલ હાલ કયાં છે, શું કરે છે, હયાત છે કે સ્વર્ગસ્થ થયા છે, તેની કંઇ ખબર પડી છે કે નહિ ? તેની તો તપાસ કરો !"

"ઘણીયે તપાસ કરી અને ઘણુંયે મથ્યા, પણ તે બાબતની કંઈ માહીતિ મળતી નથી !"

યશોદાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"હું ન ભુલતો હોઉં તો તેમનો આ પત્ર લગભગ ચારેક વર્ષ ઉપરનો છે એમને ?"

"હા"

"તે પત્રનો પ્રત્યુત્તર તમોએ તેમને લખેલો કે ?"

"હા"

"તેમાં શું લખેલું ?"

"કે હું તમારા લખવા પ્રમાણે તમારા પ્રવાસ આરંભની તારીખથી બાર વર્ષ પૂર્ણ થાય તે દરમ્યાનમાં તમે પાછા નહિ ફરો તો, તમે કદી પણ પાછા ફરવાના નથી, એમ સમજી તમારી જે રકમ વરધીચંદ શેઠની પેઢીમાં જમા છે તે, હું લઇ આવીશ અને તેની વ્યવસ્થા તમારી સુચના મુજબ કરીશ, પણ આ બાબતમાં તમે પેઢીને લખજો."

"આ પત્ર તેમને પહોંચી ગયેલો ?"

"હા"

"એનો જવાબ ફરી વળેલો ?"

"ના"

"એમના પ્રત્યુત્તરની રાહ જોયેલી ?"

"ઘણીયે–અરે ! એટલું જ નહિ પણ તે અરસામાં તેમને પાંચ સાત બીજા પત્રો પણ લખેલા–પણ પ્રત્યુત્તર જ નહિ."

યશોદાની નિરાશાનો અવધિ ન્હોતો.

"તે બધા પત્રો તેમને પહોંચેલા ?"

યશોદા, આ પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતાં ગુંચવાઈ, પણ પછીથી બોલી.

"ના, તે બધા પત્રો "માલિકનો પત્તો નથી" એવા શેરા સાથે પોષ્ટ ઓફીસમાંથી પાછા આવેલા."

"તે બધા પત્રો કયાં લખેલા ?"

"તેમના આપને હમણાં વંચાવ્યો તે પત્રમાં આવેલા સરનામે. કાશી."

યશોદાએ ખુલાસો કર્યો.

"ત્યારે, આવી બાબતમાં અમે શું કરી શકીએ ? બ્હેન ? એક તો રંજનલાલનો કોઈ પત્ર અમારી પેઢી ઉપર નથી, તેમ અમારા તરફથી એમની જમા રકમના વ્યાજ સાથેના દરેક વર્ષ આખરના આંકડા, એમના નોંધાવેલા સરનામે અમારા તરફથી

અમારી પેઢીના રિવાજ મુજબ મોકલવામાં આવે છે, તે બધા આંકડા જાણે દરેક વર્ષે એમને મળી ગયા હોય તેમ પોષ્ટ ઓફીસમાંથી કદી પાછા ફર્યા નથી. તેમજ તેઓ હયાત નથી, તે બદલની કોઈ જાતની માહીતિ આપને નથી કે એની ખાત્રી થાય તેમ નથી. એવા સંયોગોમાં એમની જમા રકમ અમારાથી કોઈને પણ આપી શકાય નહિ તે દેખીતું છે. છતાં હજુ એક માર્ગ છે. રંજનલાલ આ જગત્ ઉપર અત્યારે અસ્તિત્વ ધરાવતા નથી, એવો કોઈ સંગીન પૂરાવો જો રજુ કરવામાં આવે તો અમો આ બાબત ઉપર, કાયદેસર સલાહ લઈ, તમારૂં હિત સચવાય એવું કંઇ કરી શકીએ. તે સિવાય અમે દીલગીર છીએ કે કંઈ પણ બની શકે એમ નથી, બ્હેન !"

વરધીચંદ શેઠ આટલું બોલી મૌન રહ્યા અને એમના મુનીમ સાથે વાતે વળગ્યા.

વીરેશ્વર શર્મા શેઠની ગાદી પાસેથી ઉઠી, જ્ઞાનનિરંજન, મનમોહનરાય, વિનોદરાય વિગેરે બેઠા હતા ત્યાં જઈ બેઠો. એની મુખમુદ્રા ઉપર ગ્લાનિ છવાઈ ગઈ હતી. યશોદા તો શેઠની છેવટની વાત સાંભળી શમશમી ઉઠી હતી. એના મનમાં અનેક તરંગ ઉઠયા. વિચારોના અનેક ઝંઝાવાત ઉત્પન્ન થયા. અનેક યુક્તિઓ અજમાવી જોઈ, પરંતુ શેઠને સમજાવી શકાય એવો કોઇ સચોટ માર્ગ એને જણાયો નહિ એટલે તે ખૂબજ નિરાશ થઇ અને તે પળે, તે રકમ મેળવી લેવાની આશા એણે છોડી દીધી. છતાં છેવટના પ્રયત્ન તરીકે તેણે શેઠને સંબોધીને કહ્યું "આપ જે જે બાબત કહી તે મારી સમજમાં આવી છે—છતાં મારૂં કહેવું પણ તેટલુંજ સાચું છે. હું ધારૂં છું ત્યાં સુધી, રંજનલાલ આ જગત્ ઉપર અસ્તિત્વ ધરાવતા નથી અને કદાચ અસ્તિત્વ ધરાવતા હોય તોયે તેઓ આ રકમ લેવા પાછા ફરવાના નથી એની ખાત્રી રાખજો. જ્યારે ત્યારે, એ રકમની કાયદેસર હક્કદાર હું છું અને થવાની છું. એટલું યાદ રાખજો કે હું બ્રાહ્મણ બાઇ છું અને મારા હક્કને નુકશાન ન થાય તેટલું

સંભાળજો. આપે જે માર્ગ બતાવ્યો છે, તે રસ્તે હું પ્રયત્ન કરી જોઈશ અને આપના મનનું સમાધાન થઈ શકે, એવાં સાધનો અને પૂરાવા સાથે, હું આપની પાસે બીજી વખત યોગ્ય સમયે હાજર થઈશ. તે વખતે તો આપ સંતોષકારક ખુલાસો આપશો ને ?"

યશોદા આટલું બોલી શેઠ સામે જોઈ રહી. નિરાશા અને ખિન્નતાના પરિણામે તે કંઈક ઉશ્કેરાઈ ગઈ હતી, છતાં એની વાણી ઉપર એણે ખૂબ સંયમ રાખ્યો હતો. એની આંખો વેધક હતી અને એમાં ઉશ્કેરાટની વિજળી ચમકી રહી હતી.

"ઘણીજ ખુશીથી, બ્હેન !" વરધીચંદ શેઠ, શાન્તિથી પ્રત્યુત્તર વાળતા બોલ્યા. "તે સમયે રજુ થયેલી હકીકત ઉપરથી મારા મનનું સમાધાન થશે તો હું તમને હિસાબ પણ બતાવીશ અને તે રકમ તમને હિસાબ ચુકતે આપી દઈશ એને માટે બેફીકર રહેજો. તમને ખોટું તો કદાચ લાગ્યું હશે, પરંતુ બ્હેન ! અમારે પણ અમારી જવાબદારી સમજી, એને અદા કરવાની હોય છે ! તમે બ્રાહ્મણ છો તે મેં જાણ્યું પરંતુ અમારી પેઢીમાં તો દરેક જ્ઞાતિ, દરેક કોમ, નાનાં, મોટાં, ગરીબ, તવંગર વિગેરે દરેકનું હિત સચવાય એવી રીતનો પ્રમાણિક અને સાચો વ્યવહાર છે, એટલે રંજનલાલની જમા રકમનાં કાયદેસર હક્કદાર તમો ઠરશો, તે દિવસે તે રકમ તમને અગાઉ જણાવ્યું એમ મળી જશે. તે માટે નિશ્ચિંત રહેશો !"

શેઠના આ પ્રત્યુત્તરથી યશોદાના મનને કંઈક શાન્તિ વળી. તે મુંગી બેસી રહી. વિનોદરાયે, વીરેશ્વર શર્માને "કામ પતી ગયું હોય તો આપણે ઘેર જઈએ." એવી સુચના કરી, તેથી વીરેશ્વર શર્માએ યશોદા તરફ જોયું. તે પણ હવે ઘર તરફ જવા, ઉઠવા તૈયાર હતી, તેથી વીરેશ્વર શર્માની વાત સમજીને બોલી ઉઠી "હા, હવે આપણું અહિંનું કાર્ય પતી ગયું છે, માટે ઉઠીએ." આ શબ્દો સાથે યશોદા ઉભી થઈ. યશોદા, વીરેશ્વર શર્મા અને વરધીચંદ શેઠ વચ્ચે થયેલી

તમામ વાતચિત, જ્ઞાનનિરંજન, મનમોહનરાય અને વિનોદરાય પંડિતે સાંભળી હતી, છતાં તેમણે તે વાતચિતમાં કંઇ પણ ભાગ લીધો ન્હોતો, તેમજ હકીકત સમજવા કોઈ પણ જાતની બહારની જીજ્ઞાસા બતાવી ન્હોતી. કારણકે તેમણે જોયું હતું કે યશોદા અને વીરેશ્વર શર્માએ, જોકે તેમને સાથે લીધા હતા, પરંતુ કામનું પ્રયોજન એમનાથી ગુપ્ત રાખ્યું હતું, તેમજ આટલી વાતચિત ચાલી તે દરમ્યાન વાટાઘાટ કરવામાં કે હકીકત સમજાવવામાં એમની કોઇ પણ જાતની મદદ લીધી ન્હોતી. યશોદાને ઉભી થયેલી જોઈ, વિનોદરાય પંડિતે ઉભા થતાં થતાં વરધીચંદ શેઠ તરફ જોઈ કહ્યું "શેઠ સાહેબ, હવે અમો રજા લઇશું." વરધીચંદ શેઠે વિનોદરાયના શબ્દો સાંભળી એમની દ્રષ્ટિ તે તરફ કરતાં જણાવ્યું, "કેમ, કંઇ બહુ ઉતાવળ છે? જવાય છે!"

"આમ તો થોડીવાર બેસત, પણ આ બધા મ્હેમાનોને મોડું થાય. મારે કયાં આવવાની નવાઇ છે?" વિનોદરાયે હસતાં હસતાં કહ્યું.

"મ્હેમાનોને પા અડધા કલાકમાં શું મોડું થઈ જવાનું છે? આ બાઈ અને ભાઇનો પરિચય તો થયો, પણ તમારી સાથેના તમારા આ બે મિત્ર મ્હેમાનો (જ્ઞાનનિરંજન અને મનમોહનરાય પંડિત તરફ જોઇને) કોણ છે અને કયાંથી આવે છે તે તો જણાવો."

વરધીચંદ શેઠ, વિનોદરાય પંડિતને તેમના મ્હેમાનો સાથે, થોડા સમય રોકાઇ જવા આગ્રહ કર્યો. વિનોદરાય પંડિત, શેઠના આગ્રહને વશ થયો. તે ગાદી ઉપર બેસી ગયો એટલે જ્ઞાનનિરંજન અને મનમોહનરાય વિગેરે પણ ઉભા થતા અટકી ગયા. યશોદા પણ ઉભી થયેલી પુનઃ નીચે બેસી ગઇ.

"તેઓ આનંદપુરથી આવ્યા છે. ગઇ કાલ રાત્રેજ આવ્યા. આ યશોદાબ્હેન અને વીરેશ્વર શર્મા પણ તેમની સાથેજ આવેલાં. તેમને ટ્રેઇનમાં સંગાથ થયેલો."

વિનોદરાય પંડિતે, આસન લીધા બાદ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"તેમનાં નામ ?"

"જ્ઞાનનિરંજન અને મનમોહનરાય."

"કંઈ કારણસર આવ્યા હશે ?"

"હા"

"ત્યારે તો બે ત્રણ દિવસ રોકાશે ?"

"ના, રે ! ના !" જ્ઞાનનિરંજને વચ્ચે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. "બની શકે તો આજની રાતની ટ્રેઈનમાં નહિ તો કાલ સવારમાંજ જવાના છીએ !"

"આપ આનંદપુરમાં શું કરો છો ?"

વરધીચંદ શેઠે જ્ઞાનનિરંજનને પૂછ્યું.

"ખાસ પ્રવૃત્તિ કોઈ નથી."

"તોયે ?"

"હું નોકરી ધંધો કંઈ કરતો નથી. માત્ર લેખન, વાંચન અને બની શકે તેવી યત્કિંચિત્ સમાજ સેવા, એ મારો વ્યવસાય છે !"

"એમ ?" વરધીચંદ શેઠને આશ્ચર્ય લાગ્યું.

"હા, આપને આશ્ચર્ય લાગશે–પણ મને તો એમાંજ રસ પડે છે !"

જ્ઞાનનિરંજને, વરધીચંદ શેઠને આશ્ચર્યચકિત થતા જોઇ જરાક વધુ સ્ફોટ કર્યો.

"પણ એ રસ્તે આજીવિકા થોડીજ ચાલે છે ? એનું શું ?"

વરધીચંદ શેઠને જ્ઞાનનિરંજનનો જીવનવ્યવહાર સંપૂર્ણ રીતે જાણી લેવા જીજ્ઞાસા થઈ આવી.

એના પ્રત્યુત્તરમાં, જ્ઞાનનિરંજને એના વડીલ ભાઇની વેપારી પ્રવૃત્તિ અને તે દ્વારા એમને થતી કમાણીમાંથી એને મળતી સહાય, વિગેરે હકીકત સંક્ષિપ્તમાં સમજાવી દીધી. વરધીચંદ શેઠ, આ બધું દિગ્મૂઢ થઇ સાંભળી રહ્યા. જ્ઞાનનિરંજનના વડીલભાઇની વેપારી પ્રવૃત્તિની વાત સાંભળી, વરધીચંદ શેઠને, તેમનું નામ જાણવા સ્વાભાવિક ઇચ્છા થઇ આવી અને તે તેમણે તેને પૂછી લીધું. જ્ઞાનનિરંજને પ્રત્યુત્તરમાં વડીલભાઇનું નામ, તેમજ વેપારી પેઢીનું નામ, તેમજ વેપારની હકીકત, એમના મનનું સમાધાન થાય તે પ્રમાણે કહી નાંખી.

"ત્યારે, આપ લક્ષ્મીનિરંજન જેવા, પ્રતિષ્ઠિત, આગેવાન અને સત્યનિષ્ટ, શ્રીમંત વેપારી ગૃહસ્થના ભાઇ!"

વરધીચંદ શેઠે હર્ષના આવેશમાં ઉપર મુજબ ઉદ્દગાર કાઢયા.

"હા" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો અને પછી મૌન રહ્યો.

"ત્યારે, અત્યારસુધી તો બધું અંધારામાં ગયું! આ વિનોદભાઇ, પણ કંઇ બોલ્યા નહિ! આપના જેવા માણસ અમારે ત્યાં આવે અને અમે ઓળખીએ નહિ તે વાત કેવી કહેવાય?"

વરધીચંદ શેઠે આટલું બોલી, એમના મુનીમ તરફ જોઇને કહ્યું "મુનીમજી! જરા ઘર આગળ જાઓ અને વિમળાબ્હેન હોય તો એમને નહિતર મહારાજને કહો કે શેઠ, પાંચ સાત મહેમાનો સાથે હમણાં ઘર આગળ આવે છે એટલે તેમના સ્વાગત માટે યોગ્ય પ્રબંધ કરી રાખે!"

વરધીચંદ શેઠનો મુનીમ આ સાંભળી ગાદી ઉપરથી ઉઠી શેઠને ઘેર જવા તૈયાર થયો, તે જોઇ જ્ઞાનનિરંજન બોલી ઉઠયો "પણ શેઠ સાહેબ! આપ જાણો છો કે: અમો વિનોદરાયભાઇના મ્હેમાન છીએ એટલે કૃપા કરી આપ કોઇપણ જાતની તકલીફ ઉઠાવશો નહિ! અમો હવે રજા લઇએ છીએ. આપના પ્રેમ ભર્યા વિવેકભાવ માટે આપના આભારી છીએ!"

"એમ ન બને, જ્ઞાનનિરંજનભાઈ!"

વરધીચંદ શેઠ, પ્રત્યુત્તર વાળતા બોલ્યાઃ

"હું તે સારી પેઠે જાણું છું કે આપ સર્વે વિનોદરાયભાઈના મ્હેમાન છો, એટલે હું અત્યારે બીજો કંઈ આગ્રહ કરતો નથી. માત્ર આપ સર્વે, મારે ત્યાં પધારી, જરા દુધ ચ્હા લઈ, મારૂં ઘર પાવન કરો એટલી જ મારી ઇચ્છા છે. હું આપને બહુ નહિ રોકું અને હજુ સમય છે એટલે આપણે ઘર આગળ જરા શાન્તિથી બેસી શકીશું."

વરધીચંદ શેઠે, આટલું બોલી વિનોદરાય તરફ જોઇને કહ્યુંઃ "કેમ, વિનોદરાયભાઈ! મારૂં કહેવું ખોટું છે? તમારા મ્હેમાન એ મારા પણ મ્હેમાન છે, તે ખરૂં છે ને! મારે ત્યાં આ સર્વેને લઈને આપને આવવું જ પડશે!"

વરધીચંદ શેઠના શબ્દોમાં એમની ભાવનાની મક્કમતા હતી એટલે વિનોદરાય, જ્ઞાનનિરંજન કે બીજું કોઈ, એમની ઇચ્છાની અવગણના કરી શક્યું નહિ. સર્વે મૌન બેસી રહ્યા. મુનીમ, શેઠની સુચના પ્રમાણે શેઠને ઘેર પહોંચી ગયો અને વિમળાબ્હેનની ગેર-હાજરીમાં મહારાજને શેઠ તરફની જરૂરી સુચના આપી દશેક મીનીટમાં પાછો ફર્યો.

"વિમળાબ્હેન ઘેર છે?"

મુનીમને, ગાદી ઉપર આસન લેતાં, વરધીચંદ શેઠે પૂછ્યું.

"ના, હજુ તેઓ "બ્રહ્મમંડળ" માંથી પાછાં ફર્યા નથી, પણ મહારાજને જરૂરી સુચના આપી આવ્યો છું."

"બ્રહ્મમંડળ" નું નામ મુનીમે વાળેલા પ્રત્યુત્તરમાં આવતાં, જ્ઞાનનિરંજન ચમકી ઉઠ્યો.

"ત્યારે તેને હજુ વાર લાગશે કે શું?" શેઠ કંઇ ગુંચવાતા બોલ્યા "પણ હું ધારું છું કે આપણે ઘેર જઇશું, તે દરમ્યાનમાં તે આવી જશે. તે વખતે બ્હેન ઘર આગળ હાજર હોય તો સારૂં!"

"હું પણ એમજ ધારૂં છું. વિમળાબ્હેન પાંચ દશ મીનીટમાં આવી જવાં જોઇએ. લગભગ અગીયાર થવા આવ્યા છે એટલે આવવાની તૈયારી છે! નહિંતર પછી આપ કહો તો કોઈને બોલાવી લાવવા મોકલું!"

મુનીમે, શેઠની વાતને અનુમોદન આપતાં જણાવ્યું.

"ના, ના, એવી જરૂર નહિ પડે. તે હમણાં આવીજ પહોંચશે!" વરધીચંદ શેઠે, ખુલાસો કરતાં જણાવ્યું.

"બ્રહ્મમંડળ" અને "વિમળા" એ શબ્દો સાથે, જ્ઞાનનિરંજનના મસ્તિષ્કમાંથી અનેક તરંગો પ્રસાર થવા લાગ્યા. વિનોદરાયને પૂછતાં, એને ખબર પડી કે વિમળા, વરધીચંદ શેઠની લાડકવાયી, વિધવા પુત્રી હતી અને વિધવા થયા પછી એના પતિની તમામ મીલ્કત વેચી નાંખી, એમને ત્યાં આવી કાયમ ત્યાંજ રહેતી હતી. વળી તે "બ્રહ્મમંડળ" ની એક આગેવાન સ્ત્રી સભ્ય હતી અને તેમાં તે સક્રિય ભાગ, ઉત્સાહભેર લેતી હોવાથી રંજનપુરના સમાજમાં, ધાર્મિક અને ભક્ત સ્ત્રી તરીકે એની સારી ખ્યાતિ હતી. તરંગોમાંથી તે કલ્પનામાં ચઢ્યો. થોડા સમય અગાઉ, લીધેલી "બ્રહ્મમંડળ"ની મુલાકાતનાં દશ્ય, એની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યાં. ત્યાં હાજર રહેલી સ્ત્રીઓ પૈકી "વિમળા" કોણ હતી, અને કોણ હોવી જોઈએ, એની કલ્પના એણે કરી લીધી. "વિમળા" એણે જોઈ લીધી. ત્યાં આગળ જેને બધા "મોટી ગોપી" કહી બોલાવતા હતા અથવા ઓળખતા હતા, તેજ સ્ત્રી વરધીચંદ શેઠની લાડકવાયી પુત્રી "વિમળા" હોવી જોઈએ એમ એણે મન સાથે નક્કી કરી લીધું અને પરિણામે એનાં આશ્ચર્ય તેમજ ખિન્નતાનો અવધિ રહ્યો નહિ. એની ખિન્નતા એ માટે હતી કે "આવા પ્રતિષ્ઠિત અને આગેવાન, ખાનદાન વેપારીની વિધવા પુત્રીનો "બ્રહ્મમંડળ" સાથે આટલો ગાઢ સંબંધ!"

વિચારો તો ખૂબ દોડતા હતા, પણ એણે થોડીવારમાં એનાં વિચાર અને કલ્પનામન્થન ઉપર અંકુશ મેળવી લીધો. તે સાવધ થઈ ગયો.

"ત્યારે આપણે ઉઠીશું, વિનોદભાઇ ? " વરધીચંદ શેઠ ગાદી ઉપરથી ઉભા થઈ એમનો કોટ પહેરતાં વિનોદરાય તરફ જોઇને બોલ્યા. "મ્હેમાનોને ઉતાવળ હોય એટલે આપણે જરા વ્હેલા પતાવી દઈએ ! "

"હા, જેવી આપની ઇચ્છા." વિનોદરાયે પ્રત્યુત્તર વાળી ઉભા થતાં જણાવ્યું. "ત્યારે, ચાલો જ્ઞાનનિરંજનભાઇ ! અને તમે બધાં."

વરધીચંદ શેઠે, સર્વે તરફ દૃષ્ટિ ફેરવી, તેમને સાથે આવવા જણાવ્યું. શેઠે ચાલવા માંડ્યું, તેમની પાછળ બધાં તેમની સાથે તેમને ઘેર ગયાં.

o

## પ્રકરણ ૨૬
## વિમળા અને ગોરધનભાઈ

"બ્રહ્મમંડળ" નો કાર્યક્રમ પૂર્ણ થયો અને તમામ સ્ત્રી પુરૂષ વિખરાઇ ગયાં, ત્યારે ગોરધનભાઈ, "મોટી ગોપી" ને ઘર તરફ જવા બહાર નીકળતી જોઇ, તેની પાસે આવી પહોંચ્યો અને બોલ્યો "વિમળાબ્હેન! કામદાસભાઇનો ગયા પછી એમનો કોઈ પત્ર મારા ઉપર તો નથી, પણ તમારા ઉપર આવ્યો છે કે કેમ? તે તો કહો!"

ગોરધનભાઈને કોઇ બાબતની વાતચિત કરવાની હોઈ, તે તેને બોલાવી રહ્યો છે, તેમ જણાતાં વિમળા "બ્રહ્મમંડળ" ના મુખ્યદ્વાર નજીક ઉભી રહી હતી. ગોરધનભાઈએ એની સમીપ આવી, ઉપર મુજબ પૂછ્યું.

"હા, ગઈ કાલેજ હતો અને તેઓ મઝામાં છે. ઘણું કરીને એ ત્રણ દિવસમાં આવી જશે, એમ લાગે છે!"

વિમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"તેઓ ક્યાં ગયા છે? પત્ર ક્યાંથી લખ્યો છે? તે તો કહો!"

ગોરધનભાઇએ બીજો પ્રશ્ન કર્યો.

"કુંદનપુરથી." વિમળાએ, સસ્મિત વદને પ્રત્યુત્તર વાળ્યો.

"કુંદનપુર!" ગોરધનભાઈ ચમકી ઉઠયો.

"હા, કુંદનપુર! ગોરધનભાઈ! તેઓ કુંદનપુર ગયા છે!"

વિમળા, આટલું બોલી ગોરધનભાઈ સામે જોઈ રહી.

"ત્યારે લોકો તો કંઇની કંઈ વાતો કરે છે!" ગોરધનભાઈ ગુંચવાતો ગુંચવાતો બોલ્યો.

"તે બધી ખોટી છે! એ તો પેલી રાં.....કલ્યાણીનાં વાનાં છે!"

વિમળા, કંઈક ઉશ્કેરાઈને બોલી.

"તો પછી સરસ્વતી ક્યાં ગઈ છે?"

ગોરધનભાઈએ નવો પ્રશ્ન કર્યો.

"એની માશી સાથે. ખરી હકીકત એવી છે કે એની માશી હીસ્ટીરીયા ઇત્યાદિ વ્યાધિથી પીડાય છે એટલે દવા કરાવવા સારૂ એવાં દર્દોના એક નિષ્ણાત વૈદ્ય પાસે ગઇ છે. પણ એની એવી સ્થિતિમાં એની સંભાળ લેનાર કોઈ જોઈએ, એ દૃષ્ટિએ એણે સરસ્વતીને સાથે રાખી છે. બીજું કંઇજ નથી!"

વિમળાએ સ્પષ્ટિકરણ કર્યું.

"ત્યારે, ખરી હકીકત આવી છે કે?"

ગોરધનભાઈ, સત્ય જણાતાં, લાંબા સમયથી અંધકારમાં રહેલો મનુષ્ય જેમ ચમકી ઉઠે, એવી રીતે બોલી ઉઠ્યો.

"હા, ગોરધનભાઈ! દુનિયામાં સત્ય કરતાં અસત્ય વાત વધારે ચલણી છે, તે વાત તમે કેમ ભુલી જાઓ છો?"

"બરોબર છે, હું પણ ભ્રમમાં પડી ગયો! હાં, હવે એક બીજી વાત!"

ગોરધનભાઇ આટલું બોલી થોભ્યો.

"બોલો, બીજું શું છે? મારે હવે જવું જોઈએ. હું આજે લગભગ અડધો કલાક મોડી થઈ ગઇ છું!"

વિમળાએ, ગોરધનભાઈને જે કંઇ કહેવાનું હોય તે તાકીદે પતાવી દેવા જણાવ્યું.

"આજે આપણે ત્યાં આવી ગયેલા પેલા આનંદપુરના બે સત્સંગીઓ વિષે શું ધારો છો?"

ગોરધનભાઈ, આ પ્રશ્ન કરી વિમળા સામે તાકી રહ્યો.

"આપણે શું ધારવાનું હોય?"

વિમળાએ, પ્રશ્નનો પ્રત્યુત્તર, પ્રશ્નથી વાળ્યો.

"કેમ નહિ?" ગોરધનભાઇએ વિચાર કરતાં કરતાં જણાવ્યું "એમના ગયા પછી મને પાછળથી જે જે વાતો મળી તે ઉપરથી

મને તો લાગે છે કે તેઓ આપણા મંડળમાં કોઈ ખાસ પ્રયોજનસર આવ્યા હતા."

"પ્રયોજન તો ખરૂં જ ને? આપણી પ્રવૃત્તિ જોવા અને સત્સંગ કરવા. 'તે પણ પ્રયોજન જ કહેવાય ને?" વિમળા બોલી.
"જરૂર કહેવાય, પણ તેમનું મુખ્ય પ્રયોજન એ નહિ, પણ જુદું હતું!"

ગોરધનભાઇ આટલું બોલી વિચારમાં પડયો.

"એટલે?" વિમળા ચમકીને બોલી.

"તેઓ કામદાસ અને સરસ્વતીના સંબંધમાં કંઈ તપાસ કરવા આવ્યા હતા!"

"આ તમને કોણે કહ્યું?" વિમળા ઉદ્દગાર કાઢતી બોલી ઉઠી.

"જેમણે કહ્યું તેમણે બરોબર કહ્યું છે. સત્તાવાર સમાચાર છે."

વિમળા થોડો સમય મુંગી ઉભી રહી, પણ પાછળથી ધીમેથી બોલી "પણ એમાં શું? એમના સંબંધમાં એમને શી તપાસ કરવાની હોય?"

"ગામમાં જે ખરી ખોટી વાતો ચાલે છે એના સંબંધમાં. બીજું શું હોય?"

"પણ તેમને એમાં શું લાગે વળગે? શું તેઓ સરસ્વતીના કંઈ સંબંધી છે?" વિમળાએ પૂછ્યું.

"હા, સાંભળવા પ્રમાણે એમ છે અને આનંદપુરથી ખાસ, તેઓ, સરસ્વતી ક્યાં ગઈ છે, એની તપાસ કરવા આવ્યા છે!"

"તો તપાસ કરશે, આપણે શું?"

વિમળાએ કંઇ કંટાળાભરી બેદરકારીથી કહ્યું. ગોરધનભાઈ મૌન રહ્યો. વિમળા મોડું થઈ જવાથી ઘર તરફ ચાલી નીકળી. ગોરધનભાઇ, એની પાછળ તે જઈ રહી હતી, તે તરફ દૃષ્ટિ કરી ઉભો રહ્યો.

●

# પ્રકરણ ૨૭

## પ્રેમલતાની જીજ્ઞાસા

આનંદપુરમાં "જોગેશ્વરી" નદીના કિનારે આવેલા પ્રાચીન શિવાલયમાં રહેતા સાધુપુરૂષની શારીરિક પ્રકૃતિ, બેચાર દિવસની અસ્વસ્થતા પછી સુધરી ગઈ હતી અને તેઓ આનંદમાં હતા. આ બે ચાર દિવસની માંદગી દરમ્યાન પ્રેમલતા, મંજુલા અને તેમના પિતા, [ મંદિરના પૂજારી ] રમાનાથે, એમની સારી સંભાળ રાખી હતી. જ્ઞાનનિરંજન સાથેની એમની છેલ્લી મુલાકાત પછી જ્ઞાનનિરંજન તેમની પાસે આવ્યો ન્હોતો, તે બદલ એમને આશ્ચર્ય થયું હતું. પરંતુ કોઇ ખાસ કારણસર રોકાઈ ગયો હોય અથવા બહારગામ ગયો હોય, એવી કલ્પનાએ એમણે એમના મનનું સમાધાન કરી લીધું હતું, છતાં એની સ્મૃતિ એમને અવારનવાર થઈ આવતી. પરિણામે તે દિવસો દરમ્યાન એમણે પ્રેમલતા તેમજ મંજુલાને, એના સંબંધે ઘણી વખત પૃચ્છા કરી જોઈ હતી, પરંતુ તેનો કંઇ ખુલાસો તેઓ કરી શકયાં ન્હોતાં. જ્ઞાનનિરંજન, જે દિવસ રંજનપુર ગયો તેજ દિવસે પૂજારી એની પત્ની સાથે કોઈ જરૂરી કામે મંદિરની તમામ વ્યવસ્થા સાધુપુરૂષને સોંપી, બે દિવસને માટે અમદાવાદ ગયો હતો. પ્રેમલતા અને મંજુલા, ગૃહકાર્યથી પરવારી એકલાં હોવાથી બપોરના બે એક વાગ્યાના સુમારે સાધુપુરૂષ પાસે આવી બેઠાં. તેઓ આવ્યાં, તે વખતે તેઓ "કઠોપનિષદ્" વાંચી રહ્યા હતા.

"કેમ, બાપુજી!" સાધુપુરૂષ પાસે આસન લીધા બાદ પ્રેમલતા બોલી "આપની તબીયત તો હવે બરોબર છે ને?" "હા બેટા! શારીરિક અસ્વસ્થાતાનું ખાસ ચિહ્ન રહ્યું નથી! સહજ અશક્તિ જણાય છે, પણ તે એક બે દિવસમાં દૂર થઇ જશે!"

સાધુપુરૂષે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"અત્યારે શું વાંચી રહ્યા છો? બાપુજી!"

પ્રેમલતાએ બીજો પ્રશ્ન કર્યો.

"કઠોપનિષદ્દ, બેટા!"

"એટલે!" પ્રેમલતાને બરોબર સમજણ ન પડવાથી બોલી ઉઠી.

"બેટા! તે એક વેદાન્તનો ગ્રંથ છે. પરમાત્માના સાચા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે, જે વેદાન્ત ગ્રંથો લખાયા છે, તે પૈકીનો તે એક છે. વેદાન્તના આવા અનેક ગ્રંથો છે અને તે સર્વે ઉપનિષદ્દને નામે ઓળખાય છે, પણ બેટા! વેદાન્તનો વિષય સમજવો અતિ-કઠિન હોઈ, તારે એમાં વધારે ઉંડા ઉતરવાની જરૂર નથી. તારે તે વિષય પરત્વે, જેટલી ઉપયોગી બાબત હતી, તેટલી મેં તને ઘણી વખત સમજાવી દીધી છે, એટલે તારે તો એટલેથી સંતોષ માનવાનો રહે છે!"

સાધુપુરૂષે સ્ફોટ કરતાં જણાવ્યું.

"આ તો હું સ્વાભાવિક રીતે પૂછું છું. મારો વિચાર, આપે ધાર્યું એમ, તત્પરત્વે લાંબી પૃચ્છામાં ઉતરવાનો નથી. કારણ કે એવી ગહન બાબત મારાથી સમજી પણ ન શકાય!"

પ્રેમલતા બોલી.

"બાપુજી! આપે ઠીક કહ્યું" મંજુલા, જે અત્યાર સુધી મૌન બેસી રહી હતી તેણે સાધુપુરૂષ તરફ જોઈને કહ્યું "નહિતર એ તો, એક પછી એક એમ એટલા બધા પ્રશ્નો પૂછી લેત કે એનો પાર પણ ન આવત અને આપનું માથું પકવી નાંખત!"

મંજુલા આટલું બોલી, પાછળથી ફીકકું હસી એટલામાં એને રૂધિરસ ચઢી આવી એટલે સાધુપુરૂષની સામેથી જરા દૂર ખસી,

પાંચેક મીનીટ સુધી ઉધરસ ખાતી રહી અને ઉધરસ શાન્ત પડી, ત્યારે તેમની નજીક આવી બેઠી.

"બેટા, મંજુલા !" સાધુપુરૂષ, એની શારીરિક અસ્વસ્થતા બદલ ખેદ કરતા બોલ્યા " દિનપ્રતિદિન તારી તબીયત બગડતી જાય છે, તે જોઈ મારા આત્માને અત્યંત દુઃખ થાય છે. મેં તને ઘણી વખત કહ્યું કે વિચાર, ચિંતા અને ખિન્નતા છોડી દે તો, તારી તબીયત સુધરી જશે. પણ તું માનતી નથી અને હાથે કરી દુઃખી થાય છે. બેટા ! શરીરની માંદગી મનની માંદગીમાંથી શરૂ થાય છે, માટે શરીરને સુધારવું હોય તો મનને નિરોગી રાખવું જોઈએ. ભાવિએ નિર્મિત કરેલા સંયોગો મનુષ્ય જીવનમાં આવી મળે છે, એટલે એની ચિંતા નકામી છે. ચિંતા કરી, દુઃખી થઈ ફરવાથી, સંયોગો બદલાતા હોય તો, ચિંતા કરવીયે કામની, નહિંતર નાહક હેરાન શા માટે થવું ? ભૂતકાળની ભૂતાવળને કારણ વિના જગાડી, વર્તમાન જીવનને દુઃખમય બનાવી દેનારાં મનુષ્યો, ભાવિજીવનનું પણ સત્યાનાશ વાળી નાંખે છે, માટે બેટા ! આવી ચિંતાઓ છોડી દે અને પરમાત્માએ તને જે સંયોગોમાં મૂકી છે, તે સંયોગોમાં મનને શાન્ત રાખી, એ જગન્નિયંતા પરમાત્માને યાદ કર્યા કર, તો તને સમયે કરી મન, તન અને આત્માની શાન્તિ મળી રહેશે."

સાધુપુરૂષ આટલું બોલી મૌન રહ્યા.

"આપ જે કહો છો, તે સત્ય છે, બાપુજી ! પણ મારૂં મન એટલું બધું નિર્બળ અને પામર બની ગયું છે કે, તે જ્યારે જ્યારે નવરું પડે છે, ત્યારે ત્યારે વર્તમાનને વીસરી જઈ, ભૂતકાળ તરફ દોડે છે અને ભાવિને પણ ગુંચવવા મથે છે !"

મંજુલા, મ્લાનવદને ધીમે સ્વરે બોલી.

"તેનો ઉપાય મેં તને ઘણી વખત બતાવ્યો છે. એ માર્ગે થોડી થોડી પ્રવૃત્તિ કર્યા કરજે એટલે અમૂક સમયે તેનામાં સબળતા

અને ઓજસ્વિતા આપોઆપ જાગૃત થશે! બેટા! હવે તું બોલીશ નહિ, નહિંતર પાછી ઉધરસ ચઢી જશે. તું તારે શાન્ત બેસી રહે. પ્રેમલતા, ખૂબ બોલી નાંખે એવી છે! એ તારું અને તેનું બન્નેનું સારું વાળી નાંખશે!"

આ શબ્દો સાથે સાધુપુરૂષ સહજ હસી ગયા. મંજુલા મૌન બેસી રહી. પ્રેમલતા, આ સાંભળી સાધુપુરૂષ તરફ જોઇ બોલી ઉઠી "કેમ, બાપુજી! હું બહુ બોલકી છું? કોઇ માંદું હોય અથવા રહે અને ન બોલી શકે એમાં મારો શો દોષ? આપે, એને મન–તનથી તંદુરસ્ત બનવા ઘણીયે વખતે, ઘણુંયે કહી નાંખ્યું છે અને ઘણાયે સચોટ માર્ગ બતાવ્યા છે, પણ મ્હોટાં બ્હેન તો એવાં ને એવાં! મને તો એમ લાગે છે કે એમને માંદાં રહી વહેલાં મરવાનો શોખ લાગ્યો છે!"

પ્રેમલતા, આ બોલતી હતી તે દરમ્યાન મંજુલા, એની નિસ્તેજ સરખી આંખોએ એની સામે જોઈ રહી હતી.

"ત્યારે બ્હેન! હવે વધારે વખત જીવીને પણ શું કરવાનું છે?"

સાધુપુરૂષે, મંજુલાને મૌન રહી બેસી રહેવા જણાવેલું, તોયે તે બોલી ઉઠી ઉઠી.

"ત્યારે માંદાં રહી વ્હેલાં મરી જવાથી યે શો લાભ મેળવવાનો છે?"

પ્રેમલતાએ પૂછ્યું.

"જીવવામાં ત્રાસ છે, મરવામાં આરામ છે."

મંજુલાએ ધીમેથી પ્રત્યુત્તર વાળ્યો અને પાછળથી મૌન થઈ ગઈ.

પ્રેમલતાએ, પણ તે વાત એટલેથી પતાવી.

"બાપુજી!" થોડીવારે પ્રેમલતાએ સાધુપુરૂષ તરફ જોઇને કહ્યું "આજે ઘણા દિવસથી મારા મનમાં એક વાત ઘોળાયા કરે છે, તે આપ રજા આપો તો કહી નાંખું!"

"એવું શું છે, બેટા?" સાધુપુરૂષે પ્રેમલતા તરફ જોઇ પૂછ્યું.

"છે, આપ રજા આપો તો કહું!"

"જા, ખુશીથી કહે."

"આપ ગુસ્સે તો નહિ થાઓને?"

"ના, રે! ના! બેટા! અમારે સાધુપુરૂષને ગુસ્સો કેવો? અને તે પણ બેટી પ્રેમલતા ઉપર?"

"આપ સાચો પ્રત્યુત્તર આપશો?"

"એની ખાત્રી પણ પ્રશ્ન પૂછ્યા પહેલાં તારે કરી લેવાની?"

"હા, જરા પ્રશ્ન એવો છે તેથી!"

"મારે પ્રત્યુત્તર આપવા જેવો હશે તો જે કહીશ તે સાચુંજ કહીશ. બેટા! અમારે સાધુપુરૂષને હવે અસત્ય વા મિથ્યાભાષણ હોય ખરૂં?"

સાધુપુરૂષની આંખો, સત્ય અને પવિત્રતાના તેજથી ચમકી રહી હતી અને એમાં એમનો મહાન્ આત્મા દીપી ઉઠ્યો હતો. પ્રેમલતાને સંતોષ થયો. એને વધારે ખાત્રી કરવાની જરૂર લાગી નહિ.

"આપે જગત્ વ્યવહારનો ત્યાગ કર્યો, તે અગાઉ આપ કોણ હતા? આપનું પૂર્વજીવન જાણવાની મારી જીજ્ઞાસા છે! જો વાંધો ન હોય તો હું તે જાણવા માગું છું!"

પ્રેમલતાનો આ પ્રશ્ન સાંભળી, સાધુપુરૂષ વિચારમાં પડી ગયા. કંઇ પ્રત્યુત્તર વાળી શકયા નહિ.

"કેમ બાપુજી! આપ તો મૌન બેસી રહેશો કે શું?"

પ્રેમલતાએ, એમને મૌન જોઈ, અધીરી થઈ ફરી પૂછ્યું. પણ કંઈ પ્રત્યુત્તર મળ્યો નહિ.

"પ્રેમલતા ! બાપુજીને આવા પ્રશ્ન આપણાથી ન પૂછી શકાય ! આપણે માટે તો તેમનું હાલનું જીવન જાણવું એટલું જ બસ છે !"

મંજુલા, પ્રેમલતાને અવિચારીપણે પ્રશ્ન કરતી જોઇ, એને સમજાવતી બોલી.

"કેમ, એમનો ભૂતકાળ જાણવાની ઇચ્છા થાય તો, એમાં વાંધો ખરો ?"

પ્રેમલતાએ મંજુલાને પ્રશ્ન કર્યો.

"હા, તને ખબર નથી, પણ સાધુ, સંન્યાસી, યોગી, સંત વિગેરેનું પૂર્વજીવન જાણવા આપણે સંસારી માણસોએ ઇચ્છા ન રાખવી જોઈએ. મને ખબર છે તે પ્રમાણે, તેવા પુરૂષો એમના ભૂતકાળને ભસ્મીભૂત કરી નાંખે છે—એનું સ્મરણ કરવું પણ એમને માટે પાપ સમાન—શ્રાપ સમાન ગણાય છે !" મંજુલાએ ધીમે સ્વરેથી સમજાવતાં કહ્યું. તે એથી વધારે આગળ બોલવા જતી હતી તે દરમ્યાન ઉધરસની અસર જણાતાં મૌન થઈ ગઈ.

"ભૂતકાળને યાદ કરવો એ, કદાચ એમને માટે પાપ હશે—શ્રાપ હશે, પણ ભૂતકાળની સ્મૃતિ કંઈ નાશ પામતી હશે ? બાપુજીએ તો મને ઘણી વખત કહ્યું છે કે સ્મૃતિ એજ જીવન છે એટલે સ્મૃતિ હોય ત્યાં સુધી ભૂતકાળનું એ જીવન, બહારની દુનિયામાં નહિ તો, એમના મનમાં તો જીવતું હશે ને ? અને તે જીવન્ત હોય અને કોઈને કહેવામાં આવે તો શું પાપ થાય છે અગર શું નુકશાન થાય છે, એની સમજણ મને પડતી નથી !" આટલું બોલી પ્રેમલતા સાધુ-પુરૂષ તરફ જોઇને બોલી.

"કેમ, બાપુજી ! મારૂં કહેવું ખોટું છે ?"

આ પ્રશ્ન કરી તે સાધુપુરૂષ તરફ જીજ્ઞાસુ દષ્ટિએ જોઈ રહી.

"બેટા ! તારૂં કહેવું આમ તો ખોટું નથી, પણ અમારે

સાધુપુરૂષને ભૂતકાળની ભૂતાવળ, જાગૃત કરવાની કે યાદ કરવાની, વિચારવાની કે કોઈને કહેવાની મના હોય છે એટલે અમો તે વાત ઉપર પડદો નાંખી રાખીએ છીએ !"

સાધુપુરૂષે, થોડો સમય વિચાર કર્યા બાદ, પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"પણ, ભૂતકાળ યાદ તો ખરો ને ?"

"હા, ભૂલવા પ્રયત્ન કરવાનો હોય છે, છતાં એની સ્મૃતિ તો જીવન્તજ હોય છે. કાળે કરીને અભ્યાસદ્વારા એ સ્મૃતિનો લય થઇ શકે છે, છતાં એ કઠિન અને અસાધ્ય હોઈ, કોઈ વિરલ સાધુ-પુરૂષજ એનો લય કરી શકે છે !"

"બાપુજી ! એ સંબંધે આપની બાબતમાં શી વસ્તુસ્થિતિ છે ?" પ્રેમલતાએ નવો પ્રશ્ન કર્યો.

"ભૂતકાળની મારી સ્મૃતિ, એવીને એવી જીવન્ત છે !"

"ત્યારે, તે અમને કહેવામાં શો વાંધો ?"

"અમારે માટે, એ સામાન્ય નિયમ થઇ પડયો છે !" સાધુપુરૂષ આટલું બોલી મૌન રહ્યા. પ્રેમલતા, થોડો વખત વિચારમાં મુંગી બેસી રહી. મંજુલા એની આવી હઠ માટે, એના ઉપર ચીડાતી હતી, પરંતૂ તેની સ્વતંત્ર અને ઓજસ્ ભરેલી પ્રકૃતિ સમક્ષ, તે નિરૂપાય હતી, તેમ તે વધારે બોલી, તેને સમજાવી શકે એવી સ્થિતિમાં પણ ન્હોતી. તે, તેની સામે કંટાળા ભરેલી લાગણીથી જોઇ રહી હતી. પ્રેમલતા, મ્હોટી બ્હેનની ઇચ્છા સમજી ગઈ હતી, પરંતૂ એને, એની ઇચ્છાનો અવરોધ કરવા વિચાર હતો.

"બાપુજી !" પ્રેમલતાએ ફરીથી પૂછ્યું. "ભૂતકાળ એટલે શું ?"

"માનવજીવનનો ઇતિહાસ !"

"એમાંથી કંઇ શીખવાનું હોય છે ખરૂં ?"

"હા, ઘણું યે !"

"આપના જીવનમાં પણ એવું નહિ હોય ?"

"કદાચ હશે !"

"તો પછી, આજે જરા કંઇ કહી નાંખો તો શો વાંધો ? નિયમોને પણ અપવાદ હોય છે ને ? બાપુજી !"

"હોય છે. પણ બેટા ! અમારે તો અસિધારાવ્રત જેમ, એ નિયમો પાળવાના હોય છે !"

સાધુપુરૂષે પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે, આપ આપના પૂર્વજીવનની વાત નહિ કરો એમ ને ? આપે પહેલાં તો મારા પ્રશ્નનો સંતોષકારક ખુલાસો આપશો એમ જણાવ્યું હતું ! ત્યારે હવે આમ કેમ થયું ?"

પ્રેમલતા એમની સામે તાકી રહી.

"પણ મને શી ખબર કે તું આવો પ્રશ્ન કરીશ !"

"પણ હવે તો ખબર પડી ને ? કેવળ મને એકલીને કહી નાંખો તો પાપ નહિ લાગે, બાપુજી ! હું તો તમારી લાડકી પ્રેમલતા છું, તે તો આપ જાણો છો ને ?"

પ્રેમલતાની આંખોમાં જીજ્ઞાસાવૃત્તિ ભરેલી દીનતા હતી. તે તેમના સામે તાકીને જોઇ રહી હતી અને તે દ્વારા તેમને મુંગી વિનંતિ કરી રહી હતી !

"હા, બેટા ! મને તારા ઉપર બહુ પ્રેમ છે ! જાતનું અને જગતનું મમત્વ છોડવા હું મથી રહ્યો છું અને લગભગ એમાં હું સફળ નીવડયો છું, છતાં બેટા ! તારા તરફનું મારૂં મમત્વ અવાર-નવાર વધતું જાય છે, તેની મને ખબર છે ! હું એના ઉપર સંયમ રાખી શકું એમ છું, છતાં તારી બાબતમાં મેં જરા શિથિલતા

રાખ્યા છે! કોણ જાણે કે કેમ પણ તારા ઓજસ્ ભરેલા સ્વભાવે, તારા ઉપર મારૂં અત્યંત વાત્સલ્ય ઉત્પન્ન કર્યું છે! બેટા!"

"ત્યારે, બાપુજી! એને નિરાશ કરશો?"

"ના, બેટા! હું તને નિરાશ નહિ કરૂં, પણ આજે નહિ! મારા પૂર્વજીવનની કથા જાણવા, તારી મક્કમ ઇચ્છા છે તો તે, હું તને કહીશ, પણ તે આજે નહિ! સમજી બેટા?"

સાધુપુરૂષે, પ્રેમલતા તરફ, વાત્સલ્યથી ઉભરાતી પ્રેમાર્દ્રભરી દૃષ્ટિ રાખી કહ્યું.

"ત્યારે ક્યારે?" પ્રેમલતા કંઈ આનંદમાં આવીને બોલી ઉઠી.

"યોગ્ય સમયે!"

"તે સમય ક્યારે આવશે?"

"આવશે!"

"આવશે, પણ તે ક્યારે?"

"તે હું નક્કી કહી શકતો નથી. પણ જે સમયે, જ્ઞાનનિરંજન પણ તે માટે, હાજર હશે ત્યારે!"

સાધુપુરૂષે જણાવ્યું.

"ત્યારે, તો એકને બદલે બે જણને કહેવાનું છે, એમને?" પ્રેમલતાએ કંઇક ચમકીને પૂછ્યું.

"હા,"

"એમને, એ જાણવાની ઇચ્છા નથી, તોયે આપ એમને એ કહેવા માગો છો, એમ ને?"

પ્રેમલતા વિચારમાં પડી ગઇ.

"ના, બેટા! એમ નથી. એમને પણ એ જાણવાની, ઘણા સમયથી જીજ્ઞાસા છે. એક બે વખત, એમણે મને પૂછેલું, પરંતુ

મેં, તને હમણાં જણાવ્યું એમ તે બદલનો વાંધો સમજાવેલો એટલે તે વાત એમણે પડતી મૂકી. પછી તેમણે કદી એ ઇચ્છા વ્યક્ત કરી નથી. જ્યારે, તું તો જે પકડે એને છોડે નહિ, એટલે તને સમજાવી શકાય એમ નથી, એટલે મારે એક દિવસ બધું કહેવું પડશે. પણ જ્યારે તને કહું, ત્યારે એમનો શો ગુન્હો ? એટલે મારો વિચાર એમ થાય છે કે તમને બંનેને સાથે રાખી એક દિવસ કહી નાંખું ! 'બેટા, પ્રેમલતા ! જેવો તારા તરફ મને પ્રેમ છે, એવો જ તેના તરફ છે, એટલે તમે બંને ભેગાં હશો તે દિવસે કહી નાંખીશ. એટલા દિવસ માટે તો, તું રાહ જોવા તૈયાર છે ને ?"

સાધુપુરૂષ, આટલું બોલી પ્રેમલતા તરફ જોઈ રહ્યા.

"ઘણીજ ખુશીથી, બાપુજી ! એમ કરવા હું તૈયારજ છું ! હવે મને સંતોષ થયો !"

પ્રેમલતા, હર્ષમાં આવી બોલી ઉઠી,

"જ્યારે હા પડાવી ત્યારે જંપી ! પ્રેમલતા ! તને તો કોઈ ન પહોંચે ! બાપુજી ! પણ થાકી ગયા !"

મંજુલા, સાધુપુરૂષ અને પ્રેમલતાની બધી વાત સાંભળી લીધા બાદ અંતમાં ધીમે સ્વરે ગણગણતી બોલી.

"મંજુલા ! જીજ્ઞાસા વૃત્તિજ એવી છે ! આખું જગત્, એને પરિણામેજ આ બધો કોલાહલ મચાવી રહ્યું છે ! પણ તે તેનો સ્વભાવ છે ! શાસ્ત્રકારોનો ઉપદેશ, એના પ્રતિકાર માટે છે છતાં એનો પ્રતિકાર ઘણો મુશ્કેલ છે ! જીંદગીની પાછળ ભમનારાઓજ જીવનનો અંત આણી દે છે. જીવન તો નગદધર્મના પાલનથી મપાવું જોઈએ, તેને બદલે, વર્ષોથી મપાય છે, ત્યારેજ દિશાભૂલ થાય છે ! પણ થાય શું ? જગતની ઘટમાળ જ એવી છે અને એમજ ચાલ્યા કરે છે !"

સાધુપુરૂષ, આટલું બોલી બે એક મીનીટ આંખો મીંચી બેસી રહ્યા. મંજુલા કંઇજ બોલી નહિ.

"બાપુજી ! અમે ઉઠીએ ?" પ્રેમલતાએ, એમને ધ્યાનમગ્ન જેવી સ્થિતિમાં બેઠેલા જોઈ પૂછ્યું.

"ના, બેટા ! હું કંઈ ધ્યાનમાં નથી પડયો !"

સાધુપુરૂષે આંખો ઉઘાડતાં પ્રત્યુત્તર વાળ્યો.

"આ તો મને એમ લાગ્યું કે આવું આવું પૂછવાથી "બાપુજી" મારાથી કંટાળ્યા હશે, એટલે હવે ઉઠીને ઘેર જતાં રહીએ, તે સારૂં, એમ થવાથી પૂછ્યું. બાકી મને તો અહિંથી ઉઠવાનું પણ મન થતું નથી !"

પ્રેમલતાએ કહ્યું.

"બેટા ! એવું હોય ? તું ગમે તે પૂછ, તોયે હું કંટાળુ એમ નથી ! તારા પ્રશ્નોથી તો મને ઉલટો આનંદ આવે છે ! તારી આવી જીજ્ઞાસાવૃત્તિ જોઇ, મને અનેક વિચાર થઈ આવે છે ! તારી ઓજસ્વિતા, બુદ્ધિમત્તા, નિર્દોષ મસ્તી અને આનંદીવૃત્તિ જોઈ મને જે આનંદ થાય છે, તે અવર્ણનીય છે. મને ઘણી વખત એમ થાય છે કે, હરણુ ઉપરના પ્રેમને લીધે ભરત મુનિની, જે સ્થિતિ થઇ હતી, તેવી સ્થિતિ, તારા ઉપરના મારા વાત્સલ્ય પ્રેમને લીધે મારી તો નહિ થાય ?"

સાધુપુરૂષ આટલું બોલી હસી પડયા.

પ્રેમલતા, આના પ્રત્યુત્તરમાં કંઇ બોલવા જતી હતી, પણ કોઇ કારણસર મુંગી રહી, એવામાં મંજુલાને પાછી ઉધરસ ચઢી આવી, અને તે દશેક મીનીટ લંબાઈ. વળી આટલા સમયથી બેસી રહેવાથી તે શ્રમિત થઇ ગઇ હતી, તેથી આડી થવાનો વિચાર કરતી હતી. પ્રેમલતાની ચકોર દ્રષ્ટિ, તેના તરફ પડી અને તે તેનો મનોભાવ સમજી ગઈ, તેથી ઉભી થઈ અને સામેના ભાગમાં પડેલી

લાકડાની પાટ લાવી, તેની બાજુમાં ગોઠવી, તેને તેના ઉપર સુઈ રહેવા જણાવ્યું. મંજુલા, કંઈ પણ બોલ્યા સિવાય, પાટ ઉપર સુઈ રહી. પ્રેમલતા, પાટને અઢેલીને, સાધુપુરૂષની સામે બેઠી.

"બાપુજી!" એણે આસન લીધા બાદ સાધુપુરૂષને સંબોધીને કહ્યું. "આપે, આપના પૂર્વજીવનની કથા જ્ઞાનનિરંજનભાઈની રૂબરૂ કહેવાનું કહ્યું, તે હવે જ્યારે પહેલ વહેલા અત્રે આવી પહોંચે, તેજ દિવસેને? કે પછી લંબાવવાનું છે?"

"ના, બેટા! હું નહિ, લંબાવું, તે આવી પહોંચે, તે દિવસે કે કદાચ ત્યારે અનુકુળતા ન હોય તો બીજે દહાડે!"

સાધુપુરૂષે પ્રત્યુત્તર વાળ્યો.

"તો બહુ સારૂં!" પ્રેમલતાને, એની ફરી ઉશ્કેરાયેલી જીજ્ઞાસાવૃત્તિને, સંતોષકારક ખુલાસો મળી જતાં તૃપ્તિ થઈ, પણ તેના પ્રશ્નોની પરંપરા ચાલુ હતી.

"બાપુજી! આ "કઠોપનિષદ" માં આજે શું વાંચ્યું?"

"એમાં જે હતું તે!"

"એમાં શું હોય?"

"વેદાન્ત!"

"વેદાન્ત એટલે?"

"બેટા! આવા આવા પ્રશ્નો ન કર. અધિકાર વગરની જીજ્ઞાસાવૃત્તિ જીવનને અશાન્ત બનાવી દે છે. મેં, તને પહેલાં તો કહ્યું કે બેટા! વેદાન્તનો વિષય ગહન હોઈ અત્યારે તારી સમજમાં ઉતરે એમ નથી. અધિકારી થઈશ ત્યારે હું તને વગર પૂછ્યે, સમજાવીશ! તારી આવી જીજ્ઞાસાવૃત્તિ જોતાં, મને વેદાન્તના વિચારોને વ્યવહારિક રૂપ આપી બનાવેલી કોઈની એક કવિતા યાદ આવે છે! વેદાન્તને બદલે એ કાવ્ય, તારે સમજવા જેવું છે! વિચાર કરીશ, તો સમજાશે!"

સાધુપુરૂષ, આટલું બોલી, પ્રેમલતા તરફ જોઈ રહ્યા,

"તે કયી કવિતા? તે મને જરૂર સંભળાવો!"

પ્રેમલતા, જીજ્ઞાસુ થઈ બોલી.

"તો સાંભળ!" આટલું કહી સાધુપુરૂષે તે કાવ્ય કહી બતાવ્યું:—

"અજ્ઞાન, આશિર્વાદ, ત્યાં શીદ જાણવા મથવું!
ભૂલી જવામાં સાર છે, ત્યાં યાદ કરવું શું!
પાસે રહ્યું, પાછું પડે, જે દૂર છે તે કામનું
દેખાય નહિ ત્યાં દોડવું, પણ પામવાનું શું!
જાણ્યું બહુ જાણ્યું અને બોજો કર્યો માથે
જેની જરૂર ન્હોતી કદી, વ્હોર્યું બધું હાથે
માન્યું પછી, બહુ મેળવ્યું, મન મસ્ત થઈ ફુલ્યું.
જાણ્યું નહિ, શું શું ગયું? કે શું રહ્યું સાચું?
જ્યારે ભણેલું હું ભૂલું, કે **સાંભળેલું** વિસરૂં,
બોજો બધો ઓછો કરૂં, મન દીલ તણો જો હું
તો જ્ઞાન સાચું, ભાન સાચું, થાય જીવનનું
થંભી રહે, મન, તન અને અટક ફરીથી જન્મવું.
જ્યાં જ્યાં સ્મૃતિ, ત્યાં ત્યાં ગતિ, જ્યાં જ્યાં ગતિ, ત્યાં જીંદગી
સર્જન, જીવન, અવસાન, એ સ્થિતિ, બધી એણે રચી
ઓછો કરે **અવતાર** તો, સમજી લે, બેડો પાર છે,
જીવન મહિં જન્મે તરંગો, તો બધું **ઉધ્ધાર** છે.

*  *  *

અજ્ઞાન, આશિર્વાદ, ત્યાં શીદ જાણવા મથવું!
ભૂલી જવામાં સાર છે, ત્યાં યાદ કરવું શું!
પાસે રહ્યું, પાછું પડે, જે દૂર છે તે કામનું
દેખાય નહિ ત્યાં દોડવું, પણ પામવાનું શું!"

*  *  *

સાધુપુરૂષ, આટલું બોલી મૌન રહ્યા.

પ્રેમલતા, આ કવિતા દત્તધ્યાન રહી સાંભળી રહી. મંજુલાને પણ પાટ ઉપર પડયે પડયે કવિતા સાંભળી આનંદ થયો.

"આ કવિતા ઠીક કહી બતાવી, બાપુજી!" મંજુલાએ ધીમે સ્વરે બોલતાં જણાવ્યું. "એને જે સવારથી સાંજ સુધી કંઈને કંઈ બોલવા ચાલવાની ધમાલ જોઈએ છે, એને માટે કામની છે. પ્રશ્નો ઉપર પ્રશ્નો! દલીલો ઉપર દલીલો! વાતો ઉપર વાતો! જીવને જરા પણ જંપ નહિ! એવી પ્રેમલતાને, એ કવિતા સમજવા જેવી છે!" સુઈ રહેવાથી જરા આરામ પ્રાપ્ત થયેલો, એના બળે મંજુલાને ઉપરોક્ત શબ્દો કહી નાંખવાનું મન થઈ આવ્યું. સાધુ પુરૂષ, મંજુલાના આ શબ્દો સાંભળી સહજ સ્મિત કરી ગયા. પ્રેમલતા, મુંગી બેસી વિચાર કરી રહી હતી. મંજુલાના આ શબ્દો સાંભળી સ્વસ્થ થતી બોલી "મ્હોટી બ્હેન! તમે જ્યારે ત્યારે મારી કંઈ વાત આવે છે, ત્યારે શુર ઉપર ચઢી જાઓ છો! મને તો નવું નવું જાણવાની જીજ્ઞાસા થાય છે એટલે પ્રશ્નો ઉપર પ્રશ્નો અને વાતો ઉપર વાતો કર્યા કરૂં છું! પણ મારાથી એ સમજી શકાતું નથી કે એમાં તમે કેમ માંદાં પડી જાઓ છો? આવી નિર્બળતાને લીધેજ આવાંને આવાં માંદાં રહ્યાં! બાપુજીએ હમણાં જે કવિતા કહી તે વેદાન્તની દ્રષ્ટિએ સાચી હશે, ઉપયોગી હશે, પણ તેનો અર્થ એવો નથી કે મનુષ્યજીવન, જીવન વિદ્યુતથી ભરપુર હોય તોયે, તેણે નિર્બળ અને પામર બનવા પ્રયત્ન કરવો!"

પ્રેમલતા, મંજુલાને પ્રત્યુત્તર વાળતી બોલી. મંજુલાએ કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ. સાધુપુરૂષ પણ કંઈ બોલ્યા સિવાય હસતા બેસી રહ્યા.

"બાપુજી! એ કવિતા ફરી કહી બતાવો! મારે એ સમજવાની ખાતર ઉતારી લેવી પડશે! મ્હોટી બ્હેનનો વિચાર એવો છે કે એ કવિતા મારા જીવનમાં ઉતરી જશે, ત્યારે આવી મસ્તી આપોઆપ શાન્ત પડી જશે અને હું ગંભીર અથવા એમના જેવી મન તનથી

બિમાર બની જઈશ. બિમાર માણસો, આખા જગતને બિમાર જોવા રાજી હોય છે!"

સાધુપુરૂષ, તેમજ મંજુલાને મૌન બેસી રહેલાં જોઈ, પ્રેમલતા અકળાઈને બોલી ઉઠી.

"બેટા! આમ અકળાવું જોઈએ નહિ! મ્હોટી બ્હેન, જે કંઈ કહે છે, તે પ્રેમથી કહે છે! તેને તારી આવી સારી બુદ્ધિમત્તા અને શક્તિ માટે માન છે, પણ દરેક વસ્તુને મર્યાદા હોવી જોઈએ, એ દૃષ્ટિએ એ એના વિચાર જાહેર કરે છે! વધારે પડતી જીજ્ઞાસા, તાલાવેલી કે મસ્તી, કોઈ વખત અથડામણ ઉભી કરે છે, તે સત્ય લક્ષ્યમાં રાખવા જેવું છે! સમજી, બેટા?"

"હા, બાપુજી!" પ્રેમલતાએ કંઈક કંટાળા ભરેલી લાગણીને વશ થઈ ટુંકામાં પતાવ્યું. એનો ઉત્સાહ કંઈ મંદ થતો જતો હતો.

"ત્યારે કવિતા ઉતારી લેવી છે?"

સાધુપુરૂષે પૂછ્યું.

"હા, મારી જીંદગીને ગંભીર બનાવવા માટે મારે એની જરૂર પડશે. મને લખવાનું સાધન આપો એટલે આપ બોલો અને હું ઉતારી લઉં!"

પ્રેમલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

સાધુપુરૂષે, એમના પુસ્તકોનું એક પોટકું છોડી, એમાંથી એક કોરો કાગળ અને પેન્સીલ લાવી આપ્યાં. નીચેના ભાગમાં એક પુસ્તક રાખી, સાધુપુરૂષ બોલ્યા, તેમ તેમ પ્રેમલતાએ એ આખી કવિતા કાગળ ઉપર ઉતારી લીધી અને પેન્સીલ તેમને પાછી સોંપી. કાગળને એણે એની ચોળીના ખીસામાં વાળીને મૂકી દીધો. પ્રેમલતા ત્યારબાદ ઘેર જવા ઉભી થઇ. મંજુલાને હાથની મદદ આપી એણે પાટ ઉપરથી ઘેર જવા માટે ઉભી કરી. બંને સાથે ઘેર ગયાં. સાધુ પુરૂષ એકલા પડયા અને એમના "કઠોપનિષદ" વાંચનના કાર્યમાં લીન બન્યા.

●

# પ્રકરણ ૨૮

## વરધીચંદની વિમળા

વિમળા, "બ્રહ્મમંડળ"માંથી ઘેર પાછી ફરી, તે વખતે એના પિતા વરધીચંદ શેઠ, એમના મ્હેમાનો સાથે, એમના ભવ્ય દિવાનખાનામાં, બેસી વાતચિત કરી રહ્યા હતા. વરધીચંદ શેઠનું દિવાનખાનું, એમની આલિશાન હવેલીનો એક મ્હોટો વિશાળ ખંડ હતો અને તે એમના જેવા શ્રીમંત વેપારી ગૃહસ્થને શોભે એવા પ્રકારનાં ફર્નીચર, ચિત્રો, છબીઓ, આયના ઇત્યાદિ સાધનોથી સુસજ્જિત હતો.

વરધીચંદ શેઠ, મ્હેમાનો સાથે વાતચિત કરી રહ્યા હતા, છતાં તેઓ દીલથી વિમળાને ઝંખી રહ્યા હતા. વારેવારે તેઓ એમની દ્રષ્ટિ, તે ખંડના પ્રવેશદ્વાર તરફ, વિમળા આવે છે કે નહિ, તે જોવા ફેરવતા હતા. વિમળાની ગેરહાજરી, એમને સાલતી હતી. મ્હેમાનોના સ્વાગતમાં એમને, એની ગેરહાજરી ઉણપ જેવી લાગી. પણ એમની એ સ્થિતિ લાંબો સમય ટકી નહિ, કારણ કે વિમળા આવી પહોંચી હતી. તેમને આવેલી જાણી તેઓ આનંદ પામ્યા અને સંતુષ્ટ જણાયા. ઘરમાં દાખલ થતાં મહારાજે, વિમળાને આવી પહોંચેલા મ્હેમાનોની વાત કરી અને તે સાંભળી તે સીધી તેઓ બેઠા હતા તે ખંડ તરફ ગઈ.

"તું આવી પહોંચી, બ્હેન!" વરધીચંદ શેઠ, વિમળાને જોઇ, આનંદથી બોલી ઉઠયા "બહુ સારૂં કર્યું! આજે કંઈક મોડી થઈ છે કે મને એમ લાગે છે?" "હું પોતેજ જરા મોડી થઇ છું!" વિમળાએ, વરધીચંદ શેઠ પાસે ઉભા રહી, પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું "બાપુજી! મ્હેમાનો કયા ગામના છે?" એણે એની ચપળ દૃષ્ટિ મ્હેમાનો તરફ ફેરવી લીધા બાદ વરધીચંદ શેઠને પૂછ્યું.

"આનંદપુરના !" વરધીચંદ શેઠે પ્રત્યુત્તર વાળ્યો. વિમળાએ તેઓ દરેક તરફ હાથ જોડી નમસ્કાર કરતાં જણાવ્યું "આપ સર્વેને જોઇ મને આનંદ થાય છે! આપ સર્વેએ કૃપા કરી અમારૂં ઘર પવિત્ર કર્યું, તે માટે અમો તમારાં આભારી છીએ !"

આટલું બોલી, વિમળા, વરધીચંદ શેઠ, જેઓ હિંડોળા ઉપર બેઠા હતા, તેમની જોડે હિંડોળા ઉપર બેસી ગઇ. જ્ઞાનનિરંજન, મનમોહનરાય, વિનોદરાય, વીરેશ્વર શર્મા અને યશોદા, હિંડોળાની સામે દિવાલ જોડે થોડે અંતરે પડેલા કૉચ તથા ખુરશીઓ ઉપર બેઠેલાં હતાં.

"આપના આવા વિવેક માટે અમો પણ આપનાં આભારી છીએ !" જ્ઞાનનિરંજને, વિમળા તરફ જોઇ, એને પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

વિમળા, જ્ઞાનનિરંજન તથા મનમોહનરાય તરફ ધારી ધારીને જોઇ રહી. આજે સવારમાં "બ્રહ્મમંડળ" માં આવી પહોંચેલા સત્સંગીઓજ પણ તેઓજ હતા અને ગોરધનભાઇના જણાવ્યા પ્રમાણે તેઓ, કામદાસ તેમજ સરસ્વતીના સંબંધમાં ઉત્પન્ન થયેલા ઉહાપોહ પરત્વે તપાસ કરવા આવ્યા હતા, તે વાત તેના લક્ષ્યમાં આવી. તે થોડો સમય ઉંડા વિચારમાં ડૂબી, પણ મૌન રહી શકી નહિ. જ્ઞાનનિરંજન તરફ દ્રષ્ટિ રાખી, એને સંબોધીને એણે પૂછ્યું "આજે સવારમાં આપ "બ્રહ્મમંડળ" માં આવ્યા હતા, નહિ વારૂ ?"

"હા, હું મારા આ મિત્ર મનમોહનરાય સાથે ત્યાં આવ્યો હતો અને આપે ગાયેલાં બે ભાવવાહી મધુર ભજન સાંભળવા માટે ભાગ્યશાળી થયો હતો !"

જ્ઞાનનિરંજને, મનમોહનરાય તરફ અંગુલિ નિર્દેશ કરી, એનો પરિચય કરાવતાં ઉપરોક્ત પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે આપનું નામ શું ?" વિમળાએ બીજો પ્રશ્ન કર્યો. જ્ઞાનનિરંજનની મધુર અને ભાવવાહી વાણી, તેમજ એની પ્રતિભા-સંપન્ન મુખમુદ્રા તરફ એનું સ્વાભાવિક ધ્યાન ખેંચાયું હતું.

"જ્ઞાનનિરંજન !" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"જ્ઞાનનિરંજન ! કેવું અદ્ભૂત નામ !" વિમળા બોલી ઉઠી.

"જેવું નામ અદ્ભૂત છે, એવાં અદ્ભૂત એમનાં કામ છે, વિમળા !"

વરધીચંદ શેઠે, જ્ઞાનનિરંજનનું નામ સાંભળી પુત્રીને થયેલું આશ્ચર્ય, પ્રમાણમાં ઉલટું વધી પડે એવા શબ્દો કહી નાંખ્યા.

"એટલે ?" વિમળાએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

એના પ્રત્યુત્તરમાં વરધીચંદ શેઠે, જ્ઞાનનિરંજન સાથે, એમને થયેલી વાતચિત દરમ્યાન, એમણે જે જે હકીકત જાણી હતી, તે બધી વિમળાને સંક્ષિપ્તમાં કહી નાંખી. વધુમાં ઉમેર્યું કે લક્ષ્મીનિરંજન, જેવા આગેવાન અને શ્રીમંત વેપારીનો નાનો ભાઇ હોવા છતાં, એનો વિનય, સાદાઇ, ગંભીરતા અને વાણીની મીઠાશ અદ્ભૂત હતી, જે તેને પોતાને પણ આકર્ષી રહી હતી. જ્ઞાનનિરંજનનો પરિચય કરાવતાં, પિતાએ જે જે વાત કહી, તે વિમળા ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. એને, એની વાતમાં બહુ રસ પડ્યો, તેમજ આનંદ થયો. એની આંખોમાં, એ રસ અને આનંદનું તેજ ચમકતું હતું. આ વાતચિત ચાલતી હતી, તે દરમ્યાન વરધીચંદ શેઠનો રસોઇયો તેમજ એક નોકર, ત્યાં દૂધ સાથે આવી પહોંચ્યા. વિમળા, હિંડોળા ઉપરથી ઉભી થઇ અને મ્હેમાનોની બેઠક સામે, નોકર પાસે ત્રિપોય મુકાવી દૂધના પ્યાલા મુકાવ્યા અને દરેકને દૂધ લેવા આગ્રહ કર્યો. વિમળા જેવી આકર્ષક હતી, તેવીજ હસમુખી હતી. એની મુખમુદ્રા ઉપર કાયમ ફરકતું સ્મિતહાસ્ય, એના સૌંદર્યમાં ન વર્ણવી શકાય, એવો વધારો કરતું હતું. એની આંખોમાં ન સમજી શકાય એવા

પ્રકારની અદ્દભૂત મસ્તી કાયમ રહેતી. એની વાણી, મીઠી તેમજ છટા ભરેલી હતી. વાણીની સાથે, સ્વાભાવિક રીતે ચાલતો એના અંગનો અભિનય, દરેકને મુગ્ધ બનાવી દે, એવો હતો અને એમાં વાણીથી પણ કંઈ અધિક કહી નાંખવાની અદ્દભૂત પ્રબળ શક્તિ હતી. સર્વેએ દૂધ પી લીધું. પાન સોપારી લીધાં. યશોદા અને વીરેશ્વર શર્માને ઘેર જવા ઉતાવળ હતી, તેથી તેઓ ઉંચાં નીચાં થતાં હતાં. વિનોદરાય પંડિત, એમની આ હીલચાલ જોઇ રહ્યો હતો, તેમજ તેને પણ હવે મોડું કરવા વિચાર ન્હોતો, તેથી વરધીચંદ શેઠ તરફ જોઈ બોલ્યો "શેઠ સાહેબ! અમે હવે ઉઠીશું. કારણ કે ઘેર જતાં મોડું થશે અને જમવાનું થઈ ગયું હશે એટલે બધાં રાહ જોતાં હશે!"

"હજુ કંઈ બહુ મોડું થયું કહેવાય નહિ!" વરધીચંદ શેઠ, પ્રત્યુત્તર વાળે તે અગાઉ, વિમળા સ્મિત કરતી બોલી ઉઠી.

"વિમળા બ્હેનની વાત ખરી છે. જીંદગીને માટે જીવનની કોઈ પળ પણ મોડી નથી. પણ રસોઇ ઠંડી થઈ જતી હોય ત્યારે તો મોડું કહેવાય! સુશીલા ભાભી, તો આનો બધો દોષ મારે માથે નાંખી દેશે! માટે હવે તો ઉઠવું જોઇએ! પેલી પૂણ્યપ્રભા તો કહેશે કે "કાકા! તો જ્યાં બેઠા ત્યાં બેઠા, તે ઉભાજ થાય નહિ!"

જ્ઞાનનિરંજન, પ્રત્યુત્તર વાળતો હસી પડ્યો. વિમળાને જ્ઞાનનિરંજનના આ શબ્દો, થોડા હતા તોયે વધારે લાગ્યા. સ્પષ્ટ હતા, તોયે અસ્પષ્ટ લાગ્યા. તે કંઇક ગુંચવાઈ, છતાં બોલી: "ત્યારે જશો?" આ શબ્દો ધીમા હતા અને તેની પાછળ કોઈ પ્રકારની વેદના જણાતી હતી.

"હા, ટુંકા સમયમાં બહુ મોડું કરવા જઇએ, તો અહિંનાં ઘણાં કામ બાકી રહી જાય અને કાલ સવારે તો રવાના થવું પડે!" જ્ઞાનનિરંજને જણાવ્યું.

"ત્યારે, શું આપ કાલ સવારમાંજ પાછા જવાના છો?"

વિમળાએ, કંઇક ખિન્ન થઇને પૂછ્યું.

"હા, આવ્યા ત્યારે તો, એક બે દિવસ રહેવાનું હતું, પરંતુ અમારૂં કામ પૂર્ણ થઇ ગયું છે એટલે હવે રોકાવાની જરૂર નથી. મારો વિચાર તો વળી મળી જાય તો સાંજની ટ્રેઇન પકડી લેવી, એવો છે પણ અમારે, આ મનમોહન એવી ખોટી દોડાદોડમાં માનતો નથી એટલે હવે સવારમાંજ જઇશું! આપ સર્વેનો આટલો પરિચય થયો, એમાં અમને બહુ આનંદ થયો છે! "બ્રહ્મમંડળ" માં તમે ગાયેલાં ભજન તો, અમને જીંદગીભર યાદ રહેશે!"

જ્ઞાનનિરંજને, વિમળાની પ્રશંસા કરતાં જણાવ્યું.

"જ્ઞાનનિરંજનભાઇ!" વરધીચંદ શેઠે, પુત્રીની પ્રશંસા સાંભળી આનંદ પામતાં જ્ઞાનનિરંજને સંબોધીને કહ્યું "મારી વિમળાને, ભક્તિમાર્ગ અને ધર્મધ્યાન તરફ વધારે પ્રેમ છે. એની મા મરી ગયા પછી બીજે વર્ષે તે વિધવા થઈ અને સાસરામાં નજીકનાં સંબંધીમાં કોઇ નહિ અને ગામમાં ન્યાતની નહિ જેવી વસ્તી, એટલે ત્યાં રહેવું પણ ન ગમે એવી સ્થિતિ—એવા સંયોગોમાં ત્યાંનો વસવાટ કાઢી નાખી અહિં રહેવા આવી છે અને અહિં મારી પાસે જ રહે છે. એનો ભવ તો બગડયો, પણ એના પ્રતાપે મારી વૃદ્ધાવસ્થા સુધરી છે. એને લીધે મને દરેક બાબતની નિરાંત છે. અમારી સેવા ચાકરી કરે, ઘરસંભાળે અને બાકીનો સમય ધર્મધ્યાન અને પ્રભુસ્મરણમાં કાઢે. પરમાત્માએ, એને સદ્બુદ્ધિ આપી છે એટલે તે તરફ વળી છે!"

વરધીચંદ શેઠ, આટલું બોલી મૌન રહ્યા.

"ત્યારે આંપને સંતતિમાં—?"

જ્ઞાનનિરંજન, આ પ્રશ્ન પૂછતો અટકયો.

"એક વિમળા અને એક પુત્ર વિબુધ"

વરધીચંદ શેઠે, પ્રત્યુત્તર વાળ્યો.

"તે અહિં નથી?" જ્ઞાનનિરંજને પૂછ્યું.

"ના, તે અભ્યાસ કરવા મુંબાઈ રહે છે. એના મામા, મુંબાઈ રહેતા હોવાથી, તે તેમની પાસે ત્યાં રહે છે અને કૉલેજમાં અભ્યાસ કરે છે."

"હાલ, શું ભણે છે?" જ્ઞાનનિરંજને બીજો પ્રશ્ન કર્યો.

"બી. કૉમનો અભ્યાસ કરે છે. આ વર્ષે પરીક્ષામાં પાસ થશે તો બી. કૉમ થશે."

વરધીચંદ શેઠ પ્રત્યુત્તર વાળે, તે અગાઉ વિમળાએ જણાવ્યું.

"હાલ, તેમની ઉમ્મર કેટલી હશે?"

"બાવીસને આસરે!" વરધીચંદ શેઠે જણાવ્યું.

"ઘણાજ આનંદની વાત." જ્ઞાનનિરંજને કહ્યું "આપે છોકરાંઓની કેળવણી પાછળ સારૂં ધ્યાન આપ્યું છે, નહિતર શ્રીમંત માબાપનાં છોકરાં, કેટલીક વખત આરામ મોજમોજાહમાં પડી જવાથી, છતે સાધને ઉચ્ચ કેળવણીનો લાભ લઇ શકતાં નથી. વિમળા બ્હેન! ક્યાં સુધી ભણેલાં?"

"એ પણ ગુજરાતી પૂરૂં કરી, પાછળથી મુંબાઇ એના મામા પાસે રહી ઈંગ્રેજી ભણેલી, પણ જે વર્ષે પરણી તે વર્ષે મેટ્રીકમાં નાપાસ થઇ અને પછીથી તો સાસરે ગઈ એટલે અભ્યાસ છોડી દેવા પડયો."

વરધીચંદ શેઠે ખુલાસો કર્યો.

"ત્યારે સારૂં ભણ્યાં કહેવાય!" જ્ઞાનનિરંજને ઉદ્ગાર કાઢયા.

"વિબુધભાઈ પરણ્યા છે ખરા?"

જ્ઞાનનિરંજને, થોડીવારે બીજો પ્રશ્ન કર્યો.

"ના, મેં એ બાબતમાં ઉતાવળ કરી નથી. આ વર્ષે પરીક્ષામાં પાસ થશે તો, આવતા વર્ષે, લગ્ન કરી નાંખવા વિચાર છે. વિવાહ

કરી રાખ્યો છે. કન્યા પણ સારા ઘરની, સુશીલ અને સંસ્કારી મળી છે!"

"આપે આટલાં સાધનો હોવા છતાં પુત્રને પરણાવી દેવાની ઉતાવળ કરી નથી, એ જાણી મને બહુજ આનંદ થાય છે. આપની પાસે લક્ષ્મી છે, છતાં એ લક્ષ્મી તમારા મન અને આત્માને કલુષિત કરી શકી નથી, તે ખરેખર આપનો અદ્દ્ભૂત સંયમ બતાવે છે! આપને મળવાથી, અમને સર્વેને બહુ આનંદ થયો છે! આપ, હવે અમને ઉઠવાની રજા આપો તો સારૂં!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર આપી, ત્યાંથી ઉઠવાની ઈચ્છા વ્યક્ત કરી.

"જેવી આપની ઈચ્છા! પણ હવે આપ ફરી ક્યારે મળશો? એક દિવસ રોકાઈ ન જાઓ? એક દિવસ અમારા ખરા મ્હેમાન તો થાઓ!"

વરધીચંદ શેઠે, આગ્રહપૂર્વક જણાવ્યું.

"ઘણીયે વખત મળી શકીશું. પણ હમણાં રોકાઈ શકાય એમ નથી! આપની અને વિમળાબ્હેનની યાદગીરી અમને કાયમ રહેશે!"

જ્ઞાનનિરંજને ઉભા થતાં જણાવ્યું.

"અને અમે શું તમને ભુલી જઈશું?"

વિમળા, હિંડોળા ઉપરથી ઉભી થતી બોલી. વરધીચંદ શેઠ પણ એમને વળાવવા ઉભા થયા. જ્ઞાનનિરંજન ઉભો થયો એની સાથે બધાં ઉઠ્યાં. અરસ્પરસ નમસ્કાર થયા.

વિમળા અને વરધીચંદ શેઠ, ખંડના દ્વાર સુધી, એમની સાથે આવ્યાં. તેઓ બધાં ત્યાંથી નીકળી વિનોદરાયના ઘર તરફ જવા પગલાં ભરી રહ્યાં હતાં, તેમાં જ્ઞાનનિરંજન સર્વેની પાછળ હતો, તેની નજીક વિમળા થોડે દૂર સુધી આવી બોલી "જ્ઞાનનિરંજનભાઈ!

આપ ઉતાવળ કરી ચાલ્યા જાઓ છો, પણ મારે તમારી સાથે આજે ઘણી વાતો કરવાની હતી ! જે કામ માટે આપ અહિં આવ્યા હતા, તે કામ સંબંધે મારી પાસેથી આપને જે માહીતિ મળી શકત તે અન્ય કોઈ સ્થળેથી મળી શકે એમ નથી ! પણ ખેર ! જ્યારે આપને ઉતાવળ છે તો પછી મારે શું કરવાનું ? ”

જ્ઞાનનિરંજન, વિમળાને એની પાછળ એની નજીક, આવેલી જોઇ ચાલતો થોભ્યો અને એણે કહેલી વાત ધ્યાન દઇ સાંભળી. જ્ઞાનનિરંજન, થોડો સમય વિચારમાં પડ્યો. જ્ઞાનનિરંજનને, પાછળ પડેલો જોઇ મનમોહન અને વિનોદરાયે ચાલતાં ચાલતાં પાછળ દૃષ્ટિ કરી જોયું તો તે વિમળા પાસે ઉભો રહી વાતચિત કરી રહ્યો હતો એટલે તેઓ થોડીવાર એની રાહ જોતા ઉભા રહ્યા.

“ અમે શા કામ માટે આવ્યા છીએ, એની આપને શી ખબર ? ”

જ્ઞાનનિરંજને કંઈ ચમકીને પૂછ્યું.

“ વળી પડી છે. ” વિમળા સહજ હસીને બોલી.

“ તો આપને તે સંબંધે કંઇ કહેવાનું હોય તો કહી નાંખો. વળી પાંચેક મીનીટ થોભી જાઉં ! જુઓ, પેલાં બધાં મારી રાહ જુવે છે ! ” જ્ઞાનનિરંજને આગળ જઇ રહેલાં એનાં સાથીઓને રાહ જોતાં ઉભાં રહેલાં જોઇ તે તરફ દૃષ્ટિ કરી, હાથની સંજ્ઞા કરતાં જણાવ્યું.

“ એમને એમ ! આપ આપનું કામ તો કહી બતાવો કે પછી એમને એમ ? ”

વિમળાએ હસતાં હસતાં જ્ઞાનનિરંજન તરફ હાથના અભિનય કરતાં જણાવ્યું.

“ મારે હવે કહેવાનું શું ? તેની તો આપને ખબર પડી ગઈ છે ! પછી પિષ્ટપેષણ શા માટે ? ”

જ્ઞાનનિરંજને, વિમળા તરફ દૃષ્ટિ કરી જણાવ્યું.

"તમે જબરા છો!" વિમળા, કંઈક ગુંચવાઈ તો ખરી, પણ હસતી હસતી બોલી "તમારે, તમારૂં દીલ આપવું નથી અને મારી વાત જાણી લેવી છે? વાહ! વાહ!"

આ શબ્દો પછી તે મુક્તકંઠે હસી પડી.

"ત્યારે જેવી તમારી ઇચ્છા." જ્ઞાનનિરંજને શાંતિથી પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું " જુઓ, પેલા રાહ જોતા અકળાયા લાગે છે! વિમળાબ્હેન! મારૂં કામ પૂર્ણ થઈ ગયું છે, મારે હવે કંઈ વધારે જાણવાની જીજ્ઞાસા નથી. છતાં તમારે કંઈ જીજ્ઞાસા હોય અને કહી નાંખવું હોય તો, તે સાંભળી લેવા માટે મને વાંધો નથી. બોલો, આપની શી ઇચ્છા છે? કંઈ કહેવાનું હોય તો કહી નાંખો, નહિંતર હું જાઉં છું!"

જ્ઞાનનિરંજને, ઉતાવળ કરવા માંડી.

"કહેવાનું તો ઘણુંયે છે, પણ આપ ક્યાં સાંભળો છો?" વિમળા ધીમી પડીને બોલી.

"હું તો તૈયાર છું. કહેનાર કંઇ કહે નહિ, ત્યાં સાંભળનાર સાંભળે શું?"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"આપ, એક કામ ન કરો?"

વિમળાએ થોડીવારે કંઇક ગુંચવાતાં ગુંચવાતાં પૂછ્યું.

"શું?" જ્ઞાનનિરંજને ચમકીને પૂછ્યું.

"થોડોક સમય કાઢી, આનંદપુર જતા અગાઉ, આજે ફરી મને ન મળી જાઓ? કારણ કે આપે જે જે પૂછ્યું અને હું આપના અત્રેના આગમનના પ્રયોજન સંબંધમાં જે કંઈ જાણું છું, તે બધું આપને વિગતવાર કહેવા માગું છું! એવી વાતો નિરાંતે થાય, કંઈ ઉભાં ઉભાં રસ્તામાં ન થાય!"

વિમળાએ ખુલાસો કર્યો.

જ્ઞાનનિરંજન નિરૂત્તર રહ્યો.

"બોલો, ફરી મળવા આવશો કે નહિ?"

વિમળા અધીરી થતી બોલી "આપને અત્યારે મારા આ શબ્દોની કિંમત નહિ હોય, પણ હું જે કંઈ કહું છું, તે બહુ ઉપયોગી છે. બોલો, શો વિચાર કર્યો?"

વિમળા, આતુરનયને અને વેધકદૃષ્ટિએ જ્ઞાનનિરંજન તરફ જોઈ રહી. "હકાર" ના પ્રત્યુત્તર માટે તે તલસી રહી હતી.

"મળીશ, આપનો આગ્રહ છે તો ફરી મળી જઈશ!" થોડી વાર સુધી વિચાર કર્યા બાદ, જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"જરૂર!"

"જરૂર!"

"ક્યારે આવશો?"

"સાંજના ચારેક વાગ્યાના સુમારે! તે સમયે, આપ ઘેરજ હશોને?"

"હા, હું આપની રાહ જોતી ઘેર જ રહીશ!"

"કોણ કોણ આવશે?"

વિમળાએ નવો પ્રશ્ન કર્યો.

"હું અને મનમોહનરાય. છતાં તે કદાચ નહિ આવે તો પછી હું એકલો!"

"સારૂ, પણ જો જો ભુલી ન જતા!"

વિમળાએ પુનઃ આગ્રહ કરી, સમયસર આવી જવા, યાદ દેવડાવ્યું.

"નહિ ભુલું! હું જરૂર આવીશ!"

જ્ઞાનનિરંજન, આ શબ્દો બોલી ઉતાવળે પગલે એના સાથીઓને જઈ મળ્યો અને તેઓ વિનોદરાયના ઘર તરફ ગયા. વિમળા, જ્ઞાનનિરંજનને જતો જોઈ, તે તરફ થોડી વાર સુધી, જોઇ રહી અને પાછળથી, એને ઘેર જઈ બેઠી.

●

## પ્રકરણ ૨૯

## યશોદાની વિદાયગીરી

સર્વેએ ઘેર આવ્યા પછી પાએક કલાક આરામ લીધા બાદ જમી લીધું. વીરેશ્વર શર્મા અને યશોદા ત્રણ વાગ્યે જતી ટ્રેઈનમાં આનંદપુર જવા માગતાં હતાં એટલે તેમણે તે બદલની તૈયારી કરવા માંડી. બપોરના દોઢેક વાગ્યાનો અમલ થવા આવ્યો હતો અને થોડો થોડો ગરમીનો ઉકળાટ જણાતો હતો. ટ્રેઈનને ઘણીવાર હતી, તોયે તેઓ બંને બહુ ત્વરામાં પડી ગયાં હતાં. વિનોદરાય પંડિતે પડોશમાંથી એમના એક સ્નેહીના જુવાન છોકરાને બોલાવી, ટ્રેઈનના સમયે સમયસર સ્ટેશને એમને પહોંચાડી દેવા એક ગાડી ભાડે કરી લાવવા મોકલી આપ્યો અને તે મુજબની વ્યવસ્થા કર્યાના સમાચાર તે પહોંચાડી ગયો. મનમોહનરાય કંઈ શ્રમિત થયેલો જણાતો હતો તેથી તેણે જમ્યા પછી પથારી કરાવી આરામ લેવા પડ્યો હતો. વિનોદરાય અને સુશીલા, વીરેશ્વર શર્મા અને યશોદા પાસે વાતચિત કરી રહ્યાં હતાં. તેમણે એમના નિષ્ફળ નીવડેલા કાર્ય સંબંધેની કંઈ વાતચિત કે ચર્ચા તેઓ પૈકી કોઈની સાથે કરી ન્હોતી, છતાં વિનોદરાય વિગેરે એટલું તો જાણી શક્યા હતા કે રંજનલાલની જમા રકમની વારસ થતી આવેલી યશોદાને રંજનલાલ સાથે ન્યાત જાતનો કે કૌટુમ્બિક સંબંધ ન હોવા છતાં કંઈ અંગત સંબંધ હતો. આ સંબંધ નિર્દોષ કે સદોષ હતો તેની કંઈ કલ્પના કોઈ કરી શક્યું ન્હોતું. મનમોહનરાય અને જ્ઞાનનિરંજને, તે પરત્વે વિચાર કરી લીધેલો, તોયે તેઓએ તે પ્રશ્ન પરત્વે તે સમયે ઉદાસિનતા સેવી હતી.

“ ફરીથી અત્રે આવવાનો પ્રસંગ આવે તો આપ બીજે નહિ જતાં અહિંજ ઉતરજો. કોઈ જાતનો સંકોચ રાખશો નહિ. ”

યશોદાને સંબોધીને સુશીલાએ જણાવ્યું.

"એમજ કરીશું બ્હેન! અમારા જેવા અપરિચિતનું પણ આપે એક સાચો સંબંધી ન કરી શકે એવું સ્વાગત કર્યું છે, તે અમે જીંદગી પર્યંત પણ ભુલી શકીએ એમ નથી!"

યશોદા, સુશીલાના સ્વાગતની પ્રશંસા કરતી વિવેક કરતી બોલી.

"અમે એવું શું કર્યું છે, બ્હેન? આ તો આપણા ગૃહસ્થ જીવનની એક સાધારણ ઘટના છે! સ્નેહી, સગાં કે સંબંધીનો સત્કાર તો સૌ કરે, પણ અપરિચિત આગન્તુકોનો સત્કાર કરવાની આપણી પ્રાચીન રૂઢીએ ભારતવર્ષને "આતિથ્ય સત્કાર"ના અદ્‌ભુત આદર્શ સેવનારા દેશ તરીકે સમસ્ત દુનિયામાં ઉચ્ચ પ્રતિષ્ટા મળી છે! અહિંથી હવે આપ કયાં જશો?" સુશીલાએ નિરભિમાનપણે પ્રત્યુત્તર વાળી પ્રશ્ન કર્યો.

"આનંદપુર!" યશોદાએ પ્રત્યુત્તર વાળ્યો:

"ત્યાં હમણાં રોકાવાનાં હશો?" વિનોદરાયે વચ્ચે પૂછ્યું.

"બે ચાર દિવસ–પછીથી અમદાવાદ" યશોદાને પૂછવામાં આવેલા પ્રશ્નનો પ્રત્યુત્તર વીરેશ્વર શર્માએ વાળ્યો.

"ત્યાં આપનું કોઇ સંબંધી હશે?"

સુશીલાએ બીજો પ્રશ્ન કર્યો.

"હા, અમે તેમને ત્યાં ઉતરીશું. બીજા પણ પાંચ સાત પરિચિત છે."

યશોદાએ જણાવ્યું. સુશીલા અને વિનોદરાય ત્યાંથી ઉઠયાં; અને જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા, પૂણ્યપ્રભાના અભ્યાસગૃહમાં બેસી સાહિત્યવિષયક ચર્ચામાં ઉતરી પડયાં હતાં, ત્યાં આવી પહોંચ્યાં. તેમના ગયા પછી યશોદા, વીરેશ્વર શર્માને સંબોધીને બોલી, "આપણે ઘેરથી નીકળ્યાં તે વખતે જરૂર અપશુકન થયેલા હોવા જોઇએ, નહિંતર આમ ન બનત! કામદાસની ગેરહાજરી એજ મ્હોટા અપશુકન!"

"હા, એવું કંઈક ખરૂં." વીરેશ્વર શર્મા, મિષ્ટભોજનના ભારથી જરા અકળાતા હતા, તે પેટ ઉપર હાથ ફેરવતા બોલ્યા. "પણ કામદાસ હોત તોયે શું થાત? વરધીચંદ શેઠે પૈસા આપવાની જે કારણુસર ના પાડી છે, તે બદલ કામદાસ પણ શું કરી શકત?"

વીરેશ્વર શર્મા, આટલું બોલી યશોદા સામે તાકીને જોઈ રહ્યા.

"તે હું સમજી શકતી નથી કે કહી શકતી નથી, છતાં મારો આત્મા તો એમ કહે છે કે તે હોત તો આપણો પ્રયત્ન આટલો નિષ્ફળ ન નીવડત!" યશોદા આટલું બોલી થોડા સમય વિચારમાં ડૂબી અને ત્યારબાદ આગળ વધી "કામદાસ, આપણને આ પ્રશ્નમાં જરૂર ઉપયોગી નીવડયો હોત! પણ ખેર! હવે નથી એનું શું?"

"એવું તમે શા આધારે માનો છો?"

વીરેશ્વર શર્માને કંઈ સમજણ ન પડવાથી તેણે કંઈક ચમકીને પૂછ્યું.

"એનું પણ કારણ છે!" યશોદા બોલી.

"પણ તે શું?"

"તે તમે નહિ સમજી શકો. ચાલો, હવે એ વાત જવા દો! ટાઈમ તો જુઓ કે હવે કેટલીવાર છે? મને હવે અહિં ચેન નથી પડતું. આપણે હવે જેમ બને તેમ જલદી આનંદપુર પહોંચી જઈએ તો સારૂં!"

યશોદા કંઈક કંટાળો લાવી અધીરી થઈ બોલી.

"હમણાં સમય થઈ જશે. અકળાઓ છો શું કરવા? ગાડીવાળો આવી પહોંચે એટલીવાર! હવે, કંઈ બહુ વાર નથી!"

વીરેશ્વર શર્માએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. યશોદા મુંગી બેસી રહી. એના મુખ ઉપર ખિન્નતા, ગુસ્સો અને અકળામણની રેખાઓ અંકિત થતી જતી હતી.

"જ્ઞાનનિરંજનભાઈ!" સુશીલા, પૂણ્યપ્રભાના અભ્યાસગૃહમાં દાખલ થતી જ્ઞાનનિરંજનને સંબોધીને બોલી.

"તમે અહિં ભત્રીજી પાસે સાહિત્યનાં ગપ્પાં મારી રહ્યા છો, પણ પેલા તમારા સાથીઓ જવા માટે ઉતાવળ કરે છે, તેમને તો મળી લ્યો!"

સુશીલા અને વિનોદરાય ત્યાં જઈ, પૂણ્યપ્રભા અને જ્ઞાનનિરંજન બેઠાં હતાં, તેમની જોડે જઈ બેઠાં.

"મેં તેમને ઘણું સમજાવ્યું, પણ તેમનો વિચાર આજની રાત અત્રે રોકાવાનો નથી એટલે નિરૂપાય! ગાડીને હજુ વાર છે તોયે ઉતાવળ કરે છે!"

જ્ઞાનનિરંજને, સુશીલાને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"અરે! ઉતાવળ તે કંઈ જેવી તેવી! એમનું ચાલે તો ગાડી આવતા પહેલાં દોઢ કલાક અગાઉ જઈ સ્ટેશન ઉપર બેસી રહે એવાં છે! પણ આપણે "હજુ બહુ વાર છે!" એમ કહીએ છીએ એટલે ના છૂટકે બેસી રહ્યાં છે!" સુશીલા, આટલું બોલી હસી પડી.

"આવું છે તો પછી એમને શું કામ રોકો છો? જ્યારે જવાનાં છે જ, તો પછી અડધો કલાક વહેલાં જાય તોયે શું?"

પૂણ્યપ્રભા, આ શબ્દો સાંભળી વચ્ચે બોલી ઉઠી.

"ખાલી ત્યાં જઇ ઘોખવા?" સુશીલા બોલી.

"જેમને ઘોખવું હોય તેમને ઘોખવા દેવાં, એજ કામનું!" પૂણ્યપ્રભાએ પ્રત્યુત્તર વાળ્યો.

"જે બાઈ છે, તે બહુ પાકી લાગે છે!" સુશીલા, થોડીવારે યશોદા સંબંધે ઉદ્ગાર કાઢતી બોલી.

"એનું કામ થયું નથી, તેથી તો તે એટલી બધી ખીજાઇ ગઇ જણાય છે કે જો એનાં પરિચિત માણસોને ત્યાં ઉતરી હોત તો કેટલાનીયે સાથે લ્હડી પડી હોત!"

"એમ ?" જ્ઞાનનિરંજન, કંઈક ચકિત થતો બોલ્યો.

"હા, મને તો એમ લાગે છે કે એના જીવનની પાછળ કોઈ ભારે ભેદ રહેલો છે!"

સુશીલાએ આગળ ચલાવ્યું.

"એટલે ?" જ્ઞાનનિરંજનને, સુશીલાની વાતમાં રસ પડ્યો.

"તે દેખાય છે એથી વધારે ઉંડી છે! કામદાસની ગેરહાજરી હતી તે વાત ખરી, છતાં એના ત્યાં ઉતરવાની ગોઠવણ કરી આવેલી હોવા છતાં, એના ઘેર ખબર કાઢવા પણ ગઈ નથી. કામદાસ નથી તો એના ઘેર એની સ્ત્રી તો હશેને? એને પણ ન મળી!"

"એટલે? તમારૂં શું કહેવું છે, સુશીલા ભાભી?" જ્ઞાનનિરંજને ફરીથી પૂછ્યું.

"પણ તેમની સાથે તેઓ અહિં આવ્યાં એટલે પછી તેના ઘેર શું કામ જાય?"

વિનોદરાયે વચ્ચે પૂછ્યું.

"હું ઉતરવાની વાત કરતી નથી. મારૂં કહેવું એમ છે કે કામદાસના ગુરૂનો પત્ર લઈ આવેલાં આ માણસોએ એની ગેરહાજરી જાણ્યા બાદ, એના ઘેર મળવા સુદ્ધાં ગયાં નથી, ને વાતમાં મને ભેદ લાગે છે! કામદાસની સ્ત્રી તરફ, આ સ્ત્રીને કોઈ પ્રકારનો ધિક્કાર હોય એવું જણાઈ આવે છે!"

સુશીલાએ સ્પષ્ટિકરણ કર્યું.

"ના, ના, એ કેવળ તારી કલ્પના છે. આ બાબત એવી નથી કે જેની પાછળ મોટો ભેદ રહ્યો હોય!"

વિનોદરાય, સુશીલાની વાતનું ખંડન કરતા વચ્ચે બોલી ઉઠયા.

"આ એકજ કારણ નથી. તે સિવાય બીજાં ઘણાં છે!"

સુશીલાએ કહ્યું. આ વાતચિત ચાલતી હતી એવામાં યશોદાએ એમણે ભાડે કરેલી ઘોડાગાડી આવી પહોંચવાથી સુશીલાને બૂમ મારી બોલાવી, “ સુશીલાબ્હેન ગાડી આવી પહોંચી છે. અમે જઇએ છીએ ! ” યશોદાના આ શબ્દો સાંભળી વિનોદરાય, સુશીલા, પૂણ્યપ્રભા અને જ્ઞાનનિરંજન, તે ખંડમાંથી બહાર આવી પહોંચ્યાં. યશોદા અને વીરેશ્વર શર્મા તૈયાર થઈ ઉભાં હતાં. તેમનો સામાન, ઘોડાગાડીમાં મુકી આવવામાં વિનોદરાય અને જ્ઞાનનિરંજને મદદ કરી. યશોદા અને વીરેશ્વર શર્માએ સર્વેને નમસ્કાર કરી ત્યાંથી વિદાય લીધી. તેમના ગયા પછી, જ્ઞાનનિરંજન અને વિનોદરાય, મનમોહન મેડા ઉપર નિરાંતે ઉંઘતો હતો, તેની પાસે ગયા. સુશીલા અને પૂણ્યપ્રભા, આરામથી વાતો કરતાં બેઠાં.

●

## પ્રકરણ ૩૦

# સરસ્વતીનાં મામામામી

મનમોહનને ગાઢ નિદ્રામાં પડેલો જોઈ જ્ઞાનનિરંજને એને જાગૃત કરવાનો વિચાર માંડી વાળ્યો. વિનોદરાયને આરામ લેવા જણાવી, તે નીચે આવ્યો અને પૂણ્યપ્રભાને સાથે લઇ સરસ્વતીના મામા શંભુપ્રસાદના ઘર તરફ ગયો. એમનું ઘર, વિનોદરાયનું મકાન જે મહોલ્લામાં હતું, તે મહોલ્લાના પાછળના ભાગમાં બીજો મહોલ્લો હતો, એમાં આવેલું અને ત્યાં જવાને માત્ર પંદરેક મીનીટનો રસ્તો હતો. પૂણ્યપ્રભાને એણે એમનું ઘર બતાવવા સાથે લીધી હતી. તે ત્યાં પહોંચ્યો તે વખતે શંભુપ્રસાદ સુઈ રહ્યા હતા, પરંતુ જાગતા હતા અને તેમની પત્ની શારદા તેમની સામે બેઠી બેઠી રામાયણ વાંચી રહી હતી. બંને ઘરમાં દાખલ થઇ એમની પાસે આવી પહોંચ્યાં. શંભુપ્રસાદ પથારીમાંથી બેઠા થઈ ગયા અને શારદાએ વાંચનકાર્ય બંધ રાખી ઉભા થઇ એમનો સત્કાર કર્યો. શંભુપ્રસાદે, જ્ઞાનનિરંજનને એકાદ બે વખત વિમળનગરમાં જોયેલ, અને સાધારણ પરિચયમાં આવેલ, તે સિવાય એનો લાંબો પરિચય નહિ તેમજ અવસ્થાને લીધે આંખે પણ સાધારણ ઝાંખ વળતી હોવાથી એને એકદમ ઓળખી શકયા નહિ, જ્યારે શારદાએ તો એને કદી પણ જોયેલ નહિ એટલે એને તે કોણ છે એની ખબર ન પડે એ સ્વાભાવિક હતું. બંનેને આસન લેવા સુચના કરી, શંભુપ્રસાદ, પૂણ્યપ્રભા તરફ જોઇને બોલ્યા " પૂણ્યપ્રભા ! હું હજુ એ ભાઇને ઓળખી શક્યો નથી, માટે મને પરિચય કરાવ કે તે કોણ છે ? "

" એમને ન ઓળખ્યા, શંભુકાકા ? "

પૂણ્યપ્રભાએ કંઇક ગુંચવાતાં પૂછ્યું.

" ના, તું જાણે છે કે એકતો મારી આંખો નબળી પડી છે, તેમજ સ્મરણશક્તિ પણ હારવા બેઠી છે. વળી હમણાં સરસ્વતીની

ચિંતામાં પણ મગજ બહેર મારી ગયું છે, માટે તેઓ કોણ છે, તે કહીશ તોજ ખબર પડશે!" શંભુપ્રસાદે એમની મુસ્કેલી જાહેર કરી.

"એ તો હું જ્ઞાનનિરંજન!" શંભુપ્રસાદની મુસ્કેલી સમજી જઇ, પૂણ્યપ્રભા પ્રત્યુત્તર વાળે તે અગાઉ જ્ઞાનનિરંજને પોતેજ પોતાની ઓળખાણ કરાવતાં કહ્યું.

"જ્ઞાનનિરંજનભાઈ! વિમળનગરવાળા!" શંભુપ્રસાદ, એની ઓળખાણ પડતાં હર્ષિત થતા બોલી ઉઠ્યા. "ભાઇસાહેબ! હવે હું ઓળખી શકયો! પહેલાં ન ઓળખી શક્યો તે માટે માફ કરજો! હમણાં હમણાં મારા મનની એવી સ્થિતિ થઈ ગઇ છે કે કંઈ કહી શકતો નથી! આપને જોઇ મને બહુ આનંદ થયો. આપ કયારના પધાર્યા છો?"

જ્ઞાનનિરંજને એના પ્રત્યુત્તરમાં સુનંદાના પત્રથી માંડીને બધી હકીકત વિગતવાર કહી સંભળાવી, તેમજ સરસ્વતી સંબંધે એમના જાણવામાં જે હકીકત હોય તે વિગતવાર કહેવા એમને સૂચના કરી. તેમજ સાથે સાથે સરસ્વતી સંબંધે ગામમાંથી જે જે હકીકત તેણે સાંભળી હતી તે કહી નાંખી, તેનાથી કંઈ વિશેષ ખાસ બાબત હોય તેટલીજ કહેવા માગણી કરી.

શંભુપ્રસાદે જ્ઞાનનિરંજનની વાત સાંભળી લીધા બાદ, થોડા સમય વિચાર કર્યા પછી જણાવ્યું "આપે જે સાંભળ્યું છે, એથી વિશેષ કહેવા જેવું મારી પાસે નથી. મારી દૂરની સગી બ્હેન મેઘાવતીના ગાઢ સંસર્ગમાં તે રહેતી હતી, તે હું જાણું છું—પરંતુ એના સંસર્ગનું પરિણામ આવું વિપરિત આવશે એવી કલ્પના પણ મને નહિ—વળી દુનિયા કહે છે તે વાતો કદાચ ખોટી પણ હોય! મેઘાવતીનું શરીર સારૂં રહેતું ન્હોતું, તે દરમ્યાન તે તેની પાસે હતી અને તે દવા કરાવવા ગઈ હોય તો તેને સાથે પણ લઇ ગઈ હોય! એટલે ખરૂં ખોટું તો એક પરમાત્મા જાણે! પણ ગામમાં જે

પ્રકારે વાતો થાય છે તે તો સંભળાય એવી નથી! સરસ્વતીની ભુલ મ્હોટામાં મ્હોટી તો એ થઇ છે કે તે જતા અગાઉ અમને કહેવા પણ આવી નથી, તેમ મેધાવતીએ પણ કંઇ સમાચાર કહેવડાવ્યા નથી! એમના દીલમાં કંઈ કપટ હોય તો તેઓ જાણે! હરિ! હરિ! મારે આ વૃદ્ધાવસ્થામાં કેવી આફત ઉભી થઇ! મને તો એમ થાય છે કે હું એના બાપને મારૂં મ્હોડું કેમ બતાવી શકીશ?"

શંભુપ્રસાદ, આ શબ્દો બોલતા ગળગળા થઇ ગયા.

"આપ આવી ચિંતા ન કરો!" જ્ઞાનનિરંજન, શંભુપ્રસાદને આશ્વાસન આપતો બોલ્યો. "આપ જાણો છો કે સરસ્વતીનો પિતા બહુ સમજુ પુરૂષ છે. આપ જેવા વિશ્વાસુ, પ્રેમાળ અને નિખાલસ દીલના માણસ તરફ એને પૂજ્યભાવ છે. આમાં આપનો કોઈ દોષ નથી! દુનિયા બહુ વિચિત્ર છે એટલે કેટલીક વખત નહિ બનવા જેવી ઘટનાઓ બની જાય છે, છતાં તે બધાં વિધિનાં વિધાન હોઈ આપણી શક્તિ બહારનાં હોય છે! વળી અત્રેની મારી તપાસ પૂરી થઈ ગઇ છે, પરિણામે મને એમ લાગે છે કે સરસ્વતીનો થોડા દિવસમાં પત્તો લાગી જશે, માટે નિશ્ચિંત રહેજો. આપ આ સંબંધે આપના મનમાં કોઇ જાતનો ક્લેશ કરશો નાહ. હું, વિમળનગર એના પિતાને સર્વે હકીકત સ્પષ્ટ લખી નાંખવાનો છું એટલે એનું તેમજ અન્ય સંબંધીઓનું ચિત્ત પણ શાન્ત થઇ જશે!"

જ્ઞાનનિરંજન આટલું બોલી મૌન રહ્યો.

"શું સરસ્વતીનો પત્તો લાગી જશે?"

સરસ્વતીની મામી શારદા કંઇક હર્ષ પામતી બોલી ઉઠી.

"હા, એને માટે આપ કોઇને ચિંતા કરવાની નથી." જ્ઞાનનિરંજને જણાવ્યું "હાં, પણ" જ્ઞાનનિરંજને થોડીવારે શંભુ-

પ્રસાદ સામે જોઈને કહ્યું "મેધાવતી વિષે ગામમાં જે વાતો થાય છે, તે સંબંધે આપનો શો અભિપ્રાય છે?"

"એમાં કંઈક ખરૂં છે. મારે ન કહેવું જોઈએ પણ હવે મારી ખાત્રી થાય છે કે એની રીતભાત સારી ન્હોતી, અને મારી સરસ્વતીના જીવનને એનો પાસ લાગ્યો જણાય છે!"

શંભુપ્રસાદની મુખમુદ્રા ઉપર ખિન્નતા, તિરસ્કાર અને કંટાળાની છાયા જણાતી હતી. આ વાત ચાલતી હતી તે દરમ્યાન શારદા, અતિથિના સત્કાર માટે ચ્હા બનાવવા ઉઠી, પરંતુ જ્ઞાનનિરંજને એ બદલ ના પાડી અને જણાવ્યું કે "મારે હજુ ઘણું કામ છે એટલે ઉઠું છું. ફરી કોઈ વખત આવીશ ત્યારે મળીશ. ફરીથી એક વખત કહું છું કે આપ સર્વે નિશ્ચિંત રહેશો. પરમાત્મા સર્વે કંઈ સારાં વાનાં કરશે."

જ્ઞાનનિરંજન આટલું બોલી ઉભો થયો. પૂણ્યપ્રભા પણ એની સાથે ઉઠી. શંભુપ્રસાદે એને જતો જોઈ ઉભા થતાં જણાવ્યું." "આપને ઉતાવળ છે એટલે વિશેષ કંઈ કહેતો નથી પણ મારી આટલી ઉમ્મરે આવી પડેલી આપત્તિમાં આપે જે આશ્વાસન આપ્યું છે, એણે મારા દીલ ઉપર સારી અસર કરી છે. વિમળનગર આપને યોગ્ય લાગે તે લખી દેજો. મેં વિગતવાર પત્ર તો લખ્યો છે, પણ આપ જે લખશો તે તેમને અત્યંત આશ્વાસન આપનારૂં થઈ પડશે, એવી મને ખાત્રી થાય છે. લ્યો, ત્યારે પધારજો!" શંભુપ્રસાદ અને શારદા, બંનેને ઘરના આંગણા સુધી વળાવી આવ્યાં અને "જયજય" કહી પાછાં ફર્યાં. જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા ઘર ભણી વળ્યાં.

●

# પ્રકરણ ૩૧

## કનકલતા કોણ

" પૂણ્યપ્રભા ! " જ્ઞાનનિરંજને વિનોદરાયના ઘર તરફ જતાં પૂણ્યપ્રભાને સંબોધીને પૂછ્યું " સરસ્વતી સંબંધની વાતોમાં એની જે એક બ્હેનપણીની વાત આવે છે તે કોણ છે? તેને તું ઓળખે છે ? "

" હા, કાકા ! " પૂણ્યપ્રભા, પ્રત્યુત્તર વાળતી બોલી " હું એને ઓળખું છું અને તેનું નામ " કનકલતા " છે.

" તે કયાં રહે છે ? "

" વરધીચંદ શેઠ રહે છે તે મહોલ્લામાંજ. વરધીચંદ શેઠની હવેલીની સામે જે મકાનો છે તેમાંજ એનું મકાન છે ! શું આપને એને મળવું ? "

પૂણ્યપ્રભાએ પ્રત્યુત્તર વાળી પ્રશ્ન કર્યો.

" હા, બની શકે તો એને મળી લેવું છે. એની પાસેથી પણ કંઈ જાણવા મળે એમ જણાય છે ! "

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

વાતો કરતાં તેઓ ચાલતાં ઉભાં રહ્યાં. " પણ તે એક વખતે સરસ્વતીની બ્હેનપણી હતી. અત્યારે નથી. અત્યારે તો એ એની દુશ્મન જેવી છે. એને મળીને શું કરશો ? "

પૂણ્યપ્રભાએ બીજો પ્રશ્ન કર્યો.

" અત્યારે તે એની સખી ન રહી હોય અને દુશ્મન બની હોય તેની સાથે આપણને કંઈ લેવા દેવા નથી. પણ મારો આત્મા એમ કહે છે કે એને મળવું જરૂરી છે. "

જ્ઞાનનિરંજને કંઈ વિચાર કર્યા બાદ પ્રત્યુત્તર વાળ્યો. તેઓ ચાલતાં ઉભાં રહેલાં હતાં તે ઘર તરફ આગળ વધ્યાં.

"તો મળી લ્યો." પૂણ્યપ્રભાએ કહ્યું.

"પણ તે મુલાકાત તું ગોઠવી આપે તો થાયને? હું એને ક્યાં ઓળખું છું?"

"તે હું કરી આપીશ. તમે કહો તો એને મળી "આપ મળવા માગો છો" વિગેર હકીકત સમજાવી નક્કી કરી આવું, અને જો અત્યારે સીધું જવું હોય તો ઘેર નહિ જતાં આપણે બંને સાથે સીધાં ત્યાંજ જઈએ!"

પૂણ્યપ્રભાએ માર્ગ બતાવ્યો.

"ના, અત્યારે નહિ. આપણે એને સાંજના સાત વાગ્યા પછી મળી શકીએ, એવું ગોઠવાય તો સારૂ!"

"તો તો પછી રાત પડી જશે. અત્યારે વાંધો છે?"

પૂણ્યપ્રભાએ કંઈક ગુંચવાતાં પૂછ્યું.

"ના, વાંધો તો શાનો? પણ ચાર વાગે મારે બીજે સ્થળે જવાનું હોઇ, અત્યારે આપણે ત્યાં જઈ શકીએ એમ નથી!"

જ્ઞાનનિરંજને કારણ બતાવ્યું.

"તો ન જવાય!" પૂણ્યપ્રભા માથું ધુણાવતી બોલી "પણ કાકા! ચાર વાગે બીજે ક્યાં જવાનું છે? આપણી સાહિત્યચર્ચા માટે પછી કયો સમય કાઢશો?"

પૂણ્યપ્રભાએ કંઇક નિરાશ થઈ પૂછ્યું.

"તે પણ થશે, પૂણ્યપ્રભા! પણ અત્યારે તો પહેલાં આ કામ! મારે એક વખત ફરી વરધીચંદ શેઠને ત્યાં એમની દીકરી વિમળાને મળવા જવાનું છે, સમજી?"

"હા, પેલી "મોટી ગોપી" ને?"

પૂણ્યપ્રભા કંઇક આશ્ચર્યચકિત થઇ જ્ઞાનનિરંજન સામે જોઇ રહી.

"હા, એજ." જ્ઞાનનિરંજને કહ્યું.

"ખાસ કામ છે?" પૂણ્યપ્રભાનું આશ્ચર્ય વધતું જતું હતું.

"હા, એણે મને ખાસ મળી જવા આમંત્રણ આપ્યું છે!"

પૂણ્યપ્રભા કંઇક ગુંચવાઇ, પણ તેણે તે સંબંધે વિશેષ નહિ પૂછતાં કનકલતાની મુલાકાતના સંબંધમાં જણાવ્યું કે "હું કનકલતાને ચાર પાંચ વાગે મળી આવીશ અને મુલાકાતનું નક્કી કરી આવીશ." "પછી આપણે એના ત્યાં સાથે જઇ મળી આવીશું!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

ઘર આવી પહોંચતાં તેઓ ઘરમાં દાખલ થયાં.



## પ્રકરણ ૩૨

## વિમળા અને જ્ઞાનનિરંજન

જ્ઞાનનિરંજન, ઘેર આવ્યો, ત્યારે મનમોહનરાયની માફક વિનોદરાય પંડિત, પણ આરામ લેવા પડ્યા હતા અને મનમોહન હજુ જાગૃત થયો ન્હોતો, તેથી તેણે વિમળાને એકલા પંડે જઇ મળી આવવાનો નિર્ણય કર્યો અને તે સંબંધે સુશીલા અને પૂણ્યપ્રભાને જરૂરી સુચના આપી, વરધીચંદ શેઠની હવેલી તરફ જવા નીકળ્યો.

વિમળા, એના ભવ્ય અને આકર્ષક રીતે શણગારેલા આરામગૃહમાં, ચાર વાગવાનો અમલ થવા આવેલો હોવાથી જ્ઞાનનિરંજનની રાહ જોતી બેઠી હતી. તેણે આરામગૃહની કોઈ કોઇ અવ્યવસ્થિત થઈ ગયેલી વસ્તુ વ્યવસ્થિત કરાવી નાંખી હતી; તેમજ નોકર પાસે તે ખંડ એક બે વખત સાફસુફ કરવામાં આવેલો હોવા છતાં, ત્રીજી વખત પાસે ઉભા રહી, સાફ કરાવી રાખ્યો હતો.

એણે એના શરીર ઉપરનાં વસ્ત્રાલંકાર સજવામાં ખૂબ કાળજી રાખી હતી. પરિણામે એનું દેહસૌંદર્ય વધારે પ્રમાણમાં આકર્ષક નીવડયું હતું. તે વારંવાર એની મુખમુદ્રા આયનામાં જોઇ લેતી અને આત્મિય સૌંદર્યની ખીલવણીનું પ્રતિબિંબ એમાં નિહાળી, મનમાં ને મનમાં હરખાતી. સાદાં છતાં સ્વચ્છ અને સફેદ વસ્ત્રોમાં સજ્જ થયેલો એનો ગૌર દેહ, પ્રમાણમાં વધારે દીપી ઉઠ્યો હતો. એની પ્રકૃતિ, રસિક અને આનંદી હોવાથી એની મુખમુદ્રા ઉપર એક પ્રકારની આકર્ષક પ્રતિભા પ્રકટ થતી હતી. એણે બે ચાર વખત ઘડીયાળમાં સમય જોઇ લીધો, પરંતુ ચાર થવાને હજુ દશ પંદર મીનીટની વાર હતી. સમય જેમ જેમ સમીપ આવતો ગયો તેમ તેમ તેની અધીરાઇ વધતી જતી હતી. એના ચિત્તમાં એક પ્રકારની વ્યાકુળતા ઉત્પન્ન થઇ હતી, પણ તે શાને માટે હતી, તેનો ખ્યાલ તેને ન્હોતો. એક સ્થળે સ્થિર થઇ બેસી રહેવું ઠીક ન લાગવાથી તે ઉભી થઇ અને ખંડમાં આમ તેમ આંટા મારવા લાગી. તે દરમ્યાન તે વારંવાર તે ખંડના પ્રવેશદ્વાર તરફ જીજ્ઞાસુ દષ્ટિથી જોઇ રહેતી. એક વખત ફરી નોકર તેમજ મહારાજ (રસોયા) પાસે જઇ, તેમને આવનારા મ્હેમાનના સ્વાગત બદલની જરૂરી સુચના આપી આવી. ત્યાંથી પાછા ફર્યા બાદ એણે પોતાના ખંડનું જાણે પહેલી વાર જોતી હોય એમ બારીક અવલોકન કરી લીધું અને સર્વ કંઈ વ્યવસ્થિત હોવાથી ખાત્રી થતાં એને સંતોષ થયો. એવામાં ચાર વાગ્યા અને જેની તે રાહ જોતી હતી, તે જ્ઞાનનિરંજન ત્યાં આવી પહોંચ્યો.

"આવો! પધારો! આપ, કહ્યા પ્રમાણે સમયસર આવી પહોંચ્યા તો ખરા!"

વિમળા, જ્ઞાનનિરંજનને તેના આરામગૃહમાં પ્રવેશતો જોઇ આનંદ પામતી, એનો સત્કાર કરતી બોલી.

" તમને તે બદ્દલ શંકા હતી, વિમળાબ્હેન ? "

જ્ઞાનનિરંજન ખંડમાં દાખલ થઈ, એની નજીક આવતાં તેની સૌંદર્યપૂર્ણ મુખમુદ્રા તરફ દ્રષ્ટિ રાખી બોલ્યો. વિમળા, પ્રત્યુત્તરમાં સહજ હસી અને જ્ઞાનનિરંજનને હિંડોળા ઉપર આસન લેવા સુચના કરી. જ્યારે તેણે તેની બેઠક હિંડોળાની સામે પડેલી એક ગાદીજડિત ખુરશી ઉપર લીધી. જ્ઞાનનિરંજન, એની સુચના પ્રમાણે હિંડોળા ઉપર બેઠો.

" શંકા તો ન્હોતી, પણ ભલું પૂછવું ! વળી કંઈ આવશ્યક કામમાં રોકાઇ જાઓ અને ન આવી શકો તે પૂરતી ચિંતા ! "

વિમળાએ આસન લેતાં જ્ઞાનનિરંજનના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

" હું મારી મુકરર કરેલી મુલાકાત કે તેનો સમય ભાગ્યેજ ચુકું છું. "

" તે આપની મહત્તા તેમજ કાર્યદક્ષતા બંનેનો સંગીન પૂરાવો છે. "

વિમળા સ્મિત કરતી બોલી.

" આપના આ શબ્દો આપની મોટાઈ બતાવે છે, બાકી હું તો એક સામાન્ય માણસ છું. સામાન્ય માણસોને પોતાના કામની જવાબદારી તેમજ પોતાનું વચન પાળવાની વધારે ચિંતા હોય છે ! "

જ્ઞાનનિરંજન, પ્રત્યુત્તરવાળી, શરીરને સહજ ગરમીનો ઉકળાટ લાગેલો હોવાથી ધીમે ધીમે હિંચવા લાગ્યો. હિંચકા ઉપર એક બાજુએ પંખો પડેલો હતો, તેનો ઉપયોગ કરવા વિમળાએ તેનું ધ્યાન દોર્યું પણ તેણે તેનો ઉપયોગ કર્યો નહિ. પાંચેક મીનીટ બંને મૌન બેસી રહ્યાં. એવામાં વિમળાની ગોઠવણ પ્રમાણે નોકર જળપાત્ર

સાથે ત્યાં દાખલ થયો. વિમળા એના આસન ઉપરથી ઉભી થઇ અને નોકરના હાથમાંથી પાણીનો પ્યાલો લઇ, જ્ઞાનનિરંજનની પાસે આવી તેની આગળ ધર્યો અને જણાવ્યું:

" પાણી પીશો ? "

જ્ઞાનનિરંજને કંઇપણ બોલ્યા સિવાય, પાણીનો પ્યાલો વિમળાના હાથમાંથી લઈ પાણી પીધું અને ખાલી પ્યાલો લઈ લેવા વિમળાને પાસે તૈયાર ઉભેલી જોઇ તેણે તેને આપ્યો. નોકર, જળપાત્ર લઈ ત્યાંથી જવા લાગ્યો ત્યારે વિમળાએ એને સુચના કરી કે " મહારાજને કહે કે ચ્હા તૈયાર થઈ હોય તો દશેક મીનીટ બાદ લઈ આવે ! "

" બહુ સારૂં ! " કહી નોકર ત્યાંથી ચાલ્યો ગયો.

" વરધીચંદ શેઠ ઘેર નથી, વિમળાબ્હેન ? "

જ્ઞાનનિરંજને, નોકરના ગયા પછી વિમળા એના આસન ઉપર જઈ બેઠી, ત્યારે પૂછ્યું.

" ના, તેઓ કોઈ જરૂરી કામે બહાર ગયા છે. મેં, તેમને આપ આવવાના છો, તે સંબંધે જણાવેલું, પરંતુ કામ બહુ જરૂરી અને તાકીદનું હોવાથી તેમને નાછૂટકે જવું પડયું છે. જો કે જતાં જતાં તેમણે જેમ બને તેમ જલદી આવી જવા જણાવ્યું છે પરંતુ તેનું કંઈ કહેવાય નહિ. તેથી તેઓ કદાચ સમયસર ન આવી પહોંચે અને મળી ન શકાય તો તે બદલ આપને માફ કરવા જણાવ્યું છે અને આપનું યોગ્ય સ્વાગત કરવા સુચનાઓ આપી છે. "

વિમળાએ ખુલાસો કર્યો.

" ત્યારે એમની મુલાકાતનો સંભવ ઓછો ! " જ્ઞાનનિરંજને ઉદ્દગાર કાઢયા.

" હા, એવુંજ કંઇક ! " વિમળા, સ્મિત કરતી બોલી અને જ્ઞાનનિરંજન તરફ તાકીને જોઈ રહી.

"ત્યારે આપે મને જણાવ્યું હતું તે પ્રમાણે સરસ્વતી તેમજ કામદાસ સંબંધે જે કંઇ જાણવા જેવું હોય તે કહેશો ?"

જ્ઞાનનિરંજને, મુદ્દાની વાત ઉપર આવતાં જણાવ્યું.

"જરૂર, એ માટે તો મેં આપને અહિં બોલાવ્યા છે!"

વિમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે બોલો." જ્ઞાનનિરંજન, જીજ્ઞાસુ થઈ, વિમળા તરફ જોઈ રહ્યો.

"કેમ, કંઈ એની બહુ ઉતાવળ છે ?"

વિમળાએ હસતાં હસતાં પૂછ્યું.

"હાસ્તો, મારે હજુ આ ગામમાં ઘણાં કામ છે. મારી અકેકક મીનીટ અત્યંત કિંમતી છે એટલે જે તે બાબતનો જેમ બને તેમ જલદી નિકાલ આવી જાય એ જોવાની મારી સ્વાભાવિક ઇચ્છા હોય છે."

જ્ઞાનનિરંજને કહ્યું.

"હજુ એટલું બધું શું કામ બાકી રહ્યું છે ? જે કામ માટે આવ્યા છો તે કામ તો હવે લગભગ પૂરૂં થવા આવ્યું છે, પછી શી ચિંતા ? વળી મારી વાત સાંભળી લેશો એટલે જે પ્રયોજન માટે અત્રે આવ્યા છો તે પ્રયોજન તદ્દન પૂર્ણ થઇ જશે. પછી આટલી બધી ઉતાવળ શી ? મારી સાથે યે કંઇ વાતો કરશો કે કેવળ મારી વાતો સાંભળી લઇ એમને એમ વિદાય થઈ જશો ?"

વિમળા, આ શબ્દો એવા અભિનય સાથે બોલી કે જ્ઞાનનિરંજન એના અભિનય તરફ જોઈ રહ્યો.

"જુઓ, ત્યારે મારા બાકી રહેલા કામની વિગત સમજાવું." જ્ઞાનનિરંજને વિમળાનું ધ્યાન પોતાની તરફ ખેંચતાં જણાવ્યું" "એક તો કનકલતાને મળવાનું." જ્ઞાનનિરંજન અત્રે થોડીવાર થોભ્યો.

"બરાબર એ કામ પ્હેલું." વિમળાએ, એના કામની સંખ્યાનો પડઘો પાડતાં જણાવ્યું.

"પૂણ્યપ્રભાનાં મુખ્ય મુખ્ય કાવ્યો વાંચી જોઈ, ત્યારબાદ એની સાથે સાહિત્યચર્ચા કરવાનું એટલે તે બીજું."

"બરાબર બીજું." વિમળાએ કામની સંખ્યાની ગણતી ચાલુ રાખી, પ્રત્યુત્તર વાળ્યો.

"કલ્યાણીને મળવાનું એટલે તે ત્રીજું કામ !"

"એક બે ને ત્રણ !" વિમળા બોલી.

"સુતા પહેલાં, વિનોદરાય પંડિત, મનમોહનરાય, સુશીલા ભાભી અને પૂણ્યપ્રભા સાથે વાતચિત કરી લેવાનું એટલે તે ચોથું."
"તે સાથે બધાં મળીને ચાર. એમાં શંકા નહિ. આપ એકલા અને કામ ઘણાં. આમાં આપને શ્રમ નહિ લાગે ?"

વિમળા આટલું બોલી હસી પડી.

"કાર્યદક્ષતા સમક્ષ, શ્રમ જેવી પામરતા ટકી શકતી નથી !"

જ્ઞાનનિરંજન, આટલું બોલી મૌન રહ્યા. આ અરસામાં ચ્હા લઈ વિમળાનો રસોયો તે ખંડમાં આવી પહોંચ્યો.

વિમળાએ ત્રિપોય ઉપર નોકરે મુકેલા ટીસેટમાંથી ચ્હાના બે પ્યાલા તૈયાર કર્યા. જ્ઞાનનિરંજનની સામે મુકેલી બીજી ત્રિપોય ઉપર ચ્હાનો પ્યાલો વિમળાએ જાતે ઉઠી મુકયો તેમજ એની ખુરશી તેની નજીક લાવી તે પોતાના ચ્હાના પ્યાલા સાથે ત્યાં આવી અને ચ્હાનો પ્યાલો ત્રિપોય ઉપર મુકી, જ્ઞાનનિરંજનની સામે ખુરશી ઉપર બેસી ગઈ. નોકર ટીસેટ ત્યાં રહેવા દઈ પાનસોપારી લેવા માટે ચાલ્યો ગયો.

"ચ્હા, ઠંડી થઇ જશે–માટે ઠંડી થઈ જાય તે પહેલાં પી લ્યો."

જ્ઞાનનિરંજનને, ત્રિપોય ઉપર ચ્હા મુકવામાં આવેલી હોવા છતાં, પીવાની શરૂઆત નહિ કરેલી હોવાથી વિમળા એને સંબોધીને બોલી.

"બહુ ગરમ એટલે ગરમાગરમ ચ્હા હું પી શકતો નથી. માટે જરા ઠંડી થવા દો. આપને બહુ ગરમ પીવાની ટેવ હોય તો શરૂ કરો. આપ પહેલાં શરૂ કરશો તો એમાં વિવેકનો ભંગ થયો કહેવાશે નહિ. મને જરા વાર લાગશે."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"આપ બહુ કડક ચ્હા તો નથી પીતાને? મેં સાધારણ સાદી બનાવી છે."

વિમળાએ બીજો પ્રશ્ન કર્યો.

"ના, આપે બનાવી છે તે બરોબર છે. એના રંગ ઉપરથી લાગે છે કે તે સાદી છે અને મને સાદી ચ્હા પ્રિય છે!"

જ્ઞાનનિરંજને ચ્હાના પ્યાલાના રંગ તરફ દૃષ્ટિ કરી, વિમળા સામે જોઈને કહ્યું.

"આપ બહુ મીઠી ચ્હા તો નથી પીતાને? મેં સાધારણ મોળી રાખી છે."

વિમળાએ ત્રીજો પ્રશ્ન કર્યો.

"ના, બહુ મીઠી ચ્હા મને પસંદ નથી. સાકરનું પ્રમાણ ચ્હામાં વિશેષ હોય તો તે ચ્હા નહિ પણ એક પ્રકારનું "ગરમ સરબત" કહેવાય, એવો મારો અભિપ્રાય છે!"

જ્ઞાનનિરંજન, આ શબ્દો બોલી પાછળથી હસી પડયો. વિમળા પણ તેને હસતો જોઈ સામે હસી પડી.

"ચ્હામાં મેં બે ભાગ દૂધ અને એક ભાગ પાણી, એ પ્રમાણ

રાખ્યું છે. દૂધનું પ્રમાણ ઓછું હોય એવી ચ્હા ઘણાને ઠીક લાગે છે. જ્યારે કેટલાક દૂધનું પ્રમાણ વધારે હોય તેને પસંદ કરે છે. આપને પાછલી પદ્ધતિ પસંદ હશે, એમ સમજી મેં એ પ્રમાણ રાખ્યું છે. તે બરાબર છે ને ?"

વિમળાએ ચોથો પ્રશ્ન કર્યો.

"હા, મને મારી પસંદગી પ્રમાણેની ચ્હા મળી ગઈ છે એટલે બરાબર છે. પણ વિમળાબ્હેન! તમે મારી પ્રકૃતિને અનુસરતી ચ્હા શી રીતે બનાવી શક્યાં ? મારો પ્યાલો તમોએ તૈયાર કરી ન આપ્યો હોત તો હું મારે માટે મારી ચ્હા મારે હાથે તૈયાર કરત તે બરોબર આવાજ પ્રમાણમાં તૈયાર કરત! અજાણ્યા માણસની પ્રકૃતિ પારખી લેવાની અદ્ભૂત શક્તિ તમારામાં હોય એમ સ્પષ્ટ જણાય છે!"

જ્ઞાનનિરંજન, આટલું બોલું વિમળા સામે જોઈ રહ્યો.

"એવું કશું નથી, જ્ઞાનનિરંજનભાઈ! એ તો, એક સ્વાભાવિક બાબત છે. ચ્હા તૈયાર કરવી જોઈએ અને તે પ્રમાણે તયાર કરી આપને આપી. એમાંનું બધું પ્રમાણ, આપની પ્રકૃતિને અનુરૂપ છે, એમ આપ કહો છો એટલે તે સંબંધમાં મારે કંઈ કહેવાનું હોય નહિ. છતાં કેટલીક વખત શરમાળ મ્હેમાનો, જે કંઈ આવી મળ્યું, જે કંઈ થઈ ગયું, એને, તે બધું એમને પસંદ છે, પ્રિય છે અને અનુકુળ છે, એમ જાહેર કરી, ખરી બાબતને છૂપાવી દે છે. તેઓ યજમાનનું દીલ દુભવવા માગતા નથી એટલે પસંદ હોય યા ન હોય, પણ દરેક વસ્તુને "સારી" કહી ચલાવી લે છે. આ ચ્હાની બાબતમાં પણ આપનું વર્તન એવું કાં ન હોય ? માટે પ્રકૃતિ પારખવાની મારી મિથ્યા પ્રશંસા ન કરતા. હું તો એક સામાન્ય સ્ત્રી છું."

"સ્ત્રીઓ સામાન્ય હોય છે તે વાત ખરી, પણ તેમની કળાઓ તો અસામાન્ય હોય છે ને ?"

" એટલે ?" વિમળા કંઈક ચમકીને બોલી.

" એમનામાં રહેલી શક્તિ અસામાન્ય હોય છે તે !"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તરવાળી ચ્હા પી લીધી. વિમળાએ પણ ચ્હાને ઈન્સાફ આપ્યા બાદ, નોકરને પ્યાલા લઈ જવા બૂમ મારી. નોકર, પાનસોપારી સાથે આવી પહોંચ્યો. જ્ઞાનનિરંજને સોપારી એલચી લીધાં. નોકર, ટીસેટ, પાનસોપારી વિગેરે લઈને ચાલ્યો ગયો.

" સ્ત્રીઓમાં રહેલી શક્તિ અસામાન્ય હોય છે, તે વાત કંઈ એટલી બધી સાચી નથી. કંઈ ઓછીજ બધી સ્ત્રીઓ " કળાવિદ્ " હોય છે !"

વિમળા, જ્ઞાનનિરંજન તરફ વેધકદ્રષ્ટિએ જોઈ રહી.

" બધી ન હોય તે કદાચ ખરૂં, પણ જે હોય તે તો હોય ને ?"

જ્ઞાનનિરંજન સહજ, સ્મિત કરતો બોલ્યો.

" એની કેમ ના કહેવાય ?"

" બસ ત્યારે, મેં જે કહ્યું છે તે સાચું છે. પરમાત્માએ તમને સારી શક્તિ આપી છે. હશે, હવે એ વાત જવા દ્યો. હવે, તમારે મેં, અગાઉ જે પૂછ્યું તે સંબંધે જે કંઇ કહેવાનું હોય તે કહો તો ઉપકાર ! મારે કેટલી બધી ઉતાવળ છે, તે તો તમારા ખ્યાલમાં છે ને ?"

" હા, પણ—" વિમળા આટલું બોલી અટકી. તે કંઇક વિચારમાં પડેલી જણાઈ.

" પણ શું ?" જ્ઞાનનિરંજને ચમકીને પૂછ્યું.

" તમારે જેટલી ઉતાવળ છે, એટલીજ ઉતાવળ મારે છે એનું શું ?"

વિમળાએ પૂછ્યું.

જ્ઞાનનિરંજન, વિમળાનો આ પ્રશ્ન સમજી શક્યો નહિ. એનો પ્રત્યુત્તર વાળતાં ગુંચવાયો.

" એટલે ?" જ્ઞાનનિરંજને સમજણ નહિ પડવાથી પ્રત્યુત્તરને બદલે પ્રશ્ન કર્યો.

" મારે પણ ઉતાવળ છે ! એટલે તે વાત શી રીતે થશે ? સમય તો જોઇએ ને ?"

" તમારે પણ ઉતાવળ છે—પણ તે શાની ?"

" કેમ, વળી કામની !"

" તમારે પણ વળી કયું કામ ?"

" તમોએ તમારાં ગણાવ્યાં એવાં કામ મારે પણ હશેને ?"

" જરૂર. પણ તે કંઇ મારા જેવાં નહિ. તમારાં કામ તો તમે કાલે પણ કરી શકશો. જ્યારે મારે તો આજ ને આજ પતાવવાનાં છે !"

" મારાં કામ પણ મારે આજ ને આજ પતાવવા જેવાં છે ! જો. કાલ ઉપર રાખું તો એમાંનું એકકે પણ ન થાય !"

વિમળા, આ શબ્દો બોલી પાછળથી સ્મિત કરી ગઈ.

" તો પછી મને અહિં બોલાવ્યો શું કામ ? આજે એ વાત કરવાનો સમય આપને ન્હોતો, તો પછી એ વાત મુલતવી રાખવી હતી ને ?"

જ્ઞાનનિરંજન કંઇક નિરાશ થઇને બોલ્યો.

" પણ એમ કરૂં તો મારૂં કામ અધુરૂં રહેને ?"

વિમળા, આ શબ્દો એવા અભિનય સાથે બોલી કે તે જોઈ જ્ઞાનનિરંજન ચમકી ઉઠયો.

" એટલે ?" જ્ઞાનનિરંજને પૂછયું.

" મારે જે કામ છે, તે તમારી સાથે છે એટલે તમને ન

બોલાવું તો કેમ પતે?" વિમળાની આકર્ષક આંખોમાં કંઇ નવિન ભાવ જણાતા હતા.

"તો તમારૂં કામ પહેલાં પતાવો અને ત્યારબાદ સમય રહે તો પછી મારી વાત કહો! પણ વિમળાબ્હેન! મને પહેલાં તમારા કામની વાત તો કહો કે મને સમજણ પડે કે તમારૂં કામ કેટલું ઉતાવળાનું છે?"

"મારે કંઇ એક કામ નથી. તમે તમારાં ગણાવ્યાં એટલી સંખ્યામાં નહિ, પણ કદાચ એથી એક બે વધારે હશે! કહો તો ગણાવું?"

"તો બોલો."

"પ્હેલું કામ આપને મળવાનું!"

"તે આપણે મળી ચૂક્યાં એટલે પૂર્ણ થયું—છતાં કામની ગણત્રી સારૂ, હું ગણી લઉ છું કે તે એક અને સૌથી પ્હેલું."

"મળ્યા પછી આપને ઓળખી લેવાનું, એ બીજું કામ."

વિમળા બોલી.

"તે કામ પણ પૂરૂં થઈ ગયું છે, કારણ કે આપણી ઓળખાણ થઇ ગઈ છે. આવું તે વળી કામ કહેવાતું હશે! પણ ખેર! સમજો કે તે બીજું!"

"ઓળખ્યા પછી વાતો કરવાનું!"

"વાતો તો ક્યારનીયે ચાલે છે! હવે બીજી વાતો શી કરવાની બાકી છે? છતાં બાકી હોય તો કહી નાંખો–પણ સમજો કે તે ત્રીજું! પછી કંઈ બાકી રહે છે ખરૂં?"

"હા, હજુ ઘણાં કામ છે. તમે શાન્તિથી ગણ્યા કરો. વાતો કર્યા પછી વિચાર કરવાનું!"

"કરેલી વાતોનો વિચાર?" જ્ઞાનનિરંજન કંઇક ગુંચવાયો.

"હા, કરેલી વાતોનો વિચાર! મુંઝાઓ છો શું કામ? પ્હેલાં કામ તો ગણી લ્યો! કામ તો મારે કરવાનાં છે કે તમારે?"

"ઠીક, તે સાથે ચાર!"

"વિચાર પછી વિચરવાનું!"

જ્ઞાનનિરંજન આ સાંભળી ચમકી ઉઠ્યો. તેને ત શબ્દોનો અર્થ સમજાયો નહિ.

તેણે પૂછ્યું "એટલે?"

"તમે શું કામ ચમકો છો, હું મારાં કામ ગણાવું છું. તેની ચિંતા તમે શું કામ કરો છો? તમે માત્ર સંખ્યા ગણ્યા કરોને!"

"સારૂ. પાંચ." જ્ઞાનનિરંજન બોલ્યો.

"વિચર્યા પછી વિસરવાનું."

"છ"

"વિસર્યા પછી વળવાનું"

"સાત"

"વળ્યા પછી મળવાનું"

"આઠ"

"મળ્યા પછી બળવાનું"

"નવ"

"બળ્યા પછી ભળવાનું"

"દશ"

"ભળ્યા પછી ઠરવાનું"

"અગીયાર"

"ઠર્યા પછી રડવાનું"

"આર"

વિમળા ત્યારબાદ મૌન રહી, એ જોઈ જ્ઞાનનિરંજન હસીને બોલ્યો.

"કેમ અટક્યાં? આમને આમ આ સંખ્યા પંદર વીસ સુધી તો પહોંચાડવી હતી ને? જેથી મારાં કરતાં તમારાં કામ, પ્રમાણમાં ઘણાં વધારે છે એની ખાત્રી થઈ જાત! વિમળાબ્હેન! તમે તો કંઈ ચિત્રવિચિત્ર વાતો કરો છો! મને તો તમારાં ગણાવેલાં કામના પ્રકાર પણ સમજણમાં નથી ઉતરતા. પણ ખેર! તમારાં કામ તમારે કરવાનાં છે, એટલે તે સમજવાની પણ મારે શી જરૂર છે? વારૂ, હવે મારે અહિં બેસી શું કરવાનું બાકી રહે છે તે જણાવો. હું હવે વધારે સમય આવી રીતે રોકાઈ શકું એમ નથી"

જ્ઞાનનિરંજન કંઈક કંટાળીને બોલી ઉઠ્યો.

"એમ કંટાળી જશો તો પછી કામ કેમ થશે?" વિમળા, એને કંટાળેલો જોઈ, એને શાન્ત કરતી બોલી" આપે હમણાં થોડીવાર અગાઉ કહેલું કે કાર્યદક્ષતા હોય ત્યાં શ્રમની પામરતા બાધક નીવડતી નથી, પછી આમ કેમ?"

વિમળા આટલું બોલી એની સામે જોઈ રહી.

"મારૂં એ કહેવું ખોટું ન્હોતું. કામ વગર ગપ્પાં મારતા બેસી રહેવાની વાત મને પસંદ નથી. તમે તમારા કામની વાત કર્યા કરો છો અને મારી વાત વિસારે મુકો છો. એવા સંયોગોમાં કંટાળો જ ઉત્પન્ન થાય ને? તેમ છતાં તમારાં ગણાવેલાં કામ એવાં ઢંગધડા વગરનાં છે કે મને એમાં રસ પણ ન પડે! મને તો કામની વાત પણ સમજાતી નથી!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"મારૂં કામ ક્યાંથી સમજાય? આપે એ સમજવાની તકલીફ પણ લીધી નથી, પછી શું થાય?"

"તમારૂં કામ સમજવા મેં તકલીફ લીધી નથી, એમ ?"

જ્ઞાનનિરંજન કંઈક ચમકીને બોલ્યો.

"હા, એમજ છે. નહિંતર આપને મારી જે વાત ચિત્રવિચિત્ર લાગે છે, તે તદ્દન સીધી અને સરલ જણાત !"

વિમળા હસીને બોલી.

"એટલે ?" જ્ઞાનનિરંજને ફરી પૂછ્યું.

"કામની સંખ્યા ગણત્રીમાં વધારે દેખાય છે, જ્યારે ખરૂં જોતાં એમ નથી. કેવળ એક બે કામનાં તે રૂપાન્તર જેવાં છે !"

"આ વાત મારી સમજણમાં હજુ ઉતરતી નથી. જરાક વધારે સ્પષ્ટ કરો."

"તે વાત આપને હું સ્પષ્ટ સમજાવવા દઉં છું. કામ માત્ર બે છે. જેમાં એક કામ એક બીજાને મળવાનું અને બીજું કામ એક બીજાને ઓળખવાનું. આપણે એક બીજાને આવી રીતે નિરાંતે મળી શક્યાં એટલે તે કામ પૂર્ણ થયું છે–પરંતુ બીજું કામ એક બીજાને ઓળખવાનું બાકી રહે છે, તે પતી જાય એટલે સમજવું કે અગાઉ ગણાવેલાં બારે કામનો નિકાલ થઈ ગયો !"

વિમળા, આટલું બોલી જ્ઞાનનિરંજન તરફ જોઈ રહી.

"પણ ઓળખાણમાં હવે શું બાકી રહે છે ? આપણે એક બીજાને ઓળખી શક્યાં છીએ, તે વાત નક્કી છે !"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"ના, હજુ આપણે એક બીજાને ઓળખી શક્યાં નથી." વિમળાએ નકારમાં જણાવ્યું.

"કેમ, તમારા પિતાએ મારો પરિચય તમને કરાવતાં, હું કોણ છું, શું કરૂં છું અને કેવો છું, તે હકીકત નથી કહી નાંખી ?"

જ્ઞાનનિરંજને પૂછ્યું.

"કહી નાંખી છે પણ એટલાથી શું વળે?" વિમળા બોલી.

"ત્યારે, મારે મારો પરિચય એથી વધારે શો કરાવવાનો રહ્યો? તમે કહો તે પ્રમાણે બાકી રહેતી વાત કહું!"

જ્ઞાનનિરંજને, એના જીવન સંબંધેની વિશેષ હકીકત જાહેર કરવાની તત્પરતા બતાવી.

"ત્યારે, આપ સારા કવિ છો તે વાત ખરી?"

"હા, યથાશક્તિ કવિતા લખું છું."

"આપ લેખક પણ છો?"

"હા, પુસ્તકો લખવાનો પણ મને શોખ છે."

"આપ, એક સુધારક, તત્ત્વચિંતક અને સમાજસેવક પણ છો તે વાત ખરી?"

"હા, હું તેવો પણ કંઈક છું. હવે બીજું કંઈ પૂછવાનું રહે છે?"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળી પ્રશ્ન કર્યો.

"ના, ઉપરોક્ત પ્રશ્નોમાં સર્વ કંઈ આવી જાય છે!"

"આપનું એકાદ પુસ્તક આનંદપુર ગયા પછી મને વાંચવા મોકલી આપશો?"

વિમળાએ આતુરતા બતાવી.

"દિલગીર છું કે મેં ઘણું લખ્યું છે, પરંતુ હજુ સુધી મારું એકકે પુસ્તક પ્રકટ થયું નથી!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો. વિમળા આ સાંભળી નિરાશ થઈ અને બોલી ઉઠી "એમ કેમ?"

"સંયોગો અનુસાર લખનારા લખવાનું શરૂ કરે, ત્યારથી જેટલું લખી નાંખે તે બધું કંઈ પ્રકટ કરવા માટે ઓછું જ હોય છે? લખાયેલું બધું છપાય તો પુસ્તકશાળાઓમાં પુસ્તકો મુકવાની જગો પણ ન રહે!"

"એટલે?" વિમળા ગુંચવણમાં પડેલી જણાઈ.

"સમાજને આપી શકાય એવું સાહિત્ય સરજાતાં ઘણી વાર લાગે કે એટલે હું એવા સર્જનની રાહ જોઈ રહ્યો છું. સમજ્યાં વિમળાબ્હેન?"

"હા, સમજી......" વિમળા ધીમેથી બોલી.

"તમે કંઈ લખી શકો છો, વિમળાબ્હેન? સાહિત્ય તરફની તમારી અભિરૂચિ જોતાં, મને એમ લાગે છે કે તમે પણ કંઈક લખતાં હોવાં જોઈએ! મારી આ કલ્પના ખરી છે કે ખોટી?"

જ્ઞાનનિરંજન, વિમળા તરફ આતુરનયને જોઈ રહ્યો.

"ના, રે! ના!" વિમળા, પ્રત્યુત્તર વાળતી બોલી "હું શું લખી શકું? હું તો એક સામાન્ય સ્ત્રી છું. જો કે તે બાબતનો શોખ મને છે ખરો. પણ હું હજુ જોઈએ તેટલી સફળ થઈ નથી!"

"એટલે કંઈક તો લખો છો એ વાત નક્કી!" જ્ઞાનનિરંજન બોલી ઉઠયો.

"નહિ જેવું કોક દહાડો! અને એમાંયે દમ જેવું કંઈ નહિ!"

વિમળા આ શબ્દો ધીમે સ્વરે બોલી.

"લખનાર, નિરભિમાની અને મહત્ત્વાકાંક્ષાવાળું હોય તો એના શબ્દો આવાજ હોય છે! પણ તમે, મુખ્યત્વે શું લખો છો?"

"કેવળ કવિતા. ભજન, ગરબા, રાસ, કાવ્ય ઇત્યાદિ!" વિમળાએ ખુલાસો કરતાં જણાવ્યું.

"મને કંઈ બતાવશો?" જ્ઞાનનિરંજને વિમળાનો કાવ્યસંગ્રહ જોવા જીજ્ઞાસા બતાવી.

આપને એમાં કંઈ દમ નહિ લાગે. રસ નહિ પડે."

"રસ નહિ પડે તો કંઈ નહિ. આપણને એક બીજાના પરિચયને માટે તો તે ઉપયોગી થઈ પડશે ને? તમોએ હમણાં જ કહ્યું કે આપણે એક બીજાને ઓળખી લઈએ તે જરૂરી કામ છે અને હવે એટલું જ બાકી રહે છે, એટલે તે પતાવી દેવું સારૂં. તમારે મારો પરિચય કરી લેવાનો છે તો મારે તમારો પણ કરવાનો રહ્યો ને?"

જ્ઞાનનિરંજન આ શબ્દો બોલ્યા પછી મુક્તકંઠે હસી પડયો. વિમળાને એનું આ હાસ્ય માર્મિક લાગ્યું. પણ તે સમજી કે એ એના પોતાના જ શબ્દો વડે એને મુંઝવી રહ્યો હતો.

છતાં તે મુંગી મુંગી ખુરશી ઉપરથી ઉભી થઇ અને તે ખંડમાં દિવાલમાં જડી લીધેલું કબાટ ઉઘાડી તેમાંથી એણે લખેલા એના કાવ્યસંગ્રહનું હસ્તલિખિત પુસ્તક લઈ આવી અને જ્ઞાનનિરંજનના હાથમાં આપ્યું. તે તેની પાસે તેની સામે આતુરનયને અને મુગ્ધ હૃદયે ઉભી રહી. જ્ઞાનનિરંજને પુસ્તક લઇ તેનાં પાનાં આમ તેમ ફેરવવા માંડયાં.

લખાણ સ્વચ્છ, તેમજ સ્પષ્ટ અને સુંદર અક્ષરોમાં લખાયેલું હતુ. એણે જોયું કે એમાંનાં કેટલાંક કાવ્ય બહુ ભાવવાહી અને લખનારની ઉચ્ચ કવિત્વશક્તિની પ્રતીતિ કરાવે એવાં હતાં. વિમળા, જ્ઞાનનિરંજન, એનું એકાદ કાવ્ય, ઉચ્ચ સ્વરે વાંચી નાંખે એવો મનોરથ સેવી રહી હતી.

"આપે તો માત્ર પાનાં ફેરવ્યાં; વાંચ્યું તો કંઇ નહિ!"

જ્ઞાનનિરંજનને એના કાવ્યસંગ્રહનાં પાનાં ફેરવતો જોઈને તેમજ એમાંનું એક પણ કાવ્ય, ઉચ્ચસ્વરે ન વાંચતો જોઈને વિમળા અધીરી થતી બોલી.

" મેં ઘણું વાંચી નાંખ્યું, વિમળાબ્હેન ! "

જ્ઞાનનિરંજને પુસ્તક તરફની એની દૃષ્ટિ, વિમળા તરફ ફેરવતાં જણાવ્યું.

" મેં તો કંઈ ન સાંભળ્યું ! "

વિમળા બોલી.

" મેં જે કંઇ વાંચ્યું તે મનમાં વાંચ્યું એટલે તમને એમ લાગે ! " જ્ઞાનનિરંજન હસીને બોલ્યો.

" પણ એનો અર્થ તો કંઈ નહિ ને ? હું સાંભળી શકું એવી રીતે કંઈ વાંચો તો મને ખાત્રી થાય કે આપે કંઇ વાંચ્યું છે એમ ખરૂં ! " વિમળા ધીમે સ્વરે જીજ્ઞાસાવૃત્તિએ બોલી.

" ત્યારે તમારી ઇચ્છા, તમારી કવિતા મારા મુખે વંચાતી સાંભળવાની છે એમને ? "

જ્ઞાનનિરંજને વિમળા સામે દ્રષ્ટિ રાખી પૂછ્યું.

" હા, એવું જ કંઇક ! " વિમળા, કંઇક શરમાતી હોય એવા અભિનયે બોલી.

" ત્યારે એમ કરૂં ! " જ્ઞાનનિરંજને, વિમળાને ઉભી રહેલી જોઇને એને આસન લેવા સુચના કરી. તોયે તે તેની જોડે તેની પાસે ઉભી રહી.

" પણ તમે શું વાંચશો ? " વિમળાએ ફરી પૂછ્યું.

" પાનાં ફેરવતાં જે કાવ્ય મને વાંચવું ગમશે તે ! કે પછી તમને પસંદ હોય તે કાવ્ય મારે વાંચવાનું હોય તો એમ કહો, તો એમ કરૂં ! "

જ્ઞાનનિરંજન, એના પ્રશ્નનો પ્રત્યુત્તર સાંભળવા જીજ્ઞાસુ રહ્યો.

" ના, ના, એવું તો ખાસ કંઇ નથી–છતાં મને મારૂં એક

કાવ્ય વધારે પ્રિય છે, તે કાવ્ય આપના મુખે સાંભળવામાં મને વધારે આનંદ મળશે !"

વિમળાએ આટલું બોલી, એનો કાવ્યસંગ્રહ, જ્ઞાનનિરંજનના હાથમાંથી પોતાના હાથમાં લઇ, એમાંનું એક કાવ્ય જેને તેણે પોતાનું પ્રિયકાવ્ય જણાવ્યું હતું, તે પાનું કાઢી, તે કાવ્યસંગ્રહ, જ્ઞાનનિરંજનના હાથમાં મૂક્યો અને તે તેની સામે ખુરશી ઉપર જઇ બેઠી. વિમળાને આસન લીધા બાદ જ્ઞાનનિરંજને એણે બતાવેલું કાવ્ય, ધીમા પણ વિમળા સારી પેઠે સાંભળી શકે એવા સ્વરે વાંચવા માંડ્યું:–

"હું તો દીલડું દઈ દઈ થાકી
દીલડું કોઇ શક્યું નહિ રાખી ૧

હું તો પ્રેમ કરી કરી થાકી
પ્રેમરસ કોઇ શક્યું નહિ ચાખી ૨

હું તો જનમી જનમી થાકી
કોઈ, ના, જીવન શક્યું એ રાખી ૩

હું તો દોડી દોડી થાકી
પ્રેરણા વિરામની ના પામી ૪

હું તો શોધી શોધી થાકી
ભાવના સ્નેહ તણી ન સધાતી ૫

ઉંચે નીચે આંખો માંડી
દોડી ભટકી ભમતી ગાંડી ૬

પાસે પહોંચી દૂર પણ જોયું
શું શું આવ્યું ? શું શું ખોયું ? ૭

ના સમજાયું, ના સરજાયું
જીવનતત્વ, સૌ સત્વ ગુમાવ્યું ૮

દીલ દઉં ત્યાં દીલ પત્થરનું
પ્રેમ દઉં ત્યાં પામરતા
જ્યાં વિશ્વાસ વધારૂં, ત્યાં ત્યાં
છેહ તણા ફટકા ફટકા ૯

સત્ય ગણી જે જે સ્વીકાર્યું
તેનો સ્વાંગ ફરે છે આજે
તે પલટાઈ રહ્યું કે પાપે
ને હૈયામાં સળગે આજે ૧૦

શું કરવું ? તે નથી સમજાતું
ક્યાં જઈ શોધું સાચો સાથી ?
દીલ દઉં કોને ? પ્રેમ ! પ્રેમ ! ક્યાં ?
કોને શોધું ? કોને રાખી ? ૧૧

× × × ×

કાવ્ય પૂર્ણ થતાં, જ્ઞાનનિરંજન મૌન રહ્યો. વિમળા, મુગ્ધ ભાવે, એનું કાવ્ય વંચાતું સાંભળી રહી હતી, તે કાવ્ય પૂર્ણ થયા બાદ, જ્ઞાનનિરંજન, શો અભિપ્રાય આપે છે, તે જાણવા જીજ્ઞાસુ હતી, પરંતુ જ્ઞાનનિરંજને એનો કાવ્યસંગ્રહ વિમળાને પાછો સોંપતા તત્પરત્વે કંઈ કહ્યું નહિ. વિમળા કંઈક નિરાશ થઈ. વિમળા એ ચાર મીનીટ સુધી, જ્ઞાનનિરંજન સામે વેધકદ્રષ્ટિએ આતુર નયને ધારીને જોઈ રહી. જ્ઞાનનિરંજન, એના મનોભાવ એમાં વાંચી શકતો હતો. વિમળા અધીરી થતી જતી હતી.

“ કાવ્ય કેવું લાગ્યું ? ” વિમળાથી હવે ન રહેવાયું. તેણે પ્રશ્ન કર્યો.

“ એકંદર સારૂં–તમારી ઉચ્ચ કવિત્વશક્તિનો પરિચય કરાવે એવું છે ! ”

જ્ઞાનનિરંજને ગંભીરતાથી પ્રત્યુત્તર વાળ્યો.

"તોયે ?"–વિમળાએ ફરીથી પૂછ્યું.

"પ્રેમના નિરાશાનો ઘેરો ધ્વનિ એમાંથી ઉત્પન્ન થાય છે!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"પ્રેમની નિરાશાનો ?" વિમળા કંઇક ચમકીને બોલી ઉઠી.

"હા, કહેવાતા પ્રેમની–જીવનના વિષયની !"

જ્ઞાનનિરંજન. આ શબ્દો બોલી ફીક્કું હસ્યો.

"એટલે ?"

"માયાની ચીનગારી ! તમારાં બ્રહ્મમંડળમાં આજે સવારે ગવાયેલું "માયાની ચીનગારી, નારી, માયાની ચીનગારી" એ ભજન હજુ મને યાદ આવે છે ! તમારી કવિતામાં એ ભજનમાંથી ખરી પડેલી એક ચીનગારીને પ્રજ્વલિત કરવાનાં ઈંધન છે ! સળગે તો આખું જગત્ સળગી ઉઠે એટલો મસાલો એમાં ભર્યો છે !"

"એટલે આપને ન ગમ્યું ?" વિમળા કંઇ હતાશ થઇ ખિન્નવદને બોલી.

"ન કેમ ગમે ? વિમળાબ્હેન ! મારા કથનનું તાત્પર્ય તમારા સમજવામાં આવ્યું નથી. મારૂં કહેવું એમ છે કે તમે જે સિદ્ધાંતોમાં માનો છો, તે સિદ્ધાંતોના સમર્થનમાં આ કાવ્ય ઉચ્ચ પ્રતિનું છે."

જ્ઞાનનિરંજન સ્ફોટ કરતો બોલ્યો.

"એટલે અમારા સિદ્ધાંતો બરોબર નથી એમ ?"

"એની ચર્ચા કરવાનો સમય અત્યારે નથી. તમે જાણો છો કે હું બહુ ઉતાવળમાં છું. વળી એ ચર્ચા કામદાસભાઈ વિગેરેની હાજરી હોય તોજ સારી પેઠે થઈ શકે–માટે હવે, એ વાત જવા દો અને મારૂં કામ પતી ગયું હોય તો મને જવાની રજા આપો."

જ્ઞાનનિરંજને, ત્યાંથી જેમ બને તેમ ત્વરિત ઉઠવાની ઇચ્છા બનાવી.

“ આપને જવું હોય તો હું શી રીતે રોકી શકું એમ છું ? ” વિમળાએ કહ્યું.

“ ત્યારે જાઉં છું. ફરી કોઈ વખતે મળીશું. ”

જ્ઞાનનિરંજન, આ શબ્દો બોલતો હિંચકા ઉપરથી ઉભો થયો. વિમળા પણ આભી બની એની સાથે ઉભી થઈ. “ ત્યારે આપ જશો ! ” એણે જ્ઞાનનિરંજનને ઉભો થયેલો જોઇ દીનવદને પૂછ્યું.

“ હા, હું હવે નહિ રોકાઇ શકું—તમને મેં જણાવ્યું હતું. તે પ્રમાણે મારે બહુ કામ છે ! ”

જ્ઞાનનિરંજન, ઉભો ઉભો બોલ્યો.

“ જાઓ. તો ભલે જાઓ ! ” વિમળાએ કહ્યું “ પણ મારી એક ઇચ્છા પૂર્ણ ન કરો ? ” વિમળા આટલું બોલી, જ્ઞાનનિરંજન સામે આતુર નયને જોઇ રહી.

“ શી ? ” જ્ઞાનનિરંજને ચમકીને પૂછ્યું.

“ ફરી મને એક વખત આવી મળવાની. ” વિમળાએ એની માગણી રજુ કરી.

“ પણ તે ક્યારે ! ” જ્ઞાનનિરંજને પૂછ્યું.

“ આપની અનુકુળતાએ. આપ રંજનપુરમાં જ્યારે ફરી આવો ત્યારે ! ”

“ તે મને કબુલ છે. હું જ્યારે આવીશ ત્યારે તમને જરૂર મળીશ. પણ વિમળાબ્હેન ! એ સમય ક્યારે આવશે તેની કલ્પના તમે કરી છે ખરી ? ”

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળી પ્રશ્ન કર્યો.

" ના, એની કલ્પના હું કરી શકતી નથી. પણ મારા ધારવા પ્રમાણે આપ એકાદ મહિનામાં તો જરૂર આવી જશો ! "

" એમ શા ઉપરથી ધાર્યું ? "

" મને એમ લાગે છે ! "

" તોયે ! "

" અત્યારે આપ જે પ્રકારની પ્રવૃત્તિમાં છો, તે જોતાં આપને રંજનપુર ખાતે અવારનવાર ઘણી વખત આવવું પડશે અને મારી ગણત્રી પ્રમાણે એ સમય બહુ દૂર નથી ! "

વિમળાએ કંઇક હસીને કહ્યું.

" ત્યારે તમને આગાહી કરતાં પણ આવડે ખરૂં ! તમારી આગાહી સાચી પડશે તો હું જરૂર આવીશ અને આવીશ ત્યારે તમને જરૂર મળીશ ! "

" ત્યારે તો મને બહુ આનંદ થશે અને આપની આભારી રહીશ ! પણ આવો ત્યારે દીલ અત્યારે છે એવું પત્થરનું બનાવીને ન આવતા ! "

વિમળા, આટલું બોલી ખુરશી ઉપર બેસી ગઈ.

" મારૂં દીલ પત્થરનું ! આ શું કહો છો, વિમળાબ્હેન ? " જ્ઞાનનિરંજન ચમકીને બોલી ઉઠયો. તે વિમળાની સામે ઉભો રહ્યો.

" પત્થરનું નહિ તો બીજું શું ? કામ નહિ જેવું અને ઉતાવળનો પાર નહિ ! કોણ જાણે કે શીયે ધાડ મારવાની હશે ? મારી પૂરી વાત પણ સાંભળી નહિ ! મારા કામની પણ દરકાર ન કરી કે ન મારો કાવ્યસંગ્રહ પણ પ્રેમથી વાંચ્યો ! આ બધું શું બતાવે છે ? મારી સમજણ પ્રમાણે તો પત્થરનું દીલ ! ખેર ! હવે એમાં મારે શું ? દુનિયામાં સરલ અને નરમ હૃદય બહુ ઓછાં હોય છે, એ મારો અનુભવ છે ! મારૂં કાવ્ય પણ એજ વેદનાથી ભરપૂર છે, એટલે

વધારે કહેવા જેવું કંઈ નથી. પણ હવે આપને આપના સ્વાર્થની વાત સાંભળવાની પણ ફુરસદ છે કે નહિ તે તો કહો ? સરસ્વતીના સંબંધમાં કંઇ જાણવું છે કે નહિ ?"

વિમળાએ કંટાળા ભરેલી લાગણીથી એક સામટા અનેક ઉદ્દગાર કાઢી નાંખી જ્ઞાનનિરંજનને મુંઝવણમાં નાંખ્યો.

"તે માટે તો તમારી પાસે આવ્યો હતો" જ્ઞાનનિરંજન, સરસ્વતીની વાત આવતાં કંઇક નરમ પડીને બોલ્યો "પણ તમોએ બીજી વાતોમાં એ વાતને બાજુએ રાખી અને મારો ઘણો સમય લઈ લીધો એટલે મેં છેવટે કંટાળીને મારી એ ઇચ્છા જતી કરી હતી અને હું સીધો ચાલ્યોજ જવાનો હતો, પણ હવે જ્યારે તમારે તે સંબંધે કંઈ કહેવાની ઇચ્છા છે, એમ લાગે છે તો, જે કહેવાનું હોય તો સંક્ષિપ્તમાં કહી નાંખો એટલે સાંભળીને ચાલ્યો જાઉં ! પણ કૃપા કરી એ વાતના બ્હાના નીચે મને ઉભો થયેલો બેસાડી બીજી વાતોમાં ઉતરવાનાં હો તો મારી તૈયારી એ માટે નથી. કારણ કે હું હવે મારો અધિક સમય, આ સ્થળે વ્યતિત કરી શકું એવી સ્થિતિમાં નથી !"

જ્ઞાનનિરંજન, આ શબ્દો એટલી બધી મક્કમતાથી બોલ્યો કે વિમળાએ બીજી વાતોમાં નહિ ઉતરતાં, એણે સરસ્વતી સંબંધે જે કંઇ કહેવાનું હતું તે કહી દેવાનો નિર્ણય કર્યો. જ્ઞાનનિરંજન ફરીથી હિંડોળા ઉપર બેઠો અને વિમળા તરફ આતુર નયને જોઇ રહ્યો.

"પણ તે વાત હું આપને એક બે સરતે કરું !"

જ્ઞાનનિરંજનને આસન લીધા બાદ વિમળાએ કહ્યું.

"શી ?" જ્ઞાનનિરંજને ચમકીને પૂછ્યું.

"એક તો એ કે તે વાત જાણ્યા પછી આપે તે વાત અન્ય કોઇને ન કરવી !"

વિમળાએ જણાવ્યું.

" તે મને કબુલ છે ! " જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

" બીજું એ કે તેઓ જે સ્થળે છે, તે સ્થાન જાણ્યા પછી ત્યાં જવાનો પ્રયત્ન કરવો નહિ. "

વિમળાએ બીજી સરત રજુ કરી.

" એમ કેમ બની શકે ? " જ્ઞાનનિરંજન કંઈક આવેશમાં આવી બોલી ઉઠયો.

" સરસ્વતીને તો અમારે જ્યાં હોય ત્યાંથી શોધી કાઢી વિમળનગર લઈ જવાની રહી ! એ સરત કેમ કબુલ થાય ? પછી તો એની શોધખોળ કરવાની અમારી આ પ્રવૃત્તિનો ઉદ્દેશ પણ શો રહ્યો ! "

જ્ઞાનનિરંજન કંઈક અકળાયો હતો.

" તેનું કારણ છે. હું કહું છું તે બહુ ડહાપણ ભરેલું છે. આપ આકળા શું કામ થાઓ છો ? "

વિમળા, શાન્તિથી એને સમજાવતી ધીરે સ્વરે બોલી.

" તો કારણ જણાવો ! " જ્ઞાનનિરંજને કારણ જાણવા માગણી કરી.

" કારણ કે તેઓ થોડા દિવસોમાં આપોઆપ પાછાં આવશે ! " વિમળા હસીને બોલી.

" એ આશામાં બેસી રહી અમારે નિષ્ક્રિય થઈ જવું ! વિમળા-બ્હેન ! તમે આ શું કહો છો ? આવી બાબતમાં એવો વિલંબ કેમ કરી શકાય ? " જ્ઞાનનિરંજનને વિમળાની વાત ન સમજાતાં કંઈક ચીડાઈને બોલ્યો.

" વિલંબમાંજ સારૂં છે ! જેટલી ઉતાવળ કરશો તેટલી વધારે ચિંતા ઉત્પન્ન કરશે, માટે ટુંકામાં સમજી જાઓ ! "

વિમળાએ શાન્તિથી કહ્યું.

" એટલે ? " જ્ઞાનનિરંજને ચમકીને પૂછ્યું.

" હજુ પણ આપ સમજી શકતા નથી ? "

" ના, જરા વધારે સ્પષ્ટ કરો. અનુમાન કે કલ્પનામાં ઉતાર્યા સિવાય જે વાત હોય તે સ્પષ્ટ રીતે કહી નાંખોને ! " જ્ઞાનનિરંજન, ખીસામાંથી રૂમાલ કાઢી એના કપોલપ્રદેશ ઉપરનાં પ્રસ્વેદબિન્દુ લુછતો બોલ્યો.

" ત્યારે સાંભળો. સરસ્વતી ગર્ભવતી છે. એને દોઢેક માસનો ગર્ભ છે. એની માશી અને કામદાસ એનો નિકાલ કરાવવા ગયાં છે એટલે હવે તો તે કામ પતાવીને આવે એમાંજ એની અને બધાંની ઈજ્જત છે ! સમજ્યા ? "

જ્ઞાનનિરંજન, દિગ્મૂઢ થઈ આ સાંભળી રહ્યો. એણે કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ. એના મષ્તિષ્કમાંથી અનેક પ્રકારની વિચાર વેદનાના ચમકાર વહી ગયા. એના હૃદયે પણ ઘણી વેદના અનુભવી. એનું મ્હોં ઉત્તરી ગયું. એ ફાટી આંખે વિમળા સામે જોઈ રહ્યો.

" સમજ્યો ! " જ્ઞાનનિરંજને થોડીવારે ધીમે સ્વરે કહ્યું. " પણ તેઓ અત્યારે ક્યાં છે તે તો કહો ! "

" મોતીનગર ! " વિમળાએ ટુંકામાં પતાવ્યું.

" ત્યારે કલ્યાણી બ્હેનની કલ્પના ખરી ! " જ્ઞાનનિરંજને ઉદ્દગાર કાઢ્યા. વિમળા ચમકી ઉઠી.

" શું, કામદાસની પત્ની કલ્યાણી તેઓ બધાં મોતીનગરમાં છે, એ વાત જાણે છે ? "

વિમળા, આશ્ચર્યચકિત થઈને બોલી ઉઠી.

" ના, તેઓ ત્યાં છેજ, એવી ચોક્કસ ખાત્રી એની નથી—પણ એણે તેઓ ત્યાં હોવાં જોઈએ, એવી કલ્પના કરેલી, તે વાત ખરી

છે. એણે અમને ઉડતાં ઉડતાં આ વાત જણાવેલી!"

જ્ઞાનનિરંજને ખુલાસો કરતાં જણાવ્યું.

"એમ?" વિમળા, માથું ધૂણાવતી બોલી ઉઠી.

"હા."

"પણ જો, જો, ઉતાવળ ન કરતા. મેં કહી છે તે એ સરતો બરોબર પાળજો અને કલ્યાણીને ફરી મળો તો તે જે વાત જાણે છે, તે વાત બીજા કોઇને ન કરવા સમજાવજો! નહિંતર એની અને બધાંની ઉપાધિ વધશે!"

વિમળાએ ગંભીરતાપૂર્વક કહ્યું.

"એણે બિચારીએ કોઇને હજુ સુધી કંઇજ કહ્યું નથી. અમારા સિવાય આ વાત એણે હજુ સુધી કોઇને કરી હોય એવું જણાતું નથી કારણ કે એની વાતચિત ઉપરથી અમને તો એમ લાગ્યું કે એને આ કલ્પના પણ અત્યાર સુધી ન્હોતી—પણ અમારી મુલાકાત પછી એને કોઈ વાતનું સ્મરણ થઈ આવતાં આ વાતની સમજણ પડી છે! છતાં હું એમને મળીશ તો તમારા કહેવા મુજબ તે વાત ગુપ્ત રાખવા માટે આગ્રહ કરીશ! મારી સમજ પ્રમાણે એ બાઈ બહુ સમજુ છે! એટલે આપણે કહીયે અથવા ન કહીયે તોયે વાત કરે એવી નથી! એને પણ એના પતિની ઈજ્જતમાં એની ઇજ્જત સમાયેલી છે તે વાતનું ભાન છે!"

જ્ઞાનનિરંજને, કલ્યાણીની પ્રકૃતિ અને રીતભાતની પ્રશંસા કરતાં જણાવ્યું.

વિમળાએ જ્ઞાનનિરંજનના આ શબ્દોનો પ્રત્યુત્તર વાળ્યો નહિ, પણ થોડીવારે વિષય બદલતાં બોલી.

"હવે એ વાત જવા દો. મેં જે કહ્યું છે, તે ધ્યાનમાં રાખજો. ફરી આવો ત્યારે મળજો અને આજની આપણી મુલાકાત

મારા જીવનમાં કંઇ યાદ કરવા જેવું હોય તો યાદ કરજો. મને આપણી આ મુલાકાત યાદ રહેશે, તેમજ એની પાછળ આપની યાદી પણ થયા કરશે. હવે હું આપને વધારે સમય નહિ રોકું. જતાં જતાં મારી એક પાર્થના સ્વીકારશો ?"

વિમળાએ નરમાશથી કહ્યું.

"જરૂર. પણ તે શી ?" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં, પ્રશ્ન કર્યો.

"આપ કવિ, લેખક, તત્ત્વચિંતક વિગેરે સર્વ કંઈ છો—પણ આપની તે બધી શક્તિઓનો પરિચય આટલી ટુંક મુલાકાતમાં થઈ શકે નહિ, એટલે થોડા ઘણામાં મન વાળવાનું રહ્યું ! આપનું એકાદ પ્રાસાદિક કાવ્ય મારી નૉટબુકમાં ઉતારી આપતા ન જાઓ ! કાવ્ય ઉતારતા જાઓ એટલે મને આપની મીઠી વાણી અને કવિત્વશક્તિ બંનેનો સાથે લાભ મળે !"

વિમળા, અત્યંત નમ્રતાથી તેમજ માયાભરી લાગણીથી બોલી.

"બસ એજ ?" જ્ઞાનનિરંજન પ્રત્યુત્તર વાળતો બોલ્યો "મેં ધાર્યું, વિમળાબ્હેન કોણ જાણે શુંયે માગી લેશે ? અથવા કોણ જાણે શુંયે કહેશે ? એટલે વિચારમાં પડ્યો હતો ! તમારી આ પ્રાર્થના સ્વીકારવા હું તૈયાર છું. લાવો, તમારી નૉટબુક ! હું એકાદ કાવ્ય ઉતારી આપું તેમજ ગાતો જાઉં ! એથી તમને આનંદ થશેને ?" જ્ઞાનનિરંજને પૂછ્યું.

"જરૂર ! મને અત્યંત આનંદ થશે અને આપની કાયમની યાદગીરી સચવાશે !"

વિમળા આનંદ પામતી ઉઠી અને એની નૉટબુક લાવી જ્ઞાનનિરંજનના હાથમાં મુકી. જ્ઞાનનિરંજને તરતજ તે હાથમાં લઈ, ફાઉન્ટન પેનથી એણે નીચે મુજબનું એનું કાવ્ય ગાતાં ગાતાં ઉતારી

આપ્યું. વિમળા, એના તરફ દ્રષ્ટિ રાખી, એની વાણીદ્વારા એનું કાવ્ય પ્રસન્નચિત્તે સાંભળી રહી હતી. જ્ઞાનનિરંજનની દ્રષ્ટિ, નૉટબુકમાં એના લેખનકાર્ય તરફ હતી:—

દરદી હૈયું કેવું રાખ્યું ?
એવું રાખ્યું, કોઈ ન સાથી
દીલડાં દઈ દઈને હું થાક્યો,
માયાની મમતા ના ત્યાગી. ૧

પ્રેમ ! "પ્રેમ" ના પૂકાર શાના ?
"પ્રેમ" "પ્રેમ" નાં કેમ પ્રદર્શન ?
પ્રેમ, પ્રકટતો નથી જનમતો
રસ, ત્યાં ચાખે કોણ મુરખ જન ? ૨

એવું કેવું મનડું કીધું
જેમાં જન્મે લાખ તરંગ ?
પળે પળે પલટાતાં
એવા જીવનમાં તે શાના ઢંગ ? ૩

દોડી દોડી થાક્યો કારણ
દોડ્યો પણ ના રાખ્યાં વારણ
ધ્યેય વિના ધરણી ધ્રુજાવી
એ ધ્વમકારા જીવન મારણ. ૪

આવું જ્યાં ત્યાં વિરામ શાના ?
વિકાર ત્યાં તો રહે વેદના
વિકલ રહે મન વિષયો મહિ ત્યાં
પ્રેમ–પ્રેરણા, સ્પંદન શાનાં ? ૫

જે વસ્તુ જ્યાં રહી જડાઈ
તે વસ્તુને બીજે શોધી

કેમ કરી તે પ્રાપ્ત થવાની ?
　　મ્હેનત કીધી માથે પડતી. ૬

ઉંચે નીચે આંખો માંડે
　　ઉન્મત્ત થઇને નર કો ગાંડો
સ્થિર નથી મન, સાવધ ક્યાંથી ?
　　શું તે જોશે ? શું ગણવાનો ? ૭

મનથી માન્યું મળવા લાગ્યું
　　પાસે પહોંચ્યા પગલાં પાડી
પણ આંખો ઉઘાડી જોયું
　　નથી મળ્યું કંઈ, બહુ બહુ દોડી. ૮

દીલ દીધું પણ દીધું ન્હોતું
　　તેથી દીલ દુનિયાનું પત્થર
પ્રેમ ખરો જ્યાં દોષ વિનાનો
　　પામરતા શું ટકશે પલભર ? ૯

નિજ વિશ્વાસ રહ્યો ડગમગતો
　　જનમ્યાં હૈયે ઝાઝાં ઝેર
કંઈ કહેતાં, કંઈ કરતાં એમાં
　　આખર ઉપજ્યા ઉંડા છેહ. ૧૦

જે વાતો જે જેવી ન્હોતી
　　તેવી તેને માની લીધી
જે કરવાનું ન્હોતું તેવું
　　કરવા લાગ્યો, માની નીતિ. ૧૧

જુઠાં એવાં સત્યો માન્યાં
　　એવાં સત્યો પલટાવાનાં
પાપે જ્યારે પગલાં માંડયાં
　　એ જીવનમાં જીવન શાનાં ? ૧૨

જીવન જ્યારે ટપકી જાતું
　　ઓસરતું અંતરનું અમી ત્યાં
પાપ, શ્રાપ, દુઃખ, ચિંતા જન્મે
　　વિપથ વેગ પર વિરામ શાના? ૧૩

ફરી કંઈ જાગું, ફરી કંઈ શોધું
　　ફરી પકડી લઉં સાચી વાત
અફળ ગયેલું ફરી અવતરશે
　　જીવનમાં કરતું ચમકાર. ૧૪

દીલ હશે તો દીલ દેવાશે
　　પ્રેમ હશે તો મળશે પ્રેમી
સત્ય હશે તો સાચા સાથી
　　આવી મળશે, ચિંતા શેની? ૧૫

× × × ×

કાવ્ય પૂર્ણ થતાં, જ્ઞાનનિરંજને, ફાઉન્ટન પેન ખીસામાં મુકી, વિમળાની નૉટબુક વિમળાને આપતો એની સામે જોઇને બોલ્યો "મેં તમારી માગણી પ્રમાણે મારૂં એક કાવ્ય ઉતારી આપ્યું છે, તેમજ ગાઈ બતાવ્યું છે. હું ધારૂં છું કે તમને એથી સંતોષ થશે. મારૂં કામ હવે પૂર્ણ થાય છે એટલે હું રજા લઉં છું! કેમ, જાઉંને વિમળાબ્હેન?"

"હા, હું આપના આ કાવ્ય માટે આપની આભારી છું. આપનો કિંમતી સમય હવે વધારે બગાડવો એ ઇચ્છિવાયોગ્ય નથી. પણ ફરીથી કોઈ વખત મળશો તો ખરાને? જો કે આપે અગાઉ એમ કરવા મને જણાવ્યું છે, એટલે મારે પુનઃ ન પૂછવું જોઇએ, છતાં જરા વિશેષ ખાત્રી કરી લેવા માટે, પૂછું છું, તો માફ કરશો!"

વિમળા, જ્ઞાનનિરંજનને ઘર તરફ જવા ઉભો થયેલો જોઈ, તેની પાછળ, એના આસન ઉપરથી ઉભી થતી બોલી. એની મસ્તી ભરેલી આંખોમાં દીનતા અને કરૂણાનો આવિર્ભાવ થયેલો જણાતો હતો, તેમજ તેની વાણી ધીમી અને આજીજી ભરેલી બની હતી. જ્ઞાનનિરંજન, જતાં જતાં, બે ત્રણ મીનીટ તેની સામે, જાણે એના હૃદયનું અને જીવનનું માપ કાઢી લેતો ન હોય એવી સ્થિર અને વેધક દ્રષ્ટિએ નિરૂત્તર રહી જોઈ રહ્યો.

"હું, અહિં આવીશ, ત્યારે તમને જરૂર મળીશ, તેની તમને પુનઃ ખાત્રી આપું છું. હું ધારૂં છું કે મારા આ પ્રત્યુત્તરથી તમને સંતોષ થશે. લ્યો, ત્યારે હું જાઉં છું !"

એમ બોલતો જ્ઞાનનિરંજન, વિમળાનું આરામગૃહ છોડી બહાર નીકળ્યો. વિમળા, થોડે દૂર સુધી એની પાછળ ગઈ, પણ એણે, એ પાછળ આવે છે કે એના ખંડમાં ઉભી રહી છે એની કશી પણ દરકાર કર્યા સિવાય, ત્વરિત ગતિએ ચાલવા માંડ્યું. વિમળા, એના ગયા પછી, પોતાના ખંડમાં પાછી ફરી અને ન સમજી શકાય એવા કોઈ કારણસર, હતાશ થઇ ગઈ હોય, એવી અસ્વસ્થ સ્થિતિમાં હિંડોળા ઉપર જઈ સુઇ રહી.



## પ્રકરણ ૩૩

## કનકલતાની કથા

પૂણ્યપ્રભા, જ્ઞાનનિરંજનની સુચના પ્રમાણે, કનકલતા પાસે પહોંચી ગઇ હતી. એણે અર્ધોએક કલાક એની પાસે બેસી, જરૂરી વાતચિત કરી લીધી અને જ્ઞાનનિરંજનની મુલાકાત માટેનો સમય નક્કી કરી લીધો. વરધીચંદ શેઠની હવેલી, કનકલતાના મકાનના સામેના ભાગમાં હતી, આથી પૂણ્યપ્રભા, કનકલતા પાસેથી જ્ઞાનનિરંજનને બોલાવી લાવવા, વરધીચંદ શેઠની હવેલી તરફ વળી. પણ જ્ઞાનનિરંજન એને અર્ધે રસ્તે, તે તરફ આવતો જણાયો. તે આગળ વધતી અટકી. જ્ઞાનનિરંજન થોડી વારે એની પાસે આવી પહોંચ્યો. પૂણ્યપ્રભાને જોતાં એને, કનકલતાને મળી લેવાની બાબત, નક્કી થઈ ગયેલી જણાય છે, એવો સંતોષ થયો.

"કેમ, પૂણ્યપ્રભા! એની પાસે જઈ આવી?"

જ્ઞાનનિરંજને, પૂણ્યપ્રભા ઉભી રહી હતી, ત્યાં આવી એને સંબોધીને પૂછ્યું.

"હા, કાકા! હું બધું નક્કી કરી આવી છું. તે અત્યારે ઘેરજ છે એટલે આપણે એને અત્યારેજ મળી લઇએ!"

પૂણ્યપ્રભાએ પ્રત્યુત્તર વાળી ચાલવા માંડ્યું. જ્ઞાનનિરંજને, પણ "ત્યારે ચાલો" એમ કહી તેની સાથે સાથે ચાલવા માંડ્યું.

"આ સામે દેખાય છે, એ એમનું ઘર!"

પૂણ્યપ્રભાએ જ્ઞાનનિરંજનનું ધ્યાન, તેઓ જતાં હતાં તે દિશામાં સામે, થોડે દૂર આવેલાં આઠ દશ મકાનો પૈકી છેલ્લે ખુણામાં આવેલા એક બેઠા ઘાટના રંગીન મકાન તરફ, અંગુલિ નિર્દેશ કરી ખેંચતાં, જણાવ્યું. જ્ઞાનનિરંજને પૂણ્યપ્રભાએ આપેલી નિશાની પ્રમાણે તે મકાન દૂરથી જોઈ લીધું.

" તે બાઈ કેવી લાગે છે? આપણે કંઈ પૂછીએ તેનો ખુલાસો કરશે ખરી?"

જ્ઞાનનિરંજને, ચાલતાં ચાલતાં પૂછવા માંડ્યું.

" આમ તો બાઇ માયાળુ અને વિવેકી છે!"

પૂણ્યપ્રભાએ પ્રત્યુત્તર વાળ્યો.

રસ્તો ઘણો ટુંકો હતો, એટલે તેમને કનકલતાના ઘર નજીક આવી પહોંચતાં વાર લાગી નહિ. કનકલતા, પૂણ્યપ્રભાના ગયા પછી, એના મકાનના આંગણામાં આવેલા તુલસીકયારામાં પાણી રેડી રહી હતી. પૂણ્યપ્રભાએ એને બહાર જોતાં બૂમ મારી, એનું ધ્યાન તેમના તરફ ખેંચ્યું. એણે તેમને જોતાં તુલસીએ પાણી રેડવાનું કામ જલદી આટોપી લઇ તેમની સામે આવી બોલીઃ—" આવો, પધારો!"

ત્યારબાદ ઘર તરફ ચાલી. જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા, એની પાછળ પાછળ ચાલ્યાં અને ઘરમાં જઈ કનકલતાની સુચના પ્રમાણે એણે બતાવેલા આસન ઉપર બેઠાં. કનકલતા, તેમની સામે, શેત્રંજી ઉપર બેઠી.

" મને પૂણ્યપ્રભાબ્હેને, આપને માટે સર્વ કંઈ કહ્યું છે એટલે આપ કોણ છો, શું કરો છો, તત્પરત્વે મારે કંઈ પૂછવાનું રહેતું નથી. સમજો કે મને આપનો પરિચય થઈ ગયો છે—પણ મારી મુલાકાત માટે આપનું જે પ્રયોજન હોય તે કહો. જો શક્ય હશે તો તે સંબંધમાં હું આપને યોગ્ય પ્રત્યુત્તર વાળીશ!"

તેમણે આસન લીધા બાદ કનકલતાએ જ્ઞાનનિરંજન તરફ જોઇને કહ્યું.

" તે હું કહું છું. પણ તે પહેલાં એની પ્રાથમિક આવશ્યક્તા તરીકે મારે તમને થોડી બીજી હકીકત પૂછવી છે, તેનો સંતોષકારક ખુલાસો તમે કરશો?"

જ્ઞાનનિરંજને, થોડો સમય વિચાર કર્યા બાદ પ્રત્યુત્તર વાળ્યો.

" હા, જો કે આપ શું પૂછવાના છો, તેની મને ખબર નથી, છતાં પૂછવામાં આવેલી બાબત હું જાણતી હોઇશ તો તેનો સાચો અને સંતોષકારક ખુલાસો હું કરીશ. તેને માટે બેફીકર રહેશો ! "

કનકલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

" સરસ્વતી અને તમારે એક કાળે ઘણો સારો સંબંધ હતો તે વાત ખરી ? "

જ્ઞાનનિરંજને પૃચ્છા ચાલુ કરી.

" હા, અમે ઘણાં ગાઢ સંબંધમાં હતાં. અમારા દેહ જુદા હતા, પણ દીલ એક હતાં. "

કનકલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

" ત્યારે, પછી એવું શું બન્યું કે આવો ગાઢ સંબંધ તૂટી ગયો ? "

જ્ઞાનનિરંજને બીજો પ્રશ્ન કર્યો.

" આપને એ હકીકત જાણવાથી કોઇ લાભ છે ? "

કનકલતા, જ્ઞાનનિરંજન તરફ દ્રષ્ટિ રાખી એનું હૃદય વાંચવા મથતી હોય તેમ બોલી.

" હા. મારે તે બધું જાણી લેવું ઘણું જરૂરી છે. "

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં, એની મક્કમ જીજ્ઞાસા વ્યક્ત કરી.

" પણ તે બાબત ઘણી લાંબી હોઇ કદાચ આપને કંટાળો આપે એવી છે. તેમજ આપના જેવા સંભાવિત સદ્‌ગૃહસ્થ સમક્ષ, મલિન અને અણગમતા પ્રસંગોનાં ચિત્ર રજુ કરતાં મારો આત્મા ખમચાય છે. "

કનકલતા, કંઇક ખિન્નવદને બોલી.

" કથા ભલેને લાંબી હોય, અથવા એ સાંભળતાં કદાચ બે ર કલાક નીકળી જાય એમ હોય તોયે મને કંટાળો નહિ આવે. કા સંબંધો તૂટવાનાં જે કારણો હોય છે, તે મલિન અને ણગમતા હોવાનો સંભવ છે, પરંતુ સાચી હકીકત જાણવા માટે ે તેવા પ્રસંગો હોય તોયે ધીરજ, શાન્તિ અને કોઇપણ પ્રકારની નસિક ઉશ્કેરણી સિવાય સાંભળી લેવા જોઇએ, તે મારો સ્વભાવ માટે તે માટે તમે ફીકર કરશો નહિ. આપને તે માટે કંઇ કોચ રાખવા જેવું નથી. હું અને પૂણ્યપ્રભા આજે નિરાંતે બેઠાં ીએ. મને તે વાત સંપૂર્ણ રીતે, આન્તરિક જીજ્ઞાસાથી ંભળવી ગમશે. "

જ્ઞાનનિરંજને, કનકલતાને વાત કરતાં સંકોચાતી જોઇ, એની ની મુંઝવણ દૂર થાય, એવી રીતે સમજાવ્યું.

કનકલતાની ઉમ્મર લગભગ ત્રીસેક વર્ષની હતી. એનું શરીર ચું સોટા જેવું, છતાં લોહીથી ભરેલું હોવાથી પ્રચંડ લાગતું હતું. નો વર્ણ ઉજળો અને મુખમુદ્રા લંબગોળ હતી. એની આંખો ટી, કીકીઓ કાળી અને સહજ ફીકી હતી. નાક લાંબું હતું ને ગાલ ઉપસેલા હતા. તેનો અવાજ બુલન્દ અને ઘેરો હતો. ષ્ટ ઉપર લાલાશ હતી, પણ તેના ઉપર કાળા રંગની છાયા ણાતી હતી. એણે વાદળી રંગની છાયલ પહેરેલી હતી, જ્યારે ળી સફેદ વાયલની હતી. અલંકારમાં એના હાથે કાચની બંગડીઓ થે અકેક સોનાની બંગડી અને કંઠમાં હલકા વજનનો સુવર્ણનો ર હતો. જમણા હાથે એક વીંટી હતી, તેમાં પરવાળું જડેલું હતું. નો પતિ ઇન્દ્રવદન સરકારી નોકરીમાં હતો અને છેલ્લા ત્રણેક વર્ષથી ની બદલી રંજનપુર ખાતે થયેલી હોવાથી તેઓ ત્યાં રહેતાં હતાં. ઓ રહેતાં હતાં તે મકાન, ભાડાનું હતું. ઇન્દ્રવદન, જો કે સરકારી

નોકરીમાં હતો, પણ તે રેવન્યુ ( મુલકી ) ખાતામાં સાધારણ દરજ્જાનો કારકુન હોઈ, તેમની આર્થિક પરિસ્થિતિ સામાન્ય હતી. ઇન્દ્રવદનને મળતા પગારમાંથી તેઓ દંપતીનું અને વતનમાં રહેતાં, ઇન્દ્રવદનના માતા પિતાનું માંડ માંડ પૂરૂં થતું—છતાં એકંદરે તેમનો જીવનવ્યવહાર સંતોષકારક ચાલતો હતો. સંતતિમાં તેમને કંઈ હતું નહિ અને અણધાર્યા આવશ્યક વધારાના ખર્ચ વખતે ઇન્દ્રવદનના પિતાએ એની નોકરી દરમ્યાન બચાવેલી અને બૅન્કમાં રાખેલી બે ત્રણ હજારની રકમમાંથી લઈ પૂરૂં કરતાં. કનકલતાના પ્રચન્ડ દેહના પ્રમાણમાં ઇન્દ્રવદનના શરીરનો બાંધો ઠીંગણો તેમજ દુબળો હતો. કનકલતા ઇન્દ્રવદનથી ઉંચાઇમાં તેમજ શરીરના બાંધામાં એનાથી ઘણી મોટી લાગતી. ઉમ્મરના પ્રમાણમાં, ઇન્દ્રવદન, કનકલતાથી ત્રણેક વર્ષ મોટો હતો. ઇન્દ્રવદન એના લગ્ન પછી ચોથા વર્ષે, પ્રમેહની ભયંકર વ્યાધિમાં સપડાયો હતો અને તે દરમ્યાન એનું શરીર ઘણું ઘેવાઇ ગયું હતું. વ્યાધિના આરંભ સાથે, એણે અને એના પિતાએ ઘણા ઉપચાર કર્યા, પણ તે વ્યાધિ લગભગ દોઢેક વર્ષ લંબાયો. પરિણામે એણે, એના શરીર ઉપર ઘણી ખરાબ અસર કરી નાંખી. દરદ મટયું ખરૂં, પણ સંપૂર્ણતાયે નહિ. એનાં બીજ અને વિષ એના શરીરમાં ઘર કરી રહ્યાં હતાં. એનું ગૌર શરીર શ્યામ પડી ગયું હતું અને આંખો નબળી પડી ગઇ હતી. શરીરના સાંધાઓમાં તેમજ એની છાતીમાં વારંવાર દુઃખાવો થઈ આવતો. એનું હૃદય નબળું પડી ગયેલું હોવાથી, તેની પ્રકૃતિ ડરપોક બની ગઈ હતી અને જુવાનીનો બધો જુસ્સો ઓસરી ગયો હતો. એના મગજમાં વારંવાર ગરમી ચઢી જતી, આથી તે ચીડીઓ બની જતો અને ચીડાય ત્યારે ગમે તેને ગમે તેવા કટુ શબ્દ કહી નાંખતો. છતાં એનું દીલ નિખાલસ હતું, તેમજ પ્રેમાળ હતું, તેથી એની ઉગ્ર પ્રકૃતિ હોવાં છતાં તેની નોકરી દરમ્યાન, એના ખાતાના બીજા કારકુનો, ઉપરી અમલદારો તેમજ પ્રજાના માણસો સાથે સારો

મેળ રહે એવી રીતે કામ કરતો. જીવનમાં એને રસ રહ્યો ન્હોતો. તે જીવતો, નોકરી કરતો, સંસાર વ્યાવહાર ચલાવતો, પણ તે બધું સ્વાભાવિક હોઇ, તે થવું જોઇએ અને કરવું જોઇએ, એ દ્રષ્ટિએ કરતો. પણ એને તો એ સર્વેમાં ઉદાસીનતા હતી. કનકલતા અને ઇન્દ્રવદન, સાથે જીવતાં, સાથે રહેતાં અને સાથે ફરતાં, પણ તેમના આન્તરિક જીનન વચ્ચે સુમેળ ન્હોતો, છતાં બહારના સમાજમાં એમનું વર્ત્તન એવું હતું કે તે વાતની ખબર કોઇને ન્હોતી. ઇન્દ્ર-વદન, કનકલતાના પ્રચન્ડ દેહ અને પ્રબળ જુસ્સા સમક્ષ દબાઈ જતો. તે તેનાથી ડરતો, અને એની નારાજીનું કોઈ કારણ ઉપસ્થિત થવા દેતો નહિ. કનકલતા, માથે પતિ હોવા છતાં એના ઘરમાં તદ્દન સ્વતંત્ર હતી. પત્નીએ, નિર્બળ અને ડરપોક પતિ ઉપર પોતાનો પ્રભાવ જમાવી દીધો હતો, છતાં એનો સ્વભાવ ઘણો સારો હતો. સત્તા હોવા છતાં એ એના પતિને કદી પજવતી નહિ, તેમજ એના જીવનની અને શરીરની સંભાળ રાખવામાં લાગણી ભરી કાળજી રાખતી. ઇન્દ્રવદન, કનકલતાના કોઈ કામમાં કદી પણ માથું મારતો નહિ. મહિને પગાર આવે તે બધો તે તેને સોંપી દેતો અને તેની વ્યવસ્થા તે એના કરતાં વધારે ડહાપણ ભરી રીતે કરે છે તે જાણી સંતોષ પામતો. એના પોતાના ખીસા ખર્ચની રકમ પણ કનકલતાએ નક્કી કરી આપી હતી અને તે પ્રમાણે તેને મળી જતી. કનકલતા, આવી સ્વતંત્ર સ્વભાવની અને પતિ ઉપર રાજ્ય કરતી હોવા છતાં, એને કુટુંબ કલેશ ગમતો નહિ. ઇન્દ્રવદનના વૃદ્ધ માતાપિતા તરફ તેને આદર અને સદ્દભાવ હતો, આથી પગાર આવતાં નક્કી કરેલી રકમ તેમના ખર્ચ માટે તે મનીઓર્ડરથી, પહેલાં એમને મોકલાવી આપતી અને બાકી રહેતી રકમમાંથી તે કરકસર અને સમજપૂર્વક એનો ઘરવ્યવહાર ચલાવતી. જે મહિને કંઇ વધારાનું ખર્ચ આવી પડે, તેને પહોંચી વળવા તે ઉછીનું પાસીનું કરી ચલાવી લેતી, પણ એનાં વૃદ્ધ સાસુ સસરાને મોકલવાની

રકમમાં તે કશો પણ કાપ મુકતી નહિ. ઇન્દ્રવદનને એની સ્વતંત્ર પ્રકૃતિ હોવા છતાં એના આવા અનેક સદ્ગુણોને લીધે, કનકલતા તરફ આન્તરિક જીવનનો સુમેળ ન હોવા છતાં સદ્ભાવ અને પ્રેમ હતો અને એણે એના ઘરનું તેમજ એના જીવનનું બધું સુકાન એને સોંપી દીધું હતું. આન્તરિક જીવનનો સુમેળ ન રહેવાનું કારણ તે જાણતો હતો અને એમાં એને પોતાનો દોષ જણાતો હતો, એટલે કનકલતાનું વર્ત્તન, એના સંયોગોના પ્રમાણમાં ઘણું ઉચ્ચ પ્રકારનું હતું, એટલે તે એની રીતભાતને ક્ષમ્ય ગણી લઇ મનમાંને મનમાં એને ક્ષમા આપતો. ઇન્દ્રવદન, સરકારી કામે, આજે સવારમાં રંજનપુરથી પાંચેક ગાઉ દૂર આવેલા એક ગામડા તરફ ગયો હતો અને તેને બે એક દિવસ ત્યાં રોકાવાનું હોવાથી, કનકલતા આજે એકલી હતી.

જ્ઞાનનિરંજનનો પ્રત્યુત્તર સાંભળી લીધા બાદ કનકલતાનો આત્મિય સંકોચ દૂર થયો એટલે એણે સરસ્વતી તેમજ તેના અંગે એના જીવનની બધી કથા જ્ઞાનનિરંજનને કહી નાંખવાનો નિર્ણય કરી લીધો.

“ત્યારે, આપણે પહેલાં નિશ્ચિંત થઈ બેસીએ અને ત્યાર બાદ વાતો કરીએ.”

જ્ઞાનનિરંજનનો પ્રત્યુત્તર સાંભળી લીધા બાદ થોડો સમય વિચાર કર્યા પછી કનકલતાએ કહ્યું અને તેના આસન ઉપરથી ઉઠી એના ઘરના રસોડાના ભાગ તરફ જવા લાગી. જ્ઞાનનિરંજન સમજી ગયો કે તે તેમના સ્વાગત માટે ચ્હા બનાવવા રસોડા તરફ જતી હતી. જ્ઞાનનિરંજન તે જોઇ બોલી ઉઠયો

“કનકલતાબ્હેન! અમોએ ચ્હા પી લીધી છે, માટે ચ્હા બનાવવાની જરૂર નથી–આપણે નિશ્ચિંત થઇનેજ બેઠાં છીએ, એટલે તમે એ તકલીફ ન ઉઠાવતાં શાન્તિથી બેસો અને વાતો કરો એટલે બસ છે!”

પૂણ્યપ્રભાએ પણ એને એજ મતલબનું કહ્યું, પણ એણે માન્યું
હિ. તેણે રસોડામાં જઈ, સ્ટવ સળગાવી, ત્રણ પ્યાલા ચ્હા કરી
ઈ આવી અને જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા પાસે મુકી. ત્રણે
ણે ચ્હા પી લીધી. રકેબી પ્યાલા લઇ જઇને રસોડામાં મુકી
ાવ્યા બાદ તે પાછી ફરી અને એમની સામે, નિશ્ચિંત થઈ બેઠી.
ાનનિરંજન, આરામખુરશી ઉપર પડ્યો હતો, જ્યારે પૂણ્યપ્રભા,
ેની જોડે પડેલી બીજી ખુરશી ઉપર બેઠી હતી. કનકલતા, એમની
ામે જમીન ઉપર શેત્રંજી ઉપર એક પગ ઉપર બીજો પગ ચઢાવી
લાંઠી વાળી, ટટ્ટાર થઇને બેઠી હતી. તે એવી ઢબે બેસી, વાતો
રતી ત્યારે બહુ પ્રતિભાસંપન્ન જણાતી અને વાતો કરવાની એની
દ્ધતિ પણ એવી રસમય હતી કે સાંભળનાર એની વાતો દિગ્મૂઢ
ઈ સાંભળતો, તેમજ એની વાતોમાં અંજાઈ જતો.

"હું મારા પતિની બદલી થતાં એમની સાથે અહિં રહેવા
ાવી, તેને બીજેજ દિવસે મારે અને સરસ્વતીને પહેલવહેલું
ાળખાણ થયું."

કનકલતાએ, એની હકીકત કહેવી શરૂ કરી.

"બાબત એવી બની કે તે અને તેની માશી મેઘાવતી,
નેશ્વર મહાદેવના મંદિરે દર્શન કરવા જતાં હતાં, જ્યારે હું બજાર
ફ જતી હતી. ગામમાં હું અજાણી અને મારે અમુક વસ્તુઓની
રીદી કરવાની હતી, અને તે બધું ક્યાં મળી શકશે એનો મને
ાલ ન્હોતો. તેઓ બંને જણ મારાથી પંદર વીસ પગલાં આગળ
ાં, જ્યારે હું તેમની પાછળ હતી. મેં, એમની સાથે થઈ જવાય
હેતુથી, જરા ઉતાવળે ચાલવા માંડ્યું અને તેમને પહોંચી વળી.
ામાં એમને એક પુરૂષ સામો મળ્યો, તેમની સાથે વાત કરવા
ઉભાં રહ્યાં. સરસ્વતીની માશી મેઘાવતી, પેલા પુરૂષ સાથે વાત
રહી હતી, જ્યારે સરસ્વતી ઉભી ઉભી સાંભળી રહી હતી. મેં

સરસ્વતીને, અમુક અમુક વસ્તુઓ બજારમાં ક્યા વેપારીને ત્યાંથી વ્યાજબી ભાવે અને સારી જાતની મળી શકશે, એની માહીતિ લઈ લીધી. તેણે, મને તે બધી બાબતનો સંતોષકારક ખુલાસો કર્યો. અમારી આ વાત ચાલતી હતી, એવામાં સરસ્વતીની મારાએ સરસ્વતીને જણાવ્યું કે "તે મહાદેવના દર્શને હમણાં આવી શકશે નહિ, માટે તેણે જઇ આવવું અને પછી ઘેર જવું. તે જરા બહાર જઇ એકાદ કલાક પછી પાછી ફરશે." એમ જણાવીને સરસ્વતીથી છૂટી પડી અને પેલા પુરૂષ સાથે મહાદેવ તરફ નહિ જતાં પાછી ફરી."

"સરસ્વતી એકલી પડી એટલે તેણે કહ્યું કે, તમે મારી સાથે મહાદેવનાં દર્શને આવશો? આપણે દર્શન કરી પછી બજારમાં જઇશું અને હું તમારી બજારની ખરીદી થઈ જાય ત્યાં સુધી તમારી સાથે રહીશ એટલે તમે અજાણ્યાં છો એની અકળામણ તમને નહિ રહે."

"મને સરસ્વતીની વાત રૂચી. મેં, હા પાડી અને અમે બંને સાથે સાથે જ્ઞાનેશ્વર મહાદેવના દર્શને વાતો કરતાં કરતાં ગયાં. રસ્તામાં અમોએ એકબીજાની વાતો પૂછી લીધી. એણે એની વાત અને મેં મારી. અમે એકબીજાનાં પરિચિત થઈ ગયાં, તેમજ કુદરતી સહીપણાં થઇ ગયાં. ત્યાંથી અમે બજારમાં આવ્યાં અને ખરીદીનું કામ પતાવી, પોતપોતાને ઘેર ગયાં. સરસ્વતી, એના મામાને ઘેર રહેતી, છતાં મામાના ઘરનું કામકાજ પરવારી નવરી પડતી, ત્યારે એમને કહી બહાર નીકળી પડતી અને સીધી મેઘાવતીને ઘેર જતી. મેઘાવતીને ઘેર, એક બે કલાક ગાળી પાછી ફરતી, ત્યારે રસ્તામાં મારે ત્યાં આવતી અને અમે ખૂબ વાતો કરતાં. પછી તો પરિચય એટલો બધો વધી ગયો કે અમને એકબીજાને મળ્યા સિવાય ચાલે નહિ. ભાગ્યેજ એવો કોઈ દિવસ જાય કે તે મારે ઘેર

આવ્યા સિવાય રહે. તે ન આવે તો મને ચેન ન પડે એટલે હું તેની પાસે એના મામાને ઘેર જાઉં અને ત્યાં નિરાંતે બેસી વાતો કરીએ, ગમ્મત કરીએ અને આનંદ પડે.

"આમ અમે એકબીજાનાં મિત્ર બન્યાં અને એકબીજાને માટે વ્યાકુળ રહ્યાં. એનો સ્વભાવ બહુ મિલનસાર, માયાળુ અને પ્રેમાળ. સેવાભાવી પણ એવી. મારાથી થાય એવું ન હોય ત્યારે સમય કાઢી ઉભી ઉભી આવી જાય અને ખાવાનું પણ કરી આપે. હું કે મારા પતિ બિમાર થયા હોય તો પણ તે સેવા માટે હાજર રહે. એની વાણી પણ મીઠી અને આનંદી. સમજુ પણ એવી. ધર્મ અને જ્ઞાનની વાતો કરવા માંડે ત્યારે તો હું દંગ થઈ જાઉં. અમને એકબીજાનો સહવાસ અને સ્વભાવ બહુ ગમી ગયો. કોઈ વખત અમે આર્થિક મુશ્કેલીમાં હોઇએ, તેવે વખતે એણે મને ઘણી વખત પાંચ પચ્ચીસ સુધીની રકમ ઉછીની આપેલી. મારા પતિની શારીરિક અસ્વસ્થતા તરફ તેને ખેદ થતો. મારે આટલી ઉમ્મર સુધી કંઈ સંતતિ થયેલી નહિ, તે બદલ પણ તે બહુ દુઃખી થતી. આવી રીતે તે મારા તરફ બહુ મમતા રાખતી અને તેનો મારા તરફનો પ્રેમ અને સદ્ભાવ સાચાં તેમજ નિઃસ્વાર્થી હતાં. રંજનપુર છોડી, જ્યારે તેને વિમળનગર જવાનું થાય, ત્યારે તે ખૂબ રડતી. અને ત્યાં ગયા પછી મારા ઉપર અવાર નવાર પત્ર લખતી અને તેમાં તેને મારા સિવાય ગમતું નથી, એવી એની આન્તરિક વ્યથા જાહેર કરતી."

કનકલતા, આટલું કહી થોડી વાર સ્તંભી.

"આટલો બધો મીઠો સંબંધ કંઈ જેવો તેવો ન કહેવાય!"

"જ્ઞાનનિરંજન, કનકલતાને મૌન રહેલી જોઈ બોલ્યો છતાં તે તૂટી ગયો, એ આશ્ચર્યભરી ખેદજનક ઘટના કહેવાય!"

જ્ઞાનનિરંજને ઉદ્દગાર કાઢ્યા. પૂણ્યપ્રભા, મુંગી મુંગી, તેમની વચ્ચે ચાલતી વાતચિત સાંભળી રહી હતી.

“આપનું કહેવું સત્ય છે! જ્ઞાનનિરંજનભાઇ!” કનકલતા પ્રત્યુત્તર વાળતી બોલી. “છતાં એમ બન્યું છે! આજે અમે મિત્ર તો નથી રહ્યાં, પણ દુશ્મન જેવાં થઇ ગયાં છીએ! તે મારી અને હું એની નિંદા કર્યા કરૂં, એટલો બધો તિરસ્કાર અને વૈર, એક બીજામાં ઉત્પન્ન થયાં છે!”

કનકલતાએ, ખુલાસો કરતાં જણાવ્યું.

આ શબ્દો બોલતી વખતે, કનકલતાની મુખમુદ્રા ઉપર વિષાદની છાયા જણાતી હતી.

“હવે, એમ થવાનું કારણ સમજાવો!”

જ્ઞાનનિરંજને કહ્યું.

કનકલતા, સરસ્વતીની કથા આગળ ચલાવતી બોલી

“એક દિવસ, સરસ્વતી બે ત્રણ દિવસ સુધી નહિ આવેલી હોવાથી, હું એની ખબર કાઢવા એના મામાને ઘેર ગઈ. પણ તે ત્યાં નહોતી. એની મામીએ એ એની માશીને ઘેર હશે, એમ જણાવ્યું એટલે હું મેધાવતીને ઘેર ગઈ. મેધાવતીના મકાનના નીચેના ભાગનું દ્વાર બંધ હતું અને અંદરથી સાંકળ વાસેલી હતી પણ તે બારણાની નજીક આવેલા મેડા ઉપર જવાના જીનાનું બારણું ઉઘાડું હતું, આથી હું, નીચેના બારણાને સહજ ઠેલી, તે અંદરથી વાસેલું હોવાથી તેમજ કંઇ પ્રત્યુત્તર નહિ મળવાથી જીના વાટે મેડા ઉપર ચઢી ગઈ. મેડા ઉપર જઈ બધો ભાગ ફરી વળતાં મેં જોયું તો, મેધાવતી મેડાના છેલ્લા ખંડમાં પથારી કરી સુઈ ગઈ હતી અને નિરાંતે ઉંઘી રહી હતી. આથી હું ત્યાંથી પાછી ફરી, આગલા ખંડમાં આવી. ઉનાળાનો દિવસ હતો અને બપોરના એક વાગ્યા હતા. ગરમી સખત પડતી હતી અને હું ગરમી

તેમજ શ્રમથી અકળાઈ ગઈ હતી. આથી મેં તે ખંડમાં આવેલા હિંડોળા ઉપર થોડો સમય આરામ લીધો. ત્યાર બાદ મેધાવતીને એક બે બૂમ મારી, પણ તે ગાઢ નિદ્રામાં હતી, એટલે કંઇ જવાબ મળ્યો નહિ. મેં એને જગાડવાનો વિચાર માંડી વાળ્યો. તૃષા લાગી હતી, તેથી ચોકડી પાસેના પાણીયારા ઉપર મુકેલી પાણીની ગોળીમાંથી ઠંડુ પાણી પી પાછી હિંચકા ઉપર જઈ બેઠી. હું ધીમે ધીમે હિંચી રહી હતી અને મનમાં અનેક જાતના વિચાર કરતી હતી. મારા એ વિચારો એ હતા કે સરસ્વતી જ્યારે અહિં આવી હતી ત્યારે અહિં દેખાતી કેમ નથી? નીચેના ભાગનું બારણું બંધ છે એટલે તે હોય તો નીચે હોવી જોઇએ અને બારણાં બંધ કરી નિરાંતે ઉંઘતી હોવી જોઇએ! મેધાવતી ઉપર ઉંઘતી હતી, તો તેને નીચે સુઇ રહેવાનું કારણ શું? અને તે પણ બારણું સાંકળ દઇ વાસીને! માસી ભાણેજ બંને નિરાંતે ઉંઘવા માગે તો અહિં ઉપરજ એક સ્થળે ઉંઘી શકે એમ હતું. ત્યારે આમ કેમ? તે નીચે શું કરે છે? શું તેની પાસે નીચે કોઇ બીજું તો નહિ આવ્યું હોય? નીચે જઈ ફરીથી બારણું ઠેલી, બૂમ મારી બોલાવી જોઉં? ના, ના, એની સાથે કોઈ બીજું હોય તો એમ કરવું ઠીક નહિ. મને અહિંજ બેસી રહેવા દો. થોડીવારે તે ઉંઘતી હશે તો જાગ્યા પછી અહિં ઉપરજ આવશે અને મને મળી જશે. તે કદાચ મોડી જાગશે તો છેવટે મેધાવતી પણ જાગશે એટલે બધી વાત આપોઆપ સમજાશે. માટે અહિંજ બેસી રહેવું! પણ પાછો વિચાર થયો કે સુના ઘરમાં એકલા પંડે આવી રીતે બેસી રહેવું એ સારૂં ગણાય નહિ, માટે લાવ એને મળ્યા સિવાય ઘેરજ જાઉં! પણ તે વાત મારૂં મન કબુલ કરી શકયું નહિ. મને તે બધી ઘટના, ભેદ ભરેલી લાગી. આથી મેં એનું રહસ્ય જાણી લેવાનો નિર્ણય કરી લીધો અને હું હિંચકા ઉપર મૌન રહી, વિચાર કરતી બેસીજ રહી. હું કંઇક વ્યાકુળ, કંઇક અધીરી અને કંઇક બેચેન બની ગઈ હતી. મને તે બધો સમય એક મીનીટ

એક કલાક જેવો લાગ્યો. આવી સ્થિતિમાં અર્ધો એક કલાક પ્રસાર થઇ ગયો હશે, એવામાં સીડી અને ઘરના નીચેના આગલા ખંડ વચ્ચે પાટીયાં મારી જીનાનો ભાગ જુદો પાડેલો, પણ તે દ્વારા જીનાનું દ્વાર ઉઘાડયા સિવાય નીચેના ભાગમાં જવાને નાનું બારણું રાખેલું હતું, જે હું ઉપર મેડે ગઇ તે વખતે બંધ હતું, તે ઉઘડવાનો અવાજ મારે કાને આવ્યો અને હું ચમકી. મારૂં હૃદય જોરથી ધબકવા લાગ્યું. સરસ્વતી હશે કે કોઈ બીજું હશે, એની કલ્પના મારાથી થઈ શકી નહિ. હું આતુરનયને તે તરફ જોઈ રહી હતી ત્યારે કોઇ સીડીનાં પગથીયાં ચઢી રહ્યું હતું. એક બે મીનીટમાં તો ત્યાં પાંત્રીસથી આડત્રીસ વય વચ્ચેનો એક જુવાન, દેખાવડો અને તંદુરસ્ત પુરુષ ઉપર આવી પહોંચ્યો. એની આંખો મસ્તીભરી અને ચકચકિત હતી. એના શરીર ઉપર ખાદીનો સફેદ ઝભ્ભો અને લાલ કિનારનું ધોતીયું હતું. માથું ખુલ્લું હતું અને વાળ તેલ નાંખી ઓળેલા હતા, છતાં જરા અસ્તવ્યસ્ત થઇ ગયા હતા. એના મુખ ઉપર ગંભીરતા અને શાન્તિ જણાતાં હતાં. જ્યારે ઓષ્ટ, એમાં સ્મિત ફરકતું હોય એવા જણાતા હતા. મને અજાણી સ્ત્રીને ત્યાં બેસેલી જોઈ તે ચમકયો પણ એનો ગભરાટ લાંબો સમય ટકયો નહિ. તે હિંમત રાખી આગળ વધ્યો અને મારી સામે આવી ઉભો રહ્યો. મેઘાવતી ઉંઘતી હતી અને સરસ્વતી હોય તો તે નીચે હતી, જ્યારે હું એકલી હતી, એવા સંયોગોમાં અજાણ્યા પરપુરૂષને મારી સામે ઉભેલો જોઇ હું કંઇક ગભરાઈ ગઈ અને હિંચકા ઉપરથી એકદમ ઉભી થઈ અને તેનાથી જરા આઘી ખસી. મને તે ગભરાયેલી જોઇ બોલી ઉઠયો "આપ મને જોઇ ગભરાઈ ગયાં હો એમ લાગે છે. પણ આપને ગભરાવાની જરૂર નથી. હું કામદાસ છું અને મેઘાવતી તેમજ સરસ્વતી મને સારી પેઠે ઓળખે છે. હું તો તેમના ગાઢ પરિચયમાં છું. હું આપ માનો છો એમ અજાણ્યો માણસ નથી કે

આપને કંઇ સંકોચ રાખવાનો હોય કે ગભરાવાનું હોય !" આટલું બોલી એણે, તે ખંડની બારી પાસે પડેલી એક ખુરશી, હિંડોળાની સામે થોડે દૂર ખેંચી લાવી તેને ગોઠવી એના ઉપર બેસી ગયો અને હિંડોળા ઉપર આવી ફરી બેસવા મને સુચના કરી. એના આ શબ્દો પછી મારો ગભરાટ અને ભય જો કે ઓછાં થયાં, છતાં હું છેલ્લા ખંડના બારણા નજીક જઈ ઉભી રહેલી ત્યાંથી આઘી ખસી નહિ પણ તેની તરફ જોઇ રહી.

"હું બેસી ગયો અને આપ ઉભાં રહો તે ઠીક કહેવાય નહિ. આપ હિંચકા ઉપર શાન્તિથી બેસો." કામદાસે મને એમને એમ ઉભી રહેલી જોઈ કહ્યું. મેં કંઈજ પ્રત્યુત્તર વાળ્યો નહિ, તેમ ત્યાંથી આઘી પણ ખસી નહિ.

"આપ ક્યારનાં આવ્યાં છો ? આપનું નામ શું ? આપ ક્યાં રહો છો ? મેધાવતી પાસે આવ્યાં છો કે સરસ્વતી પાસે ? ક્યારે આવ્યાં અને શી રીતે આવ્યાં ? આપના આવવાની કંઇ ખબર અમને તો પડી નહિ ! કેમ આવ્યાં છો ? મેધાવતીના કહેવાથી આવ્યાં છો કે સરસ્વતીના કહેવાથી ? કે આપની ઇચ્છાથી ? કે અકસ્માત્ ? આપ હિંચકે બેસી આ બધી બાબતોનો ખુલાસો કરો તો સારૂં કારણકે અત્યાર સુધી આવી રીતે ખબર ન પડે એવી ચુપકીદીથી અહિં કોઈ કદી પણ આવ્યું હોય, એવું મારા જાણવામાં નથી !"

"મને નિરૂત્તર રહેલી જોઈ, એણે આવા અનેક પ્રશ્નો એક સામટા પૂછી લીધા અને મને તાકી તાકીને જોવા લાગ્યો. એનો આવો આગ્રહ જોઈ મેં પણ હિંમત રાખી અને એનો કંઇ પણ સંકોચ રાખ્યા સિવાય હિંચકા ઉપર આવી બેઠી. મારી પ્રકૃતિ ગુસ્સાવાળી અને નિર્ભય હોવાથી, થોડો સમય સ્વાભાવિક રીતે સ્ત્રી હૃદયને આવા સંયોગોમાં ઉત્પન્ન થતાં ભય અને ગભરાટની લાગણી મને ઉપજેલી, તે જતી રહી અને હું સાવધ અને નિર્ભય

બની. "આપ હિંચકે આવી બેઠાં તે સારૂં કર્યું." મને હિંચકે બેઠા બાદ કામદાસ સહજ સ્મિત કરતો બોલ્યો. "મેધાવતી, નિદ્રાધીન છે, એવા સંયોગોમાં એમની પાસે આવેલી કોઈ પણ વ્યક્તિનું યોગ્ય સ્વાગત મારી હાજરી હોય અને ન થાય, તે હું ચલાવી શકું નહિ. બોલો, હવે મેં જે પૂછ્યું છે, તેનો કંઇ ખુલાસો કરી શકશો કે નહિ?"

કામદાસ મારી તરફ જોઇ રહ્યો.

મેં, એના પ્રત્યુત્તરમાં તે ત્યાં કેવી રીતે આવી પહોંચ્યા હતી, તે વાત કહી નાંખી. સરસ્વતી સાથે એને કેટલો બધો ગાઢ સંબંધ હતો, તે વાત પણ સવિસ્તર જણાવી અને પછીથી એના તરફ જોઈને પૂછ્યું.

"પણ અત્યારે સરસ્વતી કયાં છે તે તો કહો?" એના પ્રત્યુત્તરમાં તેણે જણાવ્યું કે "સરસ્વતી, નીચેના ભાગના છેલ્લા ખંડમાં આરામ કરી રહી હતી. ત્યારે હું આગલા ખંડમાં પ્રભુના ધ્યાનમાં હતો." "એનો આવો પ્રત્યુત્તર સાંભળી મારૂં મગજ ભમવા લાગ્યું. હું એકદમ ચમકી ઉઠી. કામદાસ અને સરસ્વતી, તે આવી ત્યારે નીચેના ભાગમાં એકાન્તમાં એકલાં હતાં, તે સત્ય મને સમજાઇ ગયું. મને, મેધાવતી, સરસ્વતી અને કામદાસ, એ ત્રણે જણ તરફ તિરસ્કાર છૂટયો, ગુસ્સો ચઢયો. સરસ્વતીના ચારિત્ર્ય માટે અને મેધાવતીની રીતભાત માટે અનેક શંકાઓ જન્મી અને મારા ઉકળાટનો પાર રહ્યો નહિ. હું સમસમી રહી. હું આ સાંભળી હિંચકા ઉપરથી ઉભી થઈ અને એણે મને મેધાવતી જાગે ત્યાં સુધી રાહ જોવા ઘણુંયે કહ્યું, પણ હું ત્યાં બેઠી નહિ અને એની સાથે વિશેષ કંઈ પણ વાતચિત કર્યા સિવાય સીધી સીડી ઉતરી ઉતાવળે પગલે મારે ઘેર જઈ પહોંચી."

કનકલતા, આટલું બોલી થોડો સમય આરામ લેવા મૌન રહી. ત્યારે જ્ઞાનનિરંજને પૂછ્યું "આ પ્રસંગ કેટલા વખત અગાઉ બનેલો?"

"દોઢેક વર્ષ અગાઉની વાત છે !"

કનકલતાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. જ્ઞાનનિરંજન, સાંભળી રહ્યો. કનકલતાએ એની કથા આગળ ચલાવી:—

"આ પ્રસંગ બન્યા પછી સરસ્વતી બીજે દિવસે બપોરના મને મળવા આવી. અમે નિશ્ચિંત થઈ બેઠાં ત્યારે તે બોલી:"

"કનકલતા બ્હેન ! ગઈ કાલે તમે મારી માશીને ત્યાં આવ્યાં હતાં ખરાં ? અને જો આવ્યાં તો પછી મને મળ્યા સિવાય કેમ જતાં રહ્યાં ?"

"મેં જણાવ્યું "હું આવી તો હતી, પણ તું ત્યાં ક્યાં હતી કે હું તને મળી શકું ? તું ન્હોતી અને તારી માશી ઉંઘતાં હતાં એટલે જેવી આવી તેવી થોડો સમય તારી માશીના ઉઠવાની રાહ જોઇને બેઠી, પણ તેઓ ઉઠયાં નહિ એટલે તરતજ ઘેર પાછી આવી પણ સરસ્વતી ! તું ત્યાં ન્હોતી, ત્યારે હું ત્યાં આવી હતી તે વાતની ખબર તને શી રીતે પડી ? અને જો ત્યાં હતી તો પછી દેખાઇ કેમ નહિ ?"

"સરસ્વતીએ આ પ્રશ્નનો કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ. એટલે મેં પણ આગળ બીજું કંઇ પૂછ્યું નહિ. તે થોડો સમય બેઠી પણ પછીથી ખિન્નવદને ઘેર જતી રહી, પણ જતાં જતાં કહેતી ગઈ કે "કનકલતા બ્હેન ! તમોએ જે વાત પૂછી છે, તેનો ખુલાસો મેં અત્યારે કર્યો નથી, પણ ખરી વાત હું તમને જરૂર કહીશ. એક બે દિવસ પછી બપોરના સમયે આપણે માશીના ત્યાં બેસી, આ વાત ફરીથી ઉકલીશું. આ વાતચિત પછી બે ત્રણ દિવસ પછી હું એને મળવા એના મામાને ત્યાં ગઇ. તે માશીને ત્યાં જવા એનાં વસ્ત્રો બદલી રહી હતી. મને જોઈ એણે એ કામ જલદીથી પતાવી દીધું અને અમે એની માશીને ત્યાં જઇ બેઠાં. અમારા ગયા પછી એની માશી મેધાવતી થોડી વારે કાઈ જરૂરી કામનું બ્હાનું કાઢી બહાર ચાલી ગઈ. અમે એકલાં પડયાં. અમે નીચેનો ભાગ બંધ કરી,

મેડાના ભાગમાં બેઠાં હતાં. સરસ્વતીએ તે દિવસે મને એની હકીકત જણાવી પણ તે ખોટી હતી. એણે જણાવ્યું કે તે આરામ કરી રહી હતી. જ્યારે કામદાસ નીચે પ્રભુના ધ્યાનમાં સમાધિસ્થ થયો હતો. મારા આવવાની વાત એને, કામદાસે કરી હતી. એ એકરારમાં મને એની નફટાઇ લાગી. તે ખરી વાત છૂપાવી રહી હતી. હું એના ઉપર ગુસ્સે થઈ. મેં જણાવ્યું "સરસ્વતી! પરપુરૂષ સાથે એકાન્તમાં આરામ કેવો? તારી રીતભાત આવી હશે, એની મને ખબર નહિ. નહિતર હું તારી સાથે આટલો ગાઢ સંબંધ ન બાંધત! પાપના માર્ગે જવાથી તારૂં પતન થશે! તારૂં જ્ઞાન, તારાં દેવદર્શન, તારી પ્રભુભક્તિ, તારાં વ્રત તપ, એ બધું કયાં ગયું? બહુ બહુ સાચવ્યું તોયે છેવટ લથડી? માશીનું ઘર આ કારણસર વ્હાલું લાગ્યું છે?" મને એના ઉપર ખુબ તિરકાર છૂટયો! મેં એને આવી ઘણી વાસો કહી નાંખી. તેના ઉપર મારા આ શબ્દોની ખાસ અસર થઈ હોય એવું જણાયું નહિ, છતાં તે બધું નિરૂત્તર રહી સાંભળી રહી. અમારી આ વાતચિત ચાલતી હતી તે દરમ્યાન કામદાસ ત્યાં આવી પહોંચ્યો. થોડી વારે મેધાવતી આવી. કામદાસ અને મેધાવતીને આસન લીધા બાદ સરસ્વતી એની માશીની સૂચના પ્રમાણે ચ્હા બનાવવા માટે નીચેના ભાગમાં ગઇ. એના ગયા પછી મેધાવતી કામદાસ તરફ જોઇ બોલી. "ભગવાન્! આ કનકલતા, સરસ્વતીની ખાસ બ્હેનપણી છે! સરસ્વતી ઉપર એને બહુ સ્નેહ છે! તેઓ બંનેનાં દીલ એટલાં બધાં મળી ગયાં છે કે કંઇ કહેવાનીજ વાત નહિ! હું ધારૂં છું કે થોડા દિવસ અગાઉ અહિં આવેલી તે વખતે આપને અને એને અકસ્માત્ મુલાકાત થયેલી નહિ વારૂ? પણ આપની અદ્‌ભૂત શક્તિઓનો પરિચય એને થયો નથી, તો આજ એને કરાવશો તો તે આપની પણ પરિચિત થશે! આમ બાઈ બહુ માયાળુ અને ધર્મનિષ્ટ છે, એમ સરસ્વતી ઘણી વખત કહે છે!"

મેધાવતી આટલું બોલી મૌન રહી.

કામદાસે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું:—

"એમનો પરિચય કરતાં મને આનંદ થશે, એમને પણ સત્સંગ મળશે. આ જગત્માં મનુષ્યજીવનનું સાચું જ્ઞાન પ્રાપ્ત કરવું તેમજ તે જીવન અને જ્ઞાનનો સદુપયોગ કરવો તે સાચો માનવ ધર્મ છે. જીવનની શોધ એ બ્રહ્મની શોધ છે. જીવનમાં આરામ, શાન્તિ, સુખ અને આનંદ હોવો એ મનુષ્ય જીવનની પરાકાષ્ટા છે અને તે સર્વ કંઇ કેવળ "બ્રહ્મ" ને અર્પણ થઇ જવાથી મળી રહે છે. જેઓ જીજ્ઞાસુ રહી સાચા "બ્રહ્મ" ની શોધ કરે છે, તેને આ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને તેનો જન્મમરણનો ફેરો ટળી જાય છે!"

"હું આ સર્વ સાંભળી આભી બની ગઈ. એની વાણી મીઠી અને આકર્ષક હતી, છતાં મને એમાં દંભ અને પાખંડ જણાવાથી ગમી નહિ. હું ત્યાંથી સરસ્વતી સહા લઇ આવી ને પીને ઉઠી અને સીધી ઘેર ગઈ."

( ૨ )

"આ પ્રસંગ પછી, સરસ્વતી મારી પાસે ત્રણ ચાર દિવસના ગાળા પછી આવી. મેં અગાઉ જણાવ્યું એમ મને તેના ઉપર તિરસ્કાર તો આવ્યો હતો, પણ લાંબા સમયનો ગાઢ સ્નેહ એટલે મારાથી એનો એકદમ તિરસ્કાર તો થઈ શક્યો નહિ, છતાં મેં જોઇએ એવું દીલ બતાવ્યું નહિ. અમે થોડો સમય વાત કરી જુદાં પડયાં. તે મારા વર્ત્તનથી ઉદાસ અને નિરાશ થઈ ગઇ હતી તેમ મેં જોયું છતાં હું દીલ બતાવી શકી નહિ. એના ગયા પછી મારૂં હૈયું ભરાઇ આવ્યું. સ્નેહ થયા પછી બે હૃદય વચ્ચે ઉપસ્થિત થતી તિરસ્કાર અથવા મતભેદની દિવાલ, બંને જીવનને કલુષિત કરી નાંખે છે, એમ મેં જોયું. મેં આમાંથી માર્ગ કાઢવાનો બહુ બહુ વિચાર કરી જોયો, પણ હું કંઈ સમજી શકી નહિ. મારાથી

નિર્ણય થયો નહિ. એની રીતભાત અથવા વર્ત્તનને હું ક્ષમ્ય ગણી લઉં તોજ સંબંધમાં ઉત્પન્ન થયેલી વિષમતાનો અંત આવે એમ હતું. પરંતુ મારાથી એમ બની શક્યું નહિ. મારૂં મન બહુ મુંઝવણમાં પડી ગયું. દશ પંદર દિવસ સુધી અમે એક બીજાને મળી શક્યાં નહિ, એવામાં એક દિવસ, કંઈ પણ ખાસ પરિચય નહિ હોવા છતાં, કામદાસ બપોરના ત્રણેક વાગ્યાને સુમારે મારે ઘેર આવી પહોંચ્યો. હું ઘરમાં એકલી હતી અને એકાદ પુસ્તક હિંચકા ઉપર પડી પડી વાંચી રહી હતી. તે ઘરના બારણા આગળ આવી અટકી ને ઉભો રહ્યો. બારણાની બરોબર સામે મારો હિંચકો એટલે તે મને અને હું એને જોઈ શકું એમ હતું. હું એને જોઈ કંઈક ચમકી અને હિંચકા ઉપર બેઠી થઈ, બોલી ઉઠી "કેમ!"

એણે પૂછ્યું "સરસ્વતી અહિં આવી છે?"

" મેં પ્રત્યુત્તર વાળ્યો કે "ના" ત્યારે તેણે કહ્યું:

"તેણે તો મને આ સમયે કનકલતા બ્હેનને ત્યાં હશે, એમ જણાવેલું અને ખાસ કામ છે, માટે જરૂર આવશો એમ કહેલું તેથી આવ્યો છું. પણ જ્યારે નથી, ત્યારે પાછો ફરૂં છું." એમ કહી તે જાણે જવા માગતો હોય એવો દેખાવ કરવા લાગ્યો, પણ તે ખસ્યો નહિ. મેં કહ્યું "સારૂં". મારા આ પ્રત્યુત્તર પછી તે જવા માંડ્યો એવામાં સરસ્વતી, મારા ઘર તરફ આવતી જણાઇ. તે ઉભો રહ્યો. સરસ્વતી આગળ અને તે પાછળ એમ બંને જણ પાછાં ફર્યાં. સરસ્વતી, મારી પાસે આવી બેઠી. મેં એનો સત્કાર કર્યો. કામદાસ પણ એની પાછળ આવ્યો. તેને પણ મેં "આવો" કહી, આસન લેવા સુચના કરી અને તે પ્રમાણે તે બેઠો. સરસ્વતી કંઈ બોલી નહિ. હું પણ થોડો સમય મુંગી બેસી રહી. પણ કામદાસે મારા તરફ જોઇ કહ્યું. "કનકલતાબ્હેન! સરસ્વતીના કહેવાથી મેં જાણ્યું કે એના, મારી સાથેના પરિચયને લીધે આપને એના તરફ બેદીલી

ઉત્પન્ન થઇ છે. તમારા આવા ગાઢ સંબંધમાં આવી બેદીલી ઉત્પન્ન થાય, એ જોવા હું રાજી નથી. આપ હજુ મને ઓળખતાં નથી, નહિંતર મારા જેવા માણુસના સંબંધને લીધે આપે સરસ્વતીને આટલી બધી આકરી સજા ન કરી હોત ! આપનું દીલ એના તરફનું તૂટી ગયું છે, ત્યારથી તે વારંવાર રડ્યા કરે છે. સ્ત્રી પુરુષના સંબંધ હમેશાં દોષિત હોય છે, એ વાત સર્વમાન્ય સત્ય નથી. અમારો પરિચય "બ્રહ્મ" અને "માયા" જેવો નિર્વિકારી છે. એનું હૃદય તોડી નાંખવું એ ઇચ્છવા યોગ્ય નથી. મને એની આવી સ્થિતિ જોઈ દુઃખ થાય છે. મેં જ્યારે જોયું કે આપના મીઠા સંબંધ અને સહવાસ વગર તે શાન્તિ અનુભવી શકે એમ નથી, એટલે મેં નિર્ણય કરી લીધો કે સરસ્વતી સાથેનો મારો પરિચય, સહવાસ અને સંબંધ, ગમે તેવો નિર્દોષ છે, છતાં કાઢી નાંખવો. પરિણામે આજે હું તે વાત આપને કરવા માટે આવ્યો છું. હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરી જણાવું છું કે જ્યાં સુધી આપ નહિ ફરમાવો ત્યાં સુધી હું કદી પણ સરસ્વતી સાથે કોઇપણ પ્રકારનો, પરિચય, સહવાસ અને સંબંધ રાખીશ નહિ. સરસ્વતી પણ એવીજ પ્રતિજ્ઞા આપની સમક્ષ કરશે અને તેને વળગી રહેશે. મારા કારણથી આપ બંને વચ્ચેનો મીઠો સંબંધ યત્કિંચિત્ પણ કલુષિત થયો હોય તો હું તે માટે આપ બંનેની ક્ષમા માગું છું. હું નિર્દોષ છું, સત્યનો શોધક અને સત્યનો પ્રેરક છું, છતાં જગત્‌ની જડબુદ્ધિને લીધે ઉત્પન્ન થયેલા ભ્રમને લીધે મારામાં કોઈ દોષ જણાયો હોય અગર મારૂં કોઈ વર્ત્તન પાપ મનાયું હોય તો, તેની અંતઃકરણ પૂર્વક ક્ષમા માગી લઉં છું ! આપ નહિ કહો ત્યાં સુધી હું સરસ્વતીને કે આપને કદી પણ મારૂં મ્હોં બતાવીશ નહિ ! આપ બંને સુખી રહો અને આનંદ ભોગવો એ આશિર્વાદ સાથે રજા લઉં છું !"

"એમ કહેતો એ ઉભો થયો અને મેં એને બેસવા જણાવ્યું,

પણ તે ઉભો રહ્યો નહિ અને રસ્તે પડયો. સરસ્વતીએ પણ આંખમાં આંસુ ભરી, કામદાસે કરેલી પ્રતિજ્ઞાના જેવી પ્રતિજ્ઞા મારી સમક્ષ કરી. મને એની પ્રતિજ્ઞા સાચી હશે એમ લાગ્યું. મેં દીલની ઉદારતા બતાવી અને બંનેના વ્યવહારને ક્ષમ્ય ગણી મનને વાળી લીધું. મેં મારા હૃદયને હલકું કર્યું અને સરસ્વતી સાથેનો મારો સંબંધ હતો એનો ચાલુ રાખ્યો. છતાં મારે કહેવું જોઇએ કે એમાં પહેલાના જેટલી મમતા, લાગણી અને આન્તરિક ઉર્મિ ન્હોતાં. સ્નેહના સંપૂર્ણ પ્રવાહમાં કંઇક મંદતા આવી ગઇ હતી. થોડા દિવસ પછી મને ખબર પડી કે કામદાસ અને સરસ્વતીએ એની સમક્ષ જે પ્રતિજ્ઞાઓ લીધી હતી તે મિથ્યા હતી. કેવળ મારા મનના સમાધાન માટે અને મેં જે વાત જાણી હતી કે ગુપ્ત રહે તે માટે યોજવામાં આવેલી એક યુક્તિ હતી. એમનો સહવાસ અને સંબંધ ચાલુ હતો. ઉલટો એમાં વધારો જણાતો હતો. થોડા દિવસ પછી મારી પડોશમાં રહેતી એક બાઇએ મને કહ્યું કે "તમે સરસ્વતીને પોતાની બ્હેન જેવી ગણો છો. પણ તે તો તમારી નિંદા કર્યા કરે છે. તે નહિ કહેવા જેવી વાતો કર્યા કરે છે. પેલા કામદાસ સાથે તમારે એવો શો સંબંધ છે કે તે તેની અને આપની બાબતમાં કંઇને કંઈ કહ્યા કરે છે!" આ સાંભળી હું તો સજ્જડ થઇ ગઈ. મારૂં મગજ ભમવા લાગ્યું. મને કંઈ સમજણ પડી નહિ. તેમ મને તેની વાત માનવા જેવી લાગી નહિ. પણ આ વાત ત્યારપછી તો મેં ઘણી સ્ત્રીઓ પાસેથી સાંભળી. મારાથી રહેવાયું નહિ. મેં સત્ય હકીકત જાણવા પ્રયત્ન કર્યો. સરસ્વતી, જે ત્યારપછી મારે ત્યાં ક્વચિત્ આવતી, તેને એક દિવસ મારે ત્યાં બોલાવી, મેં એને ખૂબ ઠપકો આપ્યો. તેમજ મારી સાથેનો સંબંધ, મારી સમક્ષ કરેલી પ્રતિજ્ઞા વિગેરે યાદ દેવડાવ્યું, પણ તે તો આ સાંભળી, નફ્ટની માફક હસવા લાગી, એટલું જ નહિ, પણ એકદમ બોલી ઉઠી. "મારો અને કામદાસ સાથેનો સંબંધ તું કેમ તોડાવવા માગતી હતી, તેની ખબર મને

છે. માટે હવે વધારે પડતું ડહાપણ કરવામાં સાર નથી. હું બધુંયે જાણું છું!"

"એટલે!" હું એકદમ ચમકી ઉઠી. આકાશમાંથી વિજળી પડી હોય તેવો આઘાત્ મને લાગ્યો. મેં પૂછ્યું.

"એમાં મને શું પૂછે છે? તું તારી જાતે વિચારી લેને?" સરસ્વતીએ પ્રત્યુત્તર વાળ્યો. મને કંઇ સમજણ પડી નહિ. હું મુંઝાયા જેવી થઈ ગઈ. મારો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. "તું આ શું કહે છે?" મેં એના તરફ જોઇને ફરીથી પૂછ્યું.

"મારી માશીને ત્યાં તે દહાડે આવેલી, તે તો યાદ છેને?" તે ઉંચે સ્વરે દમામથી બોલવા લાગી. "ત્યાં શું થયું હતું, તેની ખબર, તે તને, કે મને?" "ત્યાં શું થયું હતું, તે તું જાણે. હું તો તારી શોધમાં હતી અને તને મળવા આવી હતી. આવી હતી તેવી પાછી ફરી. તું મને ક્યારે મળી શકી હતી?" મેં સમજણ નહિ પડવાથી અકળાઇને પૂછ્યું.

"તું તો આવી હતી તેવી પાછી ફરે એવી બરીને? કામદાસ જોડે કોણ બેઠું હતું?"

સરસ્વતીએ આ અસત્ય શબ્દો તદ્દન નફ્ટ રીતે ઉચ્ચાર્યા. મારૂં મગજ તપી ગયું. હું બહુ ગુસ્સે થઇ ગઇ. મારી સાથે આટલા સમયથી આવો મીઠો સંબંધ રાખનારી સરસ્વતીમાં આટલું બધું પરિવર્ત્તન થયેલું જોઇ મારાં આશ્ચર્ય અને ખિન્નતાનો અવધિ રહ્યો નહિ. મેં કલ્પના કરી કે સરસ્વતીના આ શબ્દોની પાછળ કોઈ દુષ્ટ વ્યક્તિઓની મેલી રમત હતી. છતાં મારૂં મન સંયમ ગુમાવી બેઠું. મને લાગ્યું કે સરસ્વતી હવે સરસ્વતી ન્હોતી, પણ હડહડતી દુષ્ટા જેવી થઈ ગઇ હતી. મને એના ઉપર હદ ઉપરાંતનો તિરસ્કાર છૂટ્યો. એની સાથેનો કોઇપણ પ્રકારનો સંબંધ હવે ઇચ્છવા યોગ્ય ન્હોતો, એમ મને લાગ્યું. હું ગુસ્સે થઇ બોલી ઉઠી "નફ્ટ! તું આ શું

બોલે છે ? તું કોને કહે છે ? કામદાસ સાથે એકાન્તમાં તો તું બેઠી હતી કે હું ? તું આરામ કરી રહી હતી, ત્યારે તે પ્રભુધ્યાનની સમાધિમાં બેઠો હતો, તે આરામ અને સમાધિ કેવાં હશે, તે હું સમજી શકું છું. પાપને અથવા ભૂલને છૂપાવવાનો પ્રયત્ન કરનારા માણસો બનતા સુધી પાપી અથવા પ્રમાદી હોય છે, તે સત્ય ભૂલવા જેવું નથી !" મારો આ પ્રત્યુત્તર સાંભળી તે તો ખૂબ ગુસ્સે થઇ ગઈ અને મારા ઉપર અનેક આક્ષેપ કર્યાં. મેં પણ એને ઘણું કહ્યું. અમારી વચ્ચે ખૂબ તકરાર જામી. તે દિવસથી અમે છૂટાં પડયાં અને મિત્ર તો ન રહ્યાં પણ દુશ્મન જેવાં બની ગયાં. મને એના ઉપર તિરસ્કાર છે, છતાં મેં હજુ એની નિંદા કરવામાં ઘણો સંયમ રાખ્યો છે, ત્યારે એણે મારે માટે સમાજમાં જે જે જુઠી વાતો પ્રચલિત કરી નાંખી છે તે એટલી બધી ભયંકર અને દુષ્ટ છે કે આપ જેવા સત્પુરૂષ સમક્ષ મારી જીભ ઉપડતી નથી. આપને શું કહું ?"

કનકલતા આટલું બોલીને મૌન રહી.

તે હવે વાત કરતાં કંટાળી ગઈ હોય એમ જણાતું હતું, તેમ તે ખિન્ન થયેલી જણાતી હતી.

"કનકલતા બ્હેન ! આવી ખરાબ વાતો કરતાં આપને ખેદ થાય એ સ્વાભાવિક છે, તેમ તે સાંભળતાં મારો આત્મા કંપી ઉઠે, તે પણ બનવા જોગ છે. છતાં આપની અને એની વાત મારે સંપૂર્ણપણે જાણી લેવાની કેટલી આવશ્યકતા છે, તે પૂણ્યપ્રભાએ આપણી મુલાકાત અગાઉ આપને જાહેર કરેલું હશે, તે માટે હવે તો કોઇ પણ બાબત છૂપાવ્યા સિવાય, જે વાત બાકી રહેતી હોય તે કહીજ નાંખો. કનકલતા બ્હેન ! ગટર ઉઘાડતાં ખરાબ વાસ આવવાનો અને માથું ભમવાનો ચોકખો સંભવ છે, પણ ભરાઈ ગયેલી ગટરને સાફ કરવા કોઈ વખત એને પણ ઉઘાડવી પડે છે, એટલે તેટલો સમય એટલી બદબો સહન કરી લેવી જોઈએ."

જ્ઞાનનિરંજને કનકલતાને વાત ટુંકાવતી જોઈને અવશેષ રહેતી કથા પૂરેપૂરી કહી નાંખવા આગ્રહ કર્યો.

( ૩ )

"તે હું કહું છું" એમ જણાવી, કનકલતાએ આગળ ચલાવ્યું "પાછળથી મને ખબર પડી કે કામદાસે સરસ્વતી પાસેથી મારા ગૃહજીવનની હકીકત જાણી લીધી હતી. મારા પતિની વ્યાધિગ્રસ્ત શારીરિક સ્થિતિ અને જાતિય નિર્બળતા સંબંધે પણ એણે એને કહેવાનું બાકી રાખ્યું ન્હોતું. એણે, કામદાસ સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ હોવા છતાં મારે માટે ખરાબ વાતો કરી. મને એણે કામદાસની "રખાત" તરીકે ગણાવી. એણે એમ પણ કહ્યું કે "કામદાસ સાથેનો મારો મીઠો સંબંધ સચવાઈ રહે, એ હેતુથી એણે એની સાથેનો સંબંધ ઓછો કરી નાંખ્યો હતો. પાપ ભરેલું વર્તન કનકલતાનું હતું, તોયે તે એને (સરસ્વતીને) દોષ દઈ રહી હતી! એણે એમ પણ કહી નાંખ્યું કે સત્યધર્મ ઉપર રહી ચાલવાની શિખામણ આપતાં, કનકલતાને એ વાત નહિ રૂચતાં, એણે એની સાથેનો બોલવા ચાલવાનો વ્યવહાર બંધ કર્યો છે. એટલુંજ નહિ પણ મારૂં આખું જીવન વ્યભિચારમાં વીત્યું છે અને હું મારા પતિને હંમેશાં ત્રાસ આપ્યા કરૂં છું, એવી એવી અનેક વાતો વહેતી કરી છે અને કોણ જાણે કે કેમ આવી વાતો સમાજના અમુક ભાગમાં ચલણી પણ થઈ ગઇ. પરિણામે મારે ઘણું સહન કરવું પડયું છે."

"જગતમાં કોઈ કોઇ વખત, નીચ મિત્રોના સંબંધને પરિણામે કોઈ પણ જાતના અપરાધ સિવાય પણ ઘણી આકરી સજા ભોગવવી પડે છે. મારી બાબતમાં પણ એમજ બન્યું છે. મારે વગર ગુન્હે ગુન્હેગાર ઠરવું પડયું છે. છતાં સરસ્વતી જેવી સરલ અને સુશીલ છોકરી, આટલી હદે કેમ પહોંચી શકી, તેમ મારી પ્રતિષ્ટાને હાનિ

પહોંચાડવા આવો નીચ પ્રયત્ન કરવા કેમ પ્રેરાઇ, તે વાત આજ અત્યાર સુધી પણ મારી સમજણમાં ઉતરતી નથી. મેં એનું કશું બગાડયું નથી. અમારે તકરાર થયેલી તે પણ મર્યાદિત હતી અને તે પણ ફક્ત એકજ વખત. એટલે આટલી બધી વૈરવૃત્તિ કે તિરસ્કાર-વૃત્તિ ઉત્પન્ન કરવાનાં સંગીન કારણ પણ એને મળ્યાં નથી, છતાં એનું મારા તરફનું વર્ત્તન બહુ ભયંકર નીવડયું છે એમાં શક નથી અને એનો ભેદ હું ઉકેલી શકી નથી તે પણ એટલુંજ નક્કી છે.”

કનકલતા એની કથા સમાપ્ત થતાં, આટલું બોલી મૌન રહી.

“એનામાં આટલું બધું પરિવર્ત્તન આણનાર, મારી સમજણ પ્રમાણે મેધાવતી અને કામદાસ હોવાં જોઇએ.”

પૂણ્યપ્રભાએ, કનકલતાને મૌન રહ્યા પછી, એનો અંગત અભિપ્રાય જાહેર કરી દીધો.

“મારી પણ એવી કલ્પના તો છે, છતાં તે લોકોની રીતભાત સંબંધે મેં કોઇને કંઈ પણ કહ્યું નથી, તેમજ તેઓ નારાજ થાય, એવો અન્ય કોઈ પ્રસંગ મેં આવવા દીધો નથી છતાં આમ કેમ? તે પ્રશ્ન મારૂં મગજ ગુંચવી રહ્યો છે!”

કનકલતાએ, ખુલાસો કરતાં જણાવ્યું.

“તે પણ સમયે સમજાશે. જે નિર્દોષ છે, અને જેનું જીવન પવિત્ર છે, એને માટે બહારની દુનિયા, કોઇ વ્યક્તિના ખોટા પ્રચાર-કાર્યની લીધે, ભલેને ગમે તેવી વાતો કર્યા કરે તેથી શું તેની નિર્દોષતા અને પવિત્રતાને કલંક ચઢે એમ છે? કનકલતાબ્હેન! કેટલીક વખત સત્ય વાત મારી જાય છે તે ખરૂં, પણ અંતમાં તો સત્યનો જ જય હોય છે, તે વાત કંઇ તમારા ખ્યાલ બહાર છે? ગુન્હેગાર કોણ હતું અને પાપ ખરેખર કોણે કર્યું હતું, તે વાત અત્યારે તો હવે બહાર આવી ગઈ છે! આ સર્વ કંઇ સાંભળી મારા હૃદયની વેદના અસહ્ય બની ગઇ છે! સરસ્વતી! સરસ્વતી! ક્યાં

ગઈ તારી એ નિર્દોષ મસ્તી ? અને ક્યાંથી વ્હોરી લીધી તેં આટલી બધી કુટિલતા ?"

જ્ઞાનનિરંજન, કનકલતાના મનનું સાંત્વન કરતો બોલ્યો. કનકલતાએ કહેલી સરસ્વતીની જીવનકથા સાંભળી એના હૃદયને સખત આઘાત્ લાગ્યો હતો. તે ઉભો થયો અને કનકલતાની જવા માટે રજા માગતાં બોલ્યો "કનકલતાબ્હેન ! હવે બહુ મોડું થયું છે. એટલે અમે જઈએ છીએ. નિખાલસ દીલ રાખી, તમોએ કહેલી વાત મેં ધ્યાનપૂર્વક સાંભળી છે અને તેમાંથી મને ઘણું જાણવાનું મળ્યું છે. પહેલાં તો મને એમ થતું હતું કે તમે અમારી સાથે નિરાંતે બેસી વાતો કરશો કે કેમ ? પણ તેને બદલે તો તમોએ કોઈપણ જાતનો સંકોચ રાખ્યા સિવાય, દીલ ખુલ્લું કરી, એક મિત્ર, પોતાના મિત્રને કહે એવી રીતે બધી વાત કરી છે, તે તમારી પ્રકૃતિની સરળતા તેમજ મહત્તા બતાવે છે. હું આ બદલ આપનો આભારી છું. ફરી જો કોઇ સમય આ તરફ આવવાનું થશે અને આવીશ તો તમને મળ્યા સિવાય રહીશ નહિ ! તમારી અને તમારી કથાની યાદગીરી મને કાયમ રહ્યા કરશે. મારા લાયક કોઇ કામ સેવા હોય તો એક બ્હેન પોતાના ભાઇને લખે એવી રીતે કોઈ પણ જાતનો સંકોચ રાખ્યા સિવાય લખશો તો હું યથાશક્તિ તે સંબંધમાં યોગ્ય તે કરીશ.

"મારૂં સરનામું નોંધી રાખશો. જ્ઞાનનિરંજન, માયાકુટિર, આનંદપુર."

પૂણ્યપ્રભા, પણ એની સાથે ઉઠી. કનકલતા, એમની પાછળ એમને આંગણા સુધી વળાવવા આવી અને છુટી પડતી વખતે બોલી:—

"પધારજો, જ્ઞાનનિરંજનભાઇ ! આવજો, પૂણ્યપ્રભાબ્હેન ! આપે મારા તરફ જે સદ્‌ભાવભરી મીઠી લાગણી વ્યક્ત કરી છે, તે હું કદી પણ ભુલી શકીશ નહિ. ફરી કોઇ વખત આવો તો મને

જરૂર મળજો ! હું પણ કદાચ એકાદ વખત આનંદપુર, મારી એક " બ્હેનપણીને " મળવા આવવા માગું છું. અહિંઆં આવી ત્યારથી વિચાર કરૂં છું. પણ બળ્યું ! નીકળાતું નથી. મારે જો ત્યાં આવવાનું થશે તો હું પણ આપનું ઘર શોધી કાઢી આપને મળ્યા સિવાય રહીશ નહિ ! વળી મારે આનંદપુર પણ જોવું છે. "

જ્ઞાનનિરંજન, એના આ શબ્દો સાંભળી થોડીવાર ઉભો રહ્યો.

" શું તમોએ આનંદપુર હજુ સુધી જોયું નથી ? " જ્ઞાન-નિરંજને, પ્રશ્ન કર્યો.

" ના, હું ત્યાં કદી પણ આવી નથી. અમારૂં વતન ઠેઠ દક્ષિણ ગુજરાતમાં ઘણે દૂર. અત્યાર સુધી જ્યાં જ્યાં ફરેલાં તે બધું એ તરફ; પણ આ વખતે આ તરફ આ ગામે બદલી થઇ, ત્યારનાં અહિં પડયાં છીએ. આ તરફ આ રંજનપુર સિવાય બીજું એકકે ગામ મેં જોયું નથી. "

કનકલતાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

" ઘણી જ ખુશીથી આવજો અને આવો ત્યારે મને જરૂરથી મળજો. તમારે તમારી બ્હેનપણીને મળવા આવવાનું છે એટલે બીજી બાબત હું અત્યારે કહી શકતો નથી, પણ ત્યાં આવો ત્યારે મારે લાયક કામકાજ હોય તે કહેશો તો મને આનંદ થશે. પણ તે તમારી બ્હેનપણી કોણ ? એનું નામ ? "

જ્ઞાનનિરંજને, સ્વાભાવિક જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

" છે એક બિચારી દુઃખીયારી " કનકલતાએ પ્રત્યુત્તર વળતાં જણાવ્યું. " અત્યાર સુધી તો મને તે આનંદપુરમાં છે, એની ખબર ન્હોતી, પણ એક વખત મારા પતિએ એમના એક મિત્ર દ્વારા એ વાત જાણી હશે, તે મને કહેલી તે ઉપરથી હું કહું છું કે તે આનંદપુરમાં હશે અને મને મળી શકશે. મેં આનંદપુરનું એનું

સરનામું મારા પતિના તે મિત્રદ્વારા મંગાવ્યું છે, તે મને મળી જશે, તો હું ત્યાં આવતા અગાઉ એને પત્ર લખી, પ્રત્યુત્તર મંગાવી લઈશ અને ત્યાર પછી જ આવવાનું રાખીશ ! અમારો સંબંધ ઘણો સારો હતો, પણ તે એના પતિનું ઘર ત્યજી ચાલી ગઇ, તે વાતને આજે સાત વર્ષ વીતી ગયાં છે અને ત્યારબાદ અમે મળી શક્યાં નથી. એના પિતાનું વતન, મારા સ્મરણ પ્રમાણે કંઇ બીજું હતું જ્યારે તે અત્યારે આનંદપુરમાં રહે છે, તે સાંભળ્યું ત્યારે મને કંઇ સમજણ પડી નહિ. મને તો એનું સ્મરણ રહ્યું છે, પણ તેને આટલા લાંબા ગાળા પછી, મારૂં સ્મરણ રહ્યું હશે કે કેમ તે હું કહી શકતી નથી. પણ જો આનંદપુરનું એનું સરનામું મળી જશે તો હું જુનો સંબંધ ફરી તાજો કરવા એને મળી આવવા માગું છું ! " કનકલતા આટલું બોલી મૌન રહી.

"કેમ, કાકા ! તમારે તો મોડું થઇ જતું હતું અને પાછા વાતોમાં ચડી ગયા !" પૂણ્યપ્રભા, જ્ઞાનનિરંજનને, કનકલતાના આંગણામાં ઉભો રહી વાતોમાં ચઢેલો જોઇ બોલી ઉઠી "અને જો આ વાત નીકળી છે, તે સંબંધમાં લાંબું ચાલે એમ હોય તો આપણે પાછાં એમના ઘરમાં જઈ બેસીએ અને વાતો પૂરી થાય ત્યારે જ ઉઠીએ !"

પૂણ્યપ્રભા, આટલું બોલી પાછળથી હસી પડી.

"પૂણ્યપ્રભા !" જ્ઞાનનિરંજન, એની પાસે ઉભી રહી, હસની પૂણ્યપ્રભા તરફ જોઇ, એને સંબોધીને બોલ્યો "કનકલતાબ્હેન, જે બ્હેનની વાત કરે છે, તે બ્હેનના જીવનની ઘટના મારા પરિચયમાં આવેલી એક બ્હેનને મળતી આવતી હોઇ મને આ વાતમાં રસ પડયો છે એટલે હું ઉભો રહ્યો છું. અને તેઓ જેની વાત કરે છે, તે બ્હેન જો હું ધારૂં છું તે બ્હેન હશે તો મારે તું કહે છે એમજ કરવું પડશે." જ્ઞાનનિરંજન, આટલું બોલી મૌન રહ્યો અને વિચારમાં પડી ગયો.

"તો પછી ચાલો, આપણે એમના ઘરમાં જ જઇ બેસીએ. નાહક્ક ઉભા રહી શ્રમિત શું કામ થવું?"

પૂણ્યપ્રભાએ, આટલું બોલી કનતકત્તાના ઘર તરફ પગલાં ભર્યાં.

"હું પણ એવા જ વિચારનો છું" જ્ઞાનનિરંજન, આટલું બોલી, પૂણ્યપ્રભાની પાછળ કનકલતાના ઘરમાં જઇ બેઠો. કનકલતા પણ તેમની પાછળ પાછળ ઘરમાં આવી અને તેમની સામે બેઠી. "ત્યારે એ બ્હેનનું નામ શું? તે તો કહો." કનકલતાના ઘરમાં પુનઃ જઇ આસન લીધા બાદ, જ્ઞાનનિરંજને કનકલતાને પૂછ્યું.

"સુધા!" કનકલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

"સુધા!" જ્ઞાનનિરંજને ઉદ્દગાર કાઢયો.

"હા, સુધા!" કનકલતાએ ફરીથી જણાવ્યું.

"ત્યારે તો તેજ!" જ્ઞાનનિરંજને, એનું મસ્તક ધૂણાવતાં કહ્યું.

"જ્ઞાનનિનિરંજનભાઇ! આપ એ બ્હેનને ઓળખો છો?"

કનકલતાને જ્ઞાનનિરંજન સુધાથી પરિચિત છે, એ વાત જાણી આશ્ચર્ય થવાથી વિશેષ ખાત્રી કરવા ફરીથી પૂછ્યું.

"હા, હું થોડા દિવસ અગાઉજ એ બ્હેનના પરિચયમાં આવ્યો છું. તે એના પતિથી, એના કોઈ પણ જાતના અપરાધ સિવાય ત્યજાયેલી, એના પિતાને ઘેરજ રહે છે. હું ધારૂં છું કે તમે જે સુધાની વાત કરો છો તે સુધા અને આ સુધા એકજ છે! કેમ ખરૂંને?"

"આ ઘટના સાતેક વર્ષ ઉપરની છે. તે સમયે એની ઉમ્મર વીસ એકવીશ વર્ષની હતી. અત્યારે એનું વય લગભગ સત્તાવીસ અઠ્ઠાવીસ વર્ષનું હોવું જોઇએ. બહુ માયાળુ છે, તેવીજ બુદ્ધિશાળી અને સુશીલ છે. પરમાત્માએ એને સુંદર દેહ અને પ્રેમાળ હૃદય આપેલું છે. આપની સુધા આવી છે?" કનકલતાએ, ખાત્રી કરવા વિશેષ હકીકત રજુ કરી.

" તમે કહો છો તે પ્રમાણે મારી પરિચિત સુધાના સંબંધમાં સર્વ કંઈ આ પ્રમાણે છે એટલે તમે જે સુધાની વાત કરો છો, તે સુધા એજ છે, તે વિષે કંઈ શંકા રહેતી નથી ! "

જ્ઞાનનિરંજનને, કનકલતા, એના પરિચયમાં આવેલી સુધા સંબંધે વાતચિત કરી રહી હતી, તેની ખાત્રી થઈ. સુધાની વાત નીકળતાં એને એમાં બહુ રસ પડયો. અને એની એક વખતની બ્હેનપણી કનકલતા દ્વારા, એના જીવનની ઘટના જાણી લેવાનો નિર્ણય કર્યો.

" આવી સુશીલ અને પ્રેમાળ હૃદયની સુંદર સ્ત્રી, એના પતિ તરફથી કેમ ત્યજાઈ હશે ? "

જ્ઞાનનિરંજને પ્રશ્ન કર્યો.

" સમજ્યા વિચાર્યા સિવાય પરણી ગઇ હશે તેથી ! "

કનકલતા, પ્રત્યુત્તર વાળે તે અગાઉ પૂણ્યપ્રભા બોલી.

" તને તો બધો દોષ, લગ્નનો લાગે છે, પણ પૂણ્યપ્રભા ! દરેક બાબતમાં લગ્નનો દોષ હોઈ શકતો નથી. કોઈ કોઈ વખત પૂરેપૂરી સાવચેતી રાખવામાં આવી હોય તોયે ન સમજી શકાય એવી રીતે પરિણિત જીવન દુ:ખી થાય છે ! કોઇ કોઈ વખત તો દંપતી, સાવ નિર્દોષ હોય છે, તોયે સમાજનો શિકાર થઇ પડતાં હેરાન થઇ જાય છે ! "

જ્ઞાનનિરંજને, પૂણ્યપ્રભાની ટીકાનો પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

" એ જરા લાંબી કથા છે. આપની, તે પૂર્ણ થાય ત્યાં સુધી બેસી રહી સાંભળી લેવાની ઇચ્છા છે ? મોડું તો નહિ થઈ જાયને ? "

કનકલતાએ પૂછ્યું.

જ્ઞાનનિરંજન, જરા ગુંચવણમાં પડી ગયો.

" કાકા ! " પૂણ્યપ્રભા, આ જોઈ જ્ઞાનનિરંજન તરફ જોઇને બોલી " જુઓ, લગભગ આઠ થવા આવ્યા છે. આ બધું સાંભળવા રહેશો તો પછી દશ વાગશે, જ્યારે ઘર આગળ બધાં રાહ જોઈ

જોઈને થાકશે માટે અત્યારે તે વાત મુલતવી રાખો. કાલે આપણે ફરીથી અહિં આવી સાંભળી લઈશું. અત્યારે તો આપણે હવે ઉઠવું જોઇએ અને ઘેર પહોંચવું જોઇએ !"

પૂણ્યપ્રભાને સુધાની વાત સાંભળી લેવા જીજ્ઞાસા તો હતી, પણ તે હવે મોડું થવાથી કંટાળી ગઈ હતી. તેને બીજી વાતો કરતાં જ્ઞાનનિરંજન સાથે, એની સાહિત્યપ્રવૃત્તિ સંબંધે ઘણી ચર્ચા કરવાની બાકી રહેતી હતી, તે બદલની ઉતાવળ હતી.

જ્ઞાનનિરંજનને, પૂણ્યપ્રભાએ કહેલી વાત ગળે ઉતરી અને એણે તે વાત બીજા દિવસ ઉપર મુલતવી રાખી ઘેર જવાનો નિશ્ચય કર્યો. પણ તે માટે તેને એક દિવસ રંજનપુર ખાતે રોકાઈ જવું પડતું હતું, તે વાત તેને મુંઝવતી હતી.

"ત્યારે આપણે એમ કરીશું." થોડી વાર વિચાર કર્યા બાદ, જ્ઞાનનિરંજન પ્રત્યુત્તર વાળતો બોલ્યો "આપણે આવતી કાલે કનકલતા બ્હેન પાસે ફરી આવીશું અને તે બધી કથા સાંભળી લઈશું. માત્ર આનંદપુર જવાનું એક દિવસ મુલતવી રાખવું પડે એટલો વાંધો છે, પણ હવે એમ કર્યા સિવાય છૂટકો નથી. ચાલો, ત્યારે આપણે જઈએ." જ્ઞાનનિરંજને પૂણ્યપ્રભાને આટલું જણાવ્યા બાદ કનકલતા તરફ જોઈને કહ્યું "જુઓ, કનકલતા બ્હેન! અમે આજે તો હવે મોડું થઈ ગયેલું હોવાથી જઈએ છીએ. પરંતુ આવતી કાલે બપોરના સમયે તમને આવી મળી જઈશું. તમે ઘેરજ હશોને ?"

"હા, હું આપની રાહ જોતી ઘેરજ રહીશ. આપની ફરી મુલાકાતથી મને આનંદ થશે."

કનકલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા, ત્યારબાદ કંઈ પણ બોલ્યા સિવાય બનતી ત્વરાયે ઘર ભણી વળ્યાં.

# પ્રકરણ ૩૪

## ભક્તિની પ્રાથમિક ચર્ચા

જ્ઞાનનિરંજન, રંજનપુર ગયો તે દિવસે કલ્યાણદાસે, એણે સ્થાપવા ધારેલા "ભક્તમંડળ"ની સ્થાપના પરત્વે પ્રાથમિક ચર્ચા માટે એના સાથીઓની, એક સભા, એને ઘેર બોલાવી હતી. આ સભા (મીટીંગ)માં રામદાસ, ચન્દ્રકાન્ત, ઉમેદભાઈ, ગંગેશ્વર શર્મા, તનમનભાઇ, હીરૂભાઇ, ધીમન્તકુમાર, કાલીદાસ, મનસુખ મોદી, ચિત્રગુપ્ત ચતુર્વેદી ઈત્યાદિ એના પરિચિત મિત્રોને હાજર રહેવા ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું. સભાનો સમય સાંજના સાત વાગ્યાનો રાખવામાં આવ્યો હતો. મીટીંગના સમય પહેલાં કલ્યાણદાસે, એના મકાનના બીજે માળે આવેલા વિશાળ ખંડમાં તે બદલની આવશ્યક તૈયારી, કરી રાખી હતી. પોતાના મિત્રો ઉપરાંત એણે ગામના કેટલાક સંભાવિત સદ્ગૃહસ્થોને પણ હાજર રહેવા વિનંતિ કરી હતી. પ્રેમદુલારી, સુધા અને કમળા, તેમજ પડોશમાં રહેતાં અન્ય સ્ત્રી પુરૂષોને પણ તે પ્રસંગે હાજર રહેવા એણે એની પત્ની દ્વારા આગ્રહ કરાવ્યો હતો. એની પત્ની હીરા, આ "ભક્તમંડળ" જેમ બને તેમ જલદી સ્થપાય એવું ઇચ્છતી હતી અને તે દિવસે તેણે તે વાત યાદ કરાવી હતી, તેથી તેણે પ્રાથમિક ચર્ચા માટે એજ દિવસ અનુકુળ ગણી બધી તૈયારી એકદમ કરી નાંખી. વળી તે દિવસે એકાદશી હતી એટલે પ્રાથમિક ચર્ચા પૂર્ણ થયા બાદ, ભજન કિર્ત્તનનો પણ થોડો કાર્યક્રમ રાખ્યો હતો. કલ્યાણદાસ, આ કાર્ય માટે ખૂબ ઉત્સાહમાં હતો. એણે સભામાં રજુ કરવાની અને ચર્ચવાની અનેક બાબતો વિચારી જોઈ હતી. હીરા, પણ પતિએ એની વાત એકદમ ઝીલી લીધેલી જોઈ ખૂબ આનંદમાં આવી ગઈ હતી અને પડોશીઓને તે સંબંધે મ્હોટી મ્હોટી ઘણી ઘણી વાતો, મીઠી ભાષામાં

કહી, એમને આવી જવા, ફરી ફરી કહી આવી હતી. પ્રેમદુલારી અને સુધા, પણ તે સભામાં હાજર રહેવા આતુર થઇ રહ્યાં હતાં. સભાના સમય પહેલાં અર્ધા કલાક અગાઉ, રામદાસ અને ચન્દ્રકાન્ત, કલ્યાણદાસ પાસે આવી પહોંચ્યા. કલ્યાણદાસે તેમને બધી વ્યવસ્થા બતાવી દીધી, તેમજ સમજાવી દીધી. ખંડમાં બધે જાજમ અને શેત્રંજીઓ પથરાવી દેવામાં આવી હતી તેમજ આમંત્રિત સંભાવિત સદ્‌ગૃહસ્થોના સ્વાગત માટે દશબાર માણસો બેસી શકે એવી ગાદી તકીયાની બેઠક બનાવી હતી. સ્ત્રીઓ અને પુરૂષો, અલગ અલગ બેસી શકે એવી વ્યવસ્થા રાખી હતી. રામદાસ અને ચન્દ્રકાન્તે, કરવામાં આવેલી વ્યવસ્થા સંબંધે એમનો સંતોષ વ્યક્ત કર્યો. સભાનો સમય થવા આવ્યો તેમ તેમ કલ્યાણદાસના અન્ય સાથીઓ તેમજ અન્ય આમંત્રિત સ્ત્રી પુરૂષો આવી પહોંચ્યાં. સાડા સાતના અરસામાં લગભગ પચાસેક માણસની હાજરી ત્યાં થઈ ગઇ. ગામમાંથી આમંત્રિત સંભાવિત સદ્‌ગૃહસ્થો પૈકી માત્ર બેચાર જણ હાજર રહ્યા હતા. જ્યારે કલ્યાણદાસના બધા મિત્રો હાજર હતા અને કેટલાક તો એમના અન્ય મિત્રો તેમજ એમની પત્નીઓ સાથે આવ્યા હતા. પડોશીઓ-માંથી ઘણાં ખરાં હાજર રહ્યાં હતાં અને તેમની સાથે તેમનાં બાળકો પણ હતાં.

સર્વે જેમ જેમ આવતાં ગયાં તેમ તેમ તેમનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો અને દરેકને યોગ્ય સ્થળે આસન લેવા સુચના થઇ. સર્વેને આસન લીધા બાદ શાન્તિ પથરાયા પછી, મુખ્ય મુખ્ય માણસો આવી ગયેલાં હોવાથી કલ્યાણદાસે ઉભા થઇ જણાવ્યું: "સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ! મારી આટલી ઉમ્મર દરમ્યાન મેં જે જે વિચારો કર્યા છે, તે વિચારોને વ્યવહારિક સ્વરૂપ આપવાનું મન્થન એક બે વર્ષથી ચાલી રહ્યું છે. અત્રે હાજર રહેલા મારા સાથીઓ, મારા આ મન્થનના સાચા ભાગીદારો છે, તેમજ પ્રેરણા-મૂર્ત્તિ સમા છે. અમોએ ઘણા દિવસથી જે નિર્ણય કરી રાખ્યો છે,

તે નિર્ણયને મૂર્તસ્વરૂપ આપવાના ગ્રેગ્ય માર્ગોની ચર્ચા કરવા અને ચર્ચાના પરિણામે નક્કી થતી યોજના ઘડી નાંખવા આ પ્રાથમિક સભા મેળવવામાં આવી છે. આપ સર્વેને એ કહેવાની જરૂર નથી કે આ કલિયુગમાં ભક્તિમાર્ગ ઉપર ગયા સિવાય આપણો ઉદ્ધાર નથી. આથી સાચી ભક્તિ સમજી શકાય અને પ્રેમપૂર્વક થઈ શકે, એ હેતુથી એક "ભક્તમંડળ" આ ગામમાં સ્થાપવાનો ઈરાદો છે. પણ હેતૂ એટલો બધો મહાન્ છે કે એની સાચી સફલતા માટે એની પાછળની ધગશ તેમજ યોજના ઘણાં સંગીન હોવાં જોઈએ. આથી આપણે આ સભા એક ચર્ચા પરિષદ્ જેવી મેળવી છે, જેમાં જેમને રસ હોય તે ભાઇ બ્હેન, ભક્તિ સંબંધેના પોતાના વિચાર જાહેર કરી, જે "મંડળ" સ્થાપવામાં આવનાર છે, એનાં બંધારણ, સંચાલન, પ્રચાર અને વહન ઈત્યાદિ રૂપરેખાઓ દોરી શકે છે. શેઠશ્રી મનોરભાઈ, મુકુંદભાઈ અને પંડિત ગણપતિશંકર, તેમજ અન્ય જે જે ભાઈ બ્હેનોએ અત્રે હાજર રહી, અમારા ઉત્સાહમાં વધારો કર્યો છે, તે બદલ તેઓ સર્વેનો આભાર માનું છું."

કલ્યાણદાસ આટલું પ્રાથમિક વિવેચન કરી, સર્વેને નમસ્કાર કરતો, ગાદી તકીયાની બેઠક ઉપર જ્યાં, આમંત્રિત સંભાવિત સદ્ગૃહસ્થો, તેમજ તેના સાથીઓ બેઠા હતા, તેમની જોડે જઈ બેઠો. પાંચેક મીનીટ ત્યાં નિરવ શાન્તિ પથરાઇ રહી, પણ કાર્યક્રમ પ્રમાણે રામદાસ એની બેઠક ઉપરથી ઉભો થયો અને ભક્તિમાર્ગની મહત્તા સમજાવતું નિમ્ન લિખિત ભજન ગાવા લાગ્યોઃ—

"જનમી પડયા, જીવતા રહ્યા, જીવવું હજુયે છે રહ્યું<br>
પણ કેમ જનમ્યા? કેમ જીવવું? તે ન વિચાર્યું કશું<br>
માયા તણાં દુસ્તર પડળથી આંખ મીંચાતી રહી<br>
સમજ્યા ન, શું કરવું હતું ને શું રહ્યું આખર બની? ૧

ચારે દિશાએ ઘોર કલિની કારમી આંધી ચઢી
એણે કરી એવી દશા કે આંખ કદી ના ઉઘડી
છે ખૂબ દોડાદોડ, ઉંચા શ્વાસ, શક્તિ ઓસરી
ભટકી ભટકતાંયે નથી આરામની એકેક ઘડી. ૨

આરામ ને વિરામનો વિચાર શું ના રાખવો ?
અટકાવવા અવળી ગતિ, શું માર્ગ તે ના શોધવો ?
વિચારીએ તો શ્રી હરિનું સ્મરણ શુદ્ધ ઉપાય છે
ભગવાન્ ભક્તિથી મળે, આ "રામ" એવું ચ્હાય છે." ૩

ભજન પૂર્ણ થયા બાદ તે એ ચાર મીનીટ મૌન રહી બોલ્યો "સજ્જનો અને સન્નારીઓ ! ઉપરના ભજનમાં રહેલી ભાવના આપ સમજી શકયાં હશો. આપણાં વ્યવહારિક કાર્ય ઉપરાંત આપણે માથે એક આધ્યાત્મિક ફરજ ઉભી રહેલી છે અને તે છે ભગવાનની ભક્તિ. અત્યારે નહિ તો કાલે, કાલે નહિ તો પંદર દિવસે, મહિને કે પછી છ મહિને, વર્ષે કે દશ વર્ષે: પણ ગમે ત્યારે આપણને એ માર્ગ ઉપર આવ્યા સિવાય છૂટકો નથી. તો પછી સમજણપૂર્વક ભક્તિનો તે માર્ગ બહુ મોડું થઇ ન જાય તે પહેલાં અત્યારથી કેમ ન પકડી લેવો ? આજે આપણે એ માટેજ એકત્ર થયા છીએ. પ્રેમપૂર્વક ચર્ચા કરી, તે ભક્તિનો રાહ આજે સમજી લઇએ અને પકડી લઇએ તો આપણું જીવન સાર્થક થશે. ભાઇશ્રી કલ્યાણદાસ, ભજનિક પુરૂષ છે અને તેમણે ભક્તિના સાચા માર્ગનો પ્રચાર કરી, આપણને પ્રકાશ તરફ દોરી જવાનો નિર્ણય કર્યો છે. જો આપણે તેમને પગલે પગલે જઇશું અને તે પગલાં ભરવામાં સચ્ચાઇ અને ઉંડી ધગશ હશે તો આપણું જીવન સાર્થક થઇ જશે. આનંદપુરનું એ સદ્દભાગ્ય છે કે કલ્યાણદાસ જેવા સાત્ત્વિક ભક્તપુરૂષની એને ભેટ મળી છે. આજે આપણે દીલ ખોલીને વાતો કરીશું–ચર્ચા કરીશું અને ભક્તિના સાચા સ્વરૂપનું જ્ઞાન મેળવીશું. આવી ચર્ચા, એક પ્રકારનું આધ્યાત્મિક

મન્થન છે, કે જેને પરિણામે અમૃત મળ્યા સિવાય રહેતું નથી. ભાઈ કલ્યાણદાસ, આપણા પ્રશ્નોના ખુલાસા કરશે. શંકાઓનું સમાધાન કરી, સાચા માર્ગે જવાની હિમ્મત આપશે. તેથી દરેક ભાઈ બ્હેનને મારી વિનંતિ છે કે તેમણે "ભક્તિ" સંબંધે કંઈપણ પૂછવું હોય અગર કહેવું હોય તે જરા પણ સંકોચ રાખ્યા સિવાય પૂછી લેવું–કહી નાંખવું."

રામદાસ આટલું બોલી સર્વેને નમસ્કાર કરતો, એના આસન ઉપર જઈ બેઠો કલ્યાણદાસે પંડિત ગણપતિશંકરને, આ પ્રસંગ ઉપર "ભક્તિમાર્ગ" સંબંધે કંઈ વિવેચન કરવા વિનંતિ કરી. તેમણે તે વિનંતિ માન્ય રાખી બેઠાં બેઠાં જણાવ્યું:–

"ભાઈઓ અને બ્હેનો! આ પ્રસંગે હાજર રહેવા ભાઈ કલ્યાણદાસની ખાસ ઈચ્છા હોવાથી હું તેમને ના પાડી શકયો નહિ અને આપની સેવામાં હાજર થયો છું. આનંદપુરમાં "ભક્તિમાર્ગ" નો પ્રચાર કરતું એક મંડળ સ્થપાય, એવી ઈચ્છા મારી પણ ઘણા વર્ષોથી હતી. અને તે બદલ મેં આવશ્યક પ્રયત્ન કરી જોયેલો, પણ યોગ્ય સાથીઓના અભાવે, મારે મારી આ ઈચ્છા જતી કરવી પડેલી પણ ભાઈ કલ્યાણદાસના પ્રયત્નોને સફળતા મળે એમ જણાય છે, એટલે મેં એમને મારો હાર્દિક સહકાર આપવાનું વચન આપ્યું છે. તે પ્રમાણે આ "ભક્તમંડળ" સ્થપાશે તો હું તેને તેમજ સમાજને ઉપયોગી થવા મારાથી બનતું કરી છૂટીશ. ભાઈઓ! આજે હડહડતો કલિયુગ આવી પહોંચ્યો છે, અને એના સામ્રાજ્યમાં ધર્મ, ધ્યાન, ભજન, કિર્તન ઈત્યાદિ આધ્યાત્મિક પ્રવૃત્તિઓ મંદ પડી ગઈ છે. સમાજ, દિનપ્રતિદિન, નાસ્તિકવાદ અથવા ઐહિક સુખવાદ તરફ ઘસડાતો જાય છે; એવા સંયોગોમાં આવી ઈષ્ટ પ્રવૃત્તિઓના પ્રચાર માટે યોગ્ય તે કરી નાંખવા તૈયાર થવું જોઈએ. કલિયુગમાં, પ્રભુનામ સ્મરણ અથવા ભક્તિયોગનું પ્રાધાન્ય રહેશે,

એમ આપણા શાસ્ત્રકારોએ જણાવ્યું છે; તે સિદ્ધ વાત છે. અમે બ્રાહ્મણોએ જ સમસ્ત સમાજને, સર્વદેશીય વિવિધ પ્રકારના કિંમતી સાહિત્યનો ખજાનો આપેલો છે એટલે અમારી સમાજ તરફની જવાબદારી પૂર્ણ થઇ ગઈ છે, છતાં અમોએ આ સાહિત્યની વિપુલતા વધારવાના અમારા પ્રયત્નો છોડી દીધા નથી. અમોએ સાહિત્ય સરજ્યું છે, ધર્મ સરજ્યો છે, કર્મ બતાવ્યાં છે, તત્ત્વજ્ઞાન અને વેદાન્તનો મર્મ સમજાવ્યો છે, તેમજ કળાઓને વહેતી મૂકી છે. તેવી જ રીતે જીવનમાં સાહિત્ય, ધર્મ, કર્મ, વેદાન્ત, તત્ત્વજ્ઞાન અને કળાઓને પચાવી દઈ તેને જીવન્ત બનાવી મૂકી છે, છતાં અનંતકાળના લાંબા વર્ષોએ અમે શ્રમિત થયા છીએ અને આરામ શોધી રહ્યા છીએ. પ્રત્યેક યુગના અંતે અમોને આવો થોડો થોડો આરામ લેવાની ટેવ પડી ગઇ છે, પણ આપ સર્વે યાદ રાખશો કે અમારો આ થોડો આરામ નવા તાજા જીવન અને ઉપયોગી સર્જન માટે હોય છે. આરામ લીધા પછી અમે જ્યારે કામે લાગીએ ત્યારે પાછું ખૂબ કરી બતાવીએ છીએ. મારે આપને આ બાબત જરા સવિસ્તૃત સમજાવવી પડશે. આપ સર્વેને એ ખબર હશે કે યુગ ચાર છે, તેવીજ રીતે વર્ણ પણ ચાર છે. તેવીજ રીતે આશ્રમ પણ ચાર છે; તેવીજ એ રીતે એ ચાર યુગ, ચારે વર્ણ અને ચાર આશ્રમને અનુરૂપ યોગ તેમજ ભોગ પણ ચાર ચાર છે. બ્રાહ્મણ જ્યારે સત્યયુગના અંતે થાકે છે, ત્યારે ત્રેતાયુગનો આરંભ થાય છે. તેવી જ રીતે ત્રેતાયુગને અંતે તે થાકે છે, ત્યારે દ્વાપરયુગનો આરંભ થાય છે. તેજ પ્રમાણે દ્વાપર યુગને અંતે તે થાકે છે, ત્યારે કલિયુગનો આરંભ થાય છે અને હવે જ્યારે કલિયુગના અંતે બ્રાહ્મણ થાકશે ત્યારે સત્યયુગનો પુનઃ આરંભ થશે. માટે બ્રાહ્મણોને આજે થાકેલા જુઓ તો તેથી નિરાશ થવાની જરૂર નથી. બ્રાહ્મણોની કલિયુગના સામ્રાજ્યમાં દેખાતી નિષ્ક્રિયતા, સત્યયુગના સર્જન માટે છે, તે વાત ભૂલશો

નહિ. બ્રાહ્મણોએ સત્યયુગને સરજાવ્યો અને અપનાવ્યો, પણ તેમના કાર્યનું ખરૂં સ્વરૂપ ત્રેતાયુગમાં દેખાયું. ત્રેતાયુગના અંતે બ્રાહ્મણોએ શ્રમિત થઇ ક્ષત્રીઓને એમના શક્તિ અને બુદ્ધિમતાનો ઉપયોગ કરવાની પ્રેરણા આપી, તેનું સાચું સ્વરૂપ દ્વાપર યુગમાં જણાયું. દ્વાપર-યુગના અંતે ક્ષત્રીઓ થાકયા એટલે બ્રાહ્મણોએ આરામ લીધા બાદ કામ કરવાં માંડયું એટલે કલિયુગનો આરંભ થયો. ક્ષત્રીઓ થાકયા હતા એટલે બ્રાહ્મણોએ આ યુગમાં વૈશ્યોને એમની શક્તિ અને બુદ્ધિમતાનો ઉપયોગ કરી લેવાની પ્રેરણા આપી એટલે આજે વૈશ્યો સર્વત્ર એમની શક્તિનો પરિચય કરાવી રહ્યા છે. આ વૈશ્યો જ્યારે કામ કરતા થાકશે, ત્યારે શુદ્રો શુર ઉપર ચઢી જઇ, તેમની શક્તિ અને બુદ્ધિમતાનો ઉપયોગ કરશે અને પરિણામે થાકેલા બ્રાહ્મણો એમને માર્ગદર્શન કરાવી, કલિયુગને અંતે વૈશ્યો અને શુદ્રોની સહાયથી સત્યયુગનો આરંભ કરશે અને ક્ષત્રીઓ ક્ષાત્રતેજથી એ સત્યયુગને દીપાવશે. સજ્જનો! બ્રાહ્મણોનો જ્ઞાનયોગ અને સંન્યસ્તાશ્રમ છે. ક્ષત્રીઓનો કર્મયોગ અને વાનપ્રસ્થાશ્રમ છે. વૈશ્યોનો ભક્તિયોગ અને ગૃહસ્થાશ્રમ છે, જ્યારે શુદ્રોનો ધ્યાનયોગ અને બ્રહ્મચર્યાશ્રમ છે. હવે હું ભોગની વાત કરીશ. બ્રાહ્મણોનો ભોગ "બ્રહ્મ" છે. ક્ષત્રીઓનો ભોગ "બળ" છે. વૈશ્યોનો ભોગ "લક્ષ્મી" છે. શુદ્રોનો ભોગ "સેવા" છે. આ ઉપરથી આપ જોઇ શકશો કે આ કલિયુગમાં "વૈશ્ય" અને "ભક્તિયોગ" નું પ્રાધાન્ય હોઈ, ભાઈ કલ્યાણદાસે આપણી સમક્ષ આ યુગને અનુરૂપ, કામ કરી બતાવવાનો એમનો નિર્ણય જાહેર કર્યો છે, તે બરોબર છે. આ કલિયુગ છે, તેઓ વૈશ્ય છે અને "ભક્તિયોગ"નું ઉદ્બોધન કરી રહ્યા છે તેનું કારણ આપ જાણી શક્યા હશો. જો કે અમે બ્રાહ્મણ છીએ, પણ આવી પ્રવૃત્તિ, યુગના બળને લીધે અમે એકલા કરી શકીએ નહિ અને અમારે કરવી જોઇએ નહિ, તે મારા ઉપરના વિવેચનથી આપ સમજી શક્યા હશો એટલે વિશેષ પિષ્ટપેષણ કરવાની જરૂર રહેતી નથી. કદાચ મારા આ

શબ્દો સાંભળી કોઈને એમ પ્રશ્ન થશે કે જ્યારે આમ હતું ત્યારે મેં અગાઉ જણાવ્યું એમ આવું "ભક્તમંડળ" સ્થાપવાનો વિચાર અગાઉ કેમ કરેલો ? તો તેના પ્રત્યુત્તરમાં મારે જણાવવું જોઈએ કે તે વખતે મને યોગ્ય સાથીઓ નહિ મળેલા, તેથી મારે એ વિચાર પડતો મૂકવો પડેલો. હવે આપ સારી પેઠે સમજી શક્યા હશો કે કલિયુગમાં ભક્તિમાર્ગને રસ્તે જવા માટે યોગ્ય સાથીઓ, બ્રાહ્મણોને માટે જો કોઈ હોય તો તે "વૈશ્યો" જ છે. આજે મારો આત્મા ખૂબ પ્રસન્ન થાય છે કે મારી ભૂતકાળની ભાવનાને મૂર્તસ્વરૂપ આપવા માટે મારા કલ્યાણદાસ જેવા વૈશ્ય સાથીઓ અંતરની ઉંડી લાગણીથી ભક્તિયોગની સાધના માટે તૈયાર થઇ ગયા છે. સજ્જનો અને સન્નારીઓ ! મેં આપનો બહુ સમય લીધો છે એટલે હવે ટુંકામાં પતાવી દઈશ. પણ અંતમાં મારે કહેવું જોઇએ કે આપણા લોકો આપણાં ધર્મશાસ્ત્રો ઇત્યાદિ વાંચે છે, પણ તે બધું સળંગ વાંચી જાય છે. શાસ્ત્રોના ખૂણામાં લખેલી કિંમતી અને ઉપયોગી બાબતો વાંચી–સમજવા કોઈ પ્રયત્ન કરતું નથી, તે દીલગીર થવા જેવું છે. મેં મારા જે વિચારો દર્શાવ્યા છે, તે શાસ્ત્રોમાં લખાયેલી સળંગ બાબતોના નથી પણ એના ખૂણામાં લખાયેલીં બાબતોના મનનમાંથી ઉદ્ભવેલા છે. જો આપણે સ્થાપવા ધારેલું "મંડળ" સ્થપાશે તો હું અવારનવાર એમાં હાજરી આપીશ અને શાસ્ત્રોના ખૂણાઓઓમાં લખાયેલી આવી સેંકડો બાબતોનો પરિચય આપને કરાવતો રહીશ. ભાઈ કલ્યાણદાસે જે કામ ઉપાડયું છે, તેમાં આપ સર્વે જણ આપનો હાર્દિક સહકાર આપી એને સફલ બનાવશો, એવી આપ સર્વેને મારી આગ્રહપૂર્વક વિનંતિ છે. હવે શાસ્ત્રના ખૂણામાંથી વાંચી વિચારેલું એક ભજન આપને ગાઈ બતાવી હું મૌન રહીશ. શાસ્ત્રના ખૂણામાં લખાયેલું તે ભજન નીચે પ્રમાણે છે:—

> "મામલો છે તંગ, તારો, મામલો છે તંગ
> ભજે ભગવાન્ તો તો રહી જાય રંગ—મામલો૦ ૧

ખોટી છે દોડધામ, ખોટા તરંગ
જંપી જા નિત્ય જપી, શ્રી હરિ સળંગ—મામલો૦ ૨

માયાના મોહ તણાં મન્થનો અનંત
આંખો ઉઘાડ તારી, તોડ, છોડ તંત—મામલો૦ ૩

દુનિયાના દેહ બધા, દેહના પ્રસંગ
એમાંથી આત્મતત્ત્વ શોધી લે સળંગ—મામલો૦ ૪

જેની તું રાહ નિત્ય જોતો તે આવશે
સાચો પ્રકાશ નિત્ય નયનોને ભાવશે—મામલો૦ ૫

શાનો તું મસ્ત રહે? શાને પ્રપંચ ગ્રહે?
તારૂં છે સ્થાન દૂર, દૂર દૂર અંત—મામલો૦ ૬

પંડિત ગણપતિશંકર એમનું પ્રવચન પૂર્ણ થતાં મૌન રહ્યા. એમનો અવાજ બુલંદ હતો, તેવીજ તેમાં મીઠાશ હતી, આથી એમના પ્રવચને અને ભજને શ્રોતાઓ ઉપર ઠીક ઠીક અસર ઉપજાવી હતી. એમને મૌન રહેલા જોઇ, ચન્દ્રકાન્ત, એની બેઠક ઉપરથી ઉભો થઈ સભાને સંબોધીને બોલ્યો. "સજ્જનો અને સન્નારીઓ! પરમપૂજ્ય પંડિત ગણપતિશંકરે, આપણી સમક્ષ જે વિચારો રજુ કર્યા છે તે વિચારવા જેવા છે. બ્રાહ્મણો આરામ લઇ રહ્યા હોય, તેવા સંયોગોમાં ભક્તિયોગનો મહિમા વધારવા, તેમજ સમાજમાં એનો પ્રચાર કરવા વૈશ્યોએ કટિબદ્ધ થવું જોઇએ. આનંદપુરમાં સર્વ પ્રકારની સંપત્તિ છે, પરંતુ ભક્તિરૂપી ધનનો અભાવ છે, તે, સમાજના આત્માને ગુંગળાવી રહ્યો છે. આપણે એ આત્માને ભક્તિ-રૂપી અમૃત પાઇ મુક્ત કરી નાંખીએ તો આપણું જીવન કૃત્યકૃત્ય થશે. ભાઇ કલ્યાણદાસે આ સંબંધમાં ઘણી ઘણી યોજનાઓ વિચારી જોઈ છે અને તેનો વ્યવહારિક અમલ કરવાના માર્ગ શોધી રાખ્યા છે, તે બધું મંડળ સ્થપાઇ જશે તો આપ સર્વેને જોવા જાણવા

મળશે, તેની ખાત્રી રાખશો. ભક્તિ ફેલાશે તો ભગવાન્ બહુ દૂર નથી, તે નક્કી સમજશો."

ચન્દ્રકાન્ત આટલું બોલી એની બેઠક ઉપર બેસી ગયો.

ગંગેશ્વર શર્માને, આ પ્રસંગ ઉપર ઘણું કહી નાંખવાની તીવ્ર ઇચ્છા હતી, તે ચન્દ્રકાન્તના બેઠા પછી ઉભો થયો અને બોલ્યો:–

"રઘુપતિ રાઘવ રાજારામ
પતિત પાવન સીતારામ
સીતારામ સીતારામ ભજ પ્યારે
નહિ જનમ વારંવારે
રઘુપપતિ રાઘવ રાજારામ
પતિત પાવન સીતારામ."

"મારા ભજન પ્રેમી બંધુઓ! અને ભગવાન્ પ્રેમી બ્હેનો! આ સમય સુવાનો નથી! જીંદગી આવીને આવી ગડમથલમાં પૂરી થશે, માટે એની શાન્તિને માટે શ્રીકૃષ્ણભગવાનના ગુણાનુવાદ ગાવાને માટે કમર કસી તૈયાર થઇ જાઓ! સવારથી સાંજ સુધી થતાં હજારો પાપના નિવારણ માટે એના નામસ્મરણ જેવો અન્ય કોઈ માર્ગ નથી! ભગવાન્ તો ભક્તોના હૃદયમાં વસે છે! એ ભગવાનને આપણા હૃદયમાં સ્થાન આપવા માટે ભક્તિનો રાહ પકડી લઈ ભક્ત થઇ જાઓ! આપ સર્વેએ એ સુભાષિત તો સાંભળ્યું હશે કે,

"જનનિ! જણ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહિંતર રહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર!"

"સજ્જનો! એ સુભાષિતનો અર્થ તો સ્પષ્ટ છે. છતાં મારે કંઇક વિવરણ કરી એમાં રહેલું અદ્ભૂત તત્ત્વ આપને સમજાવવું જોઈએ. ભગવાને, આ જગતને એની ભક્તિનો મહિમા વધારવા માટે ઉત્પન્ન કર્યું છે. આ જગતમાં વસતાં તમામ મનુષ્યોએ, એના

તરફ પ્રેમભાવ રાખી એના ગુણાનુવાદ ગાવા જોઇએ. પરિણામે ભક્તિમાં તલ્લીન થઈ જવાથી ભક્ત થઈ જવાય છે અને આપણને જન્મ આપનારી આપણી જનેતાનું નૂર વધે છે! શૂર અને દાતા કરતાં પણ ભક્તજનની પ્રતિષ્ટા વધારે છે! દાતા તો લક્ષ્મી હોય ત્યારેજ થવાય, જ્યારે ભક્ત થવાને માટે લક્ષ્મીની જરૂર પડતી નથી. ઉલટું લક્ષ્મી હોય તો તેનો ત્યાગ કરવો પડે છે. શૂરપુરૂષ થવાને માટે શારીરિક બળની જરૂર પડે છે, તેમજ માનસિક જડતા સેવવી પડે છે. પરિણામે મન અને તન, જડ થઈ જાય છે, અને આત્મા કરતાં શરીરની પ્રબળતા તરફ દોરવાઈ જવાય છે. હિંસા અને એવાં બીજાં માયિક આવરણમાં ભૂલા પડી જવાય છે. આ શૂરા અને દાતા પુરૂષ થવા કરતાં, ભક્તજન થઇ ભગવાનના ગુણાનુવાદ ગાવાનો માર્ગ શ્રેષ્ઠ હોઈ વધારે અનુકુળ છે! આપણે ભાઇ કલ્યાણદાસે પ્રેરેલું "ભક્તમંડળ" સ્થાપીશું તો ભગવાનની કૃપાથી આપણે ભક્ત થઇ શકીશું અને ભગવાનનો પ્રબળ મહિમા જગતમાં ફેલાવી શકીશું. અમારા કુટુંબમાં ભક્તિ ત્રણ પેઢીથી ઉતરતી આવી છે. મારા દાદા આજે એમની વૃદ્ધ ઉમ્મરે પણ ભક્તિરસ પીતા અને પાતા, સમાજમાં હજૂ પણ ઘુમે છે. એમણે ગાયેલાં ભજનોના પડઘા વાતાવરણમાં હજુ પણ ઉડતા રહ્યા છે. આપણું આ "ભક્તમંડળ", સ્થપાશે તો મંડળની દોરવણી અને એની પ્રગતિ માટે, તેઓ એમનો પ્રેમ ભર્યો હાર્દિક સહકાર આપવા ઉત્સુક છે, એમ એમણે મને જાહેર કરવા જણાવ્યું છે. આ સાંભળી આપ સર્વેને જરૂર આનંદ થશે. સાથે સાથે મારે પણ મારે માટે કહી નાંખવું જોઈએ. દાદાના પ્રતાપે આજે મને જીવનમાં ભક્તિ સિવાય બીજો કોઇ ખાસ રસ નથી. દાદાની દોરવણી પ્રમાણે હું એ માર્ગ તરફ યથાશક્તિ પગલાં ભરી રહ્યો છું. ભાઇ કલ્યાણદાસને આ મંડળમાં મેં મારો કિંમતી સાથ આપવાનું કબુલ કર્યું છે અને તે પ્રમાણે હું મારાથી બનતું કરવા હંમેશાં પ્રવૃત રહીશ એની ખાત્રી આપું છું. ભાઇઓ અને

બ્હેનો ! યુગ અને યોગ, ભકિતનાં આવ્યાં છે તે સમયે આપણે નિષ્ક્રિય બેસી રહીશું ? ના, ના, એમ કદી પણ નહિ થાય. આપણે ઉંઘતા હોઇશું તોયે ભાઈ કલ્યાણદાસ અને પંડિત ગણપતિશંકર જેવા, આપણને ઢંઢોળીને જગાડશે એટલે આપણને હવે ભકિત કર્યા સિવાય છૂટકો નથી. બોલો, રણછોડરાયકી જય !" એ શબ્દો પૂર્ણ થતાં, ગંગેશ્વર શર્મા એના આસન ઉપર બેઠો. શ્રોતાઓએ એણે બોલાવેલી "જય"નો પડઘો ઉચ્ચ સ્વરે પાડયો. થોડો સમય શાન્તિ પથરાઈ રહી.

હવે કોણ બોલે છે, એ પ્રશ્ન શ્રોતાઓમાં ઉપસ્થિત થાય તે તે પહેલાં મનસુખ મોદી ઉભો થયો અને તેમને સંબોધીને બોલ્યો "ભક્તિ અને તેના મહાત્મ્ય વિષે આ અગાઉ ઘણું કહેવાઇ ગયું છે, તેમજ એની ઉપયોગીતા વિષે આપ સર્વેને ખ્યાલ છે એટલે તે સંબંધે મારે કંઈ કહેવા જેવું રહેતું નથી, પણ આવું "મંડળ" સ્થપાય તો આપ સર્વે એમાં હાર્દિક સહકાર આપશો કે કેમ તે જાણવું વધારે અગત્યનું છે. ભાઇ કલ્યાણદાસની સુચના પ્રમાણે મંડળની સ્થાપના અગાઉ એમાં સભ્ય તરીકે જોડાવા ઇચ્છનારાં સ્ત્રી પુરૂષોની નોંધ આજે કરી લેવાની છે. અમો આશા રાખીએ છીએ કે આ સંબંધમાં અમને યોગ્ય પ્રોત્સાહન મળશે."

મનસુખ મોદી આટલું થોડી મૌન રહ્યો અને જીજ્ઞાસુવૃત્તિથી શ્રોતાઓ તરફ જોઈ રહ્યો.

"પણ એવી નોંધ થાય તે અગાઉ "મંડળ" ની વ્યવસ્થા અને તેના કાર્યક્રમની રૂપરેખા અત્યારે સમજાવવી જોઇએ."

શ્રોતાઓમાંથી કોઇએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"તે તો અમે હમણાં થોડી વારમાં રજુ કરી સમજાવવાના છીએ. પણ આ કાર્યમાં જોડાવા કોણ તૈયાર છે તે અમારે જાણવું જોઇએ."

મનસુખ મોદીએ ખુલાસો કરતાં જણાવ્યું.

“ મંડળમાં તો ઘણા જોડાશે. પણ તે અગાઉ હમણાં જે વાતની માગણી થઈ, તેનો ખુલાસો થવો જોઇએ ! ”

બીજા એક શ્રોતાએ માગણી કરતાં જણાવ્યું.

મનસુખ મોદી આ સાંભળી એની બેઠક ઉપર બેસી ગયો; કારણ કે તેનો સવિસ્તર ખુલાસો કરવા તે તૈયાર ન્હોતો.

“ તે વાત પણ બરોબર છે. ” પંડિત ગણપતિશંકરે બેઠાં બેઠાં પ્રત્યુત્તર વાળ્યો. “ ભાઈ કલ્યાણદાસે, એમણે નક્કી કરેલી રૂપરેખા સમજાવી દેવી જોઇએ. મંડળની વ્યવસ્થા અને કાર્યક્રમની રૂપરેખા સમજાવ્યા પછી આપણે, સભ્યોનાં નામ નોંધી લઇશું તેમજ આજ તાત્ત્વિક ચર્ચા આગળ ચલાવીશું. ”

“ બરોબર છે, એમજ થવા દો ! ”

સભામાંથી એકસામટા ઉદ્‌ગાર નીકળી પડ્યા.

કલ્યાણદાસ, આ સાંભળી ઉભો થયો અને મંડળના બંધારણ તેમજ વ્યવસ્થા અને કાર્ગક્રમની વાત સમજાવતો બોલ્યો.

“ મંડળનું ધ્યેય શ્રી પરમાત્માની ભક્તિ અને સત્સંગ રહેશે. એમાં સભ્ય તરીકે જોડાનાર વ્યક્તિને “ મંડળ ” ની વ્યવસ્થાના ખર્ચને પહોંચી વળવા સારૂ માસિક, અમુક રકમ, લવાજમ તરીકે આપવી પડશે. લવાજમની આ રકમ, રીતસરના સભ્યો નોંધાવા પછી મળનારી, મંડળની સમગ્ર સભામાં સર્વાનુમતે નક્કી થશે. મંડળના દરેક સભ્યને હમેશાં “ મંડળ ” માં દોઢ બે કલાક, નિયત કરવામાં આવેલા સમયે હરિનામસ્મરણ અથવા સત્સંગ માટે હાજર રહેવું પડશે. ખાસ જરૂરી કારણ સિવાય કોઇથી ગેરહાજર રહી શકાશે નહિ. પ્રભુભજન માટે કયો સમય રાખવો તે મંડળની

ઉપર જણાવેલી સમગ્ર સભા નક્કી કરશે. સ્ત્રી સભ્યો પાસેથી કોઇ પણ પ્રકારનું લવાજમ લેવામાં આવશે નહિ–પણ કોઈ સ્ત્રી સભ્યની ઇચ્છા, મંડળને કોઈ રકમ, ભેટ, બક્ષીસ કે સહાયતા રૂપે આપવાની હશે તો તેવી રકમ સ્વીકારવામાં આવશે. સભ્યો, મંડળનો વહીવટ ચલાવવા એમનામાંથી એક કારોબારી સમિતિની નિમણુંક કરશે, જેમાં એક મંત્રી, એક ઉપમંત્રી, એક તંત્રી, એક કોષાધ્યક્ષ અને એક સભ્ય, એમ પાંચ જણ રહેશે અને તેઓ મંડળની તમામ વ્યવસ્થા ચલાવશે. ભજન કરવાનો હંમેશનો સમય દોઢ કલાકનો રહેશે, પરંતૂ એકાદશી, પૂર્ણિમા તેમજ એવા બીજા વર્ષ દરમ્યાન આવતા ધાર્મિક તહેવારોમાં આ ભજન અને સત્સંગ અહોરાત્ર ચાલશે. એકાદશીએ રાતના બાર વાગ્યા સુધી ચાલશે, જ્યારે દરેક પુર્ણિમાએ ચોવીસ કલાક સુધી અખંડ નામ સ્મરણ ચાલુ રાખવામાં આવશે. ચૈત્ર માસમાં અને શ્રાવણ માસમાં અનુક્રમે રામનવમી અને જન્માષ્ટમીએ પૂર્ણ થાય એ પ્રમાણે અખંડ નામ સ્મરણની સપ્તાહ રાખવામાં આવશે. એ સાતે દિવસ અખંડ નામસ્મરણ ચાલુ રહેશે તે ઉપરાંત ભજન, સત્સંગ અને ભક્ત તેમજ વિદ્વાન્ પુરૂષોનાં પ્રવચન ગોઠવવામાં આવશે. તે દિવસોમાં, સ્ત્રી સભ્યોની ગોઠવણ પ્રમાણે બપોરના સમયે સ્ત્રી મંડળનાં ભજન, ગરબા, રાસ ઇત્યાદિ રહેશે. સભ્યોનું તેમજ શ્રોતાઓનું રજીષ્ટર રાખવામાં આવશે. "મંડળ" અન્યત્ર સ્થપાયેલી આવી ભજનમંડળીઓ સાથે સહકાર ભર્યો સંબંધ રાખશે. સપ્તાહ ઈત્યાદિ પ્રસંગોએ એવી ભજનમંડળીઓને હાજર રહેવા આમંત્રણ આપશે અને એવી મંડળીઓના સત્સંગનો લાભ મેળવશે. આ "મંડળ" ના સભ્યો પણ બહારની મંડળીઓના આમંત્રણને માન આપી, મંડળના આશ્રયે અને ખર્ચે અનુકુળતા પ્રમાણે અન્ય સ્થળે ભજન કરવા જશે. "મંડળ" દ્વારા ભક્તિનો સારો પ્રચાર થાય એ માટે શક્ય ,તે તમામ પ્રયત્ન અને વ્યવસ્થા કરવામાં આવશે. આનંદપુરની આજુબાજુના પ્રદેશમાં ફરતાં ગામડાં-

ઓમાં ભક્તિના પ્રચારકાર્ય માટે કોઇ કોઇ સમય અનુકુળતા મુજબ "મંડળ" ના સભ્યો જશે અને જ્યાં જશે ત્યાં ત્યાં ભક્તિનો રસ રેલાવશે. ભક્તિના આ પ્રચાર માટે ન્યાત, જાત કે જાતિનો તફાવત રાખવામાં આવશે નહિ, પણ સનાતન ધર્મના સાચા સિદ્ધાંતોને અનુસરીને "મંડળ" પગભર ન થાય ત્યાં સુધી ભક્તિ માટે અંત્યજો સાથેનો ભેદભાવ ભુલી જવા જેટલી હદે જવા આ મંડળ તૈયાર રહેશે નહિ. હમણાં મેં કહ્યું કે ન્યાત, જાત કે જાતિનો તફાવત રાખવામાં આવશે નહિ, તેનો અર્થ એટલો કે આપણામાં અંત્યજો સિવાયની આપણા સમાજની જે જુદી જુદી ન્યાત, જાત છે, તે સર્વેનો સહકાર સાધી તેમનામાં ભક્તિરસનો પ્રેમ વધે તે માટે પ્રયત્ન કરવામાં આવશે. જાતિનો અર્થ એ થાય છે કે ભક્તિ કરવામાં સ્ત્રી, પુરૂષ અને વ્યંડળનો ભેદ ગણવામાં આવશે નહિ. અર્થાત્ પ્રભુ નામસ્મરણની સુધા પીવાને સ્ત્રીઓ, પુરૂષો અને વ્યંડળો તમામ સરખા હક્કદાર ગણાશે. સજ્જનો અને સન્નારીઓ ! અમોએ સ્થાપવા ધારેલા ભક્તમંડળનાં બંધારણ, ઉદ્દેશ અને સંચાલનની વ્યવસ્થા સંબંધે અત્યારે તો આપને એની આછી રૂપરેખા સમજાવી છે, પરંતુ "મંડળ" જ્યારે સ્થપાશે અને તેની પ્રવૃત્તિ ચાલુ થશે ત્યારે જે કામ થશે, તે આથી પણ અધિકતર હશે. અમારા દીલમાં ઘણી ઉચ્ચ અભિલાષાઓ અને ઉદાત્ત ભાવનાઓ છે. અમારાં મન્થનો વિશાલ કોટિનાં અને ઉદ્દેશો, આત્મિય પ્રગતિના છે. એનો સંપૂર્ણ ખ્યાલ આપને કાર્યની ગેરહાજરીમાં, કેવળ વાણીથી આપવો, એ શક્ય નથી. છતાં મેં આપની સમક્ષ જે કંઈ કહ્યું છે, તે ઉપરથી આપને થોડો ઘણો ખ્યાલ તો આવી જશે. હું ધારૂં છું કે આપણા આત્માના કલ્યાણની ખાતર, કેવળ પ્રભુ પ્રીત્યર્થે યોજવામાં આવનારી આ પ્રવૃત્તિમાં આપ આપનો હાર્દિક સહકાર અને સક્રિય ભાગ આપશો એવી મારી આપ સર્વેને નમ્ર પ્રાર્થના છે !"

કલ્યાણદાસ આટલું બોલી એની બેઠક ઉપર જઈ બેઠો. મંડળના

બંધારણ ઇત્યાદિ સંબંધે એણે કરેલા પ્રવચન ઉપરથી શ્રોતાઓનો થનારી પ્રવૃત્તિ માટે સારો અભિપ્રાય બંધાયો. તેઓનો ઉત્સાહ વધેલો જણાયો. કોઇએ રણછોડરાયની જય બોલાવી, જે સર્વેએ ઝીલી. પ્રભુ નામના જયઘોષ પછી શાન્તિ પથરાતાં મનસુખ મોદી ઉભો થયો અને સર્વેનું ધ્યાન એના તરફ ખેંચતો બોલ્યો: “ભાઇઓ અને બ્હેનો! હું બોલી રહ્યો હતો, તે દરમ્યાન થયેલા પ્રશ્નોનો ખૂલાસો ભાઈ કલ્યાણદાસે સવિસ્તર કરી દીધો છે એટલે હવે એવો કોઈ પ્રશ્ન રહેતો નથી. હવે મારા તરફથી મંડળ માટે પૂછવામાં આવેલી બાબતનો પ્રત્યુત્તર મને મળી જવો જોઇએ. આ મંડળ સ્થપાય ત્યારે એમાં સભ્ય તરીકે જોડાવા માટે કોણ કોણ તૈયાર છે, તે નક્કી થવું જોઇએ. આ પ્રસંગે એવાં નામની સારી યાદી થઈ જશે તો અમને અમારા કાર્ય માટે સારો ઉત્સાહ રહેશે. માટે પ્રભુના નામની ખાતર ભાક્તના માર્ગે જવા કોણ કોણ તૈયાર છે, તે પોતાનું નામ આ પત્રેજ લખાવી દઈ, અમારૂં કાર્ય સરલ બનાવશે એવી આશા છે.”

મનસુખ મોદી આટલું બોલી મૌન રહ્યો અને સર્વે તરફ જોઇ રહ્યો. શ્રોતાઓ એક બીજા તરફ જોઈ રહ્યા હતા. ઘણાઓને સભ્ય થઈ જવાની ઇચ્છા થઈ આવી હતી, પણ તેને લગતા વિરોધી વિચાર ઉત્પન્ન થતાં તેઓ એમની ઇચ્છા રોકી રહ્યા હતા. કેટલાક બીજાઓ કોણ કોણ નામ નોંધાવે છે તેની રાહ જોઈ રહ્યા હતા. કેટલાકને લવાજમ ભરી ભક્તિ કરવી મોંઘી પડે એમ લાગતું હતું. કેટલાકને સભ્ય થવામાં વાંધો ન્હોતો, પણ હંમેશની નિયમસરની હાજરી ઇત્યાદિ બાબતો રૂચતી ન્હોતી. કેટલાકને “ભક્તમંડળ”માં સ્ત્રી સભ્યો રાખવી આવશ્યક નથી એમ લાગતું હતું, પરંતુ તેઓ તેમનો એ વિચાર જાહેર કરવા અચકાતા હતા. કોઈ ભક્તિ કરવા માટે આવાં “મંડળ” જરૂરી છે, એવું માનવા તૈયાર ન્હોતા. કેટલાક, આવાં “મંડળ” જરૂરી છે અને એમાં અનેક સ્ત્રી પુરૂષો જોડાય અને મંડળની પ્રવૃત્તિ ખૂબ વધે એમ જોવા તૈયાર હતા.

ત્યાં હાજર રહેલાં સ્ત્રી પુરૂષોનાં આવાં વિચારમન્થન ચાલતાં હતાં તે દરમ્યાન કલ્યાણદાસ ફરી ઉભો થયો અને એણે કહ્યું: "ભાઈઓ અને બ્હેનો! આવી કિંમતી પળો જીંદગીમાં વારે વારે મળતી નથી. માટે આવી પ્રભુ પ્રીત્યર્થે કરવામાં આવનારી પ્રવૃત્તિને સાથ, સહકાર અને ઉત્તેજન આપવા આપ આળસ કરશો નહિ. જગત્‌માં માણસને એના જીવનમાં ગમે ત્યારે પણ "ભક્ત" બન્યા સિવાય છૂટકો નથી તો પછી જીંદગીનો જુસ્સો અને બળ ઓસરી જાય તે અગાઉ "ભક્ત" થવા માટે પ્રયત્ન કરવામાં આવે તો શો વાંધો છે? વૃદ્ધ થયા પછી વૃદ્ધ ઉમ્મરે ભક્ત થનાર પુરૂષની ભક્તિ વૃદ્ધના જેવી અશકત હોય છે. ભક્તિનો સાચો જુસ્સો, રસ અને આનંદ તો શરીર બરોબર ચાલતું હોય એવી અવસ્થામાં અનુભવી શકાય. જગત્‌નાં તમામ કામ આવતી કાલ ઉપર મુલતવી રખાય, પણ પરમાત્માની ભકિતને માટે તો આજે ને આજે આ સમયે અને આ પળે તૈયાર થવું જોઈએ. આ બાબત એટલી બધી સ્પષ્ટ અને હિતકારક છે કે એને માટે કોઇ જાતનો વિચાર કરવાનો હોયજ નહિ. આ એકજ એવી પ્રવૃત્તિ છે કે જેમાં કદી કશું નુકશાન તો છેજ નહિ, જ્યારે લાભ તો પ્રત્યેક પગલે અને પ્રત્યેક પળે છે. આપ સર્વે પરમાત્માનું નામ લઈ ઇચ્છા પ્રમાણે આપનાં નામ લખાવવાં શરૂ કરો એટલે ભાઇ મનસુખ મોદી તમારાં નામ લખી લેશે." આટલું બોલી એણે મનસુખ મોદીને સંબોધીને કહ્યું "ભાઈ મનસુખરામ! તમે કાગળ પેન્સીલ લઇ જે જે ભાઇ બ્હેનો એમનાં નામ લખાવતાં જાય એમ એમ લખતા રહો. કાગળ પેન્સીલ તો લઈને ઉભા છોને?" "હા, તે મારી પાસે તૈયાર છે!" એમ જણાવી મનસુખમોદીએ એના ખાદીના ઝભ્ભામાંથી એક નાની નૉટ બુક અને પેન્સીલ બહાર કાઢી, સર્વેના તરફ દ્રષ્ટિ ફેરવતો ઉભો રહ્યો. કલ્યાણદાસે એની બેઠક ઉપર આસન લેતાં કહ્યું "ભાઇ મનસુખરામ! તમે પહેલાં આપણાં નામ તો લખવા માંડો. તે લખાયા પછી અન્ય ભાઇબ્હેનો જેમની

ઇચ્છા હશે તેઓ એમનાં લખાવશે. જુઓ પહેલાં લખો મારૂં નામ." કલ્યાણદાસ આટલું બોલી એની બેઠક ઉપર બેઠો અને મૌન રહ્યો. મનસુખ મોદીએ નૉટ બુકમાં નોંધ કરવા માંડી.

(૧) કલ્યાણદાસ. (૨) ગંગેશ્વર શર્મા. ગંગેશ્વર શર્માએ બુમ મારી એનું નામ લખાવ્યું. (૩) ગણપતિશંકર પંડિત. ગણપતિશંકર પંડિતે એમનું નામ નોંધાવ્યું. (૪) મનસુખ મોદી. મનસુખ મોદીએ ઉચ્ચ સ્વરે બોલી એનું નામ નોંધ્યાની જાહેરાત કરી. (૫) તનમનભાઈ. તનમનભાઇએ એમનું નામ નોંધાવ્યું. (૬) ઉમેદભાઈ. એણે એનું નામ લખાવ્યું. (૭) હીરૂભાઇ. એમણે પણ યાદીમાં એમના નામનો ઉમેરો કરાવ્યો. ચન્દ્રકાન્ત, ધીમન્તકુમાર, કાલીદાસ અને ચિત્રગુપ્ત ચતુર્વેદીએ પણ એમનાં નામ નોંધાવ્યાં તે સાથે સભ્યોની સંખ્યા અગ્યારની થયાની જાહેરાત થઈ.

"શેઠ સાહેબ આપનું નામ ?" કલ્યાણદાસે, નજીકમાં બેઠેલા શેઠ મનોરભાઈ તરફ જોઈને કહ્યું.

"મારૂં નામ સભ્ય તરીકે નોંધવાની જરૂર નથી. પણ તમારા મંડળના આશ્રયદાતા તરીકે હું મંડળને યથાશક્તિ આર્થિક સહાયતા કરતો રહીશ. વળી કોઈ કોઇ આવા પ્રસંગે હાજરી આપીશ. સભ્ય તરીકે જોડાઈ નિયમિત હાજરી આપવાનું મારાથી બની શકે નહિ તે આપ જાણો છો, માટે તે માટે આગ્રહ રાખશો નહિ."

શેઠ મનોરભાઇએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. કલ્યાણદાસ, એમનો આવો પ્રત્યુત્તર સાંભળી, કંઇક નિરાશ તો થયો પણ આશ્રયદાતા તરીકે તેઓ આર્થિક સહાયતા આપ્યા કરશે, તે વાત એની નિરાશા દૂર કરવા પૂરતી હતી એટલે એણે મન વાળ્યું. શેઠ મુકુન્દભાઇએ પણ, કલ્યાણદાસના પ્રશ્નમાં શેઠ મનોરભાઇની મતલબનો પ્રત્યુત્તર વાળ્યો. મનસુખ મોદીએ હજુ બીજા સભ્યો વધારવા માટે સભા સમક્ષનો એનો પ્રયત્ન ચાલુ રાખ્યો હતો. સ્ત્રી વર્ગમાં, સભ્ય

તરીકે નોંધાઇ જવાની ઇચ્છા, ઘણી સ્ત્રીઓમાં જાગૃત થઈ હતી, પરંતુ નામ નોંધાવવાની હિંમત હજુ કોઈ કરી શકતું ન્હોતું. તેઓમાં પહેલ કોણ કરે છે, તેની તેઓ રાહ જોઈ રહ્યાં હતાં. કલ્યાણદાસ, મનસુખ મોદી અને ગંગેશ્વર શર્માનું ધ્યાન, સ્ત્રીવર્ગમાં થતી આ હીલચાલ તરફ હતું. સ્ત્રીઓ અંદર અંદર ગુપચુપ વાતો કરી રહી હતી. ગંગેશ્વર શર્મા "લોખંડ ગરમ હોય ત્યારે ટીપવું" એ સિદ્ધાંતમાં માનનારો હતો, તેથી તે ઉભો થયો અને ખાસ કરીને સ્ત્રી વર્ગને સંબોધીને બોલ્યો.

"બ્હેનો! અમને જણાય છે કે તમારો સહકાર અને સાથ, અમારા મંડળના કાર્યને વધારે દીપાવી શકશે. પ્રભુભક્તિ તરફનો પ્રેમ, પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે હોય છે. આથી અમો આશા રાખીએ છીએ કે અમને બ્હેનોનો સાથ સારો મળશે. પ્રભુભક્તિનો માર્ગ શૂરાનો છે, માટે જે બ્હેનોની ઇચ્છા હોય તેમણે જરા પણ સંકોચ રાખ્યા સિવાય એમનાં નામ સભ્ય તરીકે આ પળે નોંધાવી લેવાં જોઈએ. પ્રભુભક્તિ માટેનો આવો અમુલ્ય અવસર વારેવારે મળતો નથી."

ગંગેશ્વર શર્મા આટલું બોલી મૌન ઉભો રહ્યો. એના આ શબ્દોની સ્ત્રીવર્ગ ઉપર સારી અસર થઈ હોય એમ જણાયું. ઉત્સાહ વધતો જણાયો. કલ્યાણદાસની ધર્મપત્ની હીરાએ, પ્રેમદુલારીના પ્રોત્સાહનથી, એનું નામ પહેલું નોંધાવ્યું. મનસુખ મોદી આનંદિત થયો અને એણે સ્ત્રી સભ્યોના નામ લખવા માંડયાં.

(૧) શ્રીમતિ હીરાલક્ષ્મી કલ્યાણદાસ, (૨) શ્રીમતિ કમળાબ્હેન, (૩) પ્રેમદુલારીબા, (૪) શ્રીમતિ સુધાબ્હેન, (૪) શ્રીમતિ ચંચળબ્હેન આચાર્ય, (૬) ગં. સ્વ. મંજુલાબ્હેન, (૭) ગં. સ્વ. કાશીબા, (૭) શ્રીમતિ રંભાબ્હેન, (૮) શ્રીમતિ ચંપાબ્હેન, (૯) ગં. સ્વ. જોઈતીબ્હેન, (૧૦) ગં. સ્વ. રળીયાતબા, (૧૧) ગં. સ્વ. ગોમતીબ્હેન, (૧૨) શ્રીમતિ વિદ્યાગૌરી પંડિત, (૧૩) ગં. સ્વ. અંબાબ્હેન.

સ્ત્રી સભ્યોની સંખ્યા પુરૂષ સભ્યો કરતાં વધેલી જોઇ, મનસુખ મોદી આનંદમાં આવી બોલી ઉઠયો " શાબાશ છે બ્હેનોને! એમણે રંગ રાખ્યો!" મનસુખ મોદી ત્યાર બાદ કોઈ વધુ નામો નોંધાય છે કે નહિ તેની રાહ જોવા દશેક મીનીટ ઉભો રહ્યો, પણ હવે વધુ નામ નોંધાય એમ નહિ જણાવાથી એ, સભ્યોની કાચી યાદી કલ્યાણદાસને સોંપી એની બેઠક ઉપર જઈ બેઠા. એના બેઠા પછી થોડી વારે કલ્યાણદાસ ઉભો થયો અને સર્વને સંબોધીને બોલ્યો "ભાઇઓ અને બ્હેનો! મંડળની સ્થાપના માટેની પ્રાથમિક ચર્ચા વખતે અમને જે સાથ અને સહકાર મળ્યો છે, તે અત્યંત આશાસ્પદ ગણાય. મંગળાચરણમાં આટલી સંખ્યા નોંધાઈ જશે, એની કલ્પના મને ન્હોતી, પરંતુ પરમાત્માએ આપણા કાર્યને સારો વેગ આપ્યો છે, તે આનંદ પામવા જેવું છે. જે જે ભાઈ બ્હેનોએ સભ્ય તરીકે એમનાં નામ નોંધાવ્યાં છે, તે ભાઈ બ્હેનોએ મંડળની ઉદ્દ્ઘાટન ક્રિયા વખતે હાજર રહેવાનું છે. આ ક્રિયાની તારીખ હવે પછી નક્કી કરવામાં આવશે અને દરેક ભાઈ બ્હેનને જણાવવામાં આવશે અને અમો આશા રાખીએ છીએ કે તેઓ તે દિવસે તે પ્રસંગે ઉત્સાહપૂર્વક હાજર રહેશે અને સાથે એમનાં સગાં, સંબંધીઓ અને પરિચિત સ્ત્રી પુરૂષોને પણ હાજર રાખવા યોગ્ય તે કરશે. હવે આપણો ભજનનો કાર્યક્રમ છે, છતાં જો ભક્તિ સંબંધે કોઈ તાત્ત્વિક ચર્ચા, આગળ ચલાવવા વિચાર હોય તો તેમ કરવાની દરેકને છૂટ છે. ભક્તિ સંબંધે અત્યાર સુધીમાં ઘણું કહેવાઈ ગયું છે, એટલે ટુંકા સમયમાં એને અવકાશ નથી એટલે મારી સમજ પ્રમાણે ભજનનો કાર્યક્રમ હાથ ધરવામાં આવે તો સર્વને અત્યંત આનંદ મળશે. ભજનનું કાર્ય પત્યા પછી, પ્રભુની આરતી ગાઈ, પ્રસાદ લઈ આજની સભા વિસર્જન થશે."

કલ્યાણદાસ આટલું બોલી મૌન રહ્યો, પણ સભા વચ્ચે ઉભો

રહ્યાં. સભામાંથી કોઇએ કંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ એટલે તાત્ત્વિક ચર્ચા આગળ ચાલવાની નથી, એમ સમજી કલ્યાણદાસની સુચના પ્રમાણે પંડિત ગણપતિશંકરે બેઠાં બેઠાં ઉપસંહાર કરતાં જણાવ્યું, "ભાઇઓ અને બ્હેનો! ભાઇ કલ્યાણદાસનું અમર સ્વપ્ન આજે મુર્ત્તિમંત થયું છે, એ જોઇ મારા આત્માને અત્યંત આનંદ થયો છે. ભકતમંડળ સ્થપાશે એટલે ભકિતની તાત્ત્વિક ચર્ચા અને ભક્તિનું પ્રદર્શન હંમેશાં ચાલવાનું છે એટલે આપણે હવે એ વાત આજ પૂરતી મુલતવી રાખીએ તો વાંધો નથી. આજે એકાદશી છે, ભગવાનના ગુણાનુવાદ ગાવાની કાયમી સંસ્થાનું બીજ આજે રોપાયું છે, એવા મંગળ અવસરે આપણે જે સમય બાકી રહ્યો છે, એમાં થોડાં ભજન ગાઇ—ગવડાવીએ, ઝીલીએ—ઝીલાવીએ એ ઠીક થઈ પડશે, પણ તેમ કરતા અગાઉ મારે "મંડળ" સંબંધે થઈ ગયેલા કાર્યના ઉપસંહાર રૂપે થોડુંક કહેવાનું રહે છે, તે આપ સર્વે શાન્તિથી સાંભળશો." ગણપતિશંકર પંડિત, અત્રે થોડી વાર થોભ્યા પછી, સર્વે તરફ દ્રષ્ટિ કરતા એમના પ્રવચનમાં આગળ વધ્યાઃ—"સજ્જનો અને સન્નારીઓ! આ પ્રસંગે મને શ્રીમદ્ ભગવદ્ ગીતાના અંત ભાગમાં કહેવાયેલો શ્લોક યાદ આવે છે કેઃ—

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मति मम ॥**

"શ્લોકનો અર્થ સ્પષ્ટ છે એટલે તે સંબંધે મારે કાંઇ કહેવાનું રહેતું નથી, પણ આપણા "ભક્તમંડળ" ના પ્રારંભ કાળે એજ મતલબના કેટલાક શ્લોક મેં તૈયાર કર્યા છે, તે આપની સમક્ષ મારે ગાઈ બતાવવા પડશે, તે ઉપરથી આપને આપણા મંડળની ભાવિ પ્રગતિનો ખ્યાલ આવી જશે. હવે આપ સર્વે ધ્યાન દઈ સાંભળો. હું તે ગાઈ બતાવું છું." એમ કહી પંડિત ગણપતિશંકરે તે શ્લોક બુલંદ અવાજે ગાઈ બતાવ્યાઃ

"જ્યાં જ્યાં "ગંગેશ્વર" સમા, "ગણપતિ" "તનમન" "હીરૂ" દોડતા
જ્યાં જ્યાં "કાલીદાસ", "ચન્દ્રકાન્તે" આવેશ રાખ્યા નવા
જ્યાં "મોદી મનસુખ" પ્રેમભક્તિ પંથે, વહેવા મથે;
સાથે શાન્ત સ્વભાવનો "ધીમન્ત" પણ પગલાં ભરીને વધે. ૧

દોડાદોડ થઈ રહે "ભગત" ના "ઉમેદ" આશા ધરે;
ત્યારે "ગુપ્ત ચતુર્વેદ" ચમકે, ભક્તિ વહાવે શુરે
આવા ઉત્તમ સાથીઓ શુર ભર્યા "કલ્યાણ" સાથે મળ્યા
ત્યાં ત્યાં છે "કલ્યાણ" એમ આજે માની રહું સર્વથા ૨

"સુકાની "કલ્યાણ" ને, મંડળ સરખું નાવ;
એમાં બેસો પ્રેમથી, ઉતરવા ભવ પાર. ૩

ભક્તિ ત્યાં ભગવાન્ છે, મંડળ ત્યાં કલ્યાણ;
મુક્તિ મળશે જીવનની, નહિ રે' તાણાતાણ. ૪

આ દુનિયા તો "દર્દ" છે, માયા ત્યાં મ્હોંકાણ;
ત્યારે કેમ ન શોધવું? જીવનનું કલ્યાણ. ૫

જ્યાં જ્યાં વસતા "ભગત" જન જ્યાં ભક્તિના ધોધ:
ત્યાં ત્યાં કેમ ન દોડવું? લેવા સાચા બોધ. ૬

આ શ્લોકો પૂર્ણ થયા ત્યારે સભામાંથી કોઇ બોલી ઉઠયું, "શાબાશ! પંડિતરાજ! તમે તો કમાલ કરી! ઘણા શબ્દોમાં જે કહેવાનું હતું, તે બધું તમોએ થોડા પણ અર્થસુચક–મર્મભેદક શબ્દોમાં કહી નાંખ્યું છે! પણ મંડળમાં જોડાયેલી બ્હેનો માટે કેમ બાકી રાખ્યું?"

"તે વળી બીજી વખત!" ગણપતિશંકર પંડિતે કંઇ હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

"ના, એ તો અન્યાય કહેવાય! ભાઇઓ કરતાં બ્હેનોની કિંમત ભક્તિના માર્ગ ઉપર ઓછી નથી! તેઓ મુંગી રહેશે, પણ દીલથી નારાજ થશે. માટે તેમનો ઉત્સાહ વધારવો જોઈએ!"

પેલા શ્રોતાએ પ્રત્યુત્તર વાળતાં, સ્ત્રીવર્ગ તરફે માગણી કરી.

"ત્યારે તે પણ સાંભળો !" એમ કહી પંડિત ગણપતિશંકરે કલ્યાણદાસ પાસેથી સ્ત્રી સભ્યોની યાદી લઇ શીઘ્રકવિતા રચી નાંખી ગાઈ સંભળાવી:—

"દુલારી" આવશે તો "સુધા" યે આવશે
"કમળા" ને સાથે રહેવા કહાવશે—દુલારી૦

"હીરા" તો હરિની પ્યાસી
હરદમ હરિના ગુણ ગાતી
"સુધા"ને સત્ય સમજાવશે—દુલારી૦

"કાશીબા", કાશી સરખાં
જોઇને મનડાં હરખ્યાં
"રંભા" ને રંગ તે લગાડશે—દુલારી૦

"અંબા" નું એક દીલ
"ચંચળ" નું ચારૂ ચિત્ત
"ચંપા" ના વેગને વધારશે—દુલારી૦

"મંજુલા" મંજુલ ગીતે
ભક્તિનું સ્થાન જીતે
"જોઇતી" જોઇતું જમાવશે—દુલારી૦

"વિદ્યા" ની વિદ્યા જોઇ
"રળીયાત" રહેશે મોહી
"ગોમતી" ગંગા વહાવશે—દુલારી૦

સ્ત્રીઓનો સાથ જોઇ
હરખે "કલ્યાણ" ભાઈ
ભક્તિના ડંકા વગડાવશે—દુલારી૦"

સ્ત્રીવર્ગને તેમજ પુરૂષવર્ગ સર્વેને પંડિત ગણુપતિશંકરની આ શીઘ્રકવિતા સાંભળી આનંદ થયો. કોઈને હસવું આવ્યું. કોઇ સ્મિત કરી ગયું. કેટલીક સ્ત્રીઓને એમની થયેલી પ્રશંસાનો હર્ષોન્માદ થયો. જેમણે નામ નોંધાવાની હિંમત ન્હોતી કરી, તેમને કંઇક નિરાશા થઈ આવી અને ભવિષ્યમાં મંડળમાં જોડાવાનો નિર્ણય કર્યો. દશેક મીનીટ સુધી ઉત્સાહ, આવેગ અને હર્ષાવેશનું વાતાવરણ રહ્યું. ત્યાર બાદ હાથ ઉપર થોડો સમય રહેવાથી કલ્યાણદાસે બેઠાં બેઠાં ભજનના કાર્યક્રમની જાહેરાત કરી અને તે કાર્યક્રમમાં મનસુખ મોદીએ એનું ભજન પહેલાં ગાઇ નાંખ્યું:—

"મનસુખ મોદી કહે છે રે! સાંભળ મનડા! ઘડી બે ઘડી
જીવતર તારૂં જાશે રે! ભકિત વિના રડી રે! રડી
મનસુખ૦

પાસે કુવો પાણી ન પીવે એવું કોણ અભાગી?
બહુ દાંડા તું ઉંઘ્યો મુરખ! હવે ઉઠ તું જાગી
મનસુખ૦

માયામાં મોહે શું વળશે? કાયા પડશે તારી
સદ્‌ભાગ્યે સદ્‌ગુરૂજી મળીયા, પળ પળ લે સંભાળી
મનસુખ૦

ભવસાગરનું ભાથું ભરવા, શોધ હવે તું ભકિત
આંખ ઉઘાડી નહિ જુએ તો દૂર થવાની શકિત
મનસુખ૦

હરદમ હરિના ગુણ ગાશો તો ગોથાં ક્યાંહી ન ખાશો
પરિબ્રહ્મની પ્રતિભા પામી, સીધા સ્વર્ગે જાશો
મનસુખ૦

તાર બધા દુનિયા સાથે સંધાયેલા તે તોડો
એક અવિચલ "બ્રહ્મ" પદારથ માટે હૈયાં જોડો
મનસુખ૦

આ "કલ્યાણ" કહે તે કરજો, સાથે સાથે ફરજો
ધીમે ધીમે ધગશ વધારી, ભવસાગરને તરજો
મનસુખ૦ "

ભજન ગાવામાં મનસુખ મોદીએ તલ્લીનતા અને હૃદયની ઊંડી ધગશ, હાવભાવ દ્વારા વ્યક્ત કરી હતી, તેથી સભાજનો ઉપર એની સારી અસર થઇ. ઘડીભર સર્વે ભક્તિરસમાં ડૂબેલાં જણાયાં. મનસુખ મોદી, ભજન પૂર્ણ થતાં એના આસન ઉપર જઈ બેઠા એટલે ગંગેશ્વર શર્મા ઉભો થયો અને એણે પણ એક ભજન મુક્તકંઠે ગાઇ લીધું. એમનું ભજન પૂર્ણ થતાં, તનમનભાઈ ઉભો થયો અને એણે પણ એના ભજનને તાલબદ્ધ રીતે ગાઈ સર્વેને ભક્તિરસનો આનંદ આપ્યો. સ્ત્રીવર્ગમાંથી કાશીબા, તેમજ બીજી એક બે સ્ત્રીઓએ ભજન ગાયાં. લગભગ અગીયાર વાગ્યાનો અમલ થવા આવ્યો હતો એટલે કલ્યાણદાસે પ્રભુની આરતી ગાવા માંડી. પ્રભુની આરતી ગાવામાં સર્વેયે સાથ આપ્યો અને તે પૂર્ણ થતાં સાકર દ્રાક્ષનો પ્રસાદ તૈયાર રાખવામાં આવ્યો હતો તે વહેંચવામાં આવ્યો. અને એમ કાર્યક્રમની પૂર્ણાહુતિ થતાં સર્વ વીખરાઈ ગયાં. કલ્યાણદાસને એણે ઘણા સમયથી સેવેલો મનોરથ સફલ થયેલો જોઈ, જે આનંદ થયો તે અવર્ણનિય હતો. સર્વેને વીખરાઈ ગયા બાદ કલ્યાણદાસ એની પત્ની હીરા પાસે, મનના હર્ષથી ફુલાતો આવી પહોંચ્યો, તે વખતે તે પ્રેમદુલારી અને સુધા પાસે બેસી વાતચિત કરી રહી હતી. સર્વેની માફક સુધા અને પ્રેમદુલારી ઘેર જવા તો ઉઠેલાં. પણ હીરાએ "તમારે શી ઉતાવળ છે? તમારે ક્યાં દૂર જવું છે? જરા બેસો તો ખરાં!" એમ કહી બેસાડેલાં, એટલે સર્વે ગયાં, પણ હજુ તેઓ હીરા પાસે બેઠાં હતાં. અને વાતે વળ્યાં હતાં. કલ્યાણદાસ તેમની નજીક આવી તેમની સામે બેઠો. એની મુખમુદ્રા ઉપર આનંદની છાયા હોઇ, તે હર્ષના કંઇ ઉદ્દ્ગાર તેમની સમક્ષ કાઢવા માગતો હોય તેમ પ્રેમદુલારી, સુધા અને હીરાને લાગ્યું. હીરાએ એનો

મનોભાવ સમજી લઈ, કલ્યાણદાસને સંબોધીને કહ્યું," બધાં ગયાં, એમ પ્રેમદુલારીબા અને સુધાબ્હેન પણ જવા માગતાં હતાં. પણ મેં રોકી રાખ્યાં છે! તેઓ તો કહે છે કે આજે જે આનંદ મળ્યો એવો તો એમણે કદી પણ અનુભવ્યો ન્હોતો !" હીરા, આટલું બોલી કલ્યાણદાસ સામે જોઈ રહી.

" ભક્તિ અને સત્સંગનો મહિમા જ એવો છે ! એના આનંદનો પારજ ન પમાય !" કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. "આજે એક દિવસમાં આટલો આનંદ મળ્યો તો પછી આવી ભક્તિ અને આવો સત્સંગ રોજ ચાલતો રહે તો તે આનંદ કેટલો બધો અવિચળ હશે ?" પ્રેમદુલારીએ પૂછ્યું.

"એને શાશ્વત આનંદ કહે છે અને તે તો કોઇ પૂણ્યશાળી જીવને જ પ્રાપ્ત થાય છે! આવા સાચા અવિચળ આનંદનો લાભ અનાયાસે પ્રાપ્ત થઈ જાય, એ હેતૂથી તો મેં આ ભકતમંડળ સ્થાપવાની આ પ્રવૃત્તિ આદરી છે અને ભગવાનની કૃપાથી તમોએ જોયું એમ મને ધાર્યાં કરતાં વધારે પ્રમાણમાં સફળતા મળી છે !

" પ્રેમદુલારીબા ! તમો આ સર્વ કંઇ આજે એ જોઈ શક્યાં ને ?"

" જરૂર જોયું, કલ્યાણભાઈ! કોઇ પૂર્વના પૂણ્યે, તમારો પરિચય અમને થયો છે એટલે અમારે હવે ભક્તિ અને સત્સંગનો નિત્ય લાભ મળ્યા કરશે ! બિચારી સુધા, પણ આ ભક્તિના માર્ગે અવિચળ શાન્તિ પ્રાપ્ત કરશે ! કલ્યાણભાઈ! મને તો આજે જ ખબર પડી કે તમારો સંબંધ આવા આવા માણસો સાથે છે ! આવો પરિચય, આવી વ્યવસ્થા અને દરેકનો આવો પ્રેમ અને સદ્‌ભાવ જોતાં તમારી યોગ્યતા કંઇ ઓછી ન કહેવાય !"

પ્રેમદુલારીએ કલ્યાણદાસના વ્યકિતત્વની તેમજ કાર્યની પ્રશંસા કરતાં કહ્યુ."

મને તો પહેલાંથી ખબર હતી કે કલ્યાણકાકા, જેવા દેખાય છે, એવા નથી, પણ તેથી કંઇક વધારે છે! ભલેને દુનિયામાં રહે છે, પણ એમનું દીલ ભક્તિ તરફ વધારે છે! આજે જે થઈ ગયું અને ભવિષ્યમાં બીજું એવું જે કંઇ થશે તે સર્વ કંઇ આ ભક્તિની શક્તિનું પરિણામ હશે, એમાં શંકા નથી!"

કલ્યાણદાસ, પ્રેમદુલારીની પ્રશંસાના શબ્દોનો પ્રત્યુત્તર વાળે તે અગાઉ, સુધાએ પણ માતાની વાતને અનુમોદન આપતી વાત કહી નાંખી.

"સુધાબ્હેનનું કહેવું ખરું છે." હીરાએ સુધાની વાત સાંભળી લીધા બાદ જણાવ્યું. "આ તો દુનિયાદારીમાં રહ્યા એટલે ઘર નભાવવા પૂરતો નોકરી ધંધો કરે છે અને હરે છે–ફરે છે! બાકી એમનું ચાલે તો મંજીરા લઇ ભગવાનની ભક્તિ કરવા કોણ જાણે કે કયા જંગલમાં ચાલ્યા જાય કે શોધતાં પત્તોયે ન લાગે! એમને તો જગતની કશીયે પડી નથી! નથી ધનની લાલસા કે નથી વ્યવહારની ચિંતા! એમને મન તો ભગવાન અને ભગવાનની ભક્તિ એટલું જ ખરૂં! પણ જ્યારે તેમણે જોયું કે દુનિયાદારીમાં રહીનેય ભગવાન તરફ પ્રેમ હોય તો ભક્તિ થઈ શકે છે, ત્યારે જ થોડું થોડું ચિત્ત, દુનિયાદારીમાં જેમ કમળ જળમાં ઉત્પન્ન થાય છે તોયે જળથી અલિપ્ત રહે છે, એવી રીતે ભક્તિ કરતા કરતા દુનિયાદારી સાચવે છે! ભક્તિ તરફ આટલો બધો પ્રેમ ન હોય તો પ્રેમદુલારીબા! તમે આજે જોયું એમ આ બધી મહેનત કોણ ઉઠાવે? આ તો પોતેયે તરવા માગે માગે છે અને બીજાઓને પણ તારવા માગે છે!"

હીરાએ પણ પતિની પ્રશંસા મુક્તકંઠે કરી નાંખી.

"એમનું ભક્તિ તરફનું આવું દીલ ક્યારથી થયેલું?" સુધાએ પૂછ્યું.

"હું તો ક્યારનીયે જોઉં છું!" હીરાએ હાથનો અભિનય કરતાં જણાવ્યું.

"તોયે ?"

"લગભગ દશેક વર્ષથી વધારે. બાકી હું પરણી આવી ત્યારથી પણ એમનું મન સત્સંગમાં તો ખરૂં! આ ટીલાં ટપકાં તો છેક નાનપણથી કરતા આવ્યા છે!"

"ટીલાં ટપકાં તો બધાયે કરે છે! પણ તે બધા કંઈ "ભગત" કહેવાય નહિ! જુઓને આ બ્રાહ્મણો? તેઓમાંના ઘણા ખરા "ત્રિપુણ્ડ્ર કરે છે, તે બધા કંઈ "ભગત" કહેવાતા નથી! ટીલાં ટપકાં કરવાં એ જુદી વાત છે, જ્યારે "ભક્તિ" એ જુદી વાત છે! પણ મારા કલ્યાણકાકામાં આ બંને વસ્તુ એકત્ર ક્યારથી થઇ તે તો કહો!"

સુધાએ પૂછયું.

"તે તેમનેજ પૂછી જુઓને?" હીરાએ પ્રત્યુત્તર વાળ્યો.

"ના, હીરાકાકી! તમેજ કહો!"

"તે તો મેં પહેલાં કહ્યું કે લગભગ દશેક વર્ષથી! પેલા ઉત્તમરામ મહારાજ અમારે ત્યાં આવે છે, એમના સંસર્ગ પછી, એમને ભક્તિનો રંગ પાકો લાગી ગયો અને આજે આ સ્થિતિએ પહોંચ્યા છે! અને મને તો ભય રહે છે કે કોણ જાણે આ ભક્તિના રંગ હજુયે કેટલા બધા પાકા થશે અને કોણ જાણે કે શું શું કરી બેસશે, તે મારા સમજવામાં આવતું નથી! એમને જે કરવું હોય તે ભલે કરે, પણ દુનિયાદારી સાચવીને કરે એટલે બસ!"

હીરા આટલું બોલી સહજ હસી પડી અને પછી મૌન થઈ રહી.

"એટલે? ભક્તિ કરવા જતાં દુનિયાદારી ન સચવાય તોયે શું?"

સુધાએ હીરાની વાત સ્પષ્ટ ન સમજાતાં, એ પ્રશ્ન નવેસરથી કર્યો.

"દુનિયાદારી ન સચવાય એવી ભક્તિ શા કામની? પછી

બૈરાં છોકરાં ખાય શું? તંબુરાનો તાર પકડી માત્ર ભગવાનને યાદ કરી, જગતનો વ્યવહાર ભૂલી જનારા "ભગત" ની કોઠીઓ કંઇ એમને એમ ભરાઇ જતી નથી! પેટમાં ભૂખ લાગે ત્યારે ભગવાનની ભકિતથી તૃપ્ત થવાતું નથી. રોટલા તો દુનિયાદારીમાં રહેવાથી મળે છે. ભકિતયે કરવી અને સાથે સાથે ઘરને પણ સાચવવું, એવી ભકિત કરવાથી બંને લોકનું સચવાય છે! તારા કાકા, ભક્તિ કરવી હોય તો ભલે કરે, પણ દુનિયાદારી સાચવીને કરે તે મારા કહેવાનો ઉદ્દેશ તું હવે સારી પેઠે સમજી શકી હશે!"

હીરાએ સવિસ્તૃત ખુલાસો કર્યો.

"હા, હીરાકાકી! તમારા કહેવાનો અર્થ, હું સારી પેઠે સમજી શકી! પણ દુનિયાદારી સાચવવા જતાં, સાચી ભકિત થઇ શકતી હશે ખરી? દુનિયાદારી, તો માયાનું સ્વરૂપ છે. જ્યારે "ભકિત" માયાથી પર છે." સુધાએ નવો પ્રશ્ન કર્યો.

"એ બધું તું તારા કાકાને પૂછ. હું તો મુદ્દાની વાત એટલી સમજું કે ભગવાનને એવા યાદ ન કરવા કે ઘરનાં છોકરાં ભૂખે મરે! દુનિયાયે સચવાય અને ભગવાન્ પણ સચવાય, એવી ભકિત આપણા કામની! અને મારી સમજણ પ્રમાણે આવા ભકતો જાતે તરે છે અને બીજાઓને પણ તારે છે"

કલ્યાણદાસ અને પ્રેમદુલારી, તેમની વચ્ચે થતી વાતચિત સાંભળી રહ્યાં હતાં. સુધાના એક બે પ્રશ્નોનો પ્રત્યુત્તર વાળવામાં "હીરા" કાંઇ કાચું કાપી નાંખશે, એમ જણાતાં કલ્યાણદાસ સુધા તરફ જોઈ બોલ્યો, "સુધા! આવી ઉંડી બાબતોની સમજણ એ બિચારીને શી પડે? એને દુનિયાદારી સિવાયની બીજી બાબતોનું શું ભાન હોય? પહેલાં ભકિત અને પછી દુનિયા, એવો નિર્ણય રાખીએ તોજ કાયાનું કલ્યાણ થાય. માયામાં રચ્યા પચ્યા રહેવું હોય તો પછી ભકિત કે ભગવાનની શી જરૂર છે? પણ તારી કાકીએ

જે વાત કહી નાંખી, તેમાં કેટલુંક સત્ય પણ છે! દુનિયાનાં તમામ કામ કરતા રહેવા છતાં પણ મન તો પરમાત્મા તરફ લીન રાખી શકાય છે! પરમાત્માના નામ તરફની આવી તલ્લીનતા સાધી શકાય તો દુનિયાદારીના તમામ વ્યવહાર સાચવવા છતાં પણ તે મનુષ્ય "મુક્ત" જેવો છે! માયાનાં આવરણ એને ઘેરી શકતાં નથી કે મુંઝવી શકતાં નથી! મારો આ "ભક્તમંડળ" સ્થાપવાનો ઉદ્દેશ પણ આવી ભક્તિનો પ્રચાર કરવા માટે છે! ભક્તિ કરવા માટે જંગલમાં જઈ બેસવાનું હોતું નથી. જે કરવું તે બધું આ દુનિયાદારીમાં રહીને કરવું, જેથી સંસારમાં રહેવા છતાં, ભગવાનના સાનિધ્યનો અનુભવ લઇ શકાય છે! પૂજ્ય ઉત્તમરામભાઈ આવા પ્રકારના "ભક્ત" છે અને તેમણે એવી પ્રેરણા મને કરી છે! તેઓ વ્યવહારમાં રચ્યા પચ્યા દેખાય છે, છતાં તેઓ જગત્ તરફ ઉદાસિન છે અને તેમનું મન તો ભગવાનના ચરણોમાં ભમ્યા કરે છે! સુધા! જગત્માં જે સાચી ભક્તિ કહેવાય છે, તે આનું નામ! હું તો એમના સંસર્ગમાં રહી એમની આ સર્વે શક્તિઓથી પરિચિત થઈ ગયો છું. તને હજુ તેમનો પરિચય નથી–પણ તેઓ કોઈ કોઈ સમય અત્રે આવે છે એટલે હવે જ્યારે આવશે ત્યારે તને તેમનો પરિચય કરાવીશ! નામ સ્મરણમાં તેમને જેવી શ્રદ્ધા છે, એવી આટલામાં અન્ય કોઇને હશે કે કેમ તે વિષે મને તો શંકા છે! તેં એમને એક બે વખત જોયા તો હશે?"

કલ્યાણદાસે, સુધાના પ્રશ્નનો સવિસ્તર સ્ફોટ કરી તેના ગુરૂ–મિત્ર ઉત્તરામભાઈના ભક્તજીવનનો આછો પરિચય કરાવતાં જણાવ્યું.

"હા, છ આઠ માસ પહેલાં તમારે ત્યા અમદાવાદ જતાં આવતાં ઉતરેલા, પણ સમયના અભાવે એમની પાસે અમે ક્યાં બેઠાં છીએ? વળી તે વખતે આપણો પરિચય ઓછો એટલે અમારે ત્યાં એમને બોલાવેલા પણ નહિ પણ હવે આવશે ત્યારે તો તમારે

કંઈ કહેવાનુંયે નહિ રહે અને અમે એમના પરિચયમાં આવી જઈશું! હાલ તેઓ પ્રત્યક્ષપુરમાં શું કરે છે?"

સુધાએ, ઉત્તમરામની પ્રવૃત્તિ જાણવા નવો પ્રશ્ન કર્યો.

"ત્યાં તેઓ શું કરે છે, તેની ખબર તને નથી? હું ભુલતો ન હોઉં તો મેં એકાદ વખત કોઈને ઈશારો તો કર્યો છે!"

કલ્યાણદાસ, કોઈ વાત યાદ લાવતો હોય એવા મનોભાવ મુખમુદ્રા ઉપર લાવી બોલ્યો.

"અમારી આગળ નહિ! તે વાત કદાચ તમે તમારા કોઈ મિત્રને કરી હશે!"

કલ્યાણદાસના પ્રશ્નનો પ્રત્યુત્તર સુધા વાળે, તે અગાઉ પ્રેમ-દુલારી વચ્ચે બોલી ઉઠી.

"હા, કદાચ એમ હશે!" કલ્યાણદાસે, એ પ્રસંગને યાદ લાવવાની મુંઝવણને બાજુએ રાખી આગળ ચલાવ્યું "મેં મારા કોઈ મિત્રને જણાવ્યું હશે. કદાચ જ્ઞાનનિરંજનભાઈને! ત્યારે હવે તે વાત મારે તમને કહેવી પડશે. તમારે ઘેર જવાની ઉતાવળ તો નથીને?"

કલ્યાણદાસ આટલું બોલી મૌન રહી, સુધા સામે જોઈ રહ્યો.

"ના, રે! ના, ઉતાવળ શાની? આજે તો એકાદશીનાં જાગરણ! બાર થવા આવ્યા છે! બે વાગશે તોયે શું?"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે એમ કરો! આપણે ફરી ચ્હા પી લઈએ!" કલ્યાણદાસે આટલું બોલી, એની પત્ની હીરાને ચ્હા બનાવી લાવવા સુચના આપી. હીરા ત્યાંથી ઉઠી તેની સાથે સુધા પણ એને મદદ કરવા સાથે ગઈ. કલ્યાણદાસની દશ અગીયાર વર્ષની પુત્રી ચન્દ્ર-કાન્તા જે હજુ સુધી, તેઓ વાતો કરતાં બેઠાં હતાં, તેની નજીક

પડેલો ગાદી ઉપર મૌનપણે સુઇ રહી હતી, તેણે કલ્યાણદાસને બૂમ મારી કહ્યું "બાપુજી! મને તો હવે ઉંઘ આવે છે! હું તો અહિંજ ઉંઘી જાઉં છું! તમે ઉઠો અને મારી બા પથારી કરે ત્યારે મને જગાડજો!"

"કેમ એમ? શું તારે ચ્હા નથી પીવી?"

કલ્યાણદાસે પૂછ્યું.

"ના, બાપુજી! હું તો હવે ઉંઘી જઇશ! પણ મેં કહ્યું એ તો યાદ છેને?" ચન્દ્રકાન્તાએ પૂછ્યું.

"હા, હા! અમે સુઇ રહીશું ત્યારે તને ઉઠાડી તારી પથારીમાં સુવાડીશું! અત્યારે ત્યાંજ ઉંઘી જા!"

કલ્યાણદાસે, સુચના કરી, એના મનનું સમાધાન કર્યું. ચન્દ્રકાન્તા મૌન રહી અને આંખો મીંચી પડી રહી. થોડી વારમાં નિદ્રાવશ થઇ ગઇ ચન્દ્રાકાન્તાને મૌન રહ્યા બાદ, પ્રેમદુલારીએ, કલ્યાણદાસ તરફ જોઇને કહ્યું "કલ્યાણભાઇ! સુધાનું દીલ ભક્તિ તરફ ધીમે ધીમે વળવા તો માંડયું છે, નહિ વારૂ?"

"જરૂર. એના મગજની શક્તિ સારી છે, તેવીજ તેની બુદ્ધિ ખીલેલી છે. એટલે ભક્તિ, ધર્મ અને જ્ઞાનના સંસ્કાર એના ઉપર તરતજ પડી જશે. અને મને આશા છે કે અમારા ભક્તમંડળમાં તે ઘણું ઉપયોગી અને કિંમતી કામ કરી શકશે! એ પણ એનું સદ્દભાગ્ય છે કે પરમાત્માના અનુગ્રહથી એના દીલમાં પ્રભુપ્રેમનો અગ્નિ પ્રકટ થવા લાગ્યો છે!"

કલ્યાણદાસે જણાવ્યું.

"એનું મન ઉદ્વેગમાં રહે છે અને ચિંતા કર્યાં કરે છે, તે બધું તો શમી જશેને?"

પ્રેમદુલારીએ ફરીથી પૂછ્યું.

"જરૂર. એમાં શંકાજ શી ?

"તે સાસરે જવાનું નામ તો નહિ દેને ?"

"કદીયે નહિ !"

"અહિં આનંદથી રહેશેને ?"

"બેશક !"

"મારા કહ્યા પ્રમાણે કરશેને ?"

"એમાં વળી પ્રશ્ન શાનો ?"

"મારા ઘરમાં ચિત્ત પરોવીને રહેશેને ?"

"તમે આવા આવા પ્રશ્નો શું કામ કરો છો ? મેં તમને ઘણી વખત કહ્યું છે એમ પરમાત્માએ જ્યારે એને આવા સંયોગોમાં મૂકી છે, ત્યારે એને ભક્તિ કરી આ ભવનું અને આવતા ભવનું કલ્યાણ કરી લીધા સિવાય બીજું શું કરવાનું છે ? તમે જુઓ તો ખરાં કે તમારી સુધા કેવી થઈ જાય છે ! એનામાં શું ખામી છે ? એને બધી અનુકુળતા છે. માયાનો જે થોડો ઘણો પાશ હશે તે "પ્રભુભક્તિ" દ્વારા દૂર થઈ જતાં તમારી સુધા, સંસાર તરી જશે, સંસાર ! પ્રેમદુલારીબા ! તમે ખોટી ચિંતા કરો છો ! સમયે કરી સર્વે સારાં-વાનાં થશે ! હું બેઠો છું અને તમે શું કામ ગભરાઓ છો ! ?"

આ વાત ચાલતી હતી, તેવામાં, હીરા અને સુધા ચ્હા લઈ ઉપર આવ્યાં. એટલે એમની વાત અટકી. સર્વેએ ચ્હા પી લીધી. રકેબી પ્યાલા ધોવા હીરા નીચે ગઈ અને સુધા, એની મા પ્રેમદુલારી પાસે, કલ્યાણદાસની સામે આસન લેતાં બોલી:

"હવે, કદાચ એક બે કલાક ગપ્પાં મારવા બેસવું હશે તો બેસી શકાશે. વાતોમાં પણ રસ આવે એટલી સ્ફુર્તિ ચ્હા પીધા પછી આવી જાય છે !"

સુધા આ શબ્દો પાછળ હસી પડી.

"કોઈ પણ કાર્યમાં શારીરિક કે માનસિક ઉદાસિનતા આવી જાય, તે સમયે ચ્હાદેવી, આવશ્યક સ્ફુર્તિ આપી, મનનો અને શરીરનો વેગ વધારે છે એટલે મારા સાંભળવા પ્રમાણે ઘણા વિદ્વાન પુરૂષો કહે છે એમ, "ચ્હા" એ કલિયુગનું અમૃત છે."

કલ્યાણદાસ, હસતો હસતો બોલ્યો.

"અને તેથીજ જેઓ પીએ છે તે બધા અમર થઇ જાય છે!"

સુધાએ ટકોર કરી.

પ્રેમદુલારી અને હીરા હસી પડયાં.

"મન—તનની શક્તિઓનો જલદીથી નાશ થવો તે પણ એક પ્રકારની અમરતાજ છે ને? મળેલો દેહ જેટલો ઘસાય અને ખીલેલું મન જેટલું ખૂબ દોડે, તેટલો નવો દેહ અને નવું મન એ વ્યક્તિને માટે અન્ય સ્થાને સરજાવું શરૂ થાય છે!"

સુધાએ એના શબ્દોની ગંભીરતાને વધારે સ્પષ્ટ ભાષામાં વ્યકત કરી.

"ખરું પૂછો તો સુધા કહે છે તે વાત સાચી છે, પણ હવે એ વાત જવા દો. સત્યયુગનું અમૃત, સોમરસ હતાં તો કલિયુગમાં ચ્હા હોય એમાં શંકા નથી. યુગના પ્રભાવ પ્રમાણે એ અમૃત આપણને મળ્યું છે તો એને પીધા વિના કેમ ચાલશે? ભૂલથી કદાચ ચલાવી લઇએ તો પછી **અમર** કેમ થવાશે? હાં, પણ મારે એક વાત કહેવી જોઈએ. સત્સંગ અને ભકિત કરવા માટે આખી રાતના અખંડ ઉજાગરા કરવાના હોય તે વખતે ચ્હા આપણે માટે કેટલી બધી ઉપકારક નીવડે છે, તે આપણે ન ભૂલી જવું જોઈએ! ચાલો હવે આ વાત બંધ કરો નહિંતર એની ચર્ચા કર્યા કરીશું તો બાકીનો સમય એમાંજ ચાલ્યો જશે અને સમય થયે આપણને સુવા માટે ઉભું થવું પડશે."

કલ્યાણદાસ આટલું બોલી મૌન રહ્યો.

"ત્યારે, હવે ઉત્તમરામ મહારાજ વિષે આપને જે કહેવાનું હોય તે કહો! મારે એમની વાત સાંભળવી છે!"

સુધાએ કલ્યાણદાસને મૌન રહ્યા બાદ, આ અગાઉ ચાલતી વાતનું સ્મરણ કરાવતાં કહ્યું.

"ત્યારે સાંભળો!" કલ્યાણદાસે, ઉત્તમરામ મહારાજની હકીકત જણાવતાં સર્વેને સંબોધીને જણાવ્યું "તેઓ મારા ખાસ સ્નેહી છે. મિત્ર છે, છતાં ગુરૂ જેવા છે. એમને હું ગુરૂ–મિત્ર તરીકે માનું છું. મારા જીવનમાં જે કંઇ ભક્તિ અને સત્સંગના સંસ્કાર છે, તે સર્વે તેમનો પ્રતાપ છે. હાલ તેઓ પ્રત્યક્ષપુરમાં રહે છે, જ્ઞાતિએ બ્રાહ્મણ છે અને મારા અનુભવ પ્રમાણે સાચા બ્રાહ્મણ છે. બાહ્ય દ્રષ્ટિએ, બીન અનુભવીને સામાન્ય માણસ જેવા લાગે, પણ વાસ્તવિક રીતે તેઓ એક યોગી જેવા છે. યોગી જેવું એમનું મન વિરક્ત છે. પ્રભુનામસ્મરણ, એ એમના જીવનનું ધ્યેય છે અને તેઓ એમની એ માન્યતાને ચુસ્તપણે વળગી રહ્યા છે. એમના હૃદયમાં, ભક્તિ અને યોગનો સમન્વય થયો છે. હું તો તેમને મારા તારક, ઉદ્ધારક અને પ્રેરણામૂર્ત્તિ સમા માનું છું અને સ્વીકારૂં છું. એમના તરફનો મારો પ્રેમ, આદર અને પૂજ્યભાવ, અનન્ય છે!"

કલ્યાણદાસ આટલું બોલી થોભ્યો.

"પ્રત્યક્ષપુરમાં હાલ તેઓ શું કરે છે?"

સુધાએ વચ્ચે પૂછી લીધું.

"ત્યાંની તેમની પ્રવૃત્તિ અદ્‌ભૂત છે! એમણે એમનું આખું જીવન, જનતા અને જનાર્દનની સેવામાં સમર્પણ કર્યું છે. ભક્ત અને યોગી જેવા છે, તેની સાથે સાથે તેઓ કર્મયોગી પણ એવા છે! પ્રત્યક્ષપુરની તેમની પ્રવૃત્તિનો પમરાટ કાળે કરીને આખા ગુજરાતમાં પ્રસરવાનો ચોકખો સંભવ છે!"

કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળ્યો.

"પણ તેઓ ત્યાં કરે છે શું? તેતો કહો!"

સુધાએ સ્પષ્ટ પ્રત્યુત્તર માટે એ પ્રશ્ન ફરીથી કર્યો.

"પ્રભુનામ સ્મરણનો મહિમા વધારવા માટે યોગ્ય પ્રચાર કાર્ય કરે છે. સાથે સાથે બાલબાલિકાઓમાં ગીતાજ્ઞાનનો પ્રચાર કરવા બનતો પ્રયત્ન કરે છે. એમની ત્યાંની પ્રવૃત્તિ ઠીક ઠીક આગળ ધપી રહી છે. એ કાર્યમાં મારે અહિં બેઠાં પણ આવશ્યક સાથ આપવો પડે છે. તેઓ આટલું કામ કરે છે, પણ એવા નિરભિમાની છે કે પ્રવૃત્તિ આટલી બધી ચાલવા છતાં તેઓ કોઇ પણ બાબતમાં જાહેરમાં આગળ પડતો ભાગ લેતા નથી એટલે એવે પ્રસંગે મારે અને મારા બીજા બે ત્રણ સાથીદારોને એમનું કામ ધપાવવા દોડાદોડ કરવી પડે છે! એમનું હૃદય તો એક સાચા ભક્તનું હૃદય છે! જીવનમાં સર્વત્ર નરી સરળતા!"

કલ્યાણદાસે, ઉત્તમરામ મહારાજના કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરતાં જણાવ્યું.

"ત્યારે તો આવા કાર્ય માટે એમણે તે ગામમાં એવી સંસ્થા સ્થાપી હશે?"

સુધાએ નવો પ્રશ્ન કર્યો.

"હા, એમજ છે. તેઓ પ્રત્યક્ષપુરમાં એક ઉપયોગી સંસ્થા ચલાવી રહ્યા છે."

"તે સંસ્થાનું નામ?"

"નામસ્મરણ પ્રાણશાળા."

"ઘણાં માણસો એનો લાભ લેતાં હશે?"

"જરૂર. લગભગ સોબસો બાલ બાલિકાઓ ગીતાના અધ્યયન સારૂ આવે છે તેમજ ઘણાં સ્ત્રી પુરૂષો પ્રભુનામસ્મરણનો લાભ લેછે!"

"સંસ્થાનું ખર્ચ શા ઉપર નભે છે?"

"ભાવિક સખી ગૃહસ્થોની ઉદાર મદદથી. સાધારણ સ્થિતિનાં સ્ત્રી પુરૂષો તરફથી પણ યથાશક્તિ સહાય થતી રહે છે!"

"ત્યારે તો તેઓ ત્યાં સહકુટુંબ રહેતા હશે!"

"ના, તેઓ એકલાજ રહે છે?"

"ત્યારે એમનાં પત્ની? છોકરાં છૈયાં?"

"એમનાં પત્ની તો લગભગ પંદરેક વર્ષથી સ્વર્ગસ્થ થયાં છે. સંતાનમાં તેમને માત્ર એક દીકરી છે, પણ તે વિધવા થયેલી છે અને તે ઘણું કરીને એને સાસરે રહે છે. કોઈ દિવસ આવે તો બે દિવસ ત્યાં રહી જાય."

કલ્યાણદાસે જણાવ્યું.

"એ વિધવા બ્હેનને કંઈ સંતતિ છે?"

"ના, તેને કંઇ નથી. તે એકલી છે."

"ત્યારે, સાસરેથી સુખી હશે?"

"ના, ના, એવું તો ખાસ કંઈ નથી. સામાન્ય સ્થિતિ છે, છતાં એ એના પિતાને ઘેર આવવાનું નામ લેતી નથી. તેમ ઉત્તમરામ મહારાજને એ બાબતની ખાસ ચિંતા નથી."

"એમ કેમ બને? આવી સ્થિતિમાં રહેલી દીકરીને પિતાનું ઘર યાદ આવે, એને બદલે એને સાસરે રહેવું ગમે છે, તે જરા આશ્ચર્ય તો કહેવાય!"

પ્રેમદુલારીએ વચ્ચે ઉદ્‌ગાર કાઢ્યા.

"એનું કોઈ ખાસ કારણ હોવું જોઇએ!"

સુધાએ અભિપ્રાય આપ્યો.

"ખાસ કારણ તો નહિ, પણ એટલું તો ખરું કે એના

પરણ્યા પછી અને પરણ્યા પછી ચાર પાંચ વર્ષે વિધવા થયા પછી, બાપ દીકરીને કંઇ વૈમનસ્ય થયા જેવું થયું છે. દીકરી જરા સ્વતંત્ર સ્વભાવની અને ચાલુ જમાનાની છે, જ્યારે એમની પ્રકૃતિ તો મેં તમને કહી એવી ધર્મનિષ્ટ છે. એટલે બે વિરૂદ્ધ સ્વભાવનાં માણસોને બને નહિ એ સ્વાભાવિક છે. દીકરીના જીવનને સુધારવા એમણે બનતી મહેનત કરી જોઈ પણ એણે એમનું કહ્યું માન્યું નહિ એટલે તેમણે એની દરકાર છોડી દીધી છે! એ એને સાસરે રહે છે અને એના રાહ પર જીવે છે! પણ મારા ધારવા પ્રમાણે તે એ માર્ગે સુખી નહિ થાય! અત્યારે મસ્ત થઇ ફરે છે, પણ આગળ જતાં દુઃખી થશે અને પિતાની અવગણના કરવા બદલનો પસ્તાવો એને થશે!"

"એનું નામ શું?"

"યમુના!" કલ્યાણદાસે જણાવ્યું.

"યમુના!" પ્રેમદુલારીએ ઉદ્‌ગાર કાઢયો.

"હા, તે લગભગ આપણી સુધાની ઉમ્મરની છે! તે ભૂત-કાળને ભૂલી જઈ વર્ત્તમાનમાં જીવી રહી છે! ઉત્તમરામ મહારાજે એને એમના મનમાંથી કાઢી નાંખી છે!" કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળ્યો.

ઉત્તમરામના જીવન સંબંધે આટલી આવશ્યક હકીકત જાણી લીધા બાદ, સુધાએ એ પ્રકરણ એટલેથી પતાવ્યું. વિશેષ પૃચ્છા ચલાવવાથી વિશેષ માહીતિ મળી શકે એમ હતું, છતાં નજીકના ભવિષ્યમાં એમના સંસર્ગ અને પરિચય દ્વારા સ્વાભાવિક રીતે મળી રહેશે, એમ માની, એણે વાતચિતનો વિષય બદલતાં કલ્યાણદાસ તરફ જોઇને કહ્યું, "કલ્યાણકાકા! આજે જે મંડળી જામી અને આનંદ મળ્યો, તે ભૂલાય તેમ નથી! પણ મને એમાં એક વ્યક્તિની ગેરહાજરી સાલી રહી હતી! હું ધારૂં છું કે તમને પણ એમ તો લાગ્યું હશે?"

સુધા, આ શબ્દો બોલતી વિચારમાં પડી ગયેલી જણાઈ.

કલ્યાણદાસ, સુધાને કયી વ્યક્તિની ગેરહાજરી સાલતી હતી, તે સમજી શકયો, છતાં જાણે એને કંઈ ખબર ન હોય એમ બોલી ઉઠયો, "કોની? સુધા!"

"જ્ઞાનનિરંજનભાઈની!" સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"હા, તે વાત ખરી!" પ્રેમદુલારી, સુધાની વાતને અનુમોદન આપતી બોલી ઉઠી. "તેઓ હાજર હોત તો ઓર મજા આવત! પણ મારા ધારવા પ્રમાણે તેઓ બહારગામ જવાના હતા તે પ્રમાણે ગયા હશે. એટલે જ નહિ આવી શકયા હોય!"

પ્રેમદુલારી આટલું બોલી, કલ્યાણદાસ સામે જોઈ રહી.

"ત્યારેસ્તો. નહિંતર તેઓ અહિં આવ્યા વગર રહે? પણ પ્રેમદુલારીબા! આ "ભક્તમંડળ" સ્થાપવાના સંબંધમાં તેમજ એની વ્યવસ્થા સંબંધમાં મેં એમનો અભિપ્રાય અને સલાહ લઈ લીધાં છે તેમજ જેમ બને તેમ તાકીદે આ પ્રવૃત્તિ હાથ ધરવાની સુચના મળી ગઈ છે. એટલે તેઓ આજે અહિં નથી તોયે આપણી વચ્ચે હાજર છે, એમ માની લઈએ તો ખોટું નથી. વળી તેમણે સાથે સાથે આપણા આ મંડળના કાર્યને હાર્દિક સહકાર આપવાનું કબુલ કર્યું છે, એટલે તેઓ આપણા મંડળના આત્મા સમાન રહેશે!" કલ્યાણદાસે સ્ફોટ કરતાં જણાવ્યું.

"તેઓ મંડળના સભ્ય તરીકે જોડાશે ખરા?"

સુધાએ નવો પ્રશ્ન કર્યો.

"તે અત્યારથી કહી શકાય નહિ. પણ હું ધારૂં છું કે તેઓ મંડળને માટે થાય તે કરી છૂટશે. એમનો સાથ અને સહકાર મળી જાય તો પછી તેઓ સભ્ય હોય કે ન હોય, તે પ્રશ્ન ખાસ મહત્વનો નથી!"

કલ્યાણદાસે, સુધાને એના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળ્યો. સુધા, હવે

ત્યાંથી ઉઠવા માગતી હતી એટલે એની માને સંબોધીને બોલી "ત્યારે બા! આપણે હવે ઉઠીશું? હમણાં એક થશે! મને તો હવે ઉંઘ આવતી જણાય છે!"

"કેમ, સુધાબ્હેન! આટલીવારમાં થાકી ગયાં? હમણાં તો બે ત્રણ વાગ્યા સુધી જાગવા તૈયાર હતાં એમ કહેતાં હતાં અને એટલામાં ફરી ગયાં? થોડીવાર તો બેસો!" સુધાને ઉઠવાની તૈયારી કરતી જોઈ, હીરા, જે અત્યાર સુધી મૌન બેઠી હતી, તે સુધાને સંબોધીને બોલી. "ના, હવે તો ઉઠીશું. બહુ મોડા સુધી જાગી તો શકાય, પણ બીજે દિવસે આખો દિવસ બગડે છે! તમે તો માગ કલ્યાણકાકાને લીધે ભક્તિ અને ભક્તિના ઉજાગરામાં પાવરધાં બની ગયાં છો, એટલે તમે તો ત્રણ વાગ્યા સુધીયે જાગી શકો! પણ અમે તો હજુ ભક્તિના માર્ગ ઉપર શીખાઉ છીએ એટલે એકદમ દોડવા જઈએ તો પાછાં પડી જઈએ!"

સુધા, આ શબ્દો બોલતી ઉભી થઈ.

"ત્યારે ચાલો!" એમ કહેતી પ્રેમદુલારી પણ ઉઠી. બંનેને ઉભાં થયેલાં જોઇ, કલ્યાણદાસ બોલ્યો. "સુધાનું કહેવું સત્ય છે! ઉંઘ આવતી હોય તે વખતે જાગવા મહેનત કરવી, તે સર્વથા વ્યર્થ છે! ઠીક, ત્યારે "જયશ્રીકૃષ્ણ!" "જયશ્રીકૃષ્ણ!" સુધા અને પ્રેમદુલારીએ કલ્યાણદાસ અને હીરાને "જયશ્રીકૃષ્ણ" કહ્યા અને તેમને ઘેર ગયાં.



# પ્રકરણ ૩૫

## પ્રેમનિરંજન

પરણવા યોગ્ય ઉમ્મર, પરણવા માગે તે વખતે પરણી શકે એવી સામાજીક સ્થિતિ અને પરણ્યા પછીનું પરિણિત જીવન, સુખમાં ગાળી શકે એવી વ્યવસ્થા, હોવા છતાં પ્રેમનિરંજન હજુ સુધી અવિવાહિત હતો. એનાં માતા પિતા તેમજ અન્ય સગાં સંબંધીઓની તત્પરત્વેની આગ્રહ ભરી ઇચ્છા એણે અતૃપ્ત રાખી હતી. આજે એનું વય પચ્ચીસ વર્ષનું હતું અને ગયે જ વર્ષે બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી. તેમજ આગળનો અભ્યાસ ચાલુ રાખવાની એની ઇચ્છા ન્હોતી એટલે અવિવાહિત રહેવાના કારણમાં તે અભ્યાસનું કારણ રજુ કરી શકે એમ ન્હોતું. તે કારણ દૂર થતાં અન્ય કોઈ કારણ હોય તો તે રજુ કરવા એનાં માતા પિતા અને અન્ય સગાં સંબંધી તેમજ અંગત મિત્રો તરફથી આગ્રહ થતો, પણ કોઈને સ્પષ્ટ ખુલાસો આપતો નહિ, આપી શકતો નહિ. આથી સર્વેને એની આવી રીતભાત માટે આશ્ચર્ય થતું. એને માટે એની જ્ઞાતિમાંથી ઘણી સુયોગ્ય, સુંદર અને શિક્ષિત કન્યાઓનાં માગાં આવતાં, પણ તેણે તે બધાં નકાર્યા હતાં. એના અંગત મિત્રોએ આવા સંયોગોમાં બહુ દબાણ કરી જોયું, પણ એની દૃઢ મક્કમતા જોતાં, એમણે ધીમે ધીમે એ પ્રયત્ન છોડી દીધો. માતાપિતાને પણ આ વાતની ખબર પડી જતાં, તત્પરત્વે એના દીલને નારાજ કરવાનું માંડી વાળ્યું. માતાપિતા સમજુ હતાં. તેમજ એમના એકના એક લાડકવાયા પુત્ર તરફ એમને અત્યંત પ્રેમ હતો એટલે એના દીલને વધારે પડતું દબાણ કરી દુભવવાને તેઓ તૈયાર ન્હોતાં. હમણાં નહિ તો વર્ષે બે વર્ષે પણ એ લગ્ન માટે તૈયાર થશે, એવી એમને આશા હતી એટલે લગ્ન જેવા પ્રશ્નમાં વધારે પડતી ઉતાવળ કરવી કોઈ વખત હાનિકારક થઇ પડે છે, એમ માની એમણે એના લગ્નનો આખો પ્રશ્ન એના ઉપર છોડી દીધો હતો.

જો કે એમ કરવામાં પુત્રને પરણાવી દેવાના હૈયે વસતા મીઠા કોડ, એમને પરાણે દબાવવા પડયા હતા. યોગ્ય કારણની ગેરહાજરીમાં એની ન્યાત જાતમાં ચિત્ર વિચિત્ર વાતો ફેલાતી. કોઈ કહેતું કે તે તો પર ન્યાતની કન્યા લાવવાને છે તેથી પરણતો નથી. વળી એમ પણ કહેવાતું કે કૉલેજના અભ્યાસ દરમ્યાન એણે કૉલેજમાં ભણતી કોઈ છોકરી સાથે "પ્રેમલગ્ન" કરી લેવાનું વચન આપી દીધું છે, તેથી પરણતો નથી. કોઈએ કહ્યું કે એને એના પ્રેમજીવનમાં નિષ્ફળતા મળી છે, તેથી લગ્નના પ્રશ્ન તરફ ઉદાસિનતા રાખી રહ્યો છે. કોઈ એ તે યાવજ્જીવન અવિવાહિત રહી સમાજસેવા કરવાનો મનોરથ સેવી રહ્યો છે, એમ પણ જણાવ્યું. આવી આવી અનેક વાતો ચાલતી, પણ અવિવાહિત રહેવાના એના સંકલ્પનું સત્ય કારણ કોઈના જાણવામાં આવ્યું નહોતું. એની શારીરિક સ્થિતિ આરોગ્ય ભરી અને સંગીન હતી એટલે શારીરિક નિર્બળતાનું કોઈ કારણ એમાં ગવાતું નહોતું. એનો દેહ સુંદર હતો, તેમજ આકર્ષક હતો એટલે જે જ્ઞાતિમાં તે જીવતો હતો, તે જ્ઞાતિની સુંદરમાં સુંદર કન્યાને પણ તે જીતી શકે એમ હતું છતાં તે આ આખા પ્રશ્ન તરફ બેદરકાર રહેતો તે જોઈ સર્વેને આશ્ચર્ય થતું. તેની પ્રકૃતિ બહુ મિલનસાર હોઈને આનંદપુરમાં તેમજ અન્ય સ્થળે બહોળું મિત્રમંડળ ધરાવતો. એને એકલું રહેવું ગમતું નહિ, આથી તે હંમેશાં મિત્રોથી વીંટાયેલો રહેતો. તે એકલો ભાગ્યે જ જોવામાં આવતો. ઘર આગળ પણ અભ્યાસ વાંચન કે આરામ લેવાના સમય સિવાય કુટુંબીઓ ભેગો બેસતો અને તેમની સાથે વાતચિત-ચર્ચાનો આનંદ લેતો. એનો સ્વભાવ ખુશમિજાજી અને વિનોદી હતો. નિર્દોષ વિનોદ દ્વારા આનંદ પ્રાપ્ત કરવાની અને કરાવવાની એનામાં અદ્દભૂત શક્તિ હતી.

એના લગ્ન ઉપર સર્વેયે પડદો નાંખી દીધો હતો, પણ આનંદલતાના મષ્તિષ્કમાં એ વાત રાત દિવસ ઘોળાયા કરતી હતી. આનંદલતા, પ્રેમનિરંજનના વડીલ કાકા વિભુવરરાયની દીકરી હતી અને

ઉમ્મરમાં એનાથી બે ત્રણ વર્ષે નાની હતી. એને ભાભી લાવવાનો બહુ ઉમંગ હતો, પણ "ભાઇ" ને તે બાબતમાં ઠંડા આઇસ્ક્રીમ જેવા જોઈ, તે હતાશ થઇ હતી અને કંઇક અંશે એના ઉપર ચીડાઇ પણ હતી. એણે "ભાઈ"ની આ રીતભાતનું ખરૂં કારણ શોધી કાઢવા બીડું ઝડપ્યું હતું અને તેનો પ્રયત્ન એ દિશામાં ચાલુ હતો.

એક દિવસ તે પ્રેમનિરંજન પાસે આવી. તે વખતે, તે એના અભ્યાસગૃહમાં બેસી એની નિત્યનોંધપોથી, જે કાયમ લખવાની એની ટેવ હતી, લખી રહ્યો હતો. આનંદલતાને ખંડમાં પ્રવેશ કરતી જોઈ, તેનું ધ્યાન તે તરફ ખેંચાયું અને તેનો સત્કાર કરતો બોલ્યો "કેમ, બ્હેન? તું અત્યારે ક્યાંથી? આવ, બેસ, જરા આનંદ થશે!"

"આજે વિચાર થઈ આવ્યો કે ભાઈ પાસે જઇ આવું અને પૂછી લઉં કે હવે તો કંઈ પરણી લેવાનો વિચાર થયો છે કે નહિ?"

આનંદલતા, એની પાસે પડેલી ખુરશી ઉપર આસન લેતી, હસતાં હસતાં બોલી.

"આનંદલતા! તને તો હંમેશાં એજ વાત યાદ આવે છે, એમને?"

આનંદલતાનો પ્રત્યુત્તર સાંભળી, પ્રેમનિરંજન એની નોંધપોથી બંધ કરી, ટેબલના ખાનામાં મૂકતો બોલ્યો.

"હાસ્તો. તે સિવાય બીજું શું યાદ આવે? ભાઇ હોય અને ભાભી ન હોય તે વાત બ્હેનને કેમ પાલવે?"

આનંદલતાએ હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

"એટલે તારે મને પરાણે પરણાવી પાડવાનો છે?" પ્રેમ-નિરંજને પૂછ્યું અને આનંદલતા સામે જોઇ રહ્યો.

"એમ બનતું હોત અથવા બન્યું હોત તો તમે અત્યાર સુધી

કુંવારા ન હોત! પછી એવી મિથ્યા વાત શું કામ બોલો છો?”

“ત્યારે તારો કાયમનો આગ્રહ જોઇ મારે બીજું શું માનવાનું હોય?”

પ્રેમનિરંજન, આ શબ્દો બોલી વિચારમાં પડી ગયો.

“પણ તમે એ આગ્રહને ક્યાં વશ થાઓ છો? કાકા, કાકી અને અમે બધાં સેંકડો વખત માથાકૂટ કરી થાકયાં, પણ તમે ક્યાં માનો છો? માનવાની વાત તો બાજુએ રહી પણ નહિ પરણવાનું ખરૂં કારણ પણ ક્યાં આપો છો? મ્હોટાભાઇ! તમે તો બહુ જબ્બર હઠ લઈ બેઠા છો!”

આનંદલતાને પ્રેમનિરંજનને એની વાત કંઇ ધ્યાનપૂર્વક અને વિચારપૂર્વક સાંભળતો જોઈ, આજે એ પ્રસંગે ખૂબ ખૂબ વાત કરી નાંખવાનું મન થઈ આવ્યું.

“એમાં હઠ જેવું કંઈ નથી, બ્હેન!”

પ્રેમનિરંજન વિચારનિદ્રામાંથી જાગૃત થયો હોય એવી ઢબે ધીમે સ્વરે બોલ્યો.

“ત્યારે શું છે?” આનંદલતા, પ્રેમનિરંજનને આ વાતમાં રસ લેતો કરવા મથી રહી હતી.

“મને એમ લાગે છે કે મારે હમણાં પરણવાની જરૂર નથી એટલે સ્વાભાવિક રીતે હું ના પાડું છું. તમને સર્વેને આ બદ્દલ આટલું બધું કેમ લાગે છે, તે હું સમજી શકતો નથી.”

પ્રેમનિરંજન, આ શબ્દો બોલી, આનંદલતા તરફ જીજ્ઞાસુ દ્રષ્ટિએ જોઈ રહ્યો.

“પરણવા યોગ્ય ઉમ્મરે, તમારા જેવો યોગ્ય માણસ ન પરણે, તેથી સર્વેને આશ્ચર્યકારક ખિન્નતા થાય; તે સ્વાભાવિક છે!”

“આવી નજીવી બાબતમાં, તમારે આશ્ચર્ય અને ખિન્નતા ન બતાવવાં જોઇએ. સમાજમાં મારા જેવો કોઇ ન પરણે તો સમાજને શું નુકશાન થવાનું છે?”

પ્રેમનિરંજને પૂછ્યું.

"સમાજની કોઈ પણ વ્યક્તિ, સમાજ તરફની એની ફરજ ચૂકે એમાં કંઇનું કંઇ નુકશાન જરૂર છે!"

આનંદલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

"આમાં સમાજ તરફની એવી કયી ફરજ ચૂકાય છે?"

પ્રેમનિરંજને કંઈ ગુંચવાઇને પૂછ્યું.

"શું તમે સમજી શકતા નથી? વિચાર કરી જુઓ તો આપોઆપ સમજાશે!"

"મને એ બાબત એટલી બધી ગંભીર લાગતી નથી!"

"ત્યારેજ આ બધી ભૂલ થાય છેને? હજુ પણ વિચાર કરી જુઓ તો કંઇજ બગડ્યું નથી! ભાઇ હોય તેની પાછળ ભાભી હોવીજ જોઇએ! પુરૂષ હોય તેની પાછળ સ્ત્રી હોવીજ જોઇએ, તે સમાજનો અરે! કહો કે કુદરતનો સ્થાપિત અને વ્યવસ્થિત ક્રમ છે! આ ક્રમનો ભંગ કરનાર સમાજ અને કુદરતનો ગુન્હેગાર થાય છે!"

આનંદલતા આ શબ્દો ધીમેથી બોલી.

"તું તો આનંદલતા! આજે ફીલસુફી ભરી વાતો કરે છે! કોઈ વ્યક્તિ સ્વયં ઇચ્છાથી ન પરણે, એમાં સમાજને કે કુદરતને શું? પણ હવે, એ વાત જવા દે! આ કંઇ કાયમ અવિવાહિત રહેવાની વાત નથી, કે એમ માની શકાય! યોગ્ય સંયોગો આવી મળે તો હું ભવિષ્યમાં કદાચ મોડો વ્હેલો પરણી પણ પડું. પણ કોઈ કારણસર વિલંબ થાય એમાં આપ સર્વે અકળાઇ કેમ જાઓ છો તે હું સમજી શકતો નથી!"

"કારણ કે તમે હમણાં કહ્યું એમ "કોઈ કારણસર" તમે વિલંબ કરો છો, તે કારણ તમે જાહેર કરતા નથી, તેથીજ બધા

ગુંચવાય છે! બાકી એ કારણનો સ્ફોટ થઈ જાય તો સર્વેને ધીરજ રહે અને કારણ જાણ્યા પછી તે દિશામાં યોગ્ય પ્રયત્ન પણ કરી શકે!"

આનંદલતા, આ શબ્દો બોલી પ્રેમનિરંજન સામે જોઈ રહી.

"કારણ જાણવાથી ફાયદો છે?" પ્રેમનિરંજને થોડો સમય વિચાર કર્યા બાદ આનંદલતાને પૂછ્યું.

"જરૂર."

"શો?"

"અમને શાન્તિ મળે અને કારણ જાણ્યા પછી એમાં કોઇ પ્રકારના અન્તરાય હોય તો તે દૂર કરાવવામાં અમો સહાયભૂત બની શકીએ!"

આનંદલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

"તમો કદાચ એ કારણ જાણો તોયે એમાં કંઇ કરી શકો એમ નથી!"

પ્રેમનિરંજને, સ્પષ્ટ શબ્દોમાં એમની અશક્તિની કલ્પના કરી.

"કેમ ન થઈ શકે? કાકા, કાકી અને અમો સર્વે, આ વિષયમાં એટલાં બધાં ગાંડાં છીએ કે ગમે તેવી મુશ્કેલીને પણ હઠાવી શકીએ એમ છીએ!"

આનંદલતાએ, એમની શક્તિ અને પ્રયત્ન પરત્વે એનો દૃઢ વિશ્વાસ જાહેર કર્યો.

"મારૂં કારણ જાણ્યા પછી આવી મક્કમતા નહિ રહે!" પ્રેમનિરંજને, એની મુખમુદ્રા ઉપર ગંભીરતા આણતાં જણાવ્યું.

"તે તો તમારી કલ્પના છે. અમારે માટે જે શક્ય હોય, તે કદાચ તમને તમારી કલ્પનાને લીધે અશક્ય લાગે!"

આનંદલતા બોલી.

"એવું નથી આનંદલતા ! હું કહું છું તે સત્ય છે. મારા લગ્નનો પ્રશ્ન તમને અસંભવ લાગશે અને તમે બધાં ચોંકી જશો !"

પ્રેમનિરંજને ફરીથી એના કારણની ગંભીરતાની જાહેરાત કરી.

"એટલે ?" આનંદલતા, ચમકીને બોલી ઉઠી.

"મારું લગ્ન, સમાજના સામાન્યક્રમથી ઉલટું રહેશે ! હું જ્યારે લગ્નનો આદર્શ, સિદ્ધ કરવા મથું છું. ત્યારે તમે બધાં સામાન્ય દુનિયાદારીના ક્રમે મને પરણાવી નાંખવા માગો છો !"

પ્રેમનિરંજને, જરા વધારે સ્ફોટ કરતાં જણાવ્યું.

"એટલે ?" આનંદલતાએ ફરીથી પૂછ્યું.

"હું કદાચ આપણી જ્ઞાતિની કન્યાને ન પણ પરણું !"

પ્રેમનિરંજને, ધીમે ધીમે સ્ફોટ કરવા માંડયો.

"એમ કેમ બને ? જ્ઞાતિને છોડી પરજ્ઞાતિની કન્યા લવાય કેમ ?"

"હું કદાચ કુમારિકાને પણ ન પરણું !"

પ્રેમનિરંજને, બીજી વાત કરી.

"ત્યારે શું વિધવાને પરણશો ? વિધવા સ્ત્રી સાથે પરણી પણ શકાય ?"

આનંદલતા, ચમકતી જતી હતી.

"કદાચ હું સુંદર સ્ત્રીને પણ ન પરણું !"

"ત્યારે શું ગમે તેવા હલકટ કુટુંબમાંથી પરણી આવશો ?"

"કદાચ હું સુખી કુટુંબની સ્ત્રીને પસંદ ન કરું !"

"ત્યારે શું ગરીબ કુટુંબની કન્યા લાવશો ?"

આનંદલતા, પ્રેમનિરંજનની ચિત્રવિચિત્ર વાતો સાંભળી ગભરાટમાં પડી ગયા જેવી થઇ ગઈ.

“આનંદલતા ! મારા કથનનું તાત્પર્ય હજુ તારા સમજવામાં આવ્યું નથી ! મારા લગ્નનો આદર્શ કંઇ, ગંદી, કાળી, વિધવા, હલકટ કે ગરીબ સ્ત્રીનો નથી. પણ મારી ઇચ્છા થાય ત્યારે મારા દીલમાં પમરાટ પ્રસરાવી શકે એવી યોગ્ય સ્ત્રી. પછી તે જ્ઞાતિની હોય કે પરજ્ઞાતિની હોય, કન્યા હોય કે વિધવા હોય, ગરીબ હોય કે તવંગર હોય, રૂપાળી હોય કે કદરૂપી હોય, શિક્ષિત હોય, કે અશિક્ષિત હોય, પણ મારા જીવનને બંધ બેસતી થાય અને મારા જીવનને આનંદ આપી શકે એવી હોય તેને પરણી શકું ! છે આવી કોઇ કન્યા કે સ્ત્રી તારા ધ્યાનમાં ?” પ્રેમનિરંજન આ શબ્દો બોલી, પાછળથી મુક્ત કંઠે ખૂબ હસી પડ્યો. એનું હસવું પાંચેક મીનીટ લંબાયું અને આનંદલતા, એના આવા શબ્દો અને આવા હાસ્ય સમક્ષ ઓલવાઇ ગયા જેવી થઈ ગઇ. એ થોડો સમય કંઇ બોલી શકી નહિ. એના મસ્તિષ્કમાંથી અનેક પ્રકારના વિચાર ચમકાર વહી ગયા. પ્રેમનિરંજનના આ શબ્દોનો યોગ્ય પ્રત્યુત્તર તે શોધી રહી હતી. છેવટે તે સફળ થઈ અને હિંમતપૂર્વક બોલી ઉઠી.

“છે. એક નહિ અનેક, અને હું માનું છું કે તે પૈકી તમે એકને જરૂર પસંદ કરી શકશો !”

“તારા અંગત પરિચય અને અનુભવની છે કે ? પછી કોઇની ભલામણની ?”

પ્રેમનિરંજને નવો પ્રશ્ન કર્યો.

“પરિચય, અનુભવ અને ભલામણ, એમ ત્રણે બાબતના સમન્વય વાળી !”

આનંદલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

“ત્યારે તો આજે તું બધી તૈયારી કરી આવેલી જણાય છે !”

પ્રેમનિરંજન આ શબ્દો બોલી, પાછળથી ખુબ હસ્યો.

"હા, એવુંજ છે!" આનંદલતાએ, સહજ પણ ગભરાયા સિવાય ઠંડે કલેજે પ્રત્યુત્તર વાળ્યો.

"તો બોલી જા. તે કોણ છે?"

પ્રેમનિરંજન, જીજ્ઞાસુ થઈ, આનંદલતા સામે જોઈ રહ્યો.

"જ્ઞાનદુલારી બી. એ. આપણી જ્ઞાતિના રામમોહનરાય શેઠની એકની એક સુશિક્ષિત, સુશીલ અને સુંદર કુમારિકા. પરણી લ્યો તો તમારા આખા જીવનમાં સુખ, આનંદ અને વૈભવની સુવાસ ફેલાવી દેશે!"

"ઓળખી! મને પણ એનો પરિચય છે! ઉમ્મરમાં પણ લગભગ મારા સરખી છે. એણે મારું હૃદય જીતવા મહેનત કરી જોઈ હતી, પણ તે નિષ્ફળ નિવડી છે. કાં તો એ મારે લાયક નથી અથવા તો હું એને માટે યોગ્ય નથી એટલે તે બાબતમાં કાંઈ બની શકે એમ નથી. એનામાં સર્વે છે, પણ હૃદય જેવી કોઈ વસ્તુ એનામાં નથી. એનાં શરીર અને મન વેગવાળાં હશે, પણ હૃદય બુઠું અને આત્મા પામર છે. હૃદય અને આત્માની પામરતા ધરાવનાર કોઈ કુમારિકા, સુયોગ્ય પત્ની બની શકતી નથી. એ એના પતિ માટે અને સમાજ માટે નિરૂપયોગી નીવડશે!"

"એનામાં આવી પામરતા શી રીતે જોઈ શક્યા? મારા ઉપરતો તે બહુ પ્રેમ રાખે છે. અનુભવમાં પણ તે પ્રેમાળ અને માયાળુ જણાઈ છે. એના વિચારો ઉચ્ચ કોટિના છે. આવી સ્ત્રીને હૃદયથી અને આત્માથી પામર કેમ કહી શકાય?"

આનંદલતાએ ગુંચવણમાં પડી જઈ પૂછ્યું.

"તને હજુ તેનાં હૃદય અને આત્માનો પરિચય થવા જેટલા સંયોગો મળ્યા નથી એટલે તને એમ લાગે છે. બાકી મારો અનુભવ સાચો છે!"

પ્રેમનિરંજને ખુલાસો કર્યો.

"મ્હોટાભાઈ! તમે દરેક બાબતમાં આદર્શની વાત કરો છો, પણ વ્યવહારિક જીવન અને આદર્શ જીવન, એ બંને નિરાલી વસ્તુ છે. વ્યવહારિકજીવન ઉપભોગ અને અનુભવ માટે છે, જ્યારે આદર્શ જીવન, કેવળ વિચારની વસ્તુ હોઇ કલ્પનામાંજ રહી જાય છે! આવું આવું શોધવા જઈએ તો જગત્ ઉપર કોઈ પુરૂષને આદર્શ સ્ત્રી કે કોઇ સ્ત્રીને આદર્શ પુરૂષ નહિ મળી શકે! મારી સમજ પ્રમાણે જ્ઞાનદુલારીને સમજવામાં તમારી ભૂલ થઈ જણાય છે! એ એવી છે એ બદલનો કોઈ સંગીન પૂરાવો તમારી પાસે છે કે કેમ? પછી કેવળ, આદર્શ ભાવનામાંથી પ્રકટ થયેલી કલ્પના?"

આનંદલતાએ પૂછ્યું.

"એક નહિ પણ બે પૂરાવા છે. જો તારી તે જોવા ઇચ્છા હોય તો બતાવું!"

પ્રેમનિરંજને, જ્ઞાનદુલારીના જીવનપરત્વે એના અભિપ્રાય બદલનો પૂરાવો રજુ કરવા ઉત્કંઠા બતાવી.

"હોય તો બતાવો. તમારી વાત કેટલી સાચી છે, એની તુલના એ સિવાય નહિ થઇ શકે!"

આનંદલતાએ જણાવ્યું.

"ત્યારે હું લાવું છું." એમ કહી પ્રેમનિરંજન એની ખુરશી ઉપરથી ઉભો થયો અને તે ખંડનું એક કબાટ ઉઘાડી, એમાંથી એકત્ર કરેલા ઉપયોગી કાગળોની ફાઇલ લઇ આવ્યો અને એના આસન ઉપર બેઠો. આનંદલતાએ જોયુ કે પ્રેમનિરંજને, એને મળેલા પત્રોની ફાઇલ રાખી હતી અને ફાઇલ ઉપર "લગ્નપ્રશ્નના પત્રો" એમ શિર્ષક કરેલું હતું. પ્રેમનિરંજને આસન લીધા બાદ ફાઇલના કાગળો આમ તેમ ફેરવી, જ્ઞાનદુલારીનો એક પત્ર શોધી કાઢયો અને આનંદલતાએ ફાઇલ હાથમાં લઈ, તે પત્ર વાંચવા માંડયો. તે વખતે

પ્રેમનિરંજને એનું ધ્યાન ખેંચી જણાવ્યું "આનંદલતા! મારા લગ્ન બાબતમાં તું આટલો રસ લે છે, તેથી મારા ઉપરનો ખાનગી પત્ર હું તને વાંચવા આપું છું. વળી મારે કહેવું જોઇએ કે પરણવાની શક્યતા નહોય ત્યારે પરણ્યા પહેલાં પરણી જવાના પત્રો લખવા એ એક સામાજીક ગુન્હો છે. જ્ઞાનદુલારીએ આવો ગુન્હો કર્યો છે એટલે તે સાચી પત્ની થવાને લાયક રહેતી નથી એવું મારૂં માનવું છે. તે સિવાય પણ એ પત્રમાં એવી બીજી ઘણી બાબતો છે કે જે મારા કહેવા કરતાં તને આપોઆપ સમજાઇ આવશે. તું એ પત્ર વિચારપૂર્વક વાંચીશ તો તને મારા કથનની, સત્યતાનો અનુભવ થશે!" પ્રેમનિરંજન આટલું બોલી મૌન રહ્યો. આનંદલતાએ તે પત્ર વાંચી લીધો તે નીચે મુજબ હતો:—

આનંદપુર તા. – –

"પ્રેમની મૂર્તિસમા પ્રેમનિરંજન!

આપણે બેચાર વખત મળ્યાં, પણ આપણી છેલ્લી મુલાકાત પછી, મારા મનની સ્થિતિ વેદનાભરી બની છે. મારા પિતાએ તો આપ "હા પાડો તો, મારૂં લગ્ન આપની સાથે કરી નાંખવાનો દૃઢ નિશ્ચય કર્યો છે પણ તે બાબતની આપની ચિત્ર-વિચિત્ર મનોદશા બદલ, આપણી જ્ઞાતિમાં જે વાતો ચાલે છે, એને લીધે તેઓ આપની સાથે સ્પષ્ટ શબ્દોમાં વાત કરતાં અચકાય છે. છતાં આપના પિતાશ્રીને તેઓ મળેલા અને તેમણે આપ "હા" પાડો, તો તેમ કરવા, એમને આશ્વાસન આપ્યું છે. આવી રીતે તેઓ તૈયાર છે અને હું પણ હવે તૈયાર છું તો આપ આ પત્રનો પ્રત્યુત્તર "હકાર"માં આપી અમારી સર્વેની મુંઝવણ દૂર કરશો? મારી કેળવણી, મારૂં સૌંદર્ય અને મારી પરિસ્થિતિ આપના ખ્યાલમાં છે એટલે તત્સંબંધે મારે હાથે મારે વધારે લખવાનું હોય નહિ! મારા જેવી યોગ્ય કન્યા આપણી જ્ઞાતિમાંથી આપને અન્ય નહિ મળે! પત્ની તરીકે મને સ્વીકારવાથી આપને પ્રત્યેક બાબતમાં ફાયદો છે! આપનું એ સદ્ભાગ્ય છે કે મારી

પાછળ ગાંડા થઈ ભમનારા આપણી જ્ઞાતિના અનેક જુવાનોના, મને પરણવાની માગણી મેં તુચ્છકારી કાઢી છે, અને મેં મારૂં ચિત્ત આપની તરફ વાળ્યું છે. આ સદ્ભાગ્યને ખીલવવું કે જતું કરવું તે સર્વ કંઈ આપના હાથની વાત છે! હા પાડશો તો મારો મનોરથ સિદ્ધ થતાં મને આનંદ થશે અને આપણે પતિપત્ની તરીકે જોડાઈ શકીશું. સાથે સાથે પિતાની મુંઝવણ પણ દૂર થશે. તેમ છતાં ના પાડશો તો મને તો યોગ્ય પતિ મળી રહેશે, પણ આપને મારા જેવી કન્યા ગુમાવવા બદ્દલનો કાયમનો પશ્ચાતાપ થશે. પ્રત્યુત્તર તરત જ આપશો અને ફરી ક્યાં મળશો તે જણાવશો ?"

લી૦

આપની થવા ઇચ્છતી

**જ્ઞાનદુલારીના પ્રણામ.**

આનંદલતાએ પત્ર પૂરો થતાં, ફાઇલને ટેબલ ઉપર મુકતાં પ્રેમનિરંજન તરફ જોઈને કહ્યું "મેં વાંચી લીધું. તમારૂં અનુમાન સાચું છે. એને માટે હું ભલામણ નહિ કરૂં, પણ તે સિવાય આપણી જ્ઞાતિમાં અન્ય સુયોગ્ય કન્યાઓનો ક્યાં ટોટો છે? તે પૈકી એકાદ. કહો, તો નામ દઈ બતાવું."

આનંદલતાએ સુયોગ્ય કન્યાઓનાં નામ જાહેર કરવાની તત્પરતા બતાવી.

"ના, એમ કરવાની જરૂર નથી. આપણી જ્ઞાતિના યોગ્ય કન્યાઓનો ખ્યાલ મને છે પણ આનંદલતા! તેઓ પૈકી તને સારામાં સારી કોણ લાગે છે?"

પ્રેમનિરંજને પૂછ્યું.

"કૃષ્ણલતા!" આનંદલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

"કૃષ્ણલતા!" પ્રેમનિરંજન ઉદ્ગાર કહાડયો.

" હા, કૃષ્ણુલતા ! " આનંદલતા, પ્રત્યુત્તર વાળતી બોલી " એને તમે સારી પેઠે ઓળખો છો ! ગયા વર્ષે આપણી જ્ઞાતિના સ્નેહ-સંમેલન વખતે સંગીતમાં જેણે આકર્ષક કામ કર્યું હતું અને જેને જ્ઞાતિ તરફથી સુવર્ણચન્દ્રક મળ્યો હતો, તેમજ બહુમાન થયું હતું તે કૃષ્ણુલતા ! આજે આપણી જ્ઞાતિમાં સંગીત અને નૃત્યકળામાં એના જેવું અન્ય કોઇ નથી ! મને તો એમ લાગે છે કે જ્ઞાતિની વાત તો ઠીક, પણ કદાચ આખા આનંદપુરમાં એવું અન્ય કોઈ હશે કે કેમ તે વિષે મને શંકા છે ! "

આનંદલતા, કૃષ્ણુલતાની પ્રશંસા જોરદાર ભાષામાં મુક્તકંઠે કરતી બોલી.

" ત્યારે તે શું નૃત્યકળા પણ જાણે છે ? "

પ્રેમનિરંજનને કૃષ્ણુલતાની વાતમાં રસ પડયો હોય એમ ધ્યાન આપી રહ્યો હતો. આનંદલતાને એની આ સ્થિતિ ઉત્સાહ-પ્રેરક થઈ પડી. આથી એ એના એ પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતી બોલી " હા, એણે સંગીત અને નૃત્ય બંનેનો સમન્વય સાધ્યો છે ! આપણી જ્ઞાતિમાં સંગીતનાં જાણકાર જવલ્લેજ મળશે ! અને એવાં હશે એમાંયે કદાચ આનો નંબર પહેલો હશે ! "

આનંદલતાનો ઉત્સાહ અને આનંદ વધતો જતો હતો.

" ત્યારે તો હું એને પરણી લઉં તો મારા ઘરમાં નૃત્ય–સંગીતનો જલસો રોજ ઉડે એમાં શક નહિ ! નાચનાર નાચે અને નચવે ! "

પ્રેમનિરંજન આ શબ્દો બોલતો હસી પડયો. એના આ શબ્દોથી આનંદલતાને જરા ક્ષોભ થયો, છતાં તે વસ્તુસ્થિતિ સમજી જતાં બોલી ઉઠી " એટલે એનો અર્થ એવો નથી કે એને કેવળ ગાતાં અને નાચતાંજ આવડે છે અને બીજી બાબતમાં " ઢ " જેવી છે ! સર્વ સામાન્ય વ્યવહારિક જ્ઞાન, આવશ્યક શિક્ષણ, સામાન્ય

સુંદરતા વિગેરે બીજી બાબતો પણ એનામાં છે, જ્યારે નૃત્ય અને સંગીત તો એની ખાસ વિશેષતા છે!"

"ત્યારે તે દિવસે તો તે નાચી ન્હોતી!"

પ્રેમનિરંજન, આનંદલતાની વાતને ઉડાવતો હોય એવી ઢબે કટાક્ષમાં બોલ્યો.

"તે દિવસે જાહેરમાં એમ કરવા તે શરમાતી હતી, તેથી એને લગતો કાર્યક્રમ એમાં રાખવામાં આવ્યો ન્હોતો!"

આનંદલતાએ ખુલાસો કર્યો.

"ત્યારે તેં એને નાચતી ક્યાં દેખી?"

પ્રેમનિરંજને પૃચ્છા ચાલુ રાખી.

"અમોએ એક દિવસ ન્યાતની વાડીમાં નૃત્ય, સંગીત, રાસ વિગેરેનો જલસો રાખ્યો હતો તે વખતે અમે બધી સરખી સરખી વીસ પચ્ચીસ બાળાઓએ ઉજાણી રાખી હતી અને ઉજાણી પતી ગયા પછી બેત્રણ કલાક આવો આનંદ લીધો હતો! એનો નૃત્ય પ્રસંગનો અંગમરોડ, શૈલી એટલાં બધાં આકર્ષક હતાં કે તે સંબંધે હું તમને શું કહું? મારી સમજ મુજબ તમારે માટે એ યોગ્ય કન્યા છે! જો તમે હા પાડો તો બની શકે એવું છે! એનાં માતાપિતા મરી ગયાં છે, એટલે એને ઠેકાણે પાડવાની જવાબદારી એના ભાઈને માથે છે એટલે તે બિચારો બહુ મુંઝાયેલો છે! ઠેર ઠેર માથાં મારે છે પણ હજી કંઈ બન્યું નથી! તમારા તરફ તો એને સોળે અંશે મરજી છે, પણ તમે પરણવાજ માગતા નથી, તે વાત જાહેરમાં આવ્યા પછી, તે બિચારો આ તરફ આવવાની હિંમત કરી શક્યો નથી. જો તમે તમારી જરાક પણ ઇચ્છા બતાવો તો કાલથી જ ટાંપાં ખાતો થઈ જાય! અને જે વખતે ધારો તે વખતે થઈ જાય! બોલો શો વિચાર છે?"

આનંદલતા, આશાભરી દષ્ટિએ, પ્રેમનિરંજનનો પ્રત્યુત્તર સાંભળવા જીજ્ઞાસુ બની.

પ્રેમનિરંજન, બેચાર મીનીટ મુંગો બેસી રહ્યો. તે કંઈક વિચાર કરતો હતો, પણ તે વિચારની પાછળ નિર્ણય ન્હોતો. કૃષ્ણલતાને તે ઓળખતો હતો એટલે તેના સંબંધે આનંદલતાને બીજું કંઇ પૂછવા જેવું ન્હોતું, તેમ એની પ્રશંસા સાંભળી તે એના નહિ પરણવવાના નિશ્ચયમાંથી ડગે તેમ ન્હોતું. જ્ઞાનદુલારીની પેઠે કૃષ્ણ-લતાના સંબંધમાં એને કંઇ કહેવા જેવું નહોતું, અને કંઈ હોય તોય તેને આનંદલતા સમક્ષ હવે કંઇ કહેવું ન્હોતું. આનંદલતા એના સંતોષકારક પ્રત્યુત્તરની રાહ જોઈ રહી હતી, પણ તે એને એના પ્રત્યુત્તરથી સંતોષ આપી શકે એમ ન્હોતું, છતાં એણે આનંદલતા એકદમ નિરાશ ન થઈ જાય, એવી ઢબે બોલ્યો. "બ્હેન! મેં તારી વાત સાંભળી લીધી છે. હું તે બાબત ઉપર નિરાંતે વિચાર કરી જોઇશ અને પછીથી મારો અંતિમ નિર્ણય જાહેર કરીશ! હવે મારે બીજું ઘણું કામ છે એટલે આ વાત હવે આપણે બીજી વખત મળીએ, તે ઉપર રાખીએ તો ઠીક!" •

"પણ તે નિર્ણય "હકાર" માં હશે કે નકારમાં?"

આનંદલતાએ, એની વાત સાંભળી લીધા પછી, જરાક નિરાશ થઇને પૂછ્યું.

"તે અત્યારથી શી રીતે કહી શકાય?" "તોયે?" આનંદલતા દીનવદને બોલી. "વિચાર કર્યા પછી જે નિર્ણય આવે તે ખરો! છતાં હું તને ખાત્રી આપું છું કે અત્યાર સુધી મેં બીજા પ્રશ્નો એમને એમ ઉડાવી માર્યા છે, એવી બાબત આ પ્રશ્નમાં નહિ બને! હું આ પ્રશ્ન ઉપર ખાસ ધ્યાન આપીશ!"

પ્રેમનિરંજને આશ્વાસન આપતાં જણાવ્યું.

"મારા સમ!" આનંદલતા બોલી.

"તારા સમ બ્હેન!" પ્રેમનિરંજને જણાવ્યું.

"ત્યારે હું જાઉં છું કાકી પાસે! તમે બહુ કામમાં હો તો તમારૂં કામ હવે નિરાંતે કરો!"

આનંદલતા, આ શબ્દો સાથે ઉભી થઇ. પ્રેમનિરંજન, એને ઉભી થયેલી જોઇ બોલ્યો "ત્યારે, આવજે બ્હેન! પણ જોજે તારી કાકી પાસે પાછી આ પરણવાની "રામાયણ" ન શરૂ કરતી!"

પ્રેમનિરંજન એને ચેતવણી આપતો બોલ્યો.

"ના, રે! ના! મ્હોટાભાઈ! એમ હું કંઈ મુર્ખી નથી!"

આ શબ્દો સાથે, આનંદલતા, પ્રેમનિરંજનની માતા પાસે ગઈ. પ્રેમનિરંજને એના ગયા પછી, એની નિત્યનોંધપોથી, ટેબલના ખાનામાંથી બહાર કાઢી, જે બાબતની નોંધ લેવાની અધુરી હતી, તે પૂરી કરી અને ત્યારબાદ એણે પત્રવ્યવહારનું કામ હાથમાં લીધું. એના બે ત્રણ મિત્રોને પત્ર લખી, કવરમાં બીડી દીધા પછી બાકી રહેલો છેલ્લો એક પત્ર તેણે લખી નાંખ્યો. આ પત્ર એની એક સ્ત્રીમિત્ર ઉપર હતો. એણે એને આ અગાઉ આવા ઘણા પત્ર લખ્યા હતા. જ્યારે આ પત્ર તાજો હતો. પણ તેની સ્ત્રીમિત્ર તરફથી એના ઐક્ય પત્રનો હજુ કોઇ પ્રત્યુત્તર મળ્યો ન્હોતો. આથી તે બહુ મુંઝાતો હતો, છતાં એને હૈયે ધીરજ અને વિશ્વાસ બંને હતાં. તે મીઠા અને આશાભર્યા પ્રત્યુત્તરની રાહ જોઇ રહ્યો હતો. આજે નહિ તો કાલે, કાલે નહિ તો બાર પંદર દિવસે, એની આશા ફળશે, એવી એની દઢ માન્યતા હતી.

## પ્રકરણ ૩૬

## જેમાં પ્રેમલતા મોડી થાય છે!

"બાપુજી! પ્રેમલતા અહિં આવી છે?" મંજુલાની તબીયત અસ્વસ્થ હતી તોયે તે પ્રેમલતાને મોડી રાત સુધી બહાર ગયેલી પાછી નહિ ફરેલી હોવાથી ધીમે પગલે એની શોધ કરતી, સાધુ પુરૂષે પાસે આવી પહોંચી અને તેમની સામે ધ્રૂજતે શરીરે આસન લેતી, ફીક્કા અવાજે બોલી. રાત્રિના નવેક વાગ્યાનો સમય હતો.

મહાદેવમાં દાખલ થવાનો મુખ્ય દરવાજો હજુ ખુલ્લો હતો અને તે બંધ કરવાને માટે પ્રેમલતાની રાહ જોવાતી હતી. પૂજારીની સાથે મહાદેવમાં રહેતા એના અન્ય સાથીઓ સાંજનું વાળુ કરી પરવારી એમના રહેવાના મકાન સામે થોડો સમય ખુલ્લી હવાનો લાભ લેવા પાથરેલા ખાટલામાં બેઠાબેઠા એમના કુટુંબીઓ સાથે વાર્તાવિનોદ કરી રહ્યા હતા.

મહાદેવનું મંદિર જંગલના એકાન્ત ભાગમાં હોવાથી, રાતના વખતે સહીસલામતીની ખાતર, આઠ વાગ્યા પછી એનો મુખ્ય દરવાજો બંધ કરી દેવાનો રિવાજ હતો. સાયંકાલની આરતી, પૂજા વિગેરે બધું આઠ વાગ્યાની અંદર આટોપી લેવામાં આવતું. મહાદેવમાં રહેનારા માણસો, પણ ગામમાં ગયા હોય તો આઠ વાગ્યાની અંદર પાછા ફરી જતા. પ્રેમલતા પણ ગામમાં જતી તો સાત વાગ્યાની અંદર પાછી ફરતી અને જ્યારે જતી ત્યારે ઘરમાં કહીને જતી. પણ આજે મંજુલા અસ્વસ્થ તબીયતને લીધે આરામ કરવા સુતી હતી, તે દરમ્યાન સાંજના પાંચેક વાગ્યાને સુમારે કોઇને પણ તે કયાં જાય છે તે કહ્યા સિવાય ગઇ હતી અને રાત્રિના નવેક વાગ્યા હતા તોયે પાછી ફરી ન્હોતી, તેથી મંજુલા મુંઝાઇ ગઈ હતી તેમજ પૂજારીના સાથીઓ અને તેમનાં કુટુંબીજનો પણ વિચારમાં પડી ગયાં હતાં

અને તેની રાહ જોઇ રહ્યાં હતાં. મંજુલાએ ખૂબ રાહ જોઇ, પણ જ્યારે તે સમયસર ન આવી પહોંચી, ત્યારે એના પિતાના સાથીઓ પાસે પહોંચી ગઇ અને બ્હેન ગામમાં ગઈ હોય તો ગામમાં તપાસ કરી તેડી લાવવા તેમને સુચના કરી. ભગવાનદાસ અને ભેમાજી, સાતેક વાગ્યાને સુમારે ગામ તરફ ગયા અને તેની તપાસ કરી પણ પ્રેમલતા જોવામાં આવી નહિ. ગામમાંથી ફરતાં તેમણે જોગેશ્વરી નદીના પટમાં પણ જોયું પણ કોઈ જણાયું નહિ એટલે કલાકકની રખડપટ્ટી પછી તેઓ પાછા ફર્યા અને મંજુલાને બધી હકીકત સમજાવી. પ્રેમલતા, ગામમાં જતી, ત્યારે એની જે બ્હેનપણીઓ પાસે જતી, તેમને ત્યાં તપાસ કરાવી, પણ ત્યાંથી પણ કંઇ પત્તો લાગ્યો નહિ એટલે મંજુલાની મુંઝવણ વધી પડી.

આ તપાસમાં નવ વાગી ગયા અને જ્યારે કોઈ રસ્તો રહ્યો નહિ, ત્યારે મંજુલા સાધુપુરૂષ પાસે આવી પહોંચી અને પ્રેમલતા સંબંધે પૂછ્યું. સાયંકાળની આરતી પૂજા પછી સાધુપુરૂષ દોઢ બે કલાક, ધ્યાનમાં બેસતા, આથી એમને કારણ વિના ધ્યાનભંગ કરવા નહિ, એ હેતુથી મંજૂલાએ આ અગાઉ એમને કંઈ જણાવ્યું ન્હોતું અને બીજા માણસો મારફતે તપાસ કરાવી હતી. પણ જ્યારે કંઇજ પત્તો ન લાગ્યો ત્યારે તેમણે તે વાત તેમને કાને નાંખી, યોગ્ય તે કરાવવા ઉચિત ધાર્યું.

"ના, બેટા? અહિં તો તે આવી નથી! અત્યાર સુધી ક્યાં ગઈ હોય?"

મંજુલાનો દર્દ ભર્યો પ્રશ્ન, સાધુપુરૂષને કર્ણે અથડાતાં તેમણે એમની આંખો ઉઘાડી મંજુલાને મ્લાન અને ચિંતાગ્રસ્ત ચ્હેરે એમની સામે ધ્રુજતી બેઠેલી જોઈને કહ્યું. એમને પણ ભારે આશ્ચર્ય થયું હતું,

"ત્યારે ક્યાં ગઇ હશે? મને તો ગભરાટ છૂટે છે!" મંજુલાએ ચિંતાગ્રસ્ત સ્થિતિમાં ધીમે સ્વરે કહ્યું.

"બેટા ! એમાં ગભરાય છે શું કામ ? હમણાં આવી જશે ! કોઈ કારણસર ગઈ હશે અને કદાચ મોડું થયું હશે !"

સાધુપુરૂષે, વિચારમગ્ન સ્થિતિમાં મંજુલાને આશ્વાસન આપતાં જણાવ્યું.

"આવી રીતે કોઇ વખત જતી નથી ! હું સાંજના આરામ લઇ રહી હતી ત્યારની ગઈ છે ! બધાં બધે તપાસ કરી આવ્યાં પણ મળી નથી ! એટલે હવે મીનીટે મીનીટે મારી ચિંતા વધતી જાય છે !" મંજુલાએ સાધુપુરૂષને આ શબ્દો સાથે, પ્રેમલતા એની નિદ્રાધીન સ્થિતિ દરમ્યાન બહાર ચાલી ગઈ હતી, ત્યાંથી માંડીને ગામમાં અને મંદિરની આજુબાજુના ભાગમાં કરવામાં આવેલી તપાસ સુધીની વિગતવાર હકીકત ધીમે સ્વરે કહી બતાવી.

પ્રેમલતાની ગેરહાજરીએ એના વ્યાધિગ્રસ્ત શરીર અને દુઃખી હૃદય ઉપર ભારે આઘાત ઉપજાવ્યો હતો. એને એટલી હકીકત કહેતાં ભારે શ્રમ અને તકલીફ પડયાં હોય એમ જણાતું હતું. તેનો શ્વાસ જોરથી ચાલતો. અને બોલતાં બોલતાં વચ્ચે અટકી પડતી હતી. ઉધરસ પણ ચઢી આવતી આ જોઇ સાધુપુરૂષને લાગ્યું કે એને જો એની આવી સ્થિતિમાં વધારે પડતો આઘાત લાગશે, તો તે ગંભીર માંદગીમાં સપડાઈ જશે માટે આ પરિસ્થિતિનો સત્વરે ઉપાય થવો જોઇએ. તેઓ સાવધ થઈ ગયા. એના પ્રતિકાર માટે શું કરવું જોઈએ તેનો વિચાર એમણે કરી લીધો. તેઓ આસન ઉપરથી ઉભા થયા અને મંજુલાને સાથે લઈ પૂજારીના મકાન તરફ ગયા. મંજુલા એમની પાછળ પાછળ ધીમે પગલે ચાલી. સાધુપુરૂષને તે તરફ આવતા જોઈ ભગવાનદાસ અને ભેમાજી, તેમજ તેમના કુટુંબની બે ત્રણ સ્ત્રીઓ, તેમની પાસે પૂજારીના ઘર આગળ આવી પહોંચી. ભગવાનદાસ અને ભેમાજીએ પણ એમની તપાસ સંબંધેની હકીકત એમને કહી બતાવી. તેઓ સર્વે ચિંતાગ્રસ્ત થઈ ગયાં હતાં. સાધુપુરૂષે, મંજુલાના

ઘરમાં દાખલ થઇ પ્રેમલતા જે ખંડમાં બેસતી, ઉઠતી અને સુઇ રહેતી તે ખંડમાં પ્રવેશ કર્યો. મંજુલા શ્રમિત થયેલી હતી તેથી તે તેમની પાછળ ઉપર મેડા ઉપર જાતે ખંડમાં નહિ જતાં નીચેના ભાગમાં બેસી રહી. ભગવાનદાસ અને બેમાજી તેમજ પેલી સ્ત્રીઓ તેઓ સર્વે મંજુલા પાસે બેઠાં. સાધુપુરૂષે, મંજુલાને કંઈ પણ ચિંતા કર્યા સિવાય આરામ લેવા સુચના કરી હતી, તેમજ પ્રેમલતા હમણાં આવી પહોંચશે અને કદાચ બહુ મોડુ થશે તો તેઓ જાતે જઇ ગમે ત્યાંથી શોધી લાવશે, એવું આશ્વાસન આપ્યું હતું. મંજુલાને આ આશ્વાસને અને આશાએ કંઇક શાન્તિ આપી હતી. ભગવાન-દાસની પત્ની ભાગીરથીએ, મંજુલાને બેઠી બેઠી ધ્રુજતી જોઇને એને સુઇ રહેવા માટે પથારી તૈયાર કરી આપી અને સુઈ રહેવા જણાવ્યું પણ તે શ્રમ અને ચિંતાને લીધે જડવત્ જેવી બની ગઈ હતી, તેથી તેણે જાતે ઉઠી એને ઉભી કરી, પથારીમાં લઇ જઇ સુવાડી ;અને ઉપરથી રજાઈ ઓઢાડી દીધી. તે તેની જોડે પથારીમાં એની પાસે બેઠી અને એના માથા ઉપર હાથ ફેરવવા લાગી. થોડીવારે એણે પાણી માગ્યું. ભાગીરથી તે લઇ આવી અને એને બેઠી કરી પાયું.

"ભાગીરથી કાકી ! ટાઢ બહુ વાય છે, માટે મને બીજું કંઈ ઓઢાડો !" પાણી પીને સુતા પછી મંજુલાએ કહ્યું. ભાગીરથીએ એના શરીર ઉપર બીજું એક ભારે વજનનું ગોદડું ઓઢાડયું.

"મંજુલા બ્હેન ! ટાઢ બહુ વાતી હોય તો ચ્હા બા પીવા વિચાર છે ?"

બે ગોદડાં શરીર ઉપર હોવા છતાં, મંજુલાને ધ્રૂજતી જોઇ, ભાગીરથીએ પૂછ્યું.

"ના કાકી ! મારે કંઈજ પીવું નથી ! હવે, જરા ઠીક લાગે છે ! પણ પ્રેમલતા ન આવે ત્યાં સુધી તમે અહિંથી જશો નહિ : અને કદાચ મોડું થઈ ગયું છે તેથી આખી રાત ન આવે તો તમે આખી રાત અહિંજ સુઈ રહેજો અને સુઈ રહો ત્યારે બધું બંધ

કરી સુઈ રહેશો ! મારૂં ભાન ઠેકાણે નથી અને મને બોલવું પણ ગમતું નથી એટલે હું તો હવે ગુપચુપ પડી રહું છું ! જો એમ કરતાં ઉંઘ આવી જાય તો સારૂં !”

આ શબ્દો સાથે મંજુલા આંખો મીંચી પડી રહી. એણે એનું મ્હોં પણ ગોદડા નીચે સંતાડી દીધું.

ભાગીરથી એની પાસે બેસી રહી. સાધુપુરૂષ, અર્ધાએક કલાક પછી નીચે આવ્યા. મંજુલાને, શ્રમ અને ચિંતા છોડી પથારીમાં પડેલી જોઈ, એમણે એની સાથે કંઈ વાતચિત કરવાનું માંડી વાળ્યું. છતાં એના મનને આશ્વાસનની આવશ્યક્તા છે, એમ માની જતાં જતાં કહ્યું !” બેટા ! મંજુલા ! કશી પણ ચિંતા કર્યા સિવાય નિરાંતે ઉંઘી જા ! હું, પ્રેમલતાની રાહ જોતો બેઠો છું, તે આવી પહોંચશે એટલે તારી પાસે લઇ આવીશ અને નહિ આવી પહોંચે તો શોધવા નીકળી પડીશ. ભાગીરથી બ્હેન આખી રાત તારી પાસે રહેશે અને ભગવાનદાસ અને ભેમાજી પણ મારે બહાર જવાનું થશે તો એમના ખાટલા લાવી તારા ઘરની પાસે સુઈ રહેશે ! ફીકર ચિંતા કરીશ નહિ ! આમાં મુંઝાવા જેવું કશું નથી ! ખોટી ખોટી કલ્પનાઓ કરીશ નહિ ! પ્રેમલતા ! હમણાં જ આવી પહોંચશે !”

ભાગીરથી, ભગવાનદાસ અને ભેમાજી તેમજ બીજાં જેઓ ત્યાં હાજર હતાં, :તેમને જરૂરી સુચના આપી, સાધુપુરૂપ એમની બેઠક તરફ ગયા. સાધુપુરૂષના શબ્દો મંજુલાએ સાંભળ્યા હતા, અને તેના હ્રદયને કંઈક શાન્તિ વળી હતી એટલે પ્રત્યુત્તરમાં તે કંઇ બોલી નહિ. મંજુલા એ સ્થિતિમાં અર્ધા એક કલાકમાં નિદ્રાધીન થઇ ગઇ. સાધુપુરૂષની સુચના મુજબ ભાગીરથીએ તમામ વ્યવસ્થા કરી નાંખી. તે જ્યારે તમામ વ્યવસ્થા કરી આરામ લેવા મંજુલાની જોડે પથારી કરી સુતી,, ત્યારે તેના સિવાયનાં બીજાં બધાં ત્યાંથી ઉઠી એમને ઘેર ગયાં.

●

# પ્રકરણ ૩૭

# પ્રેમનિરંજનના પ્રેમપત્રો

## અથવા

# ભોગ અને યોગની મીમાંસા

'પ્રેમલતાના જીવનમાં નિર્દોષ મસ્તી, જ્ઞાનની પિપાસા અને જીવન્ત આનંદનો ધોધ જોઇ સાધુપુરૂષને એના ઉપર અત્યંત વાત્સલ્યભાવ હતો. માયાની પ્રતિમા સમી હોવા છતાં, માયાનો રાજસિક કે તામસી પાશ, એને સ્પર્શી શકયો ન્હોતો અને કેવળ સાત્વિક માયિક સામગ્રીથી વિધાતાએ એના દેહને અને મનને સરજ્યાં હોય, એવા સંયોગો એના અત્યાર સુધીના જીવનમાં જણાતા હતા. અને તે જોઈ સાધુપુરૂષને ભારે આશ્ચર્ય થતું. આ નરી સાત્ત્વિકતા, કોઇ સમય નરી રાજસી કે તામસી વૃત્તિમાં તો નહિ પલટાઈ જાય, એવો ભય અને વિચાર, એમને એના ઉપરના અત્યંત વાત્સલ્ય ભાવ ભર્યા પ્રેમને લીધે વિચાર કરતાં થઇ આવતો. જગત્‌ના ચાલતા વ્યવહારના નિયમને આધિન રહેલી તે વાત સંભવિત અને નૈસર્ગિક સત્ય જેવી હતી, એટલે તેઓ એના જીવન માટે કોઈ કોઈ સમય ખેદ પણ અનુભવતા. પણ એવા પ્રસંગ ઉપસ્થિત થતાં, એ એનું હાલનું જીવન એજ ધોરણ ઉપર સાચવી શકે, એવી કેળવણી એને આપવા એમનો પ્રયત્ન ચાલુ હતો. તેઓ એને જ્ઞાન, ભક્તિ, વેદાન્ત અને યોગની, ઘણી વાતો તે સમજી શકે અને ગ્રહણ કરી શકે એવી શૈલીમાં અને ભાષામાં કરતા. પ્રેમલતાને એમાં રસ પડતો, આથી તે નવરી પડે ત્યારે સાધુપુરૂષ પાસે આવી બેસતી. નવું નવું જાણવાની એની જીજ્ઞાસા, અંકુશમાં ન રાખી શકાય એટલી બધી તીવ્ર હતી અને તેને અંગે એના પ્રશ્નોની પરંપરા લાંબો સમય ચાલતી. તે દલીલો કરી શકતી, ખુલાસા પૂછતી અને યથાશક્તિ દલીલો તોડી શકતી અને ખુલાસા કરી શકતી. એનાં ઉત્સાહ, ઉમંગ અને નિર્ભયતા

અનુપમ હતાં. સાધુપુરૂષને એના આવા ગુણોને લીધે એની સંગતિ બહુ ગમતી. પરિણામે એમને એના ઉપર મમત્વ બંધાયું હતું. આજે જે ઘટના બની હતી, તે બદ્દલ એમને આશ્ચર્ય અને ખેદ બંને થયાં, છતાં એમની ધીરજ અખૂટ હતી. તેમજ પ્રેમલતા માટે એમનો અભિપ્રાય ઉચ્ચ પ્રકારનો હતો એટલે આ બનાવને એમણે ખોટી શંકાથી જોયો નહિ. છતાં એમને " કંઇ નહિ બનનારૂં તો બન્યું છે " એમ તો લાગ્યું. પૂજારીના ઘેરથી આવી તેઓ, આસન ઉપર ધ્યાનસ્થ સ્થિતિમાં બેઠા. પ્રેમલતા સંબંધેના વિચારો દૂર કરવા એમણે મનને સંયમમાં લીધું, પણ તાત્કાલિક સફળતા મળી નહિ. પ્રભુના ધ્યાનમાં પ્રેમલતાની ચિંતાએ સ્થાન લઈ લીધું. પ્રભુધ્યાનમાં વિક્ષેપ પડેલો જોઈ, એમણે પ્રભુધ્યાન મુલતવી રાખ્યું અને કેવળ એના જ વિચારમાં પડયા. એમના આ વિચારવમળનો અંત અર્ધા એક કલાકમાં આવી ગયો. તેઓ આસન ઉપરથી ઉભા થયા અને પ્રેમલતા આવી છે કે નહિ તેની તપાસ કરવા તેના ઘર તરફ ગયા. તપાસ કરતાં ખબર પડી કે પ્રેમલતા હજુ આવી ન્હોતી. મંજુલા અને ભાગીરથી નિદ્રાધીન થઈ ગયાં હતાં. જ્યારે ભગવાનદાસ અને ભેમાજી રમાકાન્તના ઘરની નજીક ખુલ્લા મેદાનમાં ખાટલા પાથરી સુતા હતા અને જાગતા હતા. સુતાં સુતાં તેઓ વાતો કરતા હતા. મહાદેવના મંદિરનો મુખ્ય દરવાજો હવે બંધ કરી દેવામાં આવ્યો હતો. ભગવાનદાસ અને ભેમાજી સાથે થોડી વાતચિત કરી લીધા બાદ સાધુપુરૂષે પ્રેમલતાની તપાસ માટે એકલા પંડે બહાર જવાનો નિર્ણય કર્યો અને તે વાત તેમને જણાવી. તેમણે એમ કરવું હોય તો તેઓ પૈકી એકને સાથે રાખવા માગણી કરી, પણ સાધુપુરૂષે મક્કમ શબ્દોમાં ના પાડતાં જણાવ્યું કે "તમારે કોઇને મારી સાથે આવવાની જરૂર નથી. તમો અહિં સંભાળ રાખો. હું થોડા સમયમાં તપાસ કરી પાછો ફરૂં છું. મારા ગયા પછી દરવાજો બંધ કરજો અને જાગતા રહેજો. હું આવું ત્યારે ઉઘાડજો ! " એમ જણાવી સાધુપુરૂષ, એમના દંડ સાથે

મંદિરનો દરવાજો ઉઘાડી બહાર નીકળ્યા. એમના ગયા પછી ભેમાજીએ પાછળ જઇ દરવાજો બંધ કરી દીધો અને પાછો ફરી એના ખાટલામાં આવી સુતો. સાધુપુરૂષને બહાર ગયે દશેક મીનીટ ભાગ્યેજ થઈ હશે, એવામાં અર્ધા પોણા કલાકના આરામ પછી, મંજુલાની આંખો ઉઘડી ગઈ અને તે જાગી ઉઠી. એટલા સમયના આરામે એની પ્રકૃતિને સ્વસ્થ બનાવી હતી. એણે જાગૃત થયા પછી ભાગીરથીને જગાડી અને પાણી પીવા માગ્યું. ભાગીરથી ઉઠી અને એણે એને પાણી આપ્યું.

" ભાગીરથી કાકી ! દિવો જરા સતેજ કરો ! મને જરા ઉકાળો પીવાની ઇચ્છા થઇ છે તે બનાવી આપશો ? "

મંજુલાએ પાણી પીધા પછી ભાગીરથીને પૂછયું.

" ઘણીજ ખુશાથી મંજુલા બ્હેન ! હું તમારી ચાકરી માટે તો અહિં સુવા આવી છું ! "

ભાગીરથી, આ શબ્દો સાથે ઉઠી અને દિવો જે જરા ઝાંખો બળતો હતો તેને સતેજ કર્યો. મંજુલાએ એને સ્ટવ, દૂધ, મસાલો વિગેરે બધું કયાં હતું તે બતાવી દીધું. ભાગીરથી તે પ્રમાણે ઉકાળો કરવામાં પડી. મંજુલા, પથારીમાં દીવાલને અઢેલીને સાલ ઓઢી વિચાર કરતી બેસી રહી. થોડીવારે ઉકાળો તૈયાર થઇ ગયો, તે લઇ ભાગીરથી એની પાસે આવી. તે તેણે પીધો. ભાગીરથીએ ઉકાળો પીવા ના પાડી તોયે તેને આગ્રહ કરી થોડો પાયો. ઉકાળો પીધા પછી એના શરીરમાં સ્ફુર્ત્તિ આવવાથી એને શાન્તિ લાગી.

" હવે, સુઇ જાઓ બ્હેન ! નિરાંતે ઉંઘી જાઓ એટલે સવાર થતાં શરીર બરોબર થઇ જશે ! આમ વિચાર કરતાં બેસી રહેશો તો ઉલટી તબીયત બગડશે ! "

ઉકાળો પીધા પછી પંદરેક મીનીટ સુધી મંજુલાને પથારીમાં સુઈ નહિ રહેતાં બેસી રહેલી જોઈ, ભાગીરથીએ એને સુઇ રહેવા માટે જણાવ્યું.

"હું હમણાં સુઇ જાઉં છું, ભાગીરથી કાકી! મારે થોડુંક કામ છે એટલે જરા વાર લાગશે!"

મંજુલાએ ધીમે સ્વરે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"અત્યારે શું કામ છે? મંજુલા બ્હેન! માંદા માણસને આરામ લેવાનો હોય કે કામ હોય?" ભાગીરથીએ પૂછ્યું.

"મારે કંઇ પ્રેમલતાની શોધ માટે બહાર જવા વિચાર નથી હોં! એટલે ખાસ કામ કંઈ નથી! માત્ર આપણે જરા મેડા ઉપર પ્રેમલતાના ખંડમાં જઈ આવીએ!"

મંજુલાએ ખુલાસો કર્યો.

"મેડા ઉપર ચઢાશે? થાક નહિ લાગે? જે કામ હોય તે ભલાં માણસ! સવારમાં કરજોને! હાથે કરીને શું કામ હેરાન થાઓ છો?"

ભાગીરથીને, મંજુલાની વાત સાંભળી આશ્ચર્ય થયું તેથી તેને સંબોધતી બોલી ઉઠી.

"મને આરામ મળ્યો અને વળી પાકો ઉકાળો પાયો એટલે હિંમત આવી છે એટલે હું ધીમે ધીમે મેડા ઉપર આવી શકીશ! એટલામાં નહિં થાકી જાઉં! ચાલો, આપણે જઈ આવીએ!"

એમ બોલતી મંજુલા, પથારીમાંથી ધીમે રહીને ઉભી થઇ અને મેડા ઉપર જવા સામેના ભાગમાં આવેલી સીડી તરફ ગઇ.

"પણ અત્યારે મેડે જઇ શું કરવાનું છે?" એમ પૂછતી ભાગીરથી એની પાછળ ફાનસ લઇ ઉઠી. ભાગીરથી આગળ અને મંજુલા પાછળ એમ બંને જણ ઉપર ચઢયાં અને પ્રેમલતાના ખંડમાં પહોંચ્યાં. પ્રેમલતાનો તે ખંડ, મેડાના છેલ્લા ભાગમાં હતો. એક ટેબલ, બે ત્રણ ખુરશીઓ અને પુસ્તકો તેમજ કપડાં માટે એક નાનું કબાટ, એ પ્રેમલતાના ખંડનું ફર્નીચર હતું. દીવાલમાં ઉંચે

એક બે અભરાઈ હતી, તેમાં પણ થોડાં પુસ્તક પડયાં રહેતાં. મંજુલાએ તે ખંડમાં આવી, પ્રેમલતાના કબાટની બીજી ચાવી જે તેની પાસે પડી રહેતી, પણ તેનો ઉપયોગ તેણે અત્યાર સુધી કદી કર્યો ન્હોતો, તે ચાવી એણે એની ચોળીના ખીસામાંથી બહાર કાઢી અને પ્રેમલતાનું કબાટ ઉઘાડયું. પુસ્તકો અને કપડાં આમ તેમ ફેરવી તપાસ્યાં, પણ તે જે વસ્તુ શોધી રહી હતી તે તેના હાથમાં આવી નહિ, તેથી નિરાશ થઈ, કબાટ બંધ કરી ચાવી ખીસામાં મૂકી અને ત્યાંથી ઉઠી ટેબલ પાસે ગઇ. ભાગીરથી, તે શું કરી રહી હતી તે સમજી શકી ન્હોતી, તેથી મુંઝાતી હતી, પણ તેણે તેને કંઇ પૂછ્યું નહિ. તે માત્ર દિગ્મૂઢ જેવી થઇ, તેની હીલચાલ જોઇ રહી હતી. ટેબલનાં ખાનાં બંધ હતાં. એણે એની પાસેના ચાવી ઓના ઝુમખામાંથી ચાવીઓ બેસાડવા માંડી, પણ કોઇ ચાવી બેઠી નહિ. એમાં પણ એને નિષ્ફળતા મળવાથી તે કંટાળી. એની મુખમુદ્રા ઉપર કંટાળો, નિરાશા અને શ્રમનો ત્રાસ દેખાઈ આવતાં હતાં. ભાગીરથી આ જોઈ બોલી, "પણ મંજુલા બ્હેન ! તમારે જોઈએ છે શું ? તે તો કહો ! અત્યારે એવી કયી વસ્તુની જરૂર પડી છે કે આમ શોધખોળ કરો છો ?"

ભાગીરથી, મંજુલાને તે શું શોધવા મથે છે તેની ખબર પડે તો તેને તેના કાર્યમાં મદદ કરવા આતુર હતી.

"ભાગીરથી કાકી ! હું શું શોધું છું, તેની ખબર તો મને પણ નથી, પણ મારે આ ટેબલ કોઈ પણ રીતે અત્યારે ને અત્યારે ઉઘાડવું છે ! લ્યો, આ ચાવીઓનો ઝુમખો અને જરા ચાવીઓ બેસાડી જુઓ કે કોઇ એકકે બેસે છે ! હું તો હવે થાકી ગઇ છું !"

એમ કહી, એણે ભાગીરથીને તે ઝુમખો આપ્યો અને તે ટેબલની જોડે નીચે બેસી ગઇ. ભાગીરથીએ ટેબલનાં ખાનાં ઉઘાડવા મહેનત કરી જોઈ, પણ એકકે ચાવી લાગી નહિ. તેને પણ એ

પ્રયત્નમાં નિષ્ફળતા મળી. મંજુલા નીચે બેઠી તે વખતે ટેબલના એક પાયા તરફ દૃષ્ટિ જતાં લોખંડની ચાવી જેવી કોઈ વસ્તુ પડેલી જણાઈ. તેણે ધારીને જોયું તો તે વસ્તુ ચાવી હતી. એણે ભાગીરથીનું ધ્યાન તે તરફ દોરી તે વસ્તુ મંગાવી લીધી અને જોયું તો તે પ્રેમલતાના ટેબલની ચાવી હતી. તેને આનંદ થયો. તે ઉભી થઇ અને તેણે તે ચાવી વડે પ્રેમલતાના ટેબલનાં ખાનાં ઉઘાડયાં. ટેબલના બંને ખાનાં કાગળોથી ખીચોખીચ ભરેલાં હતાં અને તે કાગળોની વચ્ચે જલદીથી નજરે ન પડે એવી રીતે ગોઠવવામાં આવેલી એક ફાઇલ જણાતાં તેણે તેને બહાર કાઢી અને તેમાં કયા કાગળો હતા, તે વાંચતાં તેને ખબર પડી કે તે બધા કાગળો તેના ઉપર આવેલા કોઈ યુવાન પુરૂષના પ્રેમપત્રો હતા અને તે ચમકી ઉઠી. તેને આ જોતાં આઘાત્ તો લાગ્યો, પણ જે અનુમાન ઉપર દોરાઇ એણે આ પ્રયત્ન કર્યો હતો, તેમાં સફળતા મળતાં એને જે હર્ષ થયો એ હર્ષને લીધે એને થયેલો આઘાત્ એના ઉપર ખરાબ અસર ઉપજાવી શકયો નહિ. ફાઇલને લીધા પછી એણે ટેબલનાં ખાનાં બંધ કરી દીધાં અને ચાવીને એની ચોળીના ખીસામાં મૂકી, ભાગીરથીની સાથે નીચેના ભાગમાં આવી, પથારીમાં જઈ બેઠી.

" ભાગીરથી કાકી; તમે નિરાંતે ઉંઘો ! મને હવે ઉંઘ આવતી નથી એટલે કલાક દોઢ કલાક આ કાગળો વાંચવામાં ગાળીશ અને ઉંઘ આવી જશે એટલે ફાનસ ઝાંખું કરી સુઇ રહીશ ! મારે હવે બીજું કામ નથી એટલે તમે નિરાંતે ઉંઘો ! "

મંજુલાએ ભાગીરથીને પથારીમાં પડી નિરાંતે ઉંઘી જવા આગ્રહ કર્યો.

" પાણી બાણી પીવું છે ? પીવું હોય તો લાવી આપું અને પછી સુઈ જાઉં ! "

ભાગીરથીએ મંજુલાના શબ્દો સાંભળી લીધા બાદ, સુઈ રહેતા પહેલાં કોઈ કામ હોય તો તે પતાવી દેવાની માગણી કરી.

“ ના, અત્યારે તો પીવું નથી પણ એમ કરો એક લોટો પવાલું પાણી ભરી, મારી પથારી પાસે મુકી દ્યો એટલે મોડેથી કદાચ પીવું પડે તો વાંધો નહિ ! ” મંજુલાએ પ્રત્યુત્તર વાળ્યો અને ફાનસને એની નજીક મંગાવી એની બત્તી જરા વધારે સતેજ કરી, પ્રેમલતા ઉપર આવેલા તે કોઈ યુવાન પુરૂષના પત્ર વાંચી લેવાના વિચારમાં પરોવાઈ.

ભાગીરથી, પાણીનો ભરેલો લોટો અને પવાલું તેની પથારી નજીક મૂકી ગઇ અને પછીથી નિદ્રાનો આરામ લેવા પથારીમાં પડી. મંજુલાએ ફાનસને એવી રીતે રાખ્યું હતું કે ભાગીરથીના મ્હોં ઉપર વધારે પડતો પ્રકાશ ન પડે કે એમની ઉંઘ બગડે. દશેક મીનીટમાં તો ભાગીરથીની આંખો નિદ્રાથી ભરાઈ ગઇ અને તે ઘસઘસાટ ઉંઘવા લાગી. બહારના ભાગમાં ભગવાનદાસ અને બેમાજી હજુ વાતો કરી રહ્યા હતા અને તેમની વાતોના અસ્પષ્ટ શબ્દો કોઈ કોઇ વાર મંજુલાના કર્ણે અથડાતા હતા. ફાનસ હાથમાં લઈ તેના ખાનગી પત્રો વાંચવા તે અધીરી બની હતી, પણ તેમ કરતાં એના આત્માને પહેલાં તો સંકોચ થયો. ન્હાની બ્હેનના પ્રેમપત્રો વાંચવાને તે હક્કદાર હતી કે કેમ ? તે પ્રશ્ન તેને મુંઝવતો હતો. અધીરાઇ વધતાં, એનું હૃદય જોરથી ધડકવા લાગ્યું તેમજ તેમ કરવામાં તે એક પ્રકારનો ગુન્હો કરી રહી હતી; એમ માનવા લાગી. છતાં આપદ્ધર્મ તરીકે, ન્હાની બ્હેનના ખાનગી જીવન પરત્વે જાણવાની આવશ્યકતા છે, એમ લાગતાં એણે એને ઉત્પન્ન થયેલો સંકોચ દૂર કર્યો. એના જીવનવ્યવહારનું જ્ઞાન થતાં, તે અને એનાં કુટુંબીઓ એનો પ્રતિકાર શોધી શકશે, એમ માની એણે પત્ર વાંચનનું કામ શરૂ કર્યું.

એણે એક પછી એક, એ ફાઇલમાંના તમામ પત્રો, સંભાળ અને સમજપૂર્વક, ધીરજ અને શાન્તિથી વાંચી લીધા. તે તમામ પત્રો નીચે મુજબ હતા:—

[ ૧ ]

**આનંદપુર,** તા. – –

" પ્રેમલતા !

" આપણે એ દિવસે અકસ્માત્ મળી ગયાં એની યાદગીરીમાં આ પત્ર લખી રહ્યો છું. તમારા જેવી જ્ઞાનપિપાસુ યુવતીનો પરિચય વધારવા હું જીજ્ઞાસુ છું. પણ તે સર્વ કંઈ તમારા હાથમાં છે. પરિચય વધશે તો આપણે અરસ્પરસ મિત્ર બની શકીશું ! "

લી૦

**પ્રેમનિરંજન.**

[ ૨ ]

**આનંદપુર,** તા. – –

પ્રેમલતા !

" તમારો માયાળુ પત્ર મળ્યો. પ્રત્યુત્તર માટે મને પહેલાં તો શંકા હતી, છતાં તમોએ આકસ્મિક પરિચય દ્રઢ બનાવવાનો વિચાર રાખ્યો હોય એમ જણાય છે. તે જાણી આનંદ ! પ્રેમલતા અને પ્રેમનિરંજન, એ બંનેની પ્રકૃતિ અને રાહ એક હોવાનો સંભવ છે. આપણે કદાચ બંને સાથે સાથે એ રાહ ઉપર ચાલીશું, એમ જણાય છે ! બુદ્ધિમતાના ચમકારા મારતા તમારા અનેક પ્રશ્નોના યથાયોગ્ય પ્રત્યુત્તર આપવા હું મારાથી બનતું કરીશ. કોઇ કોઇ વખત અનુકુળતાએ મળી શકાય તો સારૂ ! છતાં એ બાબત અત્યારે અસંભવિત જણાતી હોય તો આપણો મીઠો પત્રવ્યવહાર પણ પૂરતો છે ! "

લી૦

**પ્રેમનિરંજન.**

[ ૩ ]

**આનંદપુર**, તા. – –

" પ્રેમલતા ! "

" ગઈ કાલે જ તમારો પત્ર મળ્યો. હું એક બે દિવસ બહારગામ હતો એટલે એનો પ્રત્યુત્તર વાળવામાં વિલંબ થયો છે તો માફ કરશો. જેનું હૃદય પ્રેમાળ અને આત્મા ઉદાત્ત છે, એનું ભાવિજીવન હંમેશાં ઉજ્જવલ હોય છે ! મનુષ્ય જીવન, વાસ્તવદર્શી ઉચ્ચ ધ્યેયની સિદ્ધિ અર્થે છે, એટલે એને પામરતાનાં મલિન તત્ત્વોથી ભ્રષ્ટ ન કરવું જોઈએ. સત્ય અને સેવા, એ પ્રેમ જીવનનો પાયો છે. માયિક જગત્‌નાં આવરણોમાં, જે હૃદય અને આત્માને ગુમાવી બેસે છે, એનો વિનાશ થાય છે, એમ શાસ્ત્રકારોએ જણાવ્યું છે. કુદરતે અર્પણ કરેલાં દેહ, મન, અને આત્મામાં, માયિક જગત્‌ની લોલુપતા નથી, એ જોઈ મને આનંદ થાય છે ! હું રાત દિવસ તમને યાદ કર્યા કરૂં છું. તમે મને યાદ તો કરતાં હશો ! એક દિવસ મળીએ અને નિરાંતે વાતો કરીએ તો કેવું સારૂં ? તમારા ઉપરનું મારૂં મમત્વ, તમારી ઉન્નતિ અર્થે છે, પતન માટે નહિ, એની ખાત્રી આપું છું.

લી૦

**પ્રેમનિરંજન**

[ ૪ ]

**આનંદપુર**, તા. – –

" પ્રેમલતા !

" એક વખત આવી મળવા, તમે તમારા પત્રમાં ઈસારો કર્યો છે, તેથી મને આનંદ થયો છે અને તે સુખી દિવસની રાહ જોઈ રહ્યો છું. પરણ્યા પછી પતિના સહવાસ વગર ત્રણ માસ પછી તમે વિધવા થયેલાં, તે વાત મેં જાણી છે. એ સ્થિતિનો અર્થ તો મારી સમજ પ્રમાણે એટલો જ થાય છે કે તમે પરણ્યાં પણ નથી અને રાંડ્યાં પણ નથી. સ્ફટિક જેવા શુદ્ધ કૌમાર્યની પવિત્રતા અને

ઓજસ્વીતા, અવર્ણનિય છે! હું પણ આ શુદ્ધ કૌમાર્યની ઉપાસનામાં અત્યાર સુધી અવિવાહિત રહ્યો છું અને મારાથી બનશે ત્યાં સુધી એ શુદ્ધિને સાચવી રાખીશ. 'છતાં મારા કૌમાર્યમાં તમારા જેવી શુદ્ધિ હશે કે કેમ, તે વિષે મને શંકા છે. તમોએ એ વાત ખરી લખી છે કે ભોગ કરતાં યોગની મહત્તા વધારે છે. છતાં એ પ્રશ્નો એટલા બધા અટપટા છે કે આપણે તે એકદમ ગ્રાહ્ય કરી શકીશું નહિ. હવે પછીના એકાદ અઠવાડીયામાં આપણે મળી શકીશું, તે જાણી આનંદ. જ્ઞાન અને પવિત્રતાના તેજ સમા સાધુપુરૂષને મારાં વંદન હો! તમને એમના સંસર્ગથી જે લાભ મળે છે, તે ઘણો મ્હોટો છે, એમ તમારા પત્રો ઉપરથી જણાઈ આવે છે. હું, મહાદેવના મંદિરે આવી સાધુપુરૂષને મળવાનો વિચાર રાખું ખરો ? હું ધારૂં છું કે એક મિત્ર તરીકે હું તમારી પાસે પણ આવી શકું! પણ તે વાત તમે કબુલ રાખો ત્યારે જ. મારી લાડકી બ્હેન આનંદલતા, મારે માટે "ભાભી" લાવવા તલપાપડ થઇ રહી છે, પણ એ બિચારીને શુદ્ધ બ્રહ્મચર્યના તપનો ખ્યાલ નથી એટલે જગતની વ્યાવહારિક સિદ્ધિ "ઇચ્છિનિય લગ્ન" એટલું જ માની રહી છે! સંસારની ઘટમાળમાં પડેલાં મનુષ્યોને શુદ્ધ બ્રહ્મચર્ય અને પવિત્ર પ્રેમનો આદર્શ સમજાવવો મુશ્કેલ છે! મને ઘણી વખત એમ થાય છે કે આવી શુદ્ધિની ઉપાસનામાં તમને કે મને છૂટથી મળવાનો સંકોચ કેમ હોઇ શકે? પત્ર લખશો. મારા લાયક કામકાજ લખશો.

લી૦

**પ્રેમનિરંજન**

[ ૫ ]

**આનંદપુર** તા. – –

"દેવી પ્રેમલતા!

"પત્ર મળ્યો. યોગ અને ભોગ, એ બંનેનો મુખ્ય આધાર "પ્રેમ" છે. પ્રેમની પાછળ જેમ યોગ છે, તેમ "ભોગ" પણ

છે. યોગ જેટલો પવિત્ર છે, એટલીજ પવિત્રતા ભોગમાં પણ રહેલી છે છતાં દુર્બલ શરીર, ભટકતું મન અને પામર આત્માને લીધે સમાજનો મ્હોટો ભાગ, પ્રેમના ભોગને પવિત્ર બનાવી શકતો નથી. એણે ભોગમાં વિષય, દુષ્ટતા, પામરતા, ભીરૂતા અને વિનાશનાં બીજ નાંખ્યાં છે. "ભોગ" આ મલિન તત્ત્વોને લીધે, અપવિત્ર વસ્તુ બની રહે છે અને સમાજના વ્યક્તિગત જીવનદ્વારા, સમષ્ટિગત વ્યકિતત્વનો વિનાશ કરે છે. વિકારોને પચાવવા માટે યોગની જરૂર છે. વિકારો સારી પેઠે પચી જાય તો જે જીવન મળે છે, તે સાચું અને શુદ્ધ છે. તમે જેમ યોગમાં માનો છો, એમ હું પણ યોગમાં માનુ છું. છતાં પવિત્ર ભોગ પણ એ યોગના એક રૂપાન્તર જેવું છે. આજ-કાલની કુમારિકાઓ, યુવતીઓ અથવા સ્ત્રીઓ, વિકારોને એવી રીતે પોષી રહી છે કે તે વિકારો પચતા નથી, પણ તેના અજીર્ણને લીધે પીડાય છે. વિકારોનું આ અજીર્ણ એક પ્રકારનો જીવલેણ વિષુચિકા (કૉલેરા) છે, જેમાં જીવનની સાચી શક્તિ, નીતિ, મર્યાદા, પવિત્રતા અને શાન્તિ, ઉલટી અને ઝાડાવાટે, કૉલેરાનો દર્દી જીવનશક્તિ જેવી રીતે ગુમાવી દઈ મૃત્યુવશ થાય છે, એવી રીતે ગુમાવી બેસે છે. અને તે તે ઉપયોગી વસ્તુઓના અભાવે જીવતા મડદા જેવી જીંદગી ગાળે છે. આ સ્થિતિ સ્ત્રીઓની છે એવી પુરૂષોની પણ છે. આપણે પરમાત્માની કૃપાથી આ કૉલેરામાંથી બચી જઇએ, તો સમાજને માટે એક ઉત્તમ આદર્શ રજુ કરી શકીશું. છતાં એક વાત મારે કહેવી જોઈએ. યોગ, એ સર્જનની વ્યવસ્થા અને પૂર્ણાહુતિ છે, જ્યારો "ભોગ" નવા સર્જન માટે હોઈ, નવું જીવન ઉત્પન્ન કરે છે. નવા જીવન માટે વહેતા જીવનના પ્રવાહને અટકાવવો ઇચ્છવા યોગ્ય છે કે કેમ, તે પણ સમજવા જેવી બાબત છે! આપણે આ પ્રશ્ન મળીશું ત્યારે ખૂબ ચર્ચીશું!

લી.

**પ્રેમનિરંજન**

[ ૬ ]

**આનંદપુર** તા. – –

"દેવી પ્રેમલતા!"

"સ્મરણ એ સંસર્ગની મમતા છે, તે વાત ખરી, પણ સ્વાર્થપટૂતા સિવાયનો સંસર્ગ અને સ્મરણ, ઉચ્ચ જીવનનો આદર્શ છે. સાચો સ્નેહ, હૃદયના સાચા તલસાટ સિવાય સંભવતો નથી. પ્રેમ એ હૃદયની ઐક્યતા છે, શરીરની ભૂખ નહિ. વિકારો હૃદયમાંથી ઉત્પન્ન થાય છે, જો કે કદાચ શરીર એનું નિમિત્ત બને છે, પણ વાસ્તવિક રીતે શરીર વિકારોથી ભ્રષ્ટ ન થાય તો હંમેશાં શુદ્ધ હોય છે. શરીર, એ જીવનનો ખજાનો છે, પણ એ ખજાનામાં જીવનતત્વ આપનારી વસ્તુ તો હૃદય છે. મન છે. આ હૃદય અને મન આત્માનાં પ્રતિબિંબ છે. પણ વિકારો, આત્માના ઓજસ્ ભરેલા પ્રતિબિંબને અટકાવે છે, ત્યારેજ મન અને હૃદયની વિકારી અને પામર સ્થિતિ થાય છે. પરીણામે શરીર ભ્રષ્ટ થતાં, મન, હૃદય અને આત્મા એ ત્રણેનું પતન થાય છે. તમારા વિચારો, અત્યંત ઉચ્ચ અને અદ્દભૂત છે, એ જોઈ મને આનંદ થાય છે. તમારો યોગ અમર રહો! જીવન, જીવનનો સાચો પ્રેમ અનુભવે છે, ત્યારે એને એકલતા રહેતી નથી. એને સમસ્ત જગતમાં શુદ્ધ ઐક્ય અને વિમળ પ્રેમની બંસરી વાગી રહ્યાનું ભાન થાય છે. એનું જીવન જેવું બને છે, તેવું આખું જગત્ એને માટે બની રહે છે. તમારા પત્રો જેમ જેમ મળતા જાય છે, તેમ તેમ મને તમારૂં સ્મરણ વધતું જાય છે! તમે તો શુદ્ધ પ્રેમના પ્રતિનિધિ જેવાં છો! જ્યાં વિકાર નથી, કપટ નથી, અવિશ્વાસ નથી અને કેવળ શુદ્ધ અને નિર્દોષ પ્રેમની મીઠી મસ્તી છે, એ જીવનથી અધિકતર સુખી અને ઉચ્ચ જીવન કયું હશે? હવે તો મળ્યા સિવાય નહિ ચાલે. ક્યારે આવશો? ક્યાં આવશો?

લી.

**પ્રેમનિરંજન**

[ ૭ ]

દેવી પ્રેમલતા !

"મળવાનું બહુ વ્હેલું હતું, છતાં મોડું થયું તેનું કારણ તમોએ લખ્યું તે જાણ્યું. આનંદલતા, એની સમજપૂર્વકની માથાકૂટ રોજ કરે છે, પણ હું જે ભૂમિકાએ પહોંચેલો છું, એ ભૂમિકાએ, એની દ્રષ્ટિએ ગમે તેવી સારી લાગતી અને આદર્શ ગણાતી કન્યકા, મારે માટે ઉપયોગી બની શકે એમ નથી. પરણવું અને પરણી પડવું એ બંને વસ્તુ નિરાળી છે. હું યોગ ઉપર છું. છતાં કોઇ કાળે નિર્દોષ ભોગ ઉપર જવાની જરૂર પડશે તો હું પરણી પડીશ નહિ, પણ ખરેખર પરણી લઇશ. એવા સંયોગોમાં પણ તમારૂં જીવન તો મારે માટે એક આદર્શ તરીકે રહેશે.

શબ્દોથી જે નથી સરજાતી
તે હૈયે ઉભરાતી
જે જોવાથી નથી દેખાતી
વણમાગી વહીજાતી—૧
પાસે તોયે પ્રકટ નથી ને
દૂર છતાં દોરાતી
બોલે તોયે ન પડઘા પાડે
મૌન રહી મુંઝાતી—૨
એકલવાયી આવી ગતિના
શોધ–શોધ કેમ થાશે !
દોડી દોડી પાછું પડશે કે
આગળ વહી જાશે !—૩
દ્રષ્ટિથી જો દૂર થશે તો
કયી સૃષ્ટિમાં પડશે !
કે પાસે રહી ક્યાં ઉતરશે !
ક્યાં જઈ ગુંજન કરશે !—૪

એણે જ્યારે આંખ ઉઘાડી
બંધ થઇ દેખાતી
મીંચેલી આંખોમાં એની
સુંદર છબી સરજાતી—૫

દુનિયા જ્યારે મૌન રહે
તે મીઠું મધુરૂં બોલે
દુનિયા ગરજે તે મુંગી રહી
જડવત્ જીવન ડોલે—૬

જે સર્જનથી તે સરજાતી
તે સર્જનથી જાતી
તે સર્જનથી તેની વિભૂતિ
વિશ્વ મહિં વેરાતી—૭

પુષ્પ મહિં જે, પરાગ રૂપે
રહી સુવાસ વધારે
એવી રીતે મુજ અંતર્માં
એ જ્યોતિ બળ ધારે—૮

જ્યારે છે તો કેમ ન જાણું ?
કેમ ન પૂજું પગલાં ?
એને માટે હૈયું આપું
એને દઇ દઉં દીલડાં—૯

એને માટે આશા સ્થાપું
એને માટે જ્યોતિ
એને માટે દોડું-સ્તંભું
એનું જીવન શોધી—૧૦
એના ખાલી અંતર્ પટપર
કેમ ન પગલાં માંડું ?

કેમ ન એમાં સમાઈ રહું હું ?
કેમ ન એક બનું હું ?—૧૧

શોધી શોધી એને શોધું
શોધી શોધી બાંધુ
બાંધી બાંધી એને છોડું
છોડી છોડી સાંધુ—૧૨

અંતર્ આકાશે કૌમુદી
પ્રેમ ચંદ્રની થઇ રે' !
શાન્તિ તેમજ શિતલતા
ત્યાં જીવનભરની વહી રે' !—૧૩

લી.

**પ્રેમનિરંજન**

[ ૮ ]

**આનંદપુર** તા.

" દેવી પ્રેમલતા ! "

" આવી મળવા લખ્યું પણ આવી શકયાં નહિ, એ સ્વાભાવિક ઘટના છે, એને માટે નિરાશ થવાનું હોય નહિ; પણ ઘણી વખત તમારી પાસે આવવા ઇચ્છા રાખું છું, પણ કોઇ ન સમજી શકાય એવા કારણસર તેમ બની શકતું નથી. આવા સંયોગોમાં આપણી વચ્ચેનો પત્રવ્યવહાર આપણા હૃદયની શાન્તિ અને વિકાસ માટે અત્યંત આવશ્યક અને પૂરતો છે. આપણે આકસ્મિક રીતે મળી ગયાં અને મિત્ર થઇ ગયાં, એમાં પણ પરમાત્માનો કોઇ ગૂઢ ઉદ્દેશ હશે. જગત્માં કેટલીક વખત કાયમ સંબંધમાં આવનારા માણસો મિત્ર બની શકતા નથી જ્યારે કોઈ વખત માત્ર એક જ સમયે આવી મળનાર હૃદયનો સાચો અને કાયમનો મિત્ર બની જાય

છે. સાચી મૈત્રિમાં સ્થુલ સાધનો ગૌણુ છે, જ્યારે આત્માનાં સુક્ષ્મ આકર્ષણુ મહત્ત્વની વસ્તુ છે. તમારી આટલી વયમાં, સ્થુલ અને સુક્ષ્મ વસ્તુઓના ભેદ પારખવાની શક્તિ તમારામાં છે, તે જોઈ મને આનંદ થાય છે. આજે આપણે જે યુગમાં વસીએ છીએ, તેમજ જીવીએ છીએ, એ યુગમાં જીવનારને જીવનનું પણુ ભાન નથી, એ વસ્તુસ્થિતિ અત્યંત વિચિત્ર છે. જીવનાર જીવે છે ખરો, પણુ જીવનનો ઇન્કાર કરીને. જીવન પાછળ મથે છે, પણુ જીવન દીપને બુઝાવીને. જીવનમાં આનંદ મેળવવા ઇચ્છે છે, પણુ જીવનના આનંદના ધોધને વહેતો અટકાવીને. જીવનમાં શક્તિ, સામર્થ્ય અને વિધુત્‌ને શોધી રહ્યો છે, પણુ તેમને જતાં કરીને. સ્થુલજીવન, સુક્ષ્મજીવન તત્ત્વમાંથી વહ્યા કરે છે, તે વાત ભૂલી જાય છે. દેહને દીપાવે છે–સંભાળે છે, પણુ આત્માને ડૂબાવીને. આવી આવી ઉલટી પરિસ્થિતિ છે, છતાં તમોએ કોઇ ઉચ્ચ પ્રકારના સારા સંસ્કારને લીધે જીવનમાંથી જીવન શોધી રહ્યાં છો અને ભોગવી રહ્યાં છો, એ અત્યંત હર્ષથી વાત છે. અત્યાર સુધી આપણી મૈત્રિની વાત મેં કોઇને કરી ન્હોતી, પણુ મારી ગેરહાજરીમાં તમારો એક પત્ર મારી બ્હેન આનંદલતાના હાથમાં આવી પડતાં, એણે પત્ર તો મને ફોડ્યા સિવાય સોંપ્યો પણુ પાછળથી એ સંબંધે પૃચ્છા કરી. હું સત્ય છૂપાવી શકયો નહિ. મેં આપણી મૈત્રિ વિષે એને સર્વ કંઇ સવિસ્તર કહી નાંખ્યું. તમારો પત્ર વાંચતાં એના હૃદય ઉપર તમારે માટે સારી છાપ પડી છે. ત્યાર પછી તો તે અવારનવાર મારી પાસે આવે છે અને તમારો કોઇ પત્ર આવ્યો હોય તો વાંચવાની જીજ્ઞાસા દર્શાવે છે. હું ના કહી શકતો નથી. તમારા પત્ર પાછળ હું તો મુગ્ધ બનું તે સ્વાભાવિક છે, પણુ તે પણુ ગાંડી થઇ ગઇ છે અને તમને રૂબરૂ મળવા ઇચ્છે છે. તમારા પત્રમાં લખ્યા પ્રમાણે મારી સાથે એણે પણુ તમારા આગમનની રાહ જોઇ પણુ તમે તો આવ્યાં નહિ એટલે નિરાશ થઈ છે. એક બે વખત તો એણે તમારી

તરફ આવી જવા વિચાર કર્યો પણ મેં એને રોકી. આવતી એકાદશીએ મારી જન્મતિથિ છે. આ પ્રસંગે મારે ત્યાં સાંજના પાંચ વાગ્યાને સુમારે ભોજન, સંગીત, ચર્ચા, વિનોદ વિગેરેનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો છે, જેમાં મારા અંગત મિત્રો અને સગાં સંબંધી હાજર રહેશે. આ કાર્યક્રમ નવેક વાગ્યે પૂર્ણ થતાં, પછીથી સીનેમામાં જઇશું. અને બારેક વાગ્યે વિખરાઈ જઇશું. તમે ઘણા વખતથી આવવાનું લખો છો અને આવતાં નથી તો હવે આ પ્રસંગ ઉપર તો જરૂર આવવાનું રાખશો. આ મારી આગ્રહપૂર્વકની વિનંતિ છે. તેમ કરશો તો આપણે મળી શકીશું અને આનંદ આવશે. તમે મારી પ્રેમાળ બ્હેન આનંદલતાને મળી શકશો, તેમજ મારા અન્ય મિત્રો અને સગાં સંબંધીઓના પરિચયમાં પણ આવશો. કાર્યક્રમ જરા મોડો પતશે, પણ તે પત્યા પછી અમો તમને રાત્રે સાથે આવી તમારા ઘેર મૂકી જઇશું. એ માટે ચિંતા કરશો નહિ. આપણે અરસ્પરસ મિત્ર બન્યાં છીએ, તે મિત્રતા સાચી હોય તો તેના પૂરાવા તરીકે તમારે મારે ત્યાં આ પ્રસંગે હાજર રહેવું જોઇએ. હું આશા રાખું છું કે મને આ વખતે તો તમે નિરાશ નહિજ કરો. પ્રત્યુત્તર તરત જ આપશો. એકલાં આવી શકો તેમ ન હો તો હું કોઇને બોલાવવા મોકલી આપું ! કદાચ મારી આનંદલતાને !"

લી.

**પ્રેમનિરંજન.**

મંજુલાએ જોયું કે પ્રેમલતાની એ ફાઇલમાં પ્રેમનિરંજનનો આ છેલ્લો પત્ર હતો. ફાઇલના તમામ પત્રોનું વાંચન કાર્ય પૂર્ણ થતાં એણે ફાઇલને બંધ કરી અને આઘી મૂકી.

"પ્રેમનિરંજન" જેવો પરાયો પુરૂષ, પ્રેમલતાને આટલા બધા આવા પત્રો લખે, તે વસ્તુસ્થિતિ જોતાં એનો આત્મા કકળી ઉઠ્યો. એણે મન અને હૃદય ઉપર સખત આઘાત્ અનુભવ્યો. વિચારોના

વમળમાં એ એટલી બધી ગુંચવાઇ ગઈ કે ઘડીભર શું થઇ રહ્યું છે અથવા શું થવાનું છે એનો ખ્યાલ એને રહ્યો નહિ. તેણે દૂર મૂકેલી ફાઇલ ફરીથી હાથમાં લીધી-એને ઉઘાડી એમાંના એક પત્ર તરફ દ્રષ્ટિ રાખી જોઇ રહી. એની નિસ્તેજ અને દુર્બળ આંખોમાં ક્રોધ અને ખિન્નતાનો આવિર્ભાવ જણાતો હતો. તે, તે સ્થિતિમાં થોડી વારે ત્યાંથી ઉઠી. ફાનસ હાથમ લીધું અને ફાઇલને સાથે રાખી, ભાગીરથીને નિરાંતે ઉંઘતી જોઇ, મેડા ઉપર ફરીથી ગઈ. પ્રેમલતાના ટેબલના ખાનાને ફરીથી ઉઘાડયું અને ફાઇલને કાગળોના થોકડા ભેગી હતી તેમ મૂકી દીધી. આ ગોઠવણુ કરતી વખતે તેના હાથમાં ટેબલના ખાનામાં એક બાજુ વાળી મૂકેલો પણ દબાઇ રહેલો પત્ર તેના જોવામાં આવ્યો. તે તેણે લીધો અને ઉઘાડીને જોયું તો તે કાગળ પ્રેમલતાએ આજરોજ બહાર જતી વખતે એના ઉપર લખેલી ચીઠ્ઠી હતી. તે તેણે વાંચી લીધી. તે નીચે મુજબ હતી:—

" મ્હોટી બ્હેન !

" આજે મારે ગામમાં જવાનું હતું, તે વાત હું તમને પહેલાં કરી શકેલી નહિ. જવાના સમયે તમે નિરાંતે ઉંઘતાં હતાં એટલે તમને જગાડવાં ઠીક લાગ્યું નહિ. આથી આ ચીઠ્ઠી મૂકીને જાઉં છું. રૂબરૂ કહ્યા સિવાય આવી રીતે બહાર જવાનો મારા જીવનમાં આ પહેલો પ્રસંગ હશે તો મને માફ કરશો. મને લાગે છે કે આજે મને બહુ મોડું થશે, પણ મારી ચિંતા કરશો નહિ. હું રાત્રે જ્યારે પાછી ફરીશ, ત્યારે યોગ્ય સાથીઓને લઇનેજ આવીશ. હું આવી રીતે મોડી રાત સુધી બહાર રહું તે બદલ મારે માટે કોઈ જાતની ખોટી શંકા પણ કરશો નહિ. તમારી પ્રેમલતા દરેક સંયોગોમાં તે જે છે તેજ રહેશે. મારી એક અંગત બ્હેનપણી જે બે ત્રણ વર્ષથી એને સાસરે હતી, તે સુવાવડના પ્રસંગે અત્રે આવી છે, એણે મને ખાસ મળી જવા કહેવડાવેલું, એટલે જાઉં છું. મોડું થવાનું કારણ એ છે

કે એને ત્યાં આજે કોઇ શુભ પ્રસંગનો ભોજન, ભજન, કિર્ત્તન, સંગીત વિગેરેનો જલસો છે, એટલે તે સર્વ કંઈ પતી જાય ત્યાં સુધી મારે રોકાવું પડશે. ગમે તેટલું મોડું થશે તો પણ હું રાત ગામમાં રોકાઇશ નહિ, પણ પાછી ફરીશ. આજે આવી રીતે આવા સંજોગોમાં જાઉં છું તો મેં લીધેલી આટલી છૂટ ક્ષમ્ય ગણશો."

લી.

**પ્રેમલતાના પ્રણામ**

"ત્યારે શું તે પ્રેમનિરંજનને ત્યાં નથી ગઇ?"

મંજુલા, પ્રેમલતાની આ ચીઠ્ઠી વાંચ્યા પછી સ્વગત વિચાર કરવા લાગી.

"પ્રેમનિરંજનના છેલ્લા પત્રમાં જણાવ્યા પ્રમાણે આજે એકાદશી હોઇ, એની જન્મતિથિ છે અને તે પ્રસંગના જલસામાં હાજર રહેવા એને આમંત્રણ છે એટલે તે ત્યાં જવી જોઇએ, પણ તેની આ ચાિઠ્ઠીમાં તો તે તેની બ્હેનપણીને ત્યાં ગઈ છે, એમ જણાવે છે, ત્યારે સાચું શું? ચીઠ્ઠીમાં અસત્ય હકીકત જણાવી તે પ્રેમનિરંજનને ત્યાં તો નહિ ગઈ હોય? કેવળ મને ભ્રમણામાં નાંખી ઠપકામાંથી બચી જવા એણે આ બનાવટ તો નહિ કરી હોય? ના, પણ પ્રેમલતા જેવી નિર્દોષ બ્હેન, એવી કપટભરેલી રીત ન રાખે. એણે હજુ સુધી કોઈ દિવસ અસત્ય વાત કહી નથી કે કોઇ અસત્ય આચરણ આદર્યું નથી! એના જીવનમાં હજુ સુધી તો નર્યું સત્ય તરવરી રહ્યું છે, એને દોષ કેમ દઇ શકાય? પણ ભલું પૂછવું! એકધાર્યું જીવન જગતમાં કોનું વહે છે? આ પ્રેમનિરંજનનો પરિચય અને એના આ પત્રો, તે શું બતાવે છે? આ વાતની કોને ખબર હતી? હું પણ આજે આકસ્મિક રીતે જાણી શકી. એના જીવનમાં લાગતી સરલતામાં આ એક કપટ તો ખરૂં ને? હશે, પણ હવે આટલું જાણ્યા પછી મારી વધારે પડતી ચિંતા અટકશે. કાં તો તે

એની બ્હેનપણીને ત્યાં હોય કે પછી પ્રેમનિરંજનને ત્યાં હોય, પણ હવે થોડા સમયમાં તો આવી પહોંચશે. એના આવ્યા પછી શાન્તિથી સર્વ કંઈ સમજી શકાશે. તેમજ આ પ્રકારની ભૂલ ફરી ન થાય એ માટે યોગ્ય પ્રતિકાર યોજી શકાશે !"

આ વિચારોએ મંજુલાના હૃદયનો ભાર ઓછો કર્યો. તેને કંઈક નિરાંત વળી. તેની નિસ્તેજ અને ખિન્ન મુખમુદ્રા ઉપર આછો આનંદ તરવરી આવ્યો. ચીઠ્ઠી એણે એની ચોળીના ખીસામાં મૂકી અને ટેબલના ખાનાની ચાવી, ટેબલ નીચે ફેંકી દઈ, નીચે આવી, પાણી પી પથારીમાં પડી અને પ્રેમલતાની રાહ જોતી જાગતી રહી. મધ્યરાત્રિનો અમલ થવા આવ્યો હતો; એટલે પા અર્ધા કલાકમાં તે આવી પહોંચશે એવું એનું અનુમાન હતું.



## પ્રકરણ ૩૮

## પ્રેમલતાની શોધમાં

સાધુપુરૂષ, મહાદેવનું મંદિર છોડી, પ્રેમલતા ક્યાં ગઇ છે, તેની તપાસ કરવા બહાર નીકળ્યા, તે વખતે રાત્રિના સાડા દશ વાગ્યાનો અમલ થયો હતો. જંગલનો ભાગ અને ગામ દૂર, એટલે રસ્તો તદ્દન નિર્જન હતો. પણ થોડે દૂર સામે દેખાતા અરણ્યમાંથી નિશાચર પ્રાણીઓની હીલચાલના અવાજ સંભળાતા હતા, તે સિવાય બીજું બધું શાન્ત હતું. છતાં ગામમાં ભસતાં કૂતરાંનો ઉંડો અવાજ કોઇ કોઈ વખત એમને કાને પડતો. તેઓ ધીમી ગતિએ ગામ તરફ જઇ રહ્યા હતા. નદીની રેત ચંદ્રની જ્યોત્સ્નાને લીધે ચમકતી હતી અને ઠંડો પવન ધીમો ધીમો ફુંકાઇ રહ્યો હતો. નદીમાંથી પ્રસાર થતી વખતે રાત્રિનું આ શાન્ત વાતાવરણ એમના યોગી હૃદયને પ્રિય લાગ્યું. થોડી વારે તેઓ ગામની નજીક આવી પહોંચ્યા, પણ હવે ક્યાં જવું તેની સુઝ તેમને પડી નહિ.

"પ્રેમલતા ક્યાં ગઇ હશે અને ક્યાં હશે?" તે પ્રશ્ન તેમને મુંઝવવા લાગ્યો.

"તે ક્યાં છે તે હું જાણતો નથી, તો યે હું એને શોધવા નીકળ્યો છું, એ કેવી વિચિત્ર વાત!"

એમને આ પ્રશ્ન ઉપર હસવું આવ્યું. ગામમાં દાખલ થવાનો મુખ્ય રસ્તો જ્યાંથી શરૂ થતો હતો, ત્યાં એક મોટું વિશાળ વટવૃક્ષ હતું અને તેના મુખ્ય થડની આસપાસ ગામ લોકોએ એક મોટો ચોતરો–વિસામો ચણાવી લીધો હતો. સાધુપુરૂષ વટ વૃક્ષ નીચે આવી ઉભા રહ્યા. વટવૃક્ષ ઉપર અનેક પક્ષીઓના માળા હતા, અને તેના ઉપર શિકારની શોધમાં નીકળેલા ઘુવડોનાં આક્રમણ ચાલુ થયાં હોય એમ, એ માળાઓમાંથી પક્ષીઓની આવી પડેલી આફત સામે લાચાર સ્થિતિની કારમી ચીચીઆરીઓ સંભળાતી હતી, તેમજ તેના ઉપર આમ તેમ ઉડી બેસતા ઘુવડોની પાંખોનો ફડફડાટ સંભળાતો હતો. મૃત્યુ મુખેથી બચવા, રાત્રે અંધ બનેલાં કોઈ કોઇ પક્ષી, માળામાંથી ઉડતાં, પણ ક્યાં જવું તેની સુઝ નહિ પડવાથી વૃક્ષ ઉપરજ અહિંથી તહિં જતાં બેસતાં, ઉડતાં અને પાછાં માળે આવી ભરાતાં, એનો ઘોંઘાટ પણ થતો.

"જીવન ત્યાં સંહાર, એ સ્વાભાવિક ઘટના છે!"

સાધુપુરૂષ આ બધું સાંભળતાં સ્વગત બોલ્યા. એમણે ગામ તરફ ચાલવા માંડ્યું, પણ દૂરથી કોઇને તે તરફ આવતું જોઇ તેઓ થોભ્યા.

તે વ્યક્તિ તેમની નજીક આવી પહોંચી, ત્યારે તેમણે જોયું કે તે એક યુવાન, તંદુરસ્ત અને સુંદર પુરૂષ હતો. એની આંખો તેજસ્વી અને કપાળ ભવ્ય હતું. પણ મુખમુદ્રા ઉપર ખિન્નતા અને ગ્લાનિ છવાયેલાં જણાતાં હતાં. એના શરીર ઉપરના પોષાકમાં કિનાર વગરનું ધોતીયું અને મલમલનું પેરણ હતું. મસ્તક એનું ખુલ્લું

હતું, પણ મસ્તકના કેશ ઓળીને વ્યવસ્થિત રાખેલા હતા અને એમાં નાંખેલા તેલને લીધે ચંદ્રના પ્રકાશમાં ચકચકતા હતા. સ્વાસ્થ્ય અને સૌંદર્યને લીધે એની યુવાની ભવ્ય લાગતી હતી. સાધુપુરૂષ પાસે આવતાં એ ઉભો રહ્યો. એણે એમને સંબોધીને પુછ્યું.

"મહાપુરૂષ! આપ ક્યાં જાઓ છો? શું ગામમાં?"

"હા, વિચાર તો ગામમાં જવાનો છે, પણ જઈ શકીશ કે કેમ એ એક પ્રશ્ન છે!"

સાધુપુરૂષે પણ એની નજીક એની સામે ઉભા રહી પ્રત્યુત્તર વાળ્યો.

"એટલે?"

તે વ્યક્તિ આ પ્રત્યુત્તર સાભળી આશ્ચર્યચકિત થઇ બોલી ઉઠી.

"હું ગામમાં જવા નીકળ્યો છું, પણ મારે ક્યાં જવાનું છે એની મને ખબર નથી!"

સાધુપુરૂષે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"આપ મહાદેવમાંથી આવો છો?"

તે યુવાને સાધુપુરૂષ તરફ થોડી વાર સુધી તાકીને જોઈ રહ્યા બાદ પૂછ્યું.

"હા,"

"ત્યારે તો કોઈ ખાસ કારણસર આટલી રાત્રે ગામમાં આવવા નીકળ્યા હશો!"

"હા. કામ મહત્વનું છે, પણ નીકળ્યા પછી હવે એમ થાય છે કે હું કંઇ કરી શકીશ નહિ, કારણ કે તે કામ, સ્થાનની સમજણ વિના નિષ્ફળ જવાનું છે!"

સાધુપુરૂષે, મુખમુદ્રા ઉપર ઉંડા વિચારવમળની છાયા પ્રકટ કરતાં જણાવ્યું.

"પણ તમે કોણ છો અને અત્યારે આટલી રાત્રે ક્યાં જઇ રહ્યા છો?"

સાધુપુરૂષે થોડી વાર વિચાર કર્યા બાદ તે યુવાનને પ્રશ્ન કર્યો.

"હું નદી તરફ જઈ રહ્યો હતો. મનની બેચેન સ્થિતિમાં, શાન્તિ મેળવવા માટે બહાર નીકળી પડયો છું."

"એમ? જુવાન પુરૂષને મનની બેચેન સ્થિતિ કેવી? પણ અત્યારે આવી રીતે જંગલ તરફ જવાથી મનની શાન્તિ કેમ સધાશે?"

સાધુપુરૂષે પૂછ્યું.

"શાન્તિ તો શેં સધાય? માત્ર મનની ભ્રમણા કે થોડે દૂર સુધી ફરી આવવાથી શાન્તિ મળશે!" તે યુવાને બેદરકારી ભરેલી ઢબે કહ્યું.

"તો ક્યાં સુધી જશો?"

"નદી સુધી. કદાચ વિચાર થઈ જાય તો આગળ પણ જાઉં! આ તરફનો પ્રદેશ ગમે તેટલી મોડી રાત્રે પણ નિર્ભય છે એટલે વાંધા જેવું નથી!"

"તે વાત બરોબર છે, પણ ખાસ લક્ષ્ય સિવાય આમ રાત્રે રખડવું એ પણ ઇચ્છિવા યોગ્ય નથી. કોઇ આવશ્યક કામ હોય તો જુદી વાત."

સાધુપુરૂષ તે યુવાન તરફ જાણે એના મનોવિચાર સમજવા પ્રયત્ન કરતા હોય એવી દ્રષ્ટિએ જોઈ રહ્યા.

"એવું પણ છે. પણ હવે એ વાત જવાદ્યો! આપ ગામમાં ક્યાં જવા માગો છો તે જણાવો. આપ કહો છો કે સ્થાનની સમજણ નથી તો પછી લક્ષ્ય વગર ક્યાં જશો?"

તે યુવાને પૂછ્યું.

" હું મહાદેવમાંથી આવું છું તે વાત તમે જાણો છો, એટલે તત્સંબંધે કંઇ કહેવાનું નથી. માત્ર મહાદેવના પૂજારી રમાનાથની નાની દીકરી પ્રેમલતા આજે સાંજના સમયથી ગામ તરફ આવી છે, તે હજુ પાછી ફરી નથી. આથી એની બ્હેન મંજુલા મુંઝાઈ ગઈ છે અને મને પણ ચિંતા થાય છે. હું તે ગામમાં આવી હોય તો તેની તપાસ કરી તેને તેડી જવા આવ્યો છું. પણ તે કહ્યા સિવાય ગઇ છે એટલે ક્યાં હશે તેની ખબર નથી પછી એને શોધવી પણ ક્યાં ? આવડા મોટા ગામમાં આમ તેમ ફરવાથી કંઈ પત્તો લાગે ખરો ? મંજુલાના મનના આશ્વાસન સારૂ નીકળી તો આવ્યો પણ સફળ કેમ થવું તે સમજાતું નથી. ! "

સાધુપુરૂષે ખુલાસો કરતાં જણાવ્યું.

" આપ જેવા સંતપુરૂષ માટે આ કામ મુશ્કેલી ભર્યું તો ખરૂં ! પણ આપે વાત કરી એટલે હું કદાચ આ બાબતમાં ઉપયોગી થઇ શકીશ ! મારા એક મિત્રને ત્યાં આજે એના જન્મદિવસનો ઉત્સવ છે, એ પ્રસંગે એણે એના મિત્રો, સગાં-સંબંધી અને પરિચિત વર્ગને આમંત્રણ આપ્યું છે. અને સંગીત, ભજન, કિર્ત્તન ઈત્યાદિનો ઉત્સવ કદાચ હજુ ચાલુ હશે. મારા મનની સ્થિતિ બેચેન હતી એટલે હું બહુ વહેલો નીકળી ગયો છું પણ હું ત્યાં ગયો હતો. તે બ્હેન જો ગામમાં આવી હોય તો કદાચ એ ઉત્સવમાં ભાગ લેવા કેમ ન આવી હોય ? મારી કલ્પના પ્રમાણે તે કદાચ ત્યાંજ હશે ! "

તે યુવાને થોડો સમય વિચાર કર્યા બાદ જણાવ્યું.

" તમારા એ મિત્રનું નામ ! " સાધુ પુરૂષે પૂછયું.

" પ્રેમનિરંજન ! "

" તે ક્યાં રહે છે ? "

" યજ્ઞનારાયણ પોળમાં ! પોળમાં પેસતાં જમણી બાજુએ બીજું મકાન એનું છે. એક ભવ્ય હવેલી જેવું મકાન છે ! આપ

એકલા જઇ શકશો ? ના, ના, આપ જઈ તો શકો પણ આપને એકલા પંડે નહિ ફાવે, આપની ઇચ્છા હોય તો હું સાથે આવું !"

તે યુવાન પુરૂષે, સાધુપુરૂષ સાથે પાછા ફરવા તત્પરતા બતાવી.

"પણુ તમારે નદી તરફ જવું છે એનું ?"

સાધુપુરૂષે, થોડી વાર સુધી એની સામે જોઈ રહ્યા બાદ પૂછ્યું.

"એ વાત રહેશે. ત્યાં મારે ખાસ જવું જ, એવું કંઇ નથી. આપ જેવા સંતપુરૂષને યત્કિંચિત્ ઉપયોગી થવાય તો તે પહેલું કામ !"

યુવાન પુરૂષે જણાવ્યું.

"ત્યારે, ચાલો. આપણે બંને સાથે જઇએ !"

"હા, ચાલો."

એમ કહેતો યુવાન પુરૂપ આગળ થયો અને સાધુપુરૂષ એની પાછળ પાછળ જવા લાગ્યા. રસ્તામાં તેઓ મૌન રહી ચાલતા હતા. વીસેક મીનીટમાં તેઓ યજ્ઞનારાયણ પોળ પાસે આવી પહોંચ્યા અને પોળમાં દાખલ થયા. યુવાન પુરૂપ, એમને પ્રેમનિરંજનના મકાન આગળ લઇ ગયો. ઘરનું મુખ્ય દ્વાર હજુ ખુલ્લું હતું. તે યુવાન પુરૂષે ઘરમાં દાખલ થઇ, પ્રેમનિરંજનના પિતા હરનારાયણ જેઓ મકાનનાં આગલા ખંડમાં એક આરામ ખુરશી ઉપર પડ્યા હતા, તેમને પૂછ્યું

"પ્રેમનિરંજન છે ?"

"કોણ ? વિબુધ !"

હરનારાયણે ખુરશીમાં જરા ટટ્ટાર થઇ વિબુધ તરફ જોઇને પૂછ્યું.

"હા, હું વિબુધ ! પ્રેમનિરંજન છે ?"

"ના, તે તો તેના અન્ય મિત્રો સાથે બહાર ગયો છે ! કદાચ બારેક વાગ્યા પછી આવશે પણ તું તો હમણાં સુધી અહિં હતો ને તેમનાથી છૂટો કેમ પડી ગયો ? આવ, બેસ !"

હરનારાયણે, વિબુધને આસન લેવા સુચના કરી. હરનારાયણનાં પત્ની, તેમજ તેમના કુટુંબની બે આધેડ વયની સ્ત્રીઓ, એ અરસામાં મેડાના ભાગ ઉપરથી નીચે આવી. જે ઉત્સવ ઉજવાઈ ગયો હતો, તેની પાછળની વ્યવસ્થામાંથી પરવારી તેઓ નીચે ઉતર્યાં હતાં. તેઓ બધાં હરનારાયણ અને વિબુધ, વાતો કરતા હતા તે ખંડમાં આવી પહોંચ્યાં.

"ના, કાકા! હું હમણાં બેસી શકીશ નહિ. મારી સાથે એક સાધુપુરૂષ આવ્યા છે તે બહાર ઉભા છે. તેઓ મારી સાથે જે કારણસર આવ્યા છે, તે કામ પહેલાં પતાવવું જોઇએ. પ્રેમનિરંજન વિગેરે સર્વે સિનેમા તરફ ગયાં છે કે શું?"

વિબુધે, આસન નહિ લેતાં ઉભાં ઉભાં પ્રત્યુત્તર વાળ્યો.

"ના, એમણે સીનેમાનો કાર્યક્રમ કોઈ કારણસર બંધ રાખ્યો છે; પણ રામજી મંદિરમાં કોઇ વ્યાખ્યાતાનું પ્રવચન છે, તેમાં જવાનું કહેતાં હતાં. પછી તો જ્યાં ગયાં હોય ત્યાં ખરાં! પણ તું આજે એમનાથી કેમ છૂટો પડી ગયો? અહિંથી ક્યારનો ગયો હતો? સાધુપુરૂષ કોણ છે? એમને અંદર બોલાવને!"

હરનારાયણ, ખુરશીમાં ટટ્ટાર થઇને બેઠા.

"હું તો નવ વાગ્યા પહેલાં નીકળી ગયો હતો. મારી પ્રકૃતિ જરા અસ્વસ્થ હતી એટલે એમ કરવા મેં પ્રેમનિરંજનને જણાવ્યું હતું. અહિંથી ગયા પછી ફરતો ફરતો નદી તરફ જઈ રહ્યો હતો, એવામાં વડ આગળ સાધુપુરૂષનો ભેટો થઇ ગયો. તેઓ ગામમાં મહાદેવના પૂજારી રમાનાથની નાની દીકરી પ્રેમલતા, જે ગામમાં આવી છે, તેને શોધી કાઢી સાથે તેડી લઇ જવા આવ્યા છે."

વિબુધે ખુલાસો કરતાં જણાવ્યું.

હરનારાયણ અને તેમના કુટુંબના સ્ત્રીવર્ગે આ વાત ધ્યાન દઇ સાંભળી.

" મહાદેવમાં રહે છે, તે સાધુપુરૂષ ! "

પ્રેમનિરંજનની માતા સરલાએ ઉદ્દગાર કાઢયા.

" હા, તેજ. " વિબુધે જણાવ્યું.

" પણ તેમને અંદર બોલાવી લાવને ! કેટલો બધો મુર્ખ ! એમને બહાર ઉભા રાખી પોતે અંદર ચાલ્યો આવ્યો ! કંઇ વિવેક મર્યાદા સમજે છે કે નહિ ? "

હરનારાયણ વૃદ્ધ ઉમ્મરે, પણ એમનું શારીરિક સ્વાસ્થ સાચવી શકયા હતા, એમનો જુસ્સો અને કાર્યદક્ષતા અદ્દભૂત હતાં. તેઓ આરામખુરશી ઉપરથી ઉભા થયા અને સાધુપુરૂષને તેડી લાવવા બારણા તરફ ગયા.

" મેં એમને અંદર આવવા આગ્રહ કર્યો. પણ તેમણે ના પાડી એટલે હું એકલો આવ્યો. આપ સર્વે જાણતાં હશો કે તેઓ ગામમાં ભાગ્યેજ આવે છે અને કોઇને ત્યાં પણ ભાગ્યેજ જાય છે. " એમ બોલતો વિબુધ પણ હરનારાયણની પાછળ પાછળ ગયો. સ્ત્રી વર્ગ પણ બહાર આવ્યો. સાધુપુરૂષ, મકાનના મુખ્ય દ્વાર સામે આવેલા ઓટલા નજીક શાન્તચિત્તે ઉભા રહ્યા હતા. હરનારાયણે ઓટલા ઉપર આવી તેમને નમસ્કાર કરતાં જણાવ્યું.

" મહાપુરૂષ ! અંદર પધારોને ? આપ જેવા પુરૂષ મારે આંગણે આમ ઉભા રહે તે શોભે ખરૂં ? "

"સુખી રહો ! " સાધુપુરૂષે, એમની દ્રષ્ટિ, હરનારાયણ તરફ કરતાં જણાવ્યું. " અત્યારે ઘણું જરૂરી કામ છે, એટલે આટલી મોડી રાત્રે બેચાર મીનીટ પણ રોકાવાય એમ નથી. તે ભાઇએ મને ઘરમાં સાથે આવવા જણાવેલું, પણ મેં ના પાડેલી અને ઉભો રહ્યો છું. અત્યારે તો હું જઈશ. વળી કોઈ પ્રસંગે આવવાનું થશે તો આવીશ. "

આટલું બોલી સાધુપુરૂષ મૌન રહ્યા અને જવા માટે ઉતાવળ કરવા લાગ્યા.

સ્ત્રી વર્ગે તેમને હાથ જોડી નમસ્કાર કર્યાં, ને તેમણે "સુખી રહો"ના આશિર્વાદથી ઝીલ્યા. વિબુધે, સાધુપુરૂષને, પ્રેમનિરંજન નથી અને તેઓ સર્વે રામજી મંદિરમાં અગર તો અન્યસ્થળે બહાર ગયા છે, વિગેરે હકીકત તેમને સમજાવી.

તે સાંભળી લીધા પછી સાધુપુરૂષે વિબુધને પૂછ્યું "પણ પ્રેમલતા, અહિં આવી હતી કે નહિ તે તેમને પૂછ્યું કે કેમ ?"

"તે પૂછી લીધું. પણ તે બાબતનો સ્પષ્ટ ખુલાસો મળી શકયો નથી. કારણ કે આ ઉત્સવમાં ઘણી બાળાઓ આવી હતી અને તેમાં પ્રેમલતા હતી કે નહિ તેની ખબર તેમને નથી. કારણ કે પ્રેમલતાને અત્રે હાજર છે તેઓ પૈકી કોઇ ઓળખતું નથી!"

"ત્યારે ચાલો, આપણ હવે પાછા ફરીએ!"

સાધુપુરૂષે, વિબુધને કહ્યું.

"હા, ચાલો."

એમ કહેતો વિબુધ ઓટલા ઉપરથી નીચે ઉતર્યો.

"ત્યારે આપ નહિ પધારો ?"

હરનારાયણે સાધુપુરૂષને જવાની તત્પરતા બતાવતા જોઈ પૂછ્યું.

"ના, આજે, અત્યારે નહિ!"

સાધુપુરૂષે ચાલવા માંડ્યું. સર્વેયે એમને નમસ્કાર કર્યા. સાધુપુરૂષ અને વિબુધ ત્યાંથી ચાલી નીકળ્યા.



## પ્રકરણ ૩૯

# વિચિત્ર વિબુધ

" રામજી મંદિર તરફ જવું છે ? "

વિબુધે, પોળમાંથી બહાર નીકળી આગળ વધતાં, સાધુ પુરૂષને પૂછ્યું

" ના, હવે બીજે ક્યાંહી જવું નથી. સ્થાનની ખબર વગર રખડવાનો કંઈ અર્થ નથી. હવે તો મહાદેવ તરફ ! તમે તો હવે ઘર તરફજ જશોને ? "

સાધુપુરૂષે, પ્રત્યુત્તર વાળીને પ્રશ્ન કર્યો.

" ના, હું આપની સાથે સાથે નદી સુધી આવીશ. અને ત્યારબાદ પાછો ફરીશ ! "

વિબુધે એની ઇચ્છા વ્યક્ત કરી.

" હવે, બહુ મોડું થયું છે. માટે ફરવા નહિ જતાં ઘેર જાઓ એજ ઇચ્છવા યોગ્ય છે ! લગભગ મધ્યરાત્રિ થવા આવી છે ! પછી તમને ઠીક લાગે તે ખરૂં ! "

સાધુપુરૂષે, વિબુધને ઘેર જઈ આરામ લેવાની સલાહ આપી. પણ વિબુધ એમ કરવા તૈયાર ન્હોતો. સાધુપુરૂષ, ત્વરિત ગતિએ મહાદેવ તરફ ચાલવા માંડ્યા. વિબુધ પણ એમની સાથે સાથે ચાલવા લાગ્યો.

" આ પ્રેમનિરંજન શું કરે છે ? "

રસ્તામાં સાધુપુરૂષ અને વિબુધ વાતે વળગ્યા. સાધુપુરૂષે પ્રેમનિરંજનના જીવન પરત્વે પ્રશ્ન કર્યો.

" એની ખાસ પ્રવૃત્તિ કંઈજ નથી. કૉલેજના અભ્યાસમાંથી નિવૃત્ત થયો છે, પરંતુ હજુ સુધી બીજી પ્રવૃત્તિમાં પડ્યો નથી. એના

પિતાની સ્થિતિ સંગીન છે એટલે કમાવાની ચિંતા પણ અત્યારે નથી. વળી હજૂ પરણ્યો પણ નથી !"

વિબુધે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

" એમ "

સાધુપુરૂષે માથું ધૂણાવતાં પૃચ્છા ચાલુ રાખી.

" એની ઉમ્મર કેટલી હશે ? "

" લગભગ અઠ્ઠાવીસ વર્ષ. અત્યાર સુધીમાં ઘણાં માગાં આવી ગયાં, પણ તે પરણવાની નાજ પાડે છે ! "

" એમ કેમ ? શું તે વિરક્ત વિચારનો છે ? "

સાધુપુરૂષને આશ્ચર્ય થયું.

" તેની કંઇ ખબર પડતી નથી. કદાચ યોગ્ય કન્યાના અભાવે એમ કરતો હોય, પણ એમ પણ નથી–ઘણી યોગ્ય કન્યાઓનાં માગાં પણ આવી ગયાં, પણ સર્વેનો ઈન્કાર ! "

" ભારે આશ્ચર્ય ! "

સાધુપુરૂષે ઉદ્દગાર કાઢયા.

" એની પ્રકૃતિ કેવી છે ? વિચારો કેવા છે ? "

સાધુપુરૂષે થોડી વારે બીજો પ્રશ્ન કર્યો.

" પ્રકૃતિ ઘણી મીલનસાર. સ્વભાવ સારો. આચાર વિચાર ઉચ્ચ પ્રકારના. વિનોદી પણ એવો–પણ લગ્નનો પ્રશ્ન આવે છે તે વખતે જક્કી બની જાય છે ! "

વિબુધે જણાવ્યું.

" એનું કોઈ ખાસ કારણ હોવું જોઇએ. અગર તો તે વિરાગી થવા સરજાયો હોય ! "

સાધુપુરૂષે અભિપ્રાય આપતાં જણાવ્યું.

"મેં મારી પોતાની બી. એ. સુધી ભણેલી સુશીલ, સુંદર અને પ્રતિભાસંપન્ન બ્હેન જ્ઞાનદુલારી માટે પ્રયત્ન કર્યો તોયે શુન્ય ! એ પ્રશ્ન ઉપર એનું હૃદય રસહીન થઈ જાય છે !"

વિબુધે પ્રત્યુત્તર વાળ્યો. બ્હેનની વાત આવતાં, વિબુધની મુખ-મુદ્રા ઉપરની ખિન્નતા અને ગ્લાનિમાં વધારો થયેલો જણાયો. આટલી વાતચિત પછી અંને જણ મૌન રહી ચાલતા હતા. એવામાં નદીનો તટ આવી પહોંચ્યો. તટની ભેખડો ઉંચી હતી, આથી નદીમાં ઉતરતાં લગભગ દશ પંદર ફુટ ઢોળાવ ઉતરીને જવું પડતું અને એમ કરતાં સાવધ રહેવું પડતું. તેઓ ધીમે ધીમે ઢોળાવ ઉતરી નદીના રેતાળ પટમાં જઈ પહોંચ્યા. તે વખતે તેમનાથી પંદર વીસ કદમને છેટે, ચારેક સ્ત્રી પુરૂષ રેતમાં બેસી વાતે વળગેલાં જોવામાં આવ્યાં.

તેઓ તેમની દ્રષ્ટિ તે તરફ રાખી ઉતાવળે પગલે તેમની નજીક પહોંચી ગયા. ત્યાં જઈ જોતાં સાધુપુરૂષે પ્રેમલતાને, એક યુવાન બાળા અને બે યુવાન પુરૂષ સાથે ત્યાં બેઠેલી જોઇ. પ્રેમલતાને જોતાં એમને આનંદ થયો, તેમ સાથે સાથે આશ્ચર્ય પણ થયું. પ્રેમલતાની દૃષ્ટિ, વિબુધ અને સાધુપુરૂષને એમની નજીક આવતાં, સાધુપુરૂષ તરફ પડી અને તેણે એમને ઓળખી લીધા. વિબુધ, પ્રેમલતા કે તેની સાથેની વ્યક્તિઓ પૈકી કોઇને ઓળખતો ન્હોતો એટલે મૌન રહી ઉભો રહ્યો. સાધુપુરૂષને જોતાં, પ્રેમલતા ઉભી થઈ અને એમને નમસ્કાર કરતી બોલી,

"કેમ, બાપુજી ! તમે અત્યારે અહિં કયાંથી ?"

"બેટા ! તું જેમ આવી, તેમ હું આવી પહોંચ્યો ! આવી રીતે વગર કહ્યે ઘેરથી નીકળી મોડીરાત સુધી આમ ફરાય ખરૂં ? બેટા !"

સાધુપુરૂષે, પ્રેમલતા તરફ મીઠી ઠપકાભરી દ્રષ્ટિ રાખતાં પૂછ્યું.

"ના, કદી પણ નહિ ! બાપુજી ! તમારી પ્રેમલતા, એવું કદા પણ ન કરે !"

પ્રેમલતા, સાધુપુરૂષની દ્રષ્ટિમાં ઠપકો વાંચી, આભી બની ગઇ.

"ત્યારે આજે શું કર્યું ?" સાધુપુરૂષે ધીમી પણ ગંભીર વાણીમાં પૂછ્યું.

"કંઈ જ નહિ બાપુજી !" પ્રેમલતા, વીલાઈ ગયેલા મુખે, ખિન્નતા અનુભવતી બોલી. "મેં કંઇજ કર્યું નથી. એટલું ખરૂં કે મારી એક બ્હેનપણીને મળવા હું ગામમાં આવી હતી અને જરા મોડી રાત સુધી રોકાવાની હતી એટલે રોકાઈ છું. આ સિવાય મેં બીજું કંઇજ કર્યું નથી !"

પ્રેમલતાએ ખુલાસો કરતાં જણાવ્યું.

"પણ તે બધું કહ્યા વગર. જરા ખબર આપીને ગઈ હોત તો અમને ચિંતા ન થાત અને તારી પાછળ શોધખોળ કરવા નીકળવું ન પડતને !" સાધુપુરૂષે જણાવ્યું.

"બ્હેન ઉંઘતાં હતાં એટલે એમને જગાડયા સિવાય, એક ચીઠ્ઠી લખી, ટેબલ ઉપર મૂકી નીકળી પડી. આપ પણ ધ્યાનાવસ્થામાં હતા એટલે મેં " હું કયાં જાઉં છું અને કયારે આવીશ વિગેરે હકીકત ચીઠ્ઠીમાં સ્પષ્ટ લખીને આપી હતી. " પછી બ્હેનને કે આપને ચિંતા કે શોધખોળ કરવાની શી જરૂર પડી ?"

પ્રેમલતાને સાધુપુરૂષની વાત સ્પષ્ટ સમજાઈ નહિ. તે મુંઝાયા જેવી થઇ ગઇ.

"તારી એવી કોઈ ચીઠ્ઠી અમારા જોવામાં આવી નથી અને એને પરિણામે અમો બધાં ચિંતામાં પડી ગયાં !" એમ જણાવી સાધુપુરૂષે, એના ગયા પછી, અત્યાર સુધીમાં તેની ગેરહાજરીની

ચિંતા અને શોધખોળ સંબંધેની બધી હકીકત સંક્ષિપ્તમાં સમજાવી દીધી. આ બધું સાંભળીને પ્રેમલતાને ખેદ થયો અને બ્હેનના હૃદયને થયેલા આઘાતને લીધે એનું હૈયું ભરાઈ આવતાં તે રડી પડી. એની આંખોમાં આંસુ ભરાયાં. તે થોડો સમય કંઇ પ્રત્યુત્તર વાળી શકી નહિ. પ્રેમલતાની આંખમાં આંસુ જોતાં, સાધુપરૂષ તેને સંબોધીને આશ્વાસન આપતા બોલ્યા:—

"બેટા ! એમ ખિન્ન થવાની જરૂર નથી. આ તો તારી ચીઠ્ઠી અમને કોઇને મળેલી નહિ અને બહુ મોડી થઇ ગઈ, એટલે સ્વાભાવિક રીતે થતી ચિંતા અમને થયેલી. હવે, બધી હકીકત અમને સમજાઈ ગઈ છે એટલે તને કંઇ કહેવાનું નથી. આમ રડે છે શું કામ ? ચાલ, હવે આપણે જલદી જલદી ઘેર જતાં રહીએ એટલે તારી ગેરહાજરીમાં માંદી થઈ ગયેલી મંજુલા નિશ્ચિંત થાય અને આરામ પામે ! તારી સાથે આ બધાં કોણ છે ?

સાધુપુરૂષે, પ્રેમલતા સાથેના બે યુવાન પુરૂષો અને એક યુવાનબાળા તરફ દ્રષ્ટિ કરી તેમના સંબંધે પૃચ્છા કરી. વિબુધ, તેમજ પ્રેમલતા સાથે ત્યાં આવેલી વ્યક્તિઓ, એમની વચ્ચે ચાલતી વાતચિત મૌન રહી સાંભળી રહ્યાં હતાં.

"તેઓ બધાં મારી જે બ્હેનપણીને ત્યાં હું ગઇ હતી, તે બ્હેનનાં અંગત સંબંધી તેમજ પરિચિત છે. અને તેઓ તેની સુચના પ્રમાણે મને ઘેર પહોંચાડવા મારી સાથે આવતાં હતાં. અહિં સુધી આવ્યા બાદ, ચન્દ્રની જ્યોત્સ્નાને લીધે બધાંને થોડો સમય રેતમાં બેસવાનું મન થયું અને તે પ્રમાણે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં, એવામાં આપ આવી પહોંચ્યા !"

પ્રેમલતાએ, સાધુપુરૂષની આશ્વાસનભરી, મીઠી વાણી સાંભળી લીધા બાદ, શાન્ત થઈને પ્રત્યુત્તર વાળ્યો. અને ત્યારબાદ, એની સાથે આવેલી વ્યક્તિઓ તરફ જોઈ, સાધુપુરૂષનો પરિચય કરાવતી બોલી.

" આ "બાપુજી" અમારી સાથે મહાદેવમાં રહે છે અને અમારી બહુ સંભાળ રાખે છે. તેઓ મહાવિદ્વાન્ અને સંત છે અને એવુંજ એવું એમનું પવિત્ર જીવન છે. તેમની પાસેથી મને જે જ્ઞાન અને શિક્ષણ મળ્યું છે, તે ઉચ્ચ કોટિનું છે. જગત્ અને જગત્‌ના માયિક વ્યવહાર તરફ તેઓ અત્યંત ઉદાસીન છે, છતાં મારી અને મારી મ્હોટી બ્હેન મંજુલા ઉપર તેઓ અત્યંત મમત્વ રાખી, અમારાં માનસિક અને આધ્યાત્મિક જીવનની દોરવણી કરી રહ્યા છે ! એમની સાથેનો સત્સંગ એ જીવનની મ્હોટામાં મ્હોટી લ્હાણ છે !"

પ્રેમલતા આટલું બોલી મૌન રહી.

એના આ શબ્દો સાંભળી, તેઓ ત્રણે જણ જે મૌન રહી બેસી રહ્યાં હતાં, તે ઉભાં થયાં અને સર્વેયે બંને હાથ જોડી, સાધુપુરૂષને "નમસ્તે" કહી પ્રણામ કર્યાં. સાધુપુરૂષે સર્વેને "સુખી રહો" એ શબ્દો સાથે આશિર્વાદ આપ્યા અને દરેકને તેમનો પરિચય આપવા જણાવ્યું.

તેમના પ્રત્યુત્તરમાં પ્રથમ પેલી યુવાન બાળાએ એનો પરિચય કરાવતાં જણાવ્યું:—

" મારૂં નામ કુસુમમંજરી. પ્રેમલતા બ્હેન તેમની જે બ્હેનપણીને ત્યાં આવ્યાં હતાં, તે બ્હેનનું નામ અમૃતલતા હોઈ, તે મારા કાકાની દીકરી થાય છે. અમૃતલતાના ભાઇ સુધાકરે, ચિત્રકળાની ઉચ્ચ પરીક્ષામાં પ્રસાર થવા બદલ આનંદ ઉત્સવ રાખેલો, તે પ્રસંગે હું હાજર રહેલી અને પ્રેમલતા બ્હેનને ઘેર પહોંચાડવા આ ભાઈઓ સાથે હું પણ આવી છું.

" પ્રેમલતા બ્હેને આપના સંબંધે કહેલી વાત સાંભળ્યા પછી, આપનાં દર્શન કરી મને બહુ આનંદ થયો છે. કોઇ સમય અનુકુળતા મળશે તો એક વખત મહાદેવમાં આપનાં દર્શનાર્થે આવી જઈશ !"

કુસુમમંજરી, આટલું, બોલી, સાધુપુરૂષને પુનઃ નમસ્કાર કરી મૌન ઉભી રહી.

"આવજે, બેટા!" સાધુપુરૂષે પ્રત્યુત્તર વાળ્યો.

સાધુપુરૂષ આટલું બોલી મૌન રહ્યા, ત્યારે એ યુવકો પૈકી એક યુવકે એનો પરિચય કરાવતાં જણાવ્યું "હું અમૃતલતા બ્હેનના મામાનો દીકરો છું અને મારું નામ ગુણવંતરાય. અભ્યાસ પૂર્ણ થયા બાદ, સરકારી નોકરીમાં જોડાયો છું અને કેળવણી ખાતામાં છું. આપ જેવા સત્પુરૂષના દર્શને તેમજ પરિચયે, મારી જાતને કૃતાર્થ થયેલી સમજું છું! હું પણ કદાચ આપની પાસે આવી જઇશ અને આપનો સત્સંગ અનુભવીશ."

ગુણવંતરાય આટલું બોલી મૌન રહ્યો.

"તમારા જેવા સુશિક્ષિતોનાં હૃદય, સત્સંગ અને ધર્મ તરફ વળશે તો સામાજીક વ્યવસ્થામાં નવું ચેતન આવશે. તમે ફરી મળશો તો મને બહુ આનંદ મળશે."

સાધુપુરૂષે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

ત્યાર બાદ બીજો યુવક બોલ્યોઃ—

"હું, અમૃતલતા બ્હેનના ભાઈ સુધાકરનો અંગત મિત્ર છું અને મારૂં નામ રશ્મિરંજન. હું વેપારી લાઇનમાં હોઇ સ્વતંત્ર ધંધો કરૂં છું. આપ જેવા સંતપુરૂષોના પૂણ્ય પ્રતાપે મારૂં ઠીક ચાલે છે અને સુખી છું. મારાં ધાર્મિક મંતવ્યો તેમજ વિચારસરણી જરા વિચિત્ર પ્રકારનાં છે, છતાં મને સાચા સાધુ, સંતો, વિદ્વાન્ બ્રાહ્મણો અને કળાકારો તરફ અત્યંત આદરભાવ છે. હું જ્ઞાનનો પિપાસુ છું, પરંતુ હજુ સુધી મને યોગ્ય સત્પુરૂષોનો સંસર્ગ નહિ મળવાથી મારા મનનું સમાધાન થયું નથી. આપનો સંસર્ગ સાધવા હું અવકાશે તે તરફ આવતો રહીશ."

રશ્મિરંજન આટલું બોલી મૌન રહ્યો.

"જેઓ જાણવા મથે છે અને જાણ્યા પછી જાણેલી વસ્તુને પચાવવા મથે છે, તેમને મારે મારૂં જીવન દ્વાર હંમેશાં ખુલ્લું છે!"

સાધુપુરૂષે, રશ્મિરંજન તરફ જોઇને કહ્યું. તેઓ સર્વેએ તેમને નમસ્કાર કર્યા અને સાધુ પુરૂષે સર્વેને શુભાશિર્વાદ આપ્યા. બેએક મીનીટ સર્વે મૌન રહ્યાં. મંજુલાની અસ્વસ્થ સ્થિતિ સાંભળી, પ્રેમલતા જેમ બને તેમ જલદી ઘર તરફ જવા માગતી હતી, તેથી તેણે કુસુમમંજરી, ગુણવંતરાય અને રશ્મિરંજનને સંબોધીને કહ્યું:

"આજે આપણે બહુ આનંદ કર્યો તેમજ સંસર્ગમાં આવી અરસ્પરસ મિત્ર જેવાં બન્યાં, એ પ્રસંગ ભૂલાય એવો નથી. એકાદ દિવસ તમે બધાં મારે ત્યાં જરૂર આવજો. 'બાપુજી' ને પણ મળી શકાશે અને આનંદ થશે. હવે તેઓ મારી સાથે છે એટલે આટલી મોડી રાત્રે, આપને હવે મહાદેવ સુધી ટાંપું ખાવાની જરૂર નથી. માટે તમે હવે ઘર તરફ જાઓ! લ્યો, હવે નમસ્કાર!"

આટલું બોલી પ્રેમલતાએ સર્વેને નમસ્કાર કર્યા.

"પછી અમૃતલતા બ્હેન કહેશે કે પ્રેમલતાને અડધે રસ્તે મૂકી આવ્યા, એમ ન થાય!"

કુસુમમંજરી, આ શબ્દો બોલી હસી પડી.

"ના, તેઓ એમ નહિ કહે. બાપુજી, આવી મળ્યા ન હોત તો પછી તમારે તો આવવાનુંજ હતું ને? પણ હવે નકામું મોડું શું કામ કરવું?" પ્રેમલતાએ હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે અમે જઇએ છીએ!"

ગુણવંતરાય બોલ્યો.

"હા, તમે હવે બહુ મોડું ન કરો!" સાધુપુરૂષે, તેઓ સર્વેને સંબોધીને જણાવ્યું. "હું છું એટલે પ્રેમલતા માટે તમારે

ચિંતા કરવાની નથી! અમે પણ હવે જઇએ છીએ!" આ શબ્દો બોલતાં તેમનું ધ્યાન, અત્યાર સુધી એમની નજીક થોડે દૂર મૌન રહી વિચારમાં પડેલા વિબુધ તરફ ગઈ. તેને એવી સ્થિતિમાં ઉભો રહેલો જોઈ તેઓ બોલી ઉઠયા:

"કેમ, વિબુધભાઈ! તમે હવે પાછા ફરવાના છો કે અમારી સાથે આવવાના છો? આટલી મોડી રાત્રે હવે ઘેર જઈ આરામ લેવાની જરૂર છે! હવે તો તમારૂં મન આટલું ફર્યા પછી શાન્ત થયું હશે!"

સાધુપુરૂષ એના પ્રત્યુત્તરની રાહ જોતા પગલાં ભરતા અટકયા.

"ના, જી, હું તો હજુ મારા લક્ષ્યસ્થાન પ્રમાણે આગળ વધવાનો છું. મહાદેવ સુધી હું આપની સાથે હોઇશ અને ત્યાર બાદ એકલો આગળ વધીશ!"

વિબુધે, સાધુપુરૂષનો પ્રશ્ન સાંભળી, વિચારનિદ્રામાંથી જાગૃત થતો હોય એવી ઢબે પ્રત્યુત્તર વાળ્યો. એની મુખમુદ્રા ઉપરની ખિન્નતા ઓછી થઈ ન્હોતી. વિબુધ તરફ પ્રેમલતા, કુસુમમંજરી, ગુણવંતરાય અને રશ્મિરંજન સર્વેનું ધ્યાન ખેંચાયું હતું. સાધુ પુરૂષનો પ્રશ્ન અને તેણે વાળેલો પ્રત્યુત્તર એમણે સાંભળી લીધો. તેમને તેની પ્રકૃતિ અને રીતભાત વિચિત્ર લાગવાથી આશ્ચર્ય થયું. કુસુમમંજરી વિગેરે ત્યાર બાદ ગામ તરફ વળ્યાં, જ્યારે સાધુપુરૂષ અને પ્રેમલતા મહાદેવ તરફ જવા લાગ્યાં. વિબુધ તેમની પાછળ પાછળ ધીમે પગલે ચાલતો હતો. પ્રેમલતા, વારે વારે પાછળ ચાલતા વિબુધ તરફ જોઈ લેતી અને એના મસ્તિષ્કમાં એના સંબંધે અનેક પ્રશ્ન ઉત્પન્ન થતા, પણ પ્રશ્નોની પરંપરા ચલાવવાની એની પ્રકૃતિ ઉપર એણે અત્યારે સંયમ રાખ્યો હતો. સાધુપુરૂષે થોડો વખત તો મુંગાં મુંગાં ચાલ્યા કર્યું, પણ થોડે દૂર ગયા પછી, વિબુધ તરફ પાછળ દ્રષ્ટિ કરી પૂછ્યું:

"વિબુધ ભાઈ ! મને એ તો કહો કે આટલી મોડી રાત્રે જંગલમાં ક્યાં જશો ? ત્યાં અત્યારે એવું શું કામ છે ?" સાધુપુરૂષ, વિબુધ આટલી મોડી રાત્રે અરણ્ય તરફ કેમ જતો હતો, તેનું રહસ્ય જાણુવા ઇચ્છતા હતા.

"થોડુંક કામ છે, બાપુજી !" વિબુધે પ્રત્યુત્તર વાળતાં સાધુપુરૂષને "બાપુજી" શબ્દથી સંબોધ્યા !

"કામ તો છે, પણ શું કામ છે, તે તો કહો !"

"તેની સાચી ખબર તો મને પણ નથી, એટલે આપને શું કહું ? જતાં જતાં જ્યાં સુધી જવાશે ત્યાં સુધી જઇશ અને કામ પતી જશે એટલે તરતજ પાછો ફરી ઘેર જઈ સુઇ રહીશ ! કૃપા કરી, આપ કામના પ્રકાર માટે મને હવે પૃચ્છા કરશો નહિ. કારણુ કે એનો સંતોષકારક ખુલાસો હું કરી શકીશ નહિ !" વિબુધે, ખિન્નતા ભર્યા અવાજે, અને મુંઝવણુ ભરેલી ઢબે પ્રત્યુત્તર વાળ્યો.

એમની વચ્ચે ચાલતી વાતચિત સાંભળી પ્રેમલતાને પ્રશ્નો પૂછવાનું શૂર ચઢી આવ્યું. એની પ્રકૃતિ ચમકી ઉઠી.

"મોડી રાત્રે જંગલમાં એકલા પંડે બ્હીક નહિ લાગે, આપને ?"

પ્રેમલતાએ, વિબુધ તરફ મ્હોં રાખી પૂછ્યું.

"ના, હું હવે બહુ નિર્ભય થઈ ગયેલો છું. માણુસ જન્મે છે એકલો, જીવે છે એકલો અને મરે છે પણુ એકલો. તો એકલા પંડે જગત્‌ના કોઇ ભાગ ઉપર તે દિવસ કે રાત ગમે તે વખતે એકલો કેમ ન ફરી શકે ? ભય એતો નિર્બળતા છે—પામરતા છે !"

વિબુધે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"ત્યારે તો તમે એકલતામાં માનતા જણાઓ છો !" પ્રેમલતાએ ઉદ્‌ગાર કાઢતાં જણાવ્યું.

"હા, એવુંજ કંઈક ! એકલતા એજ જીવન છે ! જીવનની મીઠાશ એકલતામાં જ છે !"

વિબુધે, ધીમે સ્વરે પ્રત્યુત્તર વાળ્યો. પ્રેમલતાને આ વાત વિચિત્ર લાગી પણ કંઈ બોલી નહિ. સાધુપુરૂષ પણ મૌન રહી ચાલતા હતા. વિબુધ ચાલતો ચાલતો હવે તેમની સાથે થઈ ગયો હતો. પાંચેક મીનીટ બાદ મહાદેવનું મંદિર આવી પહોંચ્યું. સાધુપુરૂષ, અને પ્રેમલતા એના મુખ્ય દ્વાર પાસે આવી ઉભાં રહ્યાં. દ્વાર બંધ હતું તેથી સાધુપુરૂષે તે ઉઘાડવા બૂમ મારી. બેચાર બૂમ પછી, દ્વાર ઉઘડ્યું. વિબુધ, ત્યાં સુધી ત્યાં ઉભો હતો. સાધુપુરૂષે, દ્વારમાં દાખલ થતાં, વિબુધ તરફ જોઈ કહ્યું.

"વિબુધભાઈ! અમે હવે જઇએ છીએ. જંગલમાં જવાના તમારા કામનું પ્રયોજન તમે મારાથી ગુપ્ત રાખ્યું છે, એટલે તે સંબંધે મારે કંઇ કહેવાનું નથી. પણ જ્યાં જાઓ ત્યાં સાચવીને જશો અને જેમ બને તેમ જલદીથી પાછા ફરી ઘેર જશો ! જ્યાં જાઓ ત્યાં સુખી રહો એવા મારા તમને આશિર્વાદ છે ! સુખી રહો !"

"આપની શુભાશિષ માથે ચડાવું છું ! નમસ્તે ! બાપુજી !"

વિબુધે, સાધુપુરૂષ અને પ્રેમલતાને, દરવાજામાં દાખલ થઇ અંદર જતાં, પ્રત્યુત્તર વાળ્યો. તેમના ગયા પછી દરવાજો બંધ થઈ ગયો અને વિબુધ, એના લક્ષ્ય સ્થાન પ્રમાણે જંગલના ભાગ તરફ આગળ વધ્યો.

●

## પ્રકરણ ૪૦

## કેશવનગરનાં સંસ્મરણ

કેશવનગર, આનંદપુરથી પાંચેક ગાઉ દૂર હતું અને આનંદપુરથી ત્યાં જવાનો રસ્તો મહાદેવ આગળ થઇને જતો. મહાદેવથી અર્ધો ગાઉ સુધીના સપાટ પ્રદેશ પછી, ગાઢી વૃક્ષરાજિ શરૂ થતી, તે ઠેઠ કેશવનગરના પાધર સુધી પહોંચતી. આ વૃક્ષરાજિમાં આંબા, રાયણ, લીમડા, મહુડા અને ખીજડાનાં વૃક્ષ વિશેષ પ્રમાણમાં હતાં. તે સિવાય અન્ય પ્રકારનાં વિધવિધ પ્રકારનાં વૃક્ષ ત્યાં થતાં. વૃક્ષોની આવી વિપુલતાને લીધે આ પ્રદેશ ગાઢ અરણ્ય જેવા લાગતો. વૃક્ષો નજીક નજીક ઉગેલાં હોવાથી કોઈ કોઈ ભાગમાં તેમની શાખાઓ એક બીજાને અડતી, તેથી સુર્યનો પ્રકાશ પણ ઓછો પડતો. પરિણામે તે ભાગમાં છાયા અને શિતળતાનું પ્રમાણ ઠીક ઠીક રહેતું. જોગેશ્વરી નદીનો પ્રવાહ, આ અરણ્યથી અર્ધો પોણો ગાઉ દૂર, આનંદપુરથી વળાંક લઈ વહેતો, આગળ જતાં તે કેશવનગરથી ત્રણેક ગાઉ દૂર રહેતો. આનંદપુરથી કેશવનગર જવાનો રસ્તો આ જંગલ વચ્ચે થઇને જતો. કેશવનગર નાનું ગામ હતું, પણ ફળદ્રુપ જમીનને લીધે ત્યાંના ખેડુતો સારો પાક લઇ શકતા, તેથી સુખી હતા. રામદાસ પટેલ, કેશવનગરના આગેવાન જેવા ગણાતા. એમની પાસે દોઢસોથી બસો વીઘા જમીન એમની માલીકીની હતી. સારા સાથીઓ, અંગત દેખરેખ અને ખેતીનાં સાધનોની સંગીનતાને લીધે તેઓ એમની જમીનમાંથી સારી આવક મેળવી શકતા. પરિણામે તેઓ પૈસે ટકે સુખી થયા હતા અને ન્યાત જાતમાં તેમજ ગામમાં એમની સારી પ્રતિષ્ટા હતી. તેમની રીતભાત ધાર્મિક, ઉદાર અને નીતિવાળી હોઇ, તેમની કમાણીનો અમૂક ભાગ સારા માર્ગે વપરાતો. આથી તેમની મનોવૃત્તિમાં ગો બ્રાહ્મણ પ્રતિપાળની વિશુદ્ધ ભાવનાના અંશ છે એમ કહેવાતું. ગાયો, ભેંસો અને બળદ વિગેરે એમનું

પશુ ધન, ગામમાં મ્હોટામાં મ્હોટું ગણાતું. એમનો મ્હેમાન થઈ જનાર, એમની પ્રેમભાવ ભરેલી મીઠી મ્હેમાનગીરીની કાયમની યાદગીરી લઈને જતો. તેમનો સ્વભાવ વિશ્વાસુ, નિખાલસ અને ધાર્મિક ભાવનાવાળો હોઈ, એમનાં પ્રયત્ન અને મદદને લીધે, ગામમાં એક રામજી મંદિર, ગામ વચ્ચે બંધાયું હતું. જેમાં ગામના લોકોએ પણ મન. તન અને ધનની યથાશક્તિ સારી મદદ કરી હતી.

મંદિર, ગામના પ્રમાણમાં, સારૂં બન્યું હતું અને દિન પ્રતિદિન એની આબાદી વધતી જતી હતી. ગામની વસ્તીમાં મ્હોટો ભાગ પાટીદારોનો હતો, અને તેમનાં ચારસો પાંચસો ઘર કહેવાતાં. ખેતીના કામમાં સારી મજુરી ચાલતી હોવાથી ગામના મૂળ રહેવાસી ઉપરાંત બહાર ગામથી આવીને વસેલા કોળી લોકોનાં સો દોઢસો ઘર થયાં હતાં. આઠ દશ ઘર બ્રાહ્મણના હતાં, જ્યારે સુતાર, લુહાર, દરજી, મોચી. વાણીયા, કુંભાર, વાળંદ, અંત્યજ વિગેરેનાં મળી આશરે પચાશેક ઘર હતાં. આ તમામ વસ્તી ઉપર રામદાસ પટેલની સારી છાપ હતી અને સર્વે તેમના તરફ પ્રેમ અને માનની દ્રષ્ટિથી જોતાં. રામદાસ પટેલ, કુટુંબે પણ સુખી હતા. સંતતિમાં એમને ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હતી. મ્હોટા બે પુત્ર અને એક પુત્રી કેશવનગરની પ્રાથમિક શાળામાં મળી શકે એટલી કેળવણી પામ્યાં હતાં. અભ્યાસ પછી આ બંને પુત્રો પિતાને એમની ખેતીના કામમાં સહાયભૂત થયા હતા, આથી રામદાસ પટલને ઉત્તરાવસ્થામાં એ બદલની નિશ્ચિંતતા હતી. મ્હોટી પુત્રી ગંગાને એમણે રંજનપુર પરણાવી હતી અને ત્યાં તે સુખી હતી. રામદાસ પટેલનો સૌથી નાનો પુત્ર કેશવ, કેશવનગરનું પ્રાથમિક શિક્ષણ પૂર્ણ કર્યા બાદ, ઇંગ્રેજી ભાષા ઈત્યાદિના વધુ અભ્યાસ માટે અમદાવાદ રહેતો હતો અને ત્યાં તે આ વર્ષે મેટ્રીકમાં હતો. એની નાની બ્હેન, ચંચળ ગુજરાતી સાત ધોરણ પૂરાં કરવાની જીજ્ઞાસાને લીધે,

આનંદપુરમાં એના મામાને ત્યાં રહી, આનંદપુરમાં ભણી રહી હતી અને આ વર્ષે સાતમા ધોરણમાં હતી. એનું લગ્ન, નાની ઉમ્મરમાં, મોતીનગર ખાતે કરી નાંખવામાં આવ્યું હતું, પરંતુ હજુ સુધી એને વળાવી ન્હોતી. રામદાસ પટેલ તે તેની ઇચ્છા પ્રમાણેનો અભ્યાસ પૂરો કરી રહે ત્યારે તેને વળાવવી એ વિચારના હતા. કેશવની ઉમ્મર વીસેક વર્ષની હતી, જ્યારે ચંચળનું વય સોળ વર્ષનું હતું. કેશવને પણ બાર તેર વર્ષની ઉમ્મરે પરણાવી દેવામાં આવ્યો હતો, પણ તેની વહુને તેડવામાં આવી ન્હોતી. કેશવ, મેટ્રીક પાસ થઈ આવે ત્યારેજ તેની વહુને તેડી લાવવી એ એમનો વિચાર હતો. સુધાના પિતા શંકરપ્રસાદ, યુવાનવયે, એમનું નશીબ અજમાવવા વતન છોડી કેશવનગરમાં રહેતા એમના મ્હોટા સાળા મોહનરાયના આશ્રયે ત્યાં રહેલા અને વેપાર ધંધામાં આગળ વધેલા, તે અરસામાં તેઓ રામદાસ પટેલના સંસર્ગમાં આવેલા અને તેમની વચ્ચે સારો સંબંધ થયેલો. સુધાની બાલ્યાવસ્થા કેશવનગરમાં ગયેલી અને તે રામદાસ પટેલના કુટુંબી-જનોના સંસર્ગમાં આવેલી. શંકરપ્રસાદને કેશવનગરમાં કિસ્મતે યારી આપી અને તેઓ વ્યાપારધંધામાં સારૂ કમાઈ શકયા અને બે પૈસે સુખી થયા. એમનું વતન જો કે દુર હતું. પરંતુ એમની જ્ઞાતિનો સારો જથ્થો આનંદપુરમાં હોઈ, તેમનાં ઘણાં સંબંધી ત્યાં રહેતાં હતાં, તેમજ આનંદપુરના ઘણા વેપારીઓ, સરકારી નોકરો, સંભાવિત ગૃહસ્થો વિગેરેનો સારો પરિચય તેમણે સાધ્યો હતો એટલે કેશવનગર અને આનંદપુર તરફ એમને વતન કરતાં પણ અધિક પ્રેમ બંધાયો હતો. આ પ્રેમને લીધે તેમનું એ ભૂમિ ઉપર મમત્વ વધ્યું. પરિણામે એમણે આનંદપુરમાં ઘરબાર કરી લીધાં. થોડી જમીન પણ એમણે ખરીદી. કેશવનગરમાં તો એમના વ્યાપાર ધંધા દરમ્યાન, કરેલી કમાણીમાંથી પચાસેક વીઘા જમીન, એમની માલકીની થઇ હતી. એમના મ્હોટા સાળા મોહનરાયને

કંઈ સંતતિ ન્હોતી અને એમની પાસે પણ ઠીક ઠીક મીલ્કત હતી. મોહનરાય, એમની હયાતિ બાદ આ મીલ્કતનો વારસો એમના ભાણેજ મનહરને આપવાના હતા—પણ દશેક વર્ષ અગાઉ, શંકરપ્રસાદે કેશવનગર છોડી, એમનો કાયમનો વસવાટ આનંદપુર ખાતે રાખ્યો, તે વખતે કોઈ કારણસર, પ્રેમદુલારી અને મોહનરાય વચ્ચે મતભેદ ઉભો થતાં, તકરાર થઇ, જેણે ઉગ્ર કડવાશ ઉભી કરી. આ તકરાર પછી બે એક વર્ષે શંકરપ્રસાદ સ્વર્ગસ્થ થયા. મોહનરાયે વ્યવહાર ધર્મને અનુસરી, શંકરપ્રસાદની ઉત્તરક્રિયામાં ભાગ લીધો, પણ ભાઇબ્હેનનાં દીલ ઉંચાંજ રહ્યાં. મોહનરાયનો સ્વભાવ ઉગ્ર હોઈ તેઓ એમની પકડેલી વાત છોડતા નહિ. પ્રેમદુલારીના સ્વભાવમાં દરેક સાથે સારો સંબંધ રાખવાનું તત્ત્વ હતું, પરંતુ કોણ જાણે કે કે કેમ તે આ તકરાર પછી મોહનરાયનું મન મનાવી શકી નહિ અને દિન પ્રતિદિન એમની વચ્ચેનું અંતર્ વધતું ગયું. પતિના મૃત્યુ પછી, પ્રેમદુલારી આનંદપુરમાંજ રહેતી. કેશવનગરની બધી જમીન તે સાંથે વાવવા આપતી અને મોસમમાં સાંથ ઉઘરાવવા અને સરકારી મહેસુલ ભરવા, કેશવનગર જવાનું થાય તે સિવાય તે કેશવનગર જતી નહિ અને ઉપરોક્ત કામે જતી ત્યારે મોહનરાયને ત્યાં નહિ જતાં, રામદાસ પટેલને ત્યાં ઉતરતી. રામદાસ પટેલે, ભાઈબ્હેન વચ્ચેનો આવો બગડેલો સંબંધ સુધારવા બનતું કરી જોયેલું, પરંતૂ ભાઈબ્હેનનાં દ્રષ્ટિબિંદુ અને મનોદશા સમજી લીધા બાદ, એમાં કંઈ વળે એમ નથી, એમ માની એ વાત પડતી મુકેલી. પ્રેમદુલારીને રામદાસ પટેલની સારી હુંફ હતી. રામદાસ પટેલ એની જમીનની સાંથ ઉઘરાવી આપવા તેમજ જમીનની ભાડાચીઠ્ઠીઓ કરાવી લેવા વિગેરે કાર્યમાં એને સારી મદદ કરતા. આથી પ્રેમદુલારીનું કેશવનગર ખાતેનું આ કાર્ય સરલ બનતું અને એને મોહનરાયનાં સહકાર—સલાહની જરૂર પડતી નહિ. મોહનરાયની પત્ની, વિભાવરીનો સ્વભાવ આમ તો સારો અને પ્રેમાળ હતો,

પરંતૂ પ્રેમદુલારી સાથે એના પતિને ક્લેશ થયા બાદ જક્કી અને ડંખીલો બની ગયો હતો. પતિએ બ્હેનને જ્યાં સુધી માની ત્યાં સુધી પ્રેમદુલારી તરફ મીઠું વલણ રાખ્યા કર્યું, પણ ઉપરોક્ત પ્રસંગ પછી એણે એનામાં કેવળ દોષનું દર્શન કર્યા કર્યું એટલું નહિ પણ એના પતિ સમક્ષ પણ એણે કાયમ એજ દોષનું પ્રદર્શન કરવા માંડ્યું. કાયમની આ ભંભેરણીને લીધે મોહનરાય બહુજ બદલાઈ ગયા. બ્હેનનો બધી રીતે ત્યાગ કર્યો અને એ ત્યાગ એવો બન્યો કે તેઓ એમનાં ભાણેજ–ભાણેજીઓને પણ ભૂલી ગયા. સુધાને મામા મામીનો આગળનો મીઠો પ્રેમ યાદ આવતો, પણ સંયોગો એવા ઉપસ્થિત થયા હતા કે તે મામા મામીને મળવા કેશવનગર જઈ શકે એમ ન્હોતું. આ વર્ષો દરમ્યાન તે બે ચાર વખત કેશવનગર, એની બા સાથે ગયેલી, પરંતુ મામા મામી પાસે જઈ શકેલી નહિ. મામા મામીએ તે ત્યાં આવેલી હોવા છતાં એને એના ઘેર બોલાવેલી નહિ. તેણે એક બે વખત આમંત્રણ વગર એમને ત્યાં જવા વિચાર કર્યો, પણ પ્રેમદુલારીની "ના" અને "સ્વમાનની કિંમત" સમજતાં એણે એ વિચાર માંડી વાળેલો. પરિણામે, ભાણેજોને મામા મામી સાથે અને બ્હેનને ભાઈ સાથેનો કંઇ સંબંધ રહ્યો નહિ. વિભાવરીએ આ વસ્તુસ્થિતિમાં એમની હયાતિ બાદ એમની મીલ્કત, કુંદનપુરમાં રહેતા એના ભાઇના પુત્ર ગિરીશને મળે એવી ગોઠવણ કરાવી હતી. મોહનરાયે પત્નીની ઇચ્છાને માન આપી એમની મીલ્કતનું વીલ ગિરીશની તરફેણમાં કરી રાખ્યું હતું. પણ એમણે આ વાત દુનિયાથી ગુપ્ત રાખી હતી. ગિરિશને પણ આ વાતની ખબર ન્હોતી. ગિરીશ ફોઈફુવાના આગ્રહભર્યા આમંત્રણને માન આપી અભ્યાસ દરમ્યાન પણ રજાઓમાં બે ચાર દિવસ માટે કેશવનગર આવી જતો, પણ એથી વધારે ત્યાં રહેતો નહિ. ફોઈફુવા બધી રજાઓ ત્યાં ગાળવા તેને સમજાવતાં, પણ તે માનતો નહિ. કુંદનપુર તેમજ અમદાવાદનાં એનાં સગાંસંબંધી અને મિત્રમંડળને

મૂકીને કેશવનગર જેવા ગામમાં બે ચાર દિવસથી વધારે સમય રહેવામાં એને ગોઠતું નહિ. એની પ્રકૃતિ મનસ્વી અને બેદરકાર હતી.

રામજીમંદિર ગામના મધ્ય ભાગમાં હતું. મંદિરની ચારે બાજુ કોટ હતો અને એમાં દાખલ થવાનો મુખ્ય દરવાજો, ઉત્તર દિશામાં પડતો. મંદિરમાં ઠાકોરજીની પ્રતિષ્ઠાવાળા મકાનની જોડેના ભાગમાં પૂજારીને રહેવા માટે બંધાવેલું મકાન હતું, જ્યારે બીજી બાજુ મંદિરનો સરસામાન, વાસણ કુસણ, દાણોદુણી રાખવાનું મકાન હતું. આ મકાનોની સામે ખુલ્લું ચોગાન હતું અને એમાં કેટલાક ભાગમાં ફુલઝાડ અને તુલસીના ક્યારા હતા. પીંપળાનું એક વૃક્ષ, આ ખુલ્લા મેદાનની વચ્ચોવચ્ચ હતું અને એની આસપાસ ચોતરો ચણી લઈ બેઠક બનાવી લીધી હતી. એ બેઠકની જોડે બે બાજુ લાકડાના બે બાંકડા પડયા રહેતા.

મંદિરનો પૂજારી એક બાવો હતો અને તે ઈડર બાજુનો હતો. તે જાતે બ્રાહ્મણ હતો. એની પ્રકૃતિ બહુ મિલનસાર હોઈ ગામલોકો સાથે એને સારો મેળ હતો. એ બહુ ભણ્યો ન્હોતો, પણ મંદિરનો વહિવટ એને મળ્યા બાદ, એણે ગુજરાતી ભાષામાં છપાયેલાં ધાર્મિક પુસ્તકો વાંચવાનો મ્હાવરો રાખ્યો હતો વાંચન કાર્યમાં રસ પડતાં, એનો એ પ્રયત્ન વધતો ગયો અને પરિણામે એને સારાં ધાર્મિક પુસ્તકો શુદ્ધ રીતે વાંચવાની, સમજવાની અને ગામલોકોને સમજાવી શકવાની સારી શકિત મળી ગઇ હતી. એનું વય આજે ચાલીસેક વર્ષનું હતું. મંદિરની બધી વ્યવસ્થા તે સારી પેઠે રાખી શકતો. ઠાકોરજીની પૂજા, આરતી. કથા, ભજન, કિર્તન વિગેરે બધું મંદિરમાં સારા પ્રમાણમાં ચાલતું અને ગામ લોકો તેનો સારા પ્રમાણમાં લાભ લેતાં. શ્રાવણ માસમાં ત્યાં આખો મહિનો કથા ચાલતી અને તે સાંભળવા ગામનાં ભાવિક સ્ત્રી પુરૂષોની સારી સંખ્યા હાજર રહેતી. કોઇ કોઈ

વખતે તો ત્રણસોથી ચારસો માણસ થઈ જતાં. રામનવમીના દિવસે આખો દિવસ ઉત્સવ રહેતો. જળઝુલણા એકાદશીને દિવસે પણ ભારે ઉત્સવ થઈ, ઠાકોરજીનો વરઘોડો કાઢવામાં આવતો અને ગામમાં ઠેર ઠેર એમની પધરામણીઓ થતી. વર્ષ દરમ્યાન, બીજા આવા ઉત્સવ અવારનવાર થતા. દરેક મહિનાની એકાદશીએ, પૂજારી મહારાજ એકાદશી મહાત્મ્યની કથા કહેતા. જન્માષ્ટમીએ પણ આખી રાત ઉત્સવ થતો અને એમાં આખું ગામ ઉલટી પડતું. મંદિરની આવી જીવતી પ્રવૃત્તિને લીધે મંદિરની આવક ગામના પ્રમાણમાં ઠીક ઠીક વધી ગઈ હતી અને મંદિરનું તમામ ખર્ચ કાઢતાં આશરે આઠ દશ હજારની રકમ બચી હતી અને તે મંદિરના વહિવટ કરનાર તરીકે પૂજારી મહારાજ અને રામદાસ પટેલને નામે, ગામના એક પ્રતિષ્ઠિત વણિક વેપારીની પેઢીમાં જમા મૂકવામાં આવી હતી. ઠાકોરજીના સોનારૂપાના અલંકારો આસરે ચારેક હજારના હતા. અનાજનો જથો પણ ઠીક ઠીક આવી પહોંચતો. પરિણામે બારેક મહિનાનું અનાજ મંદિરના કોઠારમાં પડી રહેતું: પૂજારી મહારાજનું નામ મીઠારામ હતું. એનું ચારિત્ર્ય સારૂં કહેવાતું. એના બાહ્ય આચાર વિચાર પણ શુદ્ધ ગણાતા. પૂજારી આ પ્રમાણે લોકપ્રિય બન્યો હતો અને મંદિરને આબાદ બનાવવામાં વિજયી નીવડ્યો હતો. મંદિર જે વર્ષમાં બંધાયું, તે વર્ષમાં સુધાના પિતા શંકરપ્રસાદને એમના ધંધામાં મ્હોટામાં મ્હોટી કમાણી થઈ હતી. આથી એમણે દોઢસો બસોની રકમ મંદિરમાં ભેટ ધરી હતી. મીઠારામ, એની દુ:ખદ સ્થિતિથી કંટાળીને ઇડરથી નીકળી કેશવનગર તરફ આવ્યો. ત્યારે તેની ઉમ્મર પચ્ચીસ વર્ષની હતી. તે વખતે મંદિરના પાયા ખોદાઈ રહ્યા હતા.

દુ:ખદ અને નિરાધાર સ્થિતિમાં આવી પડેલા મીઠારામની પ્રાર્થના પ્રભુએ સાંભળી હોય એમ એનું કિસ્મત કેશવનગરમાં પલટાઈ ગયું. રામદાસ પટેલ આનંદપુરથી કેશવનગર તરફ જઈ રહ્યા

હતા. તે વખતે કેશવનગરની ભાગોળમાં એક વૃક્ષ નીચે એક યુવાન પુરૂષને શ્રમિત અને બેચેન સ્થિતિમાં રેતીમાં સુઇ રહેલો જોઈ એમનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેઓ તેની પાસે જઇ પહોંચ્યા. તે યુવાન પુરૂષના શરીર ઉપર પૂરતાં વસ્ત્ર ન્હોતાં અને જે હતાં તે પણ ફાટેલી તૂટેલી સ્થિતિમાં હતાં. એના પગમાં જોડા ન્હોતા અને શરીર કૃશ હતું. આંખો ઉંડી ઉતરી ગયેલી અને નિસ્તેજ હતી. તે ખૂબ શ્રમિત જણાતો હતો અને અનેક જાતના દુઃખની ચિંતાઓને લીધે વ્યગ્ર થએલો હતો.

"કોણ છો ભાઇ ?" રામદાસ પટેલે, એને ધ્યાનપૂર્વક નિહાળી લીધા બાદ પૂછ્યું.

"ગરીબ બ્રાહ્મણ છું ! ભાઇ સાહેબ !"

તે યુવાન પુરૂષે, રેતમાંથી બેઠા થતાં રામદાસ પટેલ તરફ જોઇને પ્રત્યુત્તર વાળ્યો.

"ક્યાંથી આવો છો ?"

"ઇડર તરફથી."

"ક્યાં જશો ?"

"જ્યાં જવાય ત્યાં."

"એટલે ?"

"ભગવાન્ જ્યાં લઇ જાય ત્યાં."

"મને કંઇ સમજણ પડી નહિ !" રામદાસ પટેલે, ગુંચવાતાં ગુંચવાતાં પૂછ્યું.

"ભાઇ સાહેબ ! હું એક નિરાધાર ગરીબ બ્રાહ્મણ છું. માબાપ મરી ગયાં છે. મારી સંભાળ લે એવું કોઇ નજીકનું સંબંધી નથી. માબાપ પણ બહુ ગરીબ સ્થિતિનાં હતાં એટલે મારે માટે કંઇ મૂકી ગયાં નથી. ગામમાં ઘર નથી કે સીમમાં ખેતર નથી. પૂરૂં ભણી પણ શક્યો નથી. ગુજરાતી બે ત્રણ ચોપડી ભણ્યા પછી, માબાપ મરી

જવાથી નિશાળેથી ઉઠી ગયેલો. અત્યાર સુધી જીવનને જેમ તેમ કરી ચલાવ્યું પણ હવે વધારે વખત ગામમાં શાસન ચાલે તેમ નહિ હોવાથી આ તરફ નીકળી પડયો. શું કામધંધો કરવાં તેની સમજણ પડતી નથી. બ્રાહ્મણનો છોકરો છું એટલે ભીખારીઓની પેઠે મારાથી ભીખ કંઈ ઓછીજ મંગાય એમ છે ? ગુજરાન ચાલી શકે એવી કોઈ નોકરી મળી આવે તો શાસન ચાલે. પણ આ અજાણ્યા દેશમાં મને અજાણ્યાને કોણ રાખે ? કાળું વૈતરૂં થઈ શકે એવી શક્તિ નથી. ત્રણેક દિવસ પહેલાં નીકળેલો ત્યાંથી આ બાજુ આવ્યો છું. ગઇ કાલે સાંજે આનંદપુર ખાધું હતું. ત્યારબાદ ખાવા પણ મળ્યું નથી. નીકળ્યો ત્યારે પાસે બેત્રણ રૂપીયા હતા તે ગાડીભાડું, ખાધા-ખોરાકીમાં ખર્ચાઈ ગયા છે. અને હવે મારી પાસે કંઇ રહ્યું નથી. આનંદપુરથી આ ગામ આવવા નીકળ્યો હતો. અત્યારે પાંચેક વાગવા આવ્યા છે. ભૂખના લીધે ખૂબ શ્રમિત થવાથી જરા આરામ લેવા આડો પડયો હતો. હવે ગામમાં જઇ પહોંચીશ અને ત્યાં ગયા પછી જે બને તે ખરૂં. આપ કોણ છો ? કેશવનગર તરફ જાઓ છો ?"

તે યુવાન પુરૂષે એનો પરિચય કરાવતાં એની જીવનકથા, સંક્ષિપ્તમાં કહી સંભળાવી.

"મારૂં નામ રામદાસ પટેલ. હું કેશવનગરમાં રહું છું અને અત્યારે કેશવનગર તરફ જાઉં છું. મહારાજ ! તમારૂં નામ !" રામદાસ પટેલે એની હકીકત સાંભળી લીધા બાદ પૂછ્યું.

"મારૂં નામ મીઠારામ !"

"મીઠારામ !" રામદાસ પટેલે ઉદ્‌ગાર કાઢ્યા.

"હા."

"ત્યારે મારી સાથે ચાલો, મહારાજ !" રામદાસ પટેલે એની કથની સાંભળ્યા બાદ એની દયા ખાતા કહ્યું "અમારા ગામમાં તમારા જેવો બ્રાહ્મણનો દીકરો ખાધે પીધે દુ:ખી નહિ રહે ! ત્યાં બધું થઇ રહેશે !"

રામદાસ પટેલે આશ્વાસન આપ્યું.

મીઠારામ આ આશ્વાસન ભર્યા શબ્દો સાંભળી એકદમ ઉભો થયો અને વાતો કરતો રામદાસ પટેલ સાથે કેશવનગર જઈ પહોંચ્યો. રામદાસ પટેલ એને પોતાને ઘેર લઈ ગયા. એને સીધું સામાન આપી રસોઇ કરાવી જમાડયા. એમના દીકરાનાં વસ્ત્રો પૈકી એને બંધબેસતાં થાય એવાં નવાં વસ્ત્રો એને પહેરવા આપ્યાં અને એમના રહેવાના મકાનની જોડેનાં બીજાં અનાજ, કપાસ, તમાકુ વિગેરે માલ ભરવા માટેનાં મકાનો પૈકીના એક મકાનના મેડાના ભાગનો આગળનો ખંડ એને સુવા બેસવા માટે સાફ કરાવી આપ્યો. રામદાસ પટેલે એમનાં કુટુંબીઓ તેમજ ગામના બીજા ખેડૂત ભાઇઓ સમક્ષ મહારાજ મીઠારામની જીવનકથની કહી સંભળાવી. સૌને દયા આવી અને તેમણે એ બ્રાહ્મણનું કોઈ પણ રીતે એમના ગામમાં ઠેકાણું પાડવાનું નક્કી કર્યું. મીઠારામની પ્રકૃતિ અગાઉ જણાવ્યું એમ મિલનસાર હતી એટલે તે તરત જ લોકપ્રિય થઇ ગયો. એને અનાજ, વસ્ત્ર વિગેરેની મદદ મળવા લાગી. ગામ લોકોને ત્યાં સારા નરસા પ્રસંગે થતા જમણવારોમાં એને આમંત્રણ મળવા લાગ્યું. બળેવ, ઉત્તરાયણ ઇત્યાદિ તહેવારો ઉપર એને સૌ બ્રાહ્મને દાન આપી જતું. રામદાસ પટેલ જેવા આશ્રયદાતાની ભલામણ નીચે એની નિરસ જીંદગીમાં રસ ઉત્પન્ન થયો. એને એનું જીવન જીવવા યોગ્ય અને આનંદમય જણાવા લાગ્યું. આવી સ્થિતિમાં બારેક મહિના પસાર થયા હશે, એવામાં મંદિર પૂર્ણ થયું. પ્રાણપ્રતિષ્ટા ઉત્સવ ઉજવાયો. ઠાકોરજીની પ્રતિષ્ટા થઇ ગઇ. ભગવાન્ બેઠા એટલે પૂજારીની જરૂરીયાત ઉભી થઇ. આ સ્થાનને માટે ગામમાંથી તેમજ બહાર ગામથી ઘણા ઉમેદવાર નીકળી આવ્યા, પણ રામદાસ પટેલનો નિર્ણય પૂજારીની જગો મીઠારામને આપવાનો હતો. એમણે આ દરખાસ્ત ગામલોકની એ માટે મળેલી સભામાં રજુ કરી અને તે બહુમતિએ પસાર થઇ ગઇ. થોડો ઘણો વિરોધ જાગ્યો પણ તે સમી ગયો અને

મીઠારામ કેશવનગરના રામજી મંદિરનો પૂજારી થઇ બેઠો અને અત્યારે તે સ્થાન ઉપર બધી રીતે વિજયી નીવડયો હતો.

મંદિરની ગાદીએ આવ્યા બાદ, મીઠારામનું આખુંયે જીવન પલટાઇ ગયું હતું. એનામાં સ્થિરતા અને ગંભીરતા પ્રકટી હતી. ઠાકોરજીની સેવા–પૂજા એ બહુ પ્રેમથી અને યથાવિધિ કરતો. એની સભ્યતા અને વિવેકશકિત ખીલી નીકળી હતી. રામદાસ પટેલ તરફ એને અત્યંત માન હતું. એણે એમનામાં જીવનનો ઉદ્ધારક જોયો હતો. રામદાસના કુટુંબીજનોને એ પોતાનું કુટુંબ માનતો અને તેઓ દરેક તરફ અત્યંત મમતા રાખતો.

મોહનરાય અને શંકરપ્રસાદ અને તેમનાં કુટુંબીજનો, મીઠારામના સારા સંસર્ગમાં આવેલાં. સુધા, પ્રેમદુલારી, વિભાવરી મનહર અને હસમુખ એ સર્વેને તે ઓળખતો, એટલું જ નહિ પણ તેમના તરફ મમતાથી વર્તતો. સુધાને કેશવનગરની એની સુખી અને આનંદદાયક બાલ્યાવસ્થા બહુ યાદ આવતી. મંદિરમાં પૂજા આરતી પછી, મીઠારામ મહારાજ તરફથી વહેંચવામાં આવતો ઠાકોરજીનો પ્રસાદ એ પ્રેમપૂર્વક આરોગતી. મીઠારામ મહારાજની કથા પણ એણે સાંભળેલી.

મંદિરના ઉત્સવ, કિર્ત્તન અને ભજનમાં પણ એનાં માતાપિતા અગર બહેનપણીઓ સાથે ગયેલી અને ત્યાં જે નિર્દોષ આનંદ અનુભવેલો તે સર્વ કંઈ એના સ્મરણમાં હતું. રામદાસ પટેલની મ્હોટી પુત્રી ગંગા, એની ખાસ બ્હેનપણી હતી. પણ કેશવનગર છોડી તેઓ આનંદપુર રહેવા આવ્યાં અને એના પિતાનું મૃત્યુ થયું અને મામા મામી સાથે એની માતાને અણબનાવ થયો, તે સંયોગોમાં ગંગાને તે ફરી મળી શકી ન્હોતી. જમીનના કામે તે કોઇ વખત તેની મા સાથે જાય, પણ ગંગા સાસરે હોય એટલે લગભગ પાંચ વર્ષથી ગંગાને એણે જોઇ ન્હોતી. ગંગા, પાટીદારની પુત્રી હતી પણ

સ્વભાવે ભોળી અને રીતભાતમાં સાદી હોઈ તેનું હૃદય લાગણીવાળું હતું. તે તેને ખૂબ ચ્હાતી. તેનો નિર્દોષ અને સાચો પ્રેમ એને યાદ આવ્યા કરતો. પણ કિસ્મતે એના આવા અનેક મીઠા પ્રેમસંબંધો વચ્ચે આવી અભેદ્ય દિવાલો સરજી હતી, જે એને મુંઝવી રહી હતી. એને અત્યારે તો એનાં મીઠાં સંસ્મરણ રહ્યાં હતાં.

નિર્દોષ બાલ્યાવસ્થા અને આનંદ મસ્તી ભરી કુમારાવસ્થા, એ મનુષ્યજીવનની ન ભૂલી શકાય એવી સ્થિતિ છે. બાલ્યાવસ્થાનું સ્મરણ ઝાંખું હોય, છતાં તે જીવનના અણુ અણુએ પચી જવાથી મૂર્તિમંત હોય છે. કુમારાવસ્થા, આનંદ અને મસ્ત જીવનની યાદગીરી અને ભાવિ જીવનની આદ્યસામગ્રી બની રહે છે. સુધા એની દુઃખમય થઈ પડેલી પરિણિત યુવાવસ્થામાં આ સ્મૃતિથી પ્રાપ્ત થતો આનંદ એના માનસિક જીવનમાં અનુભવતી. માતાપિતા અને સગાં સંબંધીનો મીઠો પ્રેમ, મમતા અને હૂંફ એની આ બંને અવસ્થામાં સુખ અને આનંદનું કારણ બન્યાં હવાં. એના જન્મ પછી એના પિતાની આર્થિક સ્થિતિ સુધરી હતી અને દિનપ્રતિદિન સંગીન બની હતી. પિતા, આ વસ્તુસ્થિતિ સમજી ગયો હતો અને એણે પુત્રીને ભાગ્યશાળી અને સારાં પગલાંવાળી માની હતી. પરિણામે શંકરપ્રસાદને સુધા ઉપર સ્વાભાવિક રીતે જે વાત્સલ્ય પ્રેમ હોય તે ઉપરાંતનો આ માન્યતાથી ઉત્પન્ન થતો ભાવનાનો અનન્ય પ્રેમ હતો. પિતાએ એને ખૂબ લાડ લડાવ્યાં હતાં. વસ્ત્ર, અલંકાર, ખાવું, પીવું એ બધામાં એની આવશ્યકતા અથવા માગણી તરત જ સંતોષાતી. એનાં મામા મામી પણ સુધાને ખૂબ પ્રેમથી ચ્હાતાં અને લાડ લડાવતાં. માતા, પિતા અને મામા મામીથી આવી રીતે લાડે લડાવાતી કુમારિકાનાં સન્માન ગામમાં પણ એવાં થતાં. રામદાસ પટેલ, મીઠારામ, તેમજ ગામના બીજા સારા સારા ખેડૂતો અને વેપારીઓ સુધા તરફ સારો પ્રેમભાવ રાખતા. જેઓનાં હૃદય પ્રેમાળ, વિશુદ્ધ અને ભાવનાશીલ હોય છે, તેઓ જગતનો પ્રેમ જીતવામાં

સફળ થાય છે, તે સત્ય સુધાની બાબતમાં ખરૂં પડયું હતું. એના સ્વભાવમાં નમ્રતા, વાણીમાં મીઠાશ, રીતભાતમાં વિવેક અને લાગણીની ભાવના, એ વાનાંએ એને કેશવનગરમાં લોકપ્રિય બનાવી હતી. તે જ્યાં જાય ત્યાં સર્વે એને પ્રેમથી બોલાવતાં, તેમજ એનો સત્કાર કરતાં. કેશવનગરની પ્રાથમિક શાળામાં ગુજરાતી પાંચ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો, તે દરમ્યાન નિશાળમાં સાથે ભણતા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનિઓમાં પણ પ્રિય થઇ પડી હતી. નિશાળના શિક્ષકો પણ સુધાની આવી પ્રકૃતિ તરફ આકર્ષાયેલા રહેતા અને તેના તરફ પ્રેમ અને સત્કારની વાત્સલ્ય ભરી દષ્ટિથી જોતા. કેશવનગરની પ્રાથમિક શાળામાં કન્યાઓ માટે જુદી નિશાળ ન હોવાથી છોકરા છોકરીઓ સાથે ભણતાં. વિદ્યાર્થીનિ અવસ્થામાં નિશાળની ગમ્મતો, ચાંદની રાતમાં બ્હેનપણીઓ સાથેની રમતો, ગરબા ગાવાનો આનંદ, ખેતરોમાં ફરવા જવાનો મજાહ, મંદિરમાં પૂજા આરતી વખતે હાજર રહી ઠાકોરજીનાં દર્શન કરી પ્રસાદ મેળવવાની મજાહ, શિયાળાની ઠંડી રાતે તાપણું સળગાવી તાપવા ભેગી થતી ન્હાની મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ, યુવતીઓ, બ્હેન-પણીઓ, સગાં–વ્હાલાં વિગેરેની વચ્ચે તાપવા બેસવાનો આનંદ અને ત્યાં થતી વાતો અને ગમ્મત; નવરાત્રિમાં રાત્રે રાસ, ગરબા અને માતાજીની પૂજા, એવી એવી અનેક બાબતોની સ્મૃતિ થઈ આવતી અને એનું દીલ આનંદથી ભરાઇ જતું, પણ તે આનંદ ક્ષણિક નીવડતો. હાલના કલુષિત જીવન સાથે એ જીવનની તૂલના કરવા જતાં, તે આનંદ ઓસરી જતો અને તેનું મન પાછું હતું તેવું ને તેવું ખિન્ન થઇ જતું. આ સ્મૃતિ એક પ્રકારનું મન્થન હતું અને તે દીલને રીઝવવા માટે. છતાં એની પાછળ અનેક પ્રકારના વિચારની પરંપરા ચાલતી અને તે અનેક પ્રશ્ન ઉપજાવતી. એ એની જાતને અનેક પ્રશ્નો પૂછતી અને એના પ્રત્યુત્તર એની જાતે દઈ દેતી. પ્રશ્નોના પ્રકાર અનેક જણાતા, છતાં

ધીમેધીમે તે બધા પ્રકાર એક થતા અને આખરે તો માત્ર એકજ પ્રશ્ન રહેતો અને તે એ હતો કે "આમ થવાનું કારણ શું?" એનો પ્રત્યુત્તર એણે શોધી કાઢ્યો હતો. તે પોતે પરણી પડી હતી, તેજ આ બધા દુ:ખનું કારણ હતું. તે ન પરણી હોત તો એની અત્યારની સ્થિતિ આવી ન હોત! તે કેશવનગરમાં ભણતી હતી, તે સમયે જેવી મસ્ત અને આનંદી હતી, તેવીજ તે આજે પણ હોત! જીવનસાથીને શોધવા જતાં તે બીજા નિર્દોષ અને આનંદી સાથીઓને ગુમાવી બેઠી હતી, એમ એનું માનવું હતું. કલ્યાણદાસના ત્યાંથી ઉઠીને ઘેર આવી તે નિદ્રા લેવા જ્યારે પથારીમાં પડી, તે વખતે આજે એને કેશવનગર અને કેશવનગરનાં મીઠાં સંસ્મરણ થવા માંડયાં. ભક્તિની ધાર્મિક ભાવના જાગૃત થતાં, એની નિર્દોષ દ્રષ્ટિ સમક્ષ કેશવનગરનું રામજીમંદિર તરવરી આવ્યું. રામજીમંદિરની પાછળ, ઠાકોરજીની પ્રતિમા, પૂજારી મીઠારામ, પૂજાનો ઠાઠ, આરતીની ઘોષણા, ઠાકોરજીનો જયધ્વનિ અને સાથે સાથે ચાલતો ઘંટારવ, અને નગારાનો અવાજ, અને એમ આખું કેશવનગર એના મનોપ્રદેશમાં જાગૃત થયું અને કુમાર્યાવસ્થાનાં આ નિર્દોષ અને મીઠાં સ્મરણોમાં એની આંખ મીંચાઈ ગઈ. સુધાને માટે કેશવનગરનાં સંસ્મરણ અત્યંત મીઠાં હતાં.

●

# પ્રકરણ ૪૧

## વિબુધની વ્યગ્રતા

વિબુધનું ચિત્ત આજે અત્યંત ખિન્ન હતું. એની બ્હેન જ્ઞાન-દુલારીના લગ્નનો પ્રશ્ન એને બહુ મુંઝવનારો થઇ પડયો હતો. એનાં માતાપિતા સ્વર્ગસ્થ થયા હતાં અને ભાઇ બ્હેન બંને એકલાં હતાં. કુટુંબમાં માથે જવાબદારી લઈ આ કામ પાર પાડે એવું કોઇ ન્હોતું એટલે બ્હેનના લગ્નનો પ્રશ્ન એને એકલા હાથે પાર પાડવાનો હતો. જો કે એના મામા, બહુ લાગણીવાળા હતા. પણ તેઓ બહારગામ રહેતા હોવાથી વતનમાં કે આનંદપુરમાં રહી કંઈ કરી શકે એવી સ્થિતિમાં ન્હોતા તેમ છતાં તેઓ મુંબાઈ રહી શક્ય હોય એટલો પ્રયત્ન એ દિશામાં કરતા, પણ તેમને સફલતા મળી ન્હોતી. વિબુધના પ્રયત્ન ચાલુ હતા, પણ હજુ સુધી એનું કંઇ નિશ્ચિત પરિણામ આવ્યું ન્હોતું. જે જગોએ એનું મન માનતું, ત્યાં જ્ઞાનદુલારી સંમત થતી નહિ અને જ્ઞાનદુલારીની ઇચ્છા હોય તે વર કે ઘર હાથમાં આવતાં નહિ અથવા તો વર ચોકખી ના પાડતો. જ્ઞાનદુલારી ગયે વર્ષેજ બી. એ થઇ હતી અને તેનું વય લગભગ એકવીસ વર્ષનું થયું હતું. સૌંદર્ય, રસિકતા, યુવાની, લક્ષ્મી અને પ્રતિષ્ટિત કુટુંબ, એ બધાં વાનાં હોય એવું સ્થાન જ્ઞાનદુલારીનો આદર્શ હતો. પણ તે સર્વ કંઇનો એક સ્થળે સમન્વય હોય એવું સ્થાન મુશ્કેલ હતું. વિબુધ આથી નિષ્ફળ નિવડયો હતો અને તેની મુંઝવણ પ્રત્યેક પળે વધતી જતી હતી. જ્ઞાનદુલારીનું મન માને અને એનો આત્મા કબુલ કરે એવું સ્થાન કેવળ પ્રેમ-નિરંજનનું હતું, પરંતુ તે પરણવાની ના પાડતો હતો, એટલે વિબુધની રહી સહી આશા પણ નષ્ટ થઈ હતી. પરિણામે એનું ચિત્ત કાયમ વ્યગ્ર રહેતું. એની આ વ્યગ્રતાએ આજે કોઈ કારણસર ગંભીર રૂપ ધારણ કર્યું હતું. પ્રેમનિરંજનને ત્યાંથી ઉઠયા પછી, તે કોઈ પણ જાતના લક્ષ્ય સિવાય આમતેમ ફરતો હતો, તે દરમ્યાન સાધુપુરૂષને મળી ગયેલો. અને તેમનાથી છૂટો પડયા પછી, જંગલ

તરફ જઇ રહ્યો હતો. મહાદેવના મંદિરથી અર્ધાએક ગાઉના અંતરે ગયા બાદ તે આગળ નહિ વધતાં પાછો ફર્યો અને મહાદેવના મંદિર નજીક આવી પહોંચ્યો. પણ મંદિરમાં દાખલ થવાનો મુખ્ય દરવાજો બંધ હતો. તેનો વિચાર આજની રાત મહાદેવમાં સાધુ પુરૂષ પાસે ગાળવાનો થયો હતો, પરંતુ દરવાજો બંધ જોઇ નિરાશ થયો. દરવાજાને ઠેલી જોયો, પણ કંઇ અવાજ મળ્યો નહિ. એણે ધાર્યું કે મહાદેવમાં રહેનારાં બધાં નિદ્રામાં પડયાં હશે એટલે આટલી મોડી રાત્રે બૂમાબૂમ કરી તેમને જગાડી, દરવાજો ઉઘડાવવો એ ઠીક નહિ. વળી સાધુપુરૂષ અને પ્રેમલતા સાથે થયેલો પરિચય સ્વલ્પ હોઈ, મોડી રાત્રે એમના મ્હેમાન થવાનો પ્રયત્ન કરવો એ અધિકાર વગરનું હોઇ વ્યાજબી નહિ, એમ માની એણે બીજો કંઇ પણ પ્રયત્ન કર્યા વગર ગામમાં ઘર તરફ ફરવાનો નિર્ણય કર્યો, પણ એવામાં એના આશ્ચર્ય વચ્ચે દરવાજાની અંદરની વાસેલી સાંકળ કોઈ ઉઘાડતું હોય એવો અવાજ આવ્યો એટલે તે દરવાજાની સામેથી ખસીને કોટની ઓથે, દરવાજો ઉઘડતાં, દરવાજો ઉઘાડનારની દ્રષ્ટિએ પડે નહિ એવી રીતે લપાઇને ઉભો રહ્યો. દરવાજો એને માટે કે ઉઘાડનારના એના પોતાના પ્રયોજન સર ઉઘડયો છે અથવા કોઈ વ્યક્તિએ આકસ્મિક રીતે ઉઘાડયો છે, એ એને જોવું હતું. એની કુતુહલવૃત્તિ અને જીજ્ઞાસાવૃત્તિ બંને ઉશ્કેરાયાં હતાં. એની એ ઇચ્છા તરતજ તૃપ્ત થઈ. દરવાજો ખરેખર ઉઘડયો અને કોઈ બહાર નીકળ્યું. બહાર નીકળનાર વ્યક્તિએ બહાર નીકળ્યા પછી દરવાજો બહારથી વાસી સાંકળ ચઢાવી દીધી. વિબુધ કોટની ઓથે દૂર ઉભો હતો તે દરવાજા તરફ આગળ વધ્યો અને જોયું તો આટલે રાત્રે આવી રીતે મહાદેવમાંથી બહાર નીકળનાર વ્યકિત અન્ય કોઇ નહિ પણ સાધુપુરુષ પોતેજ હતા. એના આશ્ચર્યનો અવધિ રહ્યો નહિ. એની દ્રષ્ટિ એમના તરફ હતી. પણ સાધુપુરુષની દ્રષ્ટિ સામેના ભાગમાં હતી એટલે એને જોઈ શકયા નહિ. સાધુપુરુષ એને પહેલા મળ્યા હતા, તેજ પોષાકમાં હતા અને એમનો દંડ એમની પાસે

તો. તેઓ બહાર નીકળી સીધા નદી તરફ જવા લાગ્યા. વિબુધ, તુહલવૃત્તિથી, સાધુપુરુષની આટલી મોડી રાતની પ્રવૃત્તિ, ગુપ્તતાથી ણી લેવા, ધીમે પગલે એમની પાછળ એમનાથી થોડે દૂર રહી ાલવા લાગ્યો. સાધુપુરુષ નદી ઉતરી, સામે આવેલા જંગલના ભાગ રફ જવા લાગ્યા. વિબુધે પણ એમજ કર્યું. અર્ધા પોણા માઇલનો ંગલનો ભાગ વટાવી સાધુપુરુષે દિશા બદલી અને પૂર્વ તરફ ચાલવા ાંડયું. તે દિશામાં થોડે દૂર જતાં એક ગાઢ નીમઘટા આવી પહોંચી. ા નીમઘટાની વચ્ચોવચ્ચ કાત્યાયની માતાનું પ્રાચીન પણ જર્જરિત સ્થિતિમાં આવી પડેલું દેવાલય હતું. દેવાલયની જોડે એક નાની ર્મશાળા હતી; ધર્મશાળાના અર્ધાભાગમાં બે ત્રણ બારીબારણાવાળા ાંડ આવેલા હતા. જ્યારે અર્ધો ભાગ ખુલ્લો હતો. એ સ્થળથી ોકાદ ગાઉને અંતરે આવેલા મોહનપુરનો એક ઔદિચ્ય બ્રાહ્મણ વસમાં એકાદ વખત આવી માતાજીની પૂજા કરી જતો. પહેલાં ા સ્થાનનું મહત્વ વધારે હતું, પરંતૂ કાળે કરીને એની મહત્તા લુપ્ત ઇ ગઇ હતી. માતાજીને નામે ચાલતી ચારપાંચ વીઘા જમીન અને ાની આવક સચવાઇ રહે એ હેતૂથી પૂજારી, એના કુટુંબમાં ઉતરી ાવેલો માતાની પૂજાનો હક્ક, આવી રીતે સાચવી રહ્યો હતો. કોઇ ારણસર સંધ્યાકાળ પછી એ સ્થાન ભયકારક મનાવા લાગેલું, છતાં ંમત રાખી રાત્રિએ ત્યાં રહેનારા યાત્રાળુઓને કોઇને કોઇ પ્રકારે હન કરવું પડેલું પરિણામે તે સંબંધે ઘણી ચિત્રવિચિત્ર ઉડતી વાતો ાજુબાજુના વિસ્તારમાં પ્રચલિત થયેલી, આથી રાત્રે તો શું પણ વસે પણ માતાનાં દર્શન કરવા આવનારાઓની સંખ્યા ઘણી જુજ હતી. કોઈ ખાસ ભાવિક કે ખાસ હિંમતવાળા કે રડયાખડયા સાફર કે યાત્રાળુ સિવાય તે સ્થળે કોઇ ભાગ્યેજ જતું. પૂજારી પણ ઇ કોઈ વખત પૂજા કરવા આવવાના અખાડા કરી જતો. છતાં ંયમિત રીતે પૂજા કર્યે જાય છે, એવી વાત પ્રચારમાં રાખતો. ારી પેઠે વિકાસ પામેલાં લીમડાનાં વૃક્ષોને લીધે માતાજીના મંદિરની

આસપાસ શિતળ છાયા અને આરોગ્યપ્રદ હવા કાયમ રહેતી. વસંત અને ગ્રીષ્મઋતુમાં, લીમડાઓ નવ પલ્લવિત થતાં સુગંધમય પવન ધીમો અથવા સુસવાટાભર્યો ફુંકાતો ત્યારે એ સ્થાન શાન્તિ અને આરોગ્યની દ્રષ્ટિએ ઉત્તમ થઈ પડતું. છતાં એનો લાભ લેનારા કોકજ નીકળતા. આવું ઉત્તમ સ્થળ પ્રચલિત વહેમો અને ખરી ખોટી દંતકથાઓને લીધે, આજુબાજુના પ્રદેશમાં વસતાં મનુષ્યોથી ત્યજાયું હતું અથવા ભૂલાયું હતું.

વિબુધ, આનંદપુરનો વતની હતો અને ત્યાં રહેતો હતો, પણ એની અત્યાર સુધીની જીંદગી દરમ્યાન આ સ્થળે કદી પણ આવ્યો ન્હોતો. પણ આજે સાધુપુરુષની પાછળ પાછળ આવવાથી તે સ્થાન જોઈ શકયો. સાધુપુરુષે ત્યાં આવી માતાજીના મંદિરના દરવાજાની સાંકળ ઉઘાડી, અંદરના ભાગમાં દાખલ થઇ માતાજીનાં દર્શન કરી, પાછળથી દરવાજો બંધ કરી બહાર નીકળ્યા. આ સમય દરમ્યાન વિબુધ, મંદિરના પાછલા ભાગમાં ગયો અને ધર્મશાળા અને મંદિરના વચ્ચેના ભાગમાં આવેલા પાંચ સાત હાથના ખુલ્લા ભાગમાં, મંદિરના એક ભાગની ઓથે, એ પોતે દેખાય નહિ, પણ સાધુપુરુષને જોઈ શકે એવી રીતે ઉભો રહ્યો. ચાંદની રાત હતી અને ધીમો ધીમો પવન ફુંકાતો હતો એટલે એને એ સ્થળે શાન્તિ લાગી. અને એના ચિત્તની વ્યગ્રતા ઓછી થયેલી જણાઇ. સાધુપુરુષ દર્શન કરી, ધર્મ-શાળાના ખુલ્લા ભાગ તરફ ગયા. અને ત્યાં જઈ તેના ખૂણામાં પડી રહેલી એક લાકડાની મોટી પાટ ઉપરની ધુળ ખંખેરી એના ઉપર બેઠા. વિબુધ એમની દરેક પ્રવૃત્તિ આશ્ચર્યભરી દ્રષ્ટિએ, ગુપ્તતાથી જોઇ રહ્યો. એના મષ્તિષ્કમાંથી અનેક પ્રશ્ન ઉઠતા. એ સમજી શકતો ન્હોતો તેમ કલ્પી શકતો ન્હોતો કે આ બધું શું થઈ રહ્યું હતું ? સાધુપુરુષ આટલી મોડી રાત્રે અહિં આવી શું કરવા માગતા હતા, તે જાણવા તે તલપાપડ થઇ રહ્યો હતો.

## પ્રકરણ ૪૨
## પૂણ્યપ્રભાની સાહિત્યચર્ચા

બહુ મોડું થઈ ગયેલું હોવાથી જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા જેમ બને તેમ જલદીથી ઘેર આવી પહોંચ્યાં. વિનોદરાય, મનમોહનરાય અને સુશીલા તેમની રાહ જોતાં બેઠાં હતાં. મનમોહનરાય તો જ્ઞાનનિરંજન, એને ઉંઘતો મૂકી બહાર ફરવા નીકળી પડેલો તે બદલ એના ઉપર ખૂબ ચીડાઈ ગયો હતો. વિનોદરાય અને સુશીલા પણ પૂણ્યપ્રભા ને "ટાઢી પત્થર" જેવી ગણી, વધારે પડતા વિલંબ માટે એના ઉપર અકળાયાં હતાં.

"કેમ ભાઇ ! અત્યાર સુધી કયાં ફરી આવ્યા !"

જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભાને ઘરમાં દાખલ થતાં, મનમોહનરાયે જ્ઞાનનિરંજનને સંબોધી કટાક્ષમાં પૂછ્યું.

"આજે તો અહિંતહિં ફર્યાજ કર્યું છે. સમય થોડો અને કામ ઘણાં, એવા સંયોગોમાં તારી પેઠે આરામથી ઉંઘતા રહીએ તો કામ કેમ થાય ? હું તો તને સાથે લઇને જ જવાનો હતો, પણ તને નિરાંતે ઉંઘતો જોઇ તને હેરાન કરવો ઠીક ન લાગવાથી એકલો ગયો. પણ કામ ઘણું થયું છે, તે જાણી તને સંતોષ થશે !"

જ્ઞાનનિરંજને, મનમોહનરાયના કટાક્ષનો મર્મ કલ્પી લઈ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"મને જગાડવામાં આવ્યો હોત તો હું કંઈ કુંભકર્ણ જેવો ન્હોતો કે ન જાગત ! પણ એમ કહેને કે તારે આજે એકલાયે ફરવું હતું ! પણ ખેર ! એ વાત જવા દે ! પણ તું કયાં કયાં જઈ આવ્યો અને શું શું કરી આવ્યો તે તો કહે !"

મનમોહનરાયે, જ્ઞાનનિરંજને એકલે પંડે કરેલી પ્રવૃત્તિની કથા જાણવા જજ્ઞાસા બતાવી.

"એ બધું પછી. પહેલાં આપણે વાળુ કરી લઇએ નહિંતર એ કથામાં પાછા બાર વાગી જશે ! જમી લીધા પછી વાતોજ કરવાની છે ને ?"

આ સાંભળી રખેને તેઓ પાછા વાતોમાં બેસી જાય અને ખાવા મોડા ઉઠે એ ભયથી વિનોદરાયે, જ્ઞાનનિરંજનની વાતો જમી લીધા બાદ સાંભળવી ઠીક થઈ પડશે એમ જણાવ્યું. સુશીલાએ પણ વિનોદરાયની વાતને ટેકો આપ્યો અને તે વાત સર્વેને રૂચી. અર્ધા-એક કલાકમાં ભોજનકાર્ય આટોપી, વિનોદરાય, મનમોહનરાય અને જ્ઞાનનિરંજન મેડા ઉપર ગયા. સુશીલા અને પૂણ્યપ્રભા, વાળુ પછીના આવસ્યક ગૃહકાર્યમાં રોકાયાં.

"કેમ, હવે બધી વાત કહી નાંખીશને ?"

મેડા ઉપરના આરામગૃહમાં આસન લીધા બાદ પાન જમાવતાં, મનમોહનરાયે, જ્ઞાનનિરંજનને પૂછ્યું.

"હા, હવે એજ વાત." જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો અને ત્યારબાદ તે બહાર નીકળી ઘેર પાછો ફર્યો તે દરમ્યાનની તમામ હકીકત સંક્ષિપ્તમાં તેમને કહી સંભળાવી. આ વાતનો છેલ્લો ભાગ ચાલતો હતો, તેવામાં સુશીલા અને પૂણ્યપ્રભા ઉપર એમની પાસે આવી પહોંચ્યાં અને તેમની જોડે બેઠાં.

જ્ઞાનનિરંજનની વાત પૂરી થતાં પૂણ્યપ્રભા મનમોહનરાય તરફ જોઇને બોલી "મનમોહન કાકા ! તમે આ સર્વ કંઈ સાંભળ્યું, પણ હજૂ જ્ઞાનનિરંજન કાકા તો આવતી કાલ માટે અત્રે રોકાઇ જવાના છે અને ફરીથી કનકલતા બ્હેનને મળી આવવાના છે. માટે તમારે આજના જેવું ન થાય એટલું સાચવજો ! આવતી કાલે તમે ઉંઘવાનું રાખશો નહિ, નહિંતર એમની સાથે ફરવાની તક જતી રહેશે અને આ કનકલતા બ્હેન જેવાંને રૂબરૂ મળવાનું પણ નહિ બને !"

પૂણ્યપ્રભા, આ શબ્દો બોલતી મુકતકંઠે હસી પડી.

"હું કંઇ એવો મૂર્ખો નથી કે આવી ભૂલ રોજ રોજ કરૂં! પણ તેતો આજે ને આજે પાછો ફરવાનો હતો અને હવે આવતી કાલ રોકાઈ જવાની વાત કરે છે એ શું?

"કેમ, જ્ઞાનનિરંજન! આ પૂણ્યપ્રભા શું કહે છે?"

મનમોહનરાયે પૂણ્યપ્રભાને પ્રત્યુત્તરવાળી જ્ઞાનનિરંજનને સંબોધીને પૂછ્યું.

"તે ખરૂં કહે છે! આવતી કાલે આપણે અત્રે રોકાઇ જવું પડશે!"

જ્ઞાનનિરંજને શાન્તિથી પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"કંઈ કારણ?"

"છે. મેં હમણાં કહ્યું તેમ કનકલતા બ્હેન પાસેથી સુધા-બ્હેનની જીવનકથા સાંભળી લેવા વિચાર છે!"

જ્ઞાનનિરંજને, પહેલાંની પેઠે શાન્તિથી જણાવ્યું.

"તને હમણાં બ્હેનોની કથા જાણવાનો કંઇ શોખ લાગ્યો છે કે શું?"

મનમોહનરાય આ શબ્દો બોલતો હસી પડ્યો.

"હા, એવુંજ કંઈ છે. બ્હેનોની કથાઓ કંઇ એકલી બ્હેનો-નીજ હોતી નથી. બ્હેનોની સાથે "ભાઇઓ"ની કથાઓ પણ હોય છે અને કદાચ બ્હેનો કરતાં એમાં એમનું પ્રમાણ વધારે હોય છે!

"મેં એવો સંકલ્પ કર્યો છે કે મારે સુધાબ્હેનની વાત જાણ-વીજ જોઇએ!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"પણ આ સુધાબ્હેન છે કોણ?"

"આજે મારે ત્યાં આનંદપુર ખાતે જે મ્હેમાન થયાં હતાં તે!"

"એમ?" મનમોહનરાય મસ્તક ધૂણાવતો બોલ્યો.

"હા"

"ત્યારે આપણો પડાવ આવતી કાલે રંજનપુર ખાતે છે એમને ?"

"તે નક્કીજ સમજવું !"

જ્ઞાનનિરંજને મક્કમતાથી કહ્યું.

"ત્યારે, ચાલો, નિરાંતે ઉંઘી જઈએ. કાલનો આખો દિવસ રંજનપુર ખાતે છીએ તો પછી ઉજાગરો કરી ગપ્પાં મારવાનો કંઇ અર્થ નથી. ગમે તેટલી વાતો થઇ શકે એટલો સમય આવતી કાલે આપણા હાથ ઉપર છે !"

મનમોહનરાયે, બગાસાં ખાતાં જણાવ્યું.

"જુઓ, મનમોહન કાકા !" આ સાંભળી પૂણ્યપ્રભા કંઇક નિરાશ થઈ બોલી ઉઠી." તમને ઉંઘ આવતી હોય તો નિરાંતે ઉંઘો. બાકી, આવતી કાલે દિવસે આવી રીતે નિરાંતે વાતો કરવાનો સમય આપણને મળવાનો નથી. બહાર ફરવા જશો અને શ્હેર પાછા ફરશો એટલામાંજ મધ્યાન્હ થઈ જશે અને પછી જમી લેશો એટલે ઉંઘ આવી જશે એટલે સાંજના ચાર વાગશે. જ્ઞાનનિરંજન કાકા સાથે મારે સાહિત્ય સંબંધે થોડી ચર્ચા કરવાની છે, તે સમય મને તો મળ્યોજ નથી અને આવતી કાલે મળવાનો નથી. માટે હમણાં ઉંઘવાની વાત કરો તે ઠીક નહિ. આજ આખો દિવસ નિરાંતે ઉંઘ્યા તોયે તમારે તો હજૂ ઉંઘવાનુંજ રહ્યું ! તેમ છતાં ઉંઘવું હોય તો તમે ઉંઘો, પણ બધાંને ઉંઘ ચઢી જાય એવું બોલશો નહિ !"

પૂણ્યપ્રભા આટલું બોલી મૌન રહી.

"ત્યારે તારી સાહિત્યચર્ચા હજુ બાકી રહે છે ! એમ ?" મનમોહનરાય, પૂણ્યપ્રભા તરફ જાણે એની વાતની ગંભીરતાને હસી કાઢતો હોય એવી ઢબે બોલ્યો" તને વળી સાહિત્યનો છંદ લાગ્યો છે કે શું ? પણ હોય ! આજના યુગમાં જે નહિ બને તે ઓછું ! પણ તારે આ "સાહિત્યચર્ચા" કેવા પ્રકારની કરવાની છે તે તો કહે ! જ્ઞાનનિરંજન, કંઇ સાહિત્યવિશારદ નથી. નોકરી ધંધો કરતો નથી

એટલે કાગળ કલમ લઇ બેસે છે. અને કાગળો ચિતર્યાં કરે છે ! તેની પાસેથી શું મેળવવાનું છે ? પણ તને આ છંદ ક્યારનો લાગ્યો છે ? કેટલા રીમ કાગળ બગાડયા હશે ? ”

મનમોહનરાય આ શબ્દો બોલી પાછળથી ખૂબ હસ્યો.

જ્ઞાનનિરંજન જેવા સાહિત્યકાર પુરુષના અંગતમિત્ર જેવા મનમોહનરાયને “સાહિત્ય” જેવા વિષય પરત્વે આવી કટાક્ષ અને બેદરકારી ભરી વાત કરતો જોઇને પૂણ્યપ્રભા પહેલાં તો આભી બની ગઇ અને એનો શો પ્રત્યુત્તર વાળવો તે સમજી શકી નહિ, પણ તે કંઇ એમ મ્હાત થાય એવી ન્હોતી એટલે ક્ષણિક ગભરાટને દૂર કરી બોલી ઉઠી” મનમોહન કાકા ! તમારા જેવા, સાહિત્યપ્રવૃત્તિ અથવા તે તરફની રસવૃત્તિ માટે આવા ઉદ્‌ગાર કાઢશે તો પછી, સાહિત્યનો વિકાસ કેમ થશે ? આજે તમે જ્ઞાનનિરંજન કાકા ઉપર ચીઢાયા છો એટલે આવી વાતો કરો છો ! પણ એમના ઉપરની તમારી રીસ વ્યાજબી નથી ! એમની સાથે કામ કરવા આવ્યા છતાં નિરાંતે ઉંઘ્યા કરો એમાં તેઓ તમારી રાહ ક્યાં સુધી જોયા કરે ? આવી એક સાધારણ બાબત માટે તેમની અને અમારી આવી વાતોને કટાક્ષમાં ઉડાવવા બનાવટ કરો તે કંઈ સારૂં કહેવાય નહિ ! જેમની આંખો ઉંઘમાં ઘેરાયેલી હોય તેમની વાતો હંમેશાં આવીજ હોય છે ! ” પૂણ્યપ્રભા, મનમોહનરાયને યોગ્ય પ્રત્યુત્તરવાળી મૌન રહી. મનમોહન અને પૂણ્યપ્રભા વચ્ચે ચાલતી વાતચિત સાંભળી જ્ઞાન-નિરંજન, વિનોદરાય અને સુશીલાને ખૂબ હસવું આવ્યું. મનમોહનરાય આવી આડી વાતો કેમ કરતો હતો તેનો ખ્યાલ, જ્ઞાનનિરંજનને હતો. એક તો તે તેના ઉપર ચીડાયો હતો, તેમ પૂણ્યપ્રભાની સાહિત્યપ્રવૃત્તિ અથવા રસવૃત્તિની કસોટી કરવા માગતો હતો.

પાંચેક મીનીટ બધાં હસતાં રહ્યાં, એવામાં મનમોહન બોલી ઉઠયો.

“ તું ગમે તેમ માને, પણ હું જે કંઇ કહું છું તે સત્ય કહું છું. સાહિત્યપ્રવૃત્તિ એટલે કાગળો બગાડવાનો ધંધો ! તું કહે છે

એમ બધા સાહિત્યકાર થવા બેસી જશે તે સમાજના બીજા લોકોના હાથમાં **હુંડીપત્રી** લખવા જેટલા કાગળ પણ નહિ આવે! તેં પણ આવા કાગળ બગાડેલા જણાય છે! પહેલાં મને એ તો કહે કે કેટલાં રીમ?"

મનમોહનરાય આ શબ્દો સાથે ફરીથી હસી પડયો. પૂણ્યપ્રભા જરાક ગુંચવાઇ, પણ જ્ઞાનનિરંજન એની મદદે આવ્યો. તે પૂણ્યપ્રભા તરફ જોઇને બોલ્યો "કહેને કે "ચાર રીમ!"

"ચાર રીમ!" પૂણ્યપ્રભાએ જ્ઞાનનિરંજનના શબ્દો સાંભળી તેજ પ્રમાણે પ્રત્યુત્તર વાળ્યો.

"અને આ તારા કાકાએ!" મનમોહનરાયે, જ્ઞાનનિરંજન તરફ અંગુલિનિર્દેશ કરી બીજો પ્રશ્ન કર્યો.

"બાર રીમ!" પૂણ્યપ્રભાએ પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે તમે સાહિત્યચર્ચા કરવાનાં અધિકારી છો ખરાં!" મનમોહનરાયે હસતાં હસતાં કહ્યું.

"તો પછી એ ચર્ચા ચાલવા દ્યો! તમને રસ પડે તો એમાં ભાગ લેજો, નહિંતર શાન્તિથી સાંભળજો!"

પૂણ્યપ્રભા બોલી.

"ત્યારે તો ચાલવા દ્યો! પણ પૂણ્યપ્રભા! તમો બધાંયે મને ખૂબ ઉંઘનારો જાહેર કર્યો છે એટલે મારે છેવટે ચ્હાની મદદ લઇને પણ આજે જાગવું પડશે! હું પણ આજે જોઉં કે આજે સાહિત્યકાર કાકા અને સાહિત્કાર ભત્રીજી, "સાહિત્ય ચર્ચા" "સાહિત્ય ચર્ચા" એમ કહી સાહિત્યનું કયું સ્વરૂપ ચર્ચે છે?"

મનમોહનરાયે જણાવ્યું.

"ત્યારે તમારે ચ્હા પીવા વિચાર છે એમ ને?"

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"હા, આજે મારે તમારા જેવા સાહિત્યકારોની ખાતર મારી મીઠી નિદ્રાનો ભોગ આપવો પડશે! પણ ખેર! આટલા બધા કાગળો બગાડનારના માનમાં હું એક રાત મોડો સુઇ રહું તોયે શું?"

"આપણે સર્વેયે પીશું!" વિનોદરાયે પૂણ્યપ્રભાને ચ્હા બનાવી લાવે તો સર્વેને માટે બનાવી લાવવા સૂચના આપી. સુશીલા, પૂણ્યપ્રભાને મદદ કરવા નીચે જવા ઉભી થતી હતી, પણ મનમોહનરાયે તેને અટકાવી. તે તેના તરફ જોઇને બોલ્યો:

"સુશીલા ભાભી! તમારે જવાની જરૂર નથી.! સાહિત્ય ચર્ચા માટે આ છોડી એટલી બધી આતુર છે કે તમારી મદદ વગર પણ તે જેમ બને તેમ જલદી કોઈ ઉત્તમ પ્રકારનો ડૉઝ બનાવી લાવશે અને આવાં સાહિત્યકારો જ્યારે સાહિત્ય માટે ગાંડાં થાય ત્યારે તેમનો કસ કાઢવો જોઇએ! અમારે આ જ્ઞાનનિરંજન પણ એવોજ ગાંડો છે! હું આવા માણસોની રગ સારી પેઠે ઓળખું છું!"

સુશીલા, મનમોહનના આ શબ્દો સાંભળી હસી પડી અને બેસી રહી. મનમોહનની આવી વાતો સાંભળી, વિનોદરાયને બહુ આનંદ થયો. જ્ઞાનનિરંજન, પણ હસતો હતો.

"જ્ઞાનનિરંજન! આજે તમે કાકા ભત્રીજીએ સાહિત્યનો કયો વિષય છેડવાનું નક્કી કર્યું છે તે તો કહો!" મનમોહનરાયે જ્ઞાન-નિરંજનને પૂછ્યું.

"સાહિત્યનો કયો વિષય એટલે?"

જ્ઞાનનિરંજને પૂછ્યું.

"તમે સાહિત્યના કયા અંગ ઉપર કુદી પડવાના છો તે!"

મનમોહનરાયે સ્ફોટ કર્યો.

"સાહિત્યની સર્વસામાન્ય ચર્ચા! મારૂં અનુમાન એવું છે કે પૂણ્યપ્રભા એણે જે કાવ્ય લખ્યાં છે તેમાંનાં કેટલાંક કાવ્યો મને

વંચાવી એના ગુણદોષ પરત્વે મારો અભિપ્રાય લેવા માગે છે, તેમજ એની સાહિત્યવિષયક પ્રવૃત્તિ સંગીન બની શકે તે બદ્દલ સાહિત્યના સમગ્ર લક્ષણોની રૂપરેખા સમજવા માગે છે! સાહિત્યચર્ચાને નામે થતી વાતનો પાયો આટલો છે, પછી તો વાતો કરતાં કરતાં જે વાતો નીકળે તે ખરી! તેની કક્ષા કંઇ નક્કી થઈ શકે નહિ! વળી તું આજે સાથે છે અને ચીડાયેલો છે એટલે કંઇ નવી વાતો જ નીકળશે!"

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"તે તો ચ્હા પીધા પછી સમજાશે! ભત્રીજી એમ સમજે છે કે "કાકા" સાહિત્યવિશારદ છે, પણ ખરૂં સ્વરૂપ તો જ્યારે ચર્ચા ચાલશે ત્યારે સમજાશે!"

મનમોહરાય આટલું બોલી મૌન રહ્યો.

પૂણ્યપ્રભા ચ્હા બનાવી ઉપર લાવી. મનમોહનરાય સિવાય બીજાઓને ચ્હા પીવાની ખાસ અભિરૂચિ ન્હોતી છતાં બે ત્રણ કલાક જાગવાનું છે એમ જાણી સર્વેયે થોડી થોડી લીધી. ચ્હા પીવાનું કાર્ય પત્યા પછી પૂણ્યપ્રભા, એના અભ્યાસગૃહમાંથી એનો કાવ્ય સંગ્રહ લઇ આવી. મનમોહનરાયે ચ્હા પી પાન જમાવ્યા પછી પૂણ્યપ્રભાને સંબોધીને કહ્યું "ત્યારે હવે ચાલવા દ્યો, તમારી તે સાહિસચર્ચા! તને સાહિત્યનો આટલો શોખ છે એટલે આજે તો હું પણ આ ચર્ચામાં ભાગ લેવાનો છું અને તેમાં તમારી બંનેની પરીક્ષા કરવાનો છું! વિનોદભાઈ અને સુશીલા ભાભી, આપણાં સરપંચ જેવાં રહેશે! જે પ્રશ્ન અથવા મંતવ્ય પરત્વે ગુંચવણ ઉભી થશે, ત્યાં તેમનો અભિપ્રાય છેવટનો ગણાશે!"

"અરે! પાછી મને ક્યાં હોમો છો? હું વળી આ સાહિત્ય ચર્ચામાં શું સમજું કે મારો અભિપ્રાય આપી શકું? તમારા ભાઈ જાણતા હોય તો પ્રભુ જાણે! બાકી હું તો એમાં ઠ જેવી છું!"

સુશીલા, મનમોહનરાયને મજાકમાં ચઢેલો જોઇ, એની સ્થિતિ સ્પષ્ટ કરતી બોલી ઉઠી.

"છોડી સાહિત્યકાર તો મા કેમ નહિ? "બાપ તેવા બેટા, મા એવી દીકરી." એ કહેવત કંઇ ખોટી હશે?"

મનમોહનરાય બોલતો બોલતો હસી પડયો.

"ના, ભાઇ! ના, એ કહેવત કંઇ સર્વથા સાચી હોતી નથી. પૂણ્યપ્રભા કવિતાઓ લખે છે પણ મને તો કવિતાઓ ગાતાં પણ આવડતી નથી! બૈરાંઓ કવિતા લખવા બેસશે તો પછી રોટલી કોણ વણશે?"

સુશીલા બોલી.

"ત્યારે શું આપણી પૂણ્યપ્રભાને રાંધતાં નથી આવડતું?" મનમોહનરાયે પૂછ્યું.

"ના, એને તો સારી પેઠે આવડે છે. રસોઇમાં તો તે મારાથી પણ ચઢી જાય એવી છે!"

સુશીલાએ પ્રત્યુત્તર વાળ્યો.

"તો પછી કવિતા કરનારને રોટલી વણતાં પણ આવડે છે, એ તો નક્કી જ કહેવાયને? તો પછી તમે એમ કેમ બોલો છો?"

મનમોહનરાયે સુશીલાની દલીલને તોડી નાંખી. સુશીલાએ ત્યારબાદ કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ. એણે જોયું કે મનમોહનરાય વાતચિતમાં ગમે તેને પણ ગુંચવી દે એવી તર્કશક્તિ અને દલીલ સામગ્રી ધરાવતો હતો.

"તારો કાવ્યસંગ્રહ લઇ આવી?" જ્ઞાનનિરંજને મનમોહનરાય અને સુશીલાને મૌન રહ્યા બાદ પૂણ્યપ્રભા તરફ જોઇને પૂછ્યું.

"હા, તે આ રહ્યો." એમ કહી પૂણ્યપ્રભાએ એનો કાવ્યસંગ્રહ એની સામે જમીન ઉપર મૂક્યો. જ્ઞાનનિરંજને તે હાથમાં લઈ સર્વેનું ધ્યાન ખેંચતો બોલ્યો.

" પુણ્યપ્રભાએ ઘણાં કાવ્ય લખ્યાં છે. એમાંનાં કેટલાંક ઉત્તમ કાવ્યો આપણે વાંચતા જઈશું અને તેમ તેમ સાહિત્યની ચર્ચા આગળ ચાલવા દઈશું ! આનંદની વાત એ છે કે સુશીલાભાભી અને વિનોદભાઈએ એની અભિરૂચિ જોઈ. એનો વિકાસ તે તે દિશામાં થાય એવી અનુકુળતા એને કરી આપી છે અને તેનું પરિણામ સુંદર આવ્યું છે ! "

એમ જણાવી તેણે તે કાવ્યસંગ્રહનાં પાનાં ફેરવવા માંડયાં. પાંચ સાત પાનાં ફેરવ્યા પછી એણે એક કાવ્ય પસંદ પડવાથી ધીમા પણ સર્વ સાંભળી શકે એવા સ્વરે તાલબદ્ધ રીતે ગાઈ બતાવ્યું:—

" સુવાસ લે કે ના લે, પુષ્પો ખીલ્યે જવાનાં
તું શ્વાસ લે કે ના લે, વાયુ વહ્યે જવાના ! ૧
આગળ રહે કે પાછળ, સાથે રહે કે છેટે
ઉભો રહે, તું તોયે દુનિયા તો કૂચ કરશે ! ૨
ના રાહ કોઇ જોતું, પાછું વળીને જો તું
પંથે ચઢયા પરાક્રમ કરતા વહી જવાના ! ૩
રાખે ઉઘાડી આંખો કે મીંચવા મથે તું
દુનિયા તણા તમાસા ઉડી નથી જવાના ! ૪
માની રહે, ન માને, પણ સત્ય, સત્ય, રહેશે
જીવનાર જયાં ઉભા છે, જીવન ખીલી જવાનાં ! ૫
દંભે ભલે તું દોડે, દેખાવ રાખ મ્હોટો
હૈયે હશે ઉંડાણે, એ રંગ લાગવાના ! ૬
સત્કાર શ્રી હરિનો કે સત્યનો ન થાયે
કુદરત તણા જે કાનુન પલટાઇ ના જવાના ! ૭
સીંચાઈ રે ! જીવનમાં, મીઠું અમી પળેપળ
એમાં તું વિષ રેડે, અમી નથી જવાનાં ! ૮
સાચું હતું ત્યાં ખોટું, ખોટું હતું ત્યાં સાચું
લઈ લેખિનિ લખ્યું તેં, સત્યો નથી જવાનાં ! ૯
પાસે રહે કે આઘે, પણ સ્નેહમાં ન અંતર
સાચાં સંબંધી એકજ તારે તરી જવાનાં ! " ૧૦

આ કાવ્ય, પૂર્ણ થતાં જ્ઞાનનિરંજન મૌન રહ્યો. કાવ્યમાં રહેલા ઉદ્દાત્ત વિચારો અને મીઠી ભાવનાએ શ્રોતાઓના મન ઉપર સારી અસર કરી. વિનોદરાય અને સુશીલાને પુત્રીની કવિત્વશક્તિની ખબર હતી, પણ તે શક્તિનો સાચો પરિચય તો એમને જ્ઞાનનિરંજનના મુખે એનું કાવ્ય ગવાયેલું સાંભળીને થયો. પુત્રીની કવિતામાં ઉચ્ચ પ્રકારની કલ્પના અને રસિકતા જોઈ, વિનોદરાયને બહુ આનંદ થયો. મનમોહનરાય, જે અત્યાર સુધી પૂણ્યપ્રભાની સાહિત્યપ્રવૃત્તિને સાધારણ કક્ષાની માનતો હતો, એને પણ ઘડીભર દિગ્મૂઢ થઈ જવા જેવું થયું. પૂણ્યપ્રભા, બેદરકારીભરી ઢબે શાન્ત રહીને બેસી રહી હતી. મનમોહનરાય, જો કે પૂણ્યપ્રભાના ઉચ્ચ આત્માનું દર્શન કરી ચૂક્યો હતો, છતાં એણે ગમ્મત ખાતર તેમજ સાહિત્યકારની સત્ત્વ પરીક્ષા માટે, જ્ઞાનનિરંજનને મૌન રહ્યા બાદ બોલ્યો.

" પૂણ્યપ્રભાનું આ કાવ્ય સુંદર છે, પણ આને કંઈ સાચું કાવ્ય કહી શકાય નહિ. "

" કારણ ? " પૂણ્યપ્રભા પ્રશ્ન કરે તે અગાઉ જ્ઞાનનિરંજને પૂછ્યું.

" સત્યનું સીધું ઉદ્‌બોધન કરનાર આવું "કાવ્ય" કાવ્ય ગણી શકાતું નથી તેથી. "

" ત્યારે અસત્યનું ઉદ્‌બોધન કરે એનું નામ કવિતા ? "

વિનોદરાયથી પૂછાઈ જવાયું.

" ના, મારા કહેવાનો અર્થ એવો નથી. "

મનમોહનરાયે પ્રત્યુત્તર વાળ્યો.

" ત્યારે ? " વિનોદરાયે પૂછ્યું.

" કાવ્યનો આત્મા હંમેશાં નૈસર્ગિક સત્ય છે. પણ તે સત્ય, સીધા અને સરલ શબ્દોદ્વારા એકદમ વ્યક્ત ન થવું જોઇએ. વારંવાર વાંચવા–સાંભળવાની મહેનત લીધા પછી જે સમજી શકાય અથવા

એના અક્ષરદેહમાં છૂપાઇ રહેલું સત્ય અવગત થાય, એને સાચું કાવ્ય કહી શકાય. સીધા અને સરલ શબ્દોમાં તે વળી કવિતા લખાતી હશે ખરી ? સંસ્કૃતમય વાણી સિવાય સંસ્કૃત અર્થાત્ સંસ્કારી કાવ્ય જન્મજ ક્યાંથી પામે ? વિનોદભાઇ ! પૂણ્યપ્રભાને ગુજરાતી શબ્દકોષની સાથે અમરકોષ પણ લાવી આપો તો સારાં કાવ્ય જન્મી શકે ! ”

મનમોહનરાય આ શબ્દો બોલી હસી પડયો.

“ મનમોહન ! પાછો મજાકમાં ચઢી ગયો ? ”

જ્ઞાનનિરંજને ટકોર કરી.

“ તને મજાક લાગે છે ? હું કહું છું તે સત્ય નથી ? ” મનમોહનરાયે જ્ઞાનનિરંજનને સીધો પ્રશ્ન કર્યો.

“ સત્ય છે, પણ તે સત્ય તેં બહુ વ્હેલું ઉચ્ચારી નાંખ્યું એટલોજ વાંધો છે ! તારે પૂણ્યપ્રભાને મંગળાચરણમાંજ નિરાશ કરવી છે ? ”

જ્ઞાનનિરંજન, આટલું બોલી મનમોહનરાય સામે જોઈ રહ્યો.

“ ના, ના, એમ તે હોય ? હજુ તો મારે એનાં બીજાં બે ચાર કાવ્ય સાંભળવાં છે. ચાલ, હવે એ ચર્ચા આપણે બંધ કરીએ. તું એનું એકાદ બીજું કાવ્ય વાંચી બતાવ ! ”

મનમોહનરાય, જ્ઞાનનિરંજનના શબ્દોનો મર્મ સમજી લઇ મૌન રહ્યો.

જ્ઞાનનિરંજન બીજું કાવ્ય વાંચવા જતો હતો, એવામાં પૂણ્ય પ્રભા બોલી ઉઠી “જ્ઞાનનિરંજન કાકા ! એમ હું નિરાશ થાઉં એમ નથી. મનમોહન કાકાએ જે વાત ઉપાડી છે, એ ઉલટી આપણી ચર્ચાનો મહત્વનો ભાગ થઇ પડશે. માટે મારાં બીજાં કાવ્ય વાંચવાનું થોડો સમય મુલતવી રાખી, એ ચર્ચા ચાલવા દ્યો ! મારે એમણે કહી બતાવેલી રૂપરેખા પ્રમાણે સાચું કાવ્ય કેવું હોઇ શકે એનું એક ઉદાહરણ જાણવું પડશે ! ”

"મનમોહન ! તેં સાંભળ્યું કે પૂણ્યપ્રભા શું કહે છે ?" જ્ઞાનનિરંજને પૂણ્યપ્રભાની ઇચ્છા, એના શબ્દોદ્વારા જાણી લીધા બાદ મનમોહનને પૂછ્યું.

"હા." મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

"તો એ વાત આગળ ચાલવા દે ! સાચા કાવ્યનું સ્વરૂપ, યથાર્થ રીતે સમજાવવા પ્રયત્ન કર !" જ્ઞાનનિરંજને જણાવ્યું.

"ત્યારે સાંભળો !" એમ જણાવી મનમોહને આગળ ચલાવ્યું. "અત્યારે આપણા જીવનમાં સરલતા નથી, માટે કાવ્ય પણ સરલ ન હોવું જોઇએ. આપણામાં આજે વાસ્તવિકતા નથી, માટે કાવ્યમાં વાસ્તવિકતા ન જોઇએ. આપણા જીવનની જરૂરીઆતો વધી પડી છે, તેવી રીતે કવિતામાં પણ એની વિપુલતા જોઇએ. આપણા જીવનમાં આજે આપણા પૂર્વજોની સાદાઇ નથી, માટે આપણાં કાવ્ય સાદાં ન જોઇએ. એને અનેક પ્રકારના વસ્ત્રાલંકારની સજ્જ કરવાં જોઇએ. કઠિન સંસ્કૃત શબ્દો, પછી ભલેને એ શબ્દો કવિતા લખનારના જીવનમાં ચલણી હોય કે ન હોય એની કંઇ ચિંતા નહિ, પણ એનો ઉપયોગ કરી કવિતાદેવીનાં વસ્ત્રો રંગબેરંગી અને આકર્ષક બનાવવાં જોઇએ. એમાં આવતી કલ્પના, જીવનને ઉપયોગી હોય કે ન હોય પણ આવી કલ્પનાના અલંકાર વડે કવિતાદેવીને શણગારવી જોઇએ ! જેને આવું કરતાં આવડ્યું એ સાચો કવિ અને એની કવિતા એ સાચી કવિતા !"

મનમોહન આટલું બોલી થોડી વાર થોભ્યો. સર્વે મૌન રહી સાંભળી રહ્યાં હતાં. પણ વિનોદરાયે "એમ ?" એ ઉદ્ગાર કાઢી એમનું માથું ધૂણાવ્યું.

"હા, હજુ તે સંબંધે મારે ઘણું કહેવાનું રહે છે !" મનમોહનરાય બોલ્યો.

"તો ચલાવો. અમે ધ્યાન દઇને સાંભળી રહ્યા છીએ."

"આજે આપણે" મનમોહન, આગળ વધ્યો." "જે યુગમાં જીવીએ છીએ, તે યુગમાં આપણે ચેતન કરતાં જડ પદાર્થોના પૂજારી બન્યા છીએ. આત્મા કરતાં આપણને શરીરની કિંમત વધારે છે. માટે સાચું કાવ્ય તે છે કે જેમાં આત્માના ઉદ્‌બોધન કરતાં શરીરનું ઉદ્‌બોધન થઈ શકે એવી સામગ્રી ભરી હોય! આત્માને પંપાળવા કરતાં શરીરને પંપાળવામાં મજા રહેલી છે. તે સત્ય આ યુગનો પ્રત્યેક સાચો કવિ સારી પેઠે સમજે છે!" મનમોહન અત્રે મૌન રહ્યો.

"મનમોહન! તું તો આજે કંઈ ચિત્રવિચિત્ર વાતો કરવા મંડી પડયો જણાય છે!"

જ્ઞાનનિરંજન આ સાંભળી બોલી ઉઠયો.

"ચિત્રવિચિત્ર નથી. હું કહું છું તે સત્ય નથી?"

મનમોહને ઉપરોક્ત શબ્દો વડે, જ્ઞાનનિરંજનને પ્રત્યુત્તર વાળી પ્રશ્ન કરતાં આગળ ચલાવ્યું "પ્રથમ આપણે કુદરતની નજીક વધારે હતા, તેથી કુદરતમાં ચૈતન્ય અને દિવ્યતા અનુભવતા. આજે આપણે કુદરત અને તેના ક્રમથી વિમુખ છીએ, તેથી આપણને કુદરતમાં દિવ્યતા નહિ, પણ કુતુહલતા અથવા તો થોડી ઘણી રસિકતા લાગે છે, આથી જે કાવ્યોમાં નૈસર્ગિક ચેતના ન હોય, પણ કુતુહલતા કે રસિકતા હોય તે સાચું કાવ્ય કહી શકાય!"

"અરે! વાહરે! મનમોહન કાકા!" પૂણ્યપ્રભા ઉદ્‌ગાર કાઢતી બોલી ઉઠી.

"હજુ ઘણું સાંભળવાનું બાકી રહે છે! પૂણ્યપ્રભા! માત્ર આટલેથી કાકાને શાબાશી આપી પતાવી દેવાની જરૂર નથી" એમ કહી મનમોહન એના પ્રવચનમાં આગળ વધ્યો "આપણા પૂર્વજો, સ્ત્રીઓને સાહજીક અથવા સ્વાભાવિક સાથીઓ માનતા, જ્યારે આપણે સ્ત્રીઓને દુર્લભ, અપ્રાપ્ય અથવા મહા મુશ્કેલીએ પ્રાપ્ત થએલા સાથીઓ ગણીએ છીએ. એમને આ કારણથી એમનામાં

નવીનતા લાગતી ન્હોતી, આજે આપણને ખૂબ લાગે છે. સ્ત્રીઓની આ નવીનતા આણવા જે કાવ્યમાં પ્રયત્ન થાય તે સાચું કાવ્ય છે, એમ આજે ઘણાનો અભિપ્રાય છે!"

મનમોહનરાય અત્રે થોભ્યો.

'ત્યારે શું આપણા પ્રાચીન સાહિત્યમાં સ્ત્રીઓ સંબંધે નથી લખાયું?"

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"લખાયું છે, પણ આજે લખાય છે એવું નહિ. પહેલાંની સ્ત્રીઓમાં "આત્મા" હતો, આજની સ્ત્રીઓમાં "શરીર" છે. પહેલાં "આત્મા"ને દીપાવવાનો પ્રયત્ન હતો. આજે કેવળ શરીર શણગારાય છે. આથી આજે આપણી સાચી કવિતામાં સ્ત્રીના આત્માની નહિ, પણ તેના શરીરની પૂજા છે."

મનમોહનરાયે પ્રત્યુત્તર વાળ્યો.

"મનમોહન! તેં તો ખૂબ કરી!"

જ્ઞાનનિરંજન બોલી ઉઠ્યો.

"કેમ ન કરૂં? હું પણ એક સાહિત્યકારનો મિત્ર છું ને?"

મનમોહન, આ શબ્દો બોલતો હસી પડ્યો.

"પછી!" પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"પહેલાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેનું અંતર કોઇએ વધારી મૂક્યું ન્હોતું. આજે તે ખુબ વધારી મૂકવામાં આવ્યું છે. પરિણામે કવિતા લખનાર પુરૂષ હોય તો તેની કવિતામાં સ્ત્રી વર્ગના જાતિય આકર્ષણની છોળો ઉછળી રહેલી જણાય છે અને સ્ત્રી હોય તો તેને પુરૂષના જાતિય આકર્ષણની. આકર્ષણ જેમ વધારે તેમ તેની કવિતા વધારે સુંદર! અંતર વધવાથી આકર્ષણ વધે છે તે સ્વાભાવિક ઘટના છે!"

અત્રે મનમોહનરાય એક બે મીનીટ મૌન રહી આગળ વધ્યો" પહેલાં આપણા પૂર્વજોના જીવનમાં પવિત્રતા હતી, આજે આપણી

તે પવિત્રતા ભ્રષ્ટ થએલી છે, આથી કવિતામાં આત્મા કરતાં કળાનું સ્થાન વધારે છે. આત્મા વગરની કળા, ગમે તેટલું આકર્ષણ વધારી મૂકે પણ તેમાં ભ્રષ્ટતા અને દંભ સિવાય બીજું કંઇ હોતું નથી. ભ્રષ્ટતા અને દંભ હોય તેની પાછળ અશાન્તિ અને વિનાશ આપોઆપ સરજાય છે. છતાં પવિત્રતા અને સત્યનું ખૂન જેમાં વધારે હોય તેવી કવિતા, સાહિત્યનું સાચું સર્જન છે, એવો મત વધતો જાય છે ! ”

મનમોહન આ શબ્દો ગંભીરતા પૂર્વક બોલ્યો, પણ પાછળથી સ્મિત કરી ગયો.

“ મનમોહન ! તારા કથનમાં સત્યના અંશો રહેલા છે, પણ તું પ્રતિપાદન કરે છે, એવી જ વસ્તુસ્થિતિ સર્વાંશે હોય તે વાત સ્વીકારવા હું તૈયાર નથી ! ”

જ્ઞાનનિરંજને, મનમોહનને મર્યાદા વટાવતો જોઇ એનો અંગત અભિપ્રાય આપતાં જણાવ્યું.

તને એમ લાગે, એનું કારણ છે ! ” મનમોહને, જ્ઞાનનિરંજનની વાત સાંભળી લીધા બાદ કહ્યું.

“ શું ? ”

“ તેં કાવ્યો લખ્યાં છે, પણ તારો એકકે કાવ્યગ્રંથ પ્રકટ થયો નથી તે. તે પ્રકટ થઈ ગયો હોત તો તેં આવો અભિપ્રાય ન આપ્યો હોત ! ”

મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

“ એટલે ? ” જ્ઞાનનિરંજને સ્પષ્ટ સમજણ નહિ પડવાથી પૂછ્યું.

“ તારી પ્રકૃતિ અને સિદ્ધાંત પ્રમાણે તારા કાવ્યોમાં આત્માની પૂજા છે, જડ દેહની નહિ, એટલે જ સાહિત્યના વાડામાં બેસી આપમેળે અગ્રસ્થાન લઇ બેઠેલા સાહિત્યકારોએ તારા ગ્રંથમાં ગમે તેવું તત્ત્વ ભર્યું હોત, તોયે તેની કંઈ કિંમત ન આંકી હોત ! મેં અગાઉ કહી બતાવ્યું તે પ્રમાણે એમના દ્રષ્ટિબિંદુ પ્રમાણે એ કાવ્યોની સમીક્ષા

થાત ! અને એનું પરિણામ આવુંજ આવત ! ”

“ ના, ના, એમ ન હોય ! મનમોહન ! આપણા સાહિત્યકારો અથવા વિવેચકો કંઇ એટલા બધા બેકદર નથી ! સાચા વિવેચકો હંમેશાં સાચી કિંમત આંકનારા હોય છે ! ”

જ્ઞાનનિરંજને, એની વાતનો ઇન્કાર કરતાં જણાવ્યું.

“ એ તારી ભ્રમણા છે ! તને હજુ સાહિત્ય, સાહિત્યના વાડા, અને સાહિત્યના અખાડાની ખબર નથી એટલે એમ કહે છે ! અત્યારે હું તને સારી પેઠે સમજાવી શકું એમ નથી ! તારો કાવ્ય-ગ્રંથ પ્રકટ થશે ત્યારે તને મારા કથનના સત્યનો અંગત અનુભવ થશે ! માટે આપણે હવે એ વાત પડતી મૂકો ! ”

મનમોહન આટલું બોલી મૌન રહ્યો.

“ મનમોહન કાકા ! ” પૂણ્યપ્રભા, મનમોહનને મૌન રહ્યા બાદ, એને સંબોધતી બોલી. “ તમોએ જે જે વાત કહી એ પ્રકારનું એકાદ કાવ્ય આપની સ્મૃતિમાં હોય તો ગાઇ બતાવશો ? ”

“ હા, તે વાત બરોબર છે. દ્રષ્ટાંત તરીકે એકાદ એવું કાવ્ય રજુ થાય તો તમોએ રજુ કરેલાં સત્યો તરતજ સમજાઇ જાય ! ” પૂણ્યપ્રભાએ કહેલી વાતને જ્ઞાનનિરંજને અનુમોદન આપ્યું.

“ હા, મારી સ્મૃતિમાં એવાં કાવ્યો હશે પણ તે પૂરેપૂરાં નહિ એટલે બબ્બે ચાર ચાર કડીથી એવાં કાવ્યોનું યથાર્થ સ્વરૂપ સમજાવી શકાય નહિ એટલે દીલગીર છું કે એવું કોઇપણ કાવ્ય હું અત્યારે ગાઇ બતાવી શકું એમ નથી, એટલે તમારે મેં કહેલી વાત દ્રષ્ટાંતની ગેરહાજરીમાં પણ સાચી માની લેવી પડશે અને અવકાશે એ સત્યની શોધ કરશો તો તેની ખાત્રી થઈ જશે. ”

મનમોહનરાયે જણાવ્યું.

“ મનમોહન કાકા ! આ સંબંધમાં આપને હજુ બીજું કંઈ કહેવાનું બાકી રહે છે ખરૂં ? ”

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"હા, ઘણુંયે. તમારી સર્વેની ઇચ્છા હોય તો જણાવું."

"અમે તો તે માટે તૈયારજ છીએ ને ?"

જ્ઞાનનિરંજન બોલ્યો.

"તો સાંભળો." એમ કહી મનમોહને આગળ ચલાવ્યું." પહેલાં કવિતા જન્મતી, આજે એને જન્માવવી પડે છે. સંદિગ્ધભાષા અને શબ્દાલંકાર વડે કવિતા ઉત્પન્ન થાય છે. કઠિન શબ્દોના લોખંડી ચોકઠામાં ઢાળેલી કવિતા, આજે સાચું કાવ્ય ગણાય છે. જેનો સંદેશ અપૂર્ણ, વિચારો તૂટક અથવા ગુંચવાયેલા, તે સાહિત્યકાર ઉત્તમ પ્રકારનાં કાવ્ય સરજી શકે છે. આવાં કાવ્યો પ્રકટ કરવા માટે હોય છે, વાંચવા માટે નહિ. કદાચ વાંચવામાં આવે તો સમજવા માટે નહિ. સમજવા માટે શ્રમ લેવામાં આવે તો પ્રેરણા માટે નહિ. પરિણામે એ કાવ્યતત્ત્વની આહુતિ લઈ શકાતી નથી અને લેવાય છે તો પાચન થઇ શકતી નથી."

મનમોહન અત્રે વિશ્રાન્તિ લેવા થોભ્યો.

"મનમોહન ! કેવળ કટાક્ષ કર્યા કરવા એનો અર્થ કંઈ નથી ! તેં સારા કાવ્યગ્રંથો વાંચ્યા હોત તો તને જે પ્રકારનો ભ્રમ ઉત્પન્ન થયો છે તે દૂર થાત ! હું ધારૂં છું કે તારા હાથમાં કોઈ એવા સાહિત્યકારનો કાવ્યગ્રંથ આવી ગયો લાગે છે કે જે તને પસંદ પડયો નથી અને માત્ર એવા એકાદ પુસ્તક ઉપરથી તું આવો સર્વદેશિય અભિપ્રાય બાંધી બેઠો છે !"

જ્ઞાનનિરંજને જણાવ્યું.

"હું કંઇ સાહિત્ય કે સાહિત્યકારોની અવગણના કરવાના ઉદ્દેશથી આમ કહેતો નથી—હું તો આધુનિક કવિતાનું શાસ્ત્રીય સ્વરૂપ સમજાવી રહ્યો છું અને એવી કવિતાની પ્રશંસા કરી રહ્યો છું. તું માને છે એમ એમની નિંદા કરતો નથી. તું, અત્યાર સુધી મારી કહેલી વાત પૂરેપૂરી સમજ્યો જ નથી !

"કેમ પૂણ્યપ્રભા ! તું શું ધારે છે ?"

જ્ઞાનનિરંજનની વાત સાંભળી લીધા બાદ એને યોગ્ય પ્રત્યુત્તર વાળી મનમોહને પૂણ્યપ્રભા તરફ જોઈને પૂછ્યું.

" જ્ઞાનનિરંજન કાકા, તમારા કથનના હમણાં કહેવાયેલા ભાગના સંબંધમાં જરા ભ્રમણામાં પડી ગયા હોય એમ જણાય છે. આધુનિક કવિતા સાચી છે કે ખોટી, અથવા પ્રાચીન કવિતાની તૂલનામાં તે શ્રેષ્ટ છે કે, અધમ, એ તમારા કથનનો સાર ભાગ નથી. જો કે આપે, પ્રાચીન અને આધુનિક કવિતાના તફાવતનાં કારણો સવિસ્તર રજુ કર્યાં છે, પણ તેથી તેની તૂલના થઈ એમ કહી શકાય નહિ. પ્રાચીન પદ્ધતિનો નાશ થતાં, હાલમાં સરજાતી કવિતાનું શાસ્ત્રીય સ્વરૂપ અને સંગીનતા શામાં છે, તે દર્શાવવા પૂરતું આપનું કથન છે અને તે મને સત્ય લાગે છે !"

પૂણ્યપ્રભાએ એનો અભિપ્રાય આપતાં જણાવ્યું.

"આ છોડી સમજી શકી, પણ તું ન સમજી શક્યો ! શાબાશ ! પૂણ્યપ્રભા !"

મનમોહન આ શબ્દો બોલી પાછળથી ખૂબ હસ્યો.

"પૂણ્યપ્રભા !" એનો અભિપ્રાય સાંભળી જ્ઞાનનિરંજન પૂણ્યપ્રભા તરફ જોઈને બોલ્યો. "તું અત્યારે તારા મનમોહનકાકાએ કહેલી વાત ઉપર તારો અભિપ્રાય આપી રહી છે, પણ એમાં રહેલા કટાક્ષનો તને ખ્યાલ નથી. કટાક્ષરહિત નર્યું સત્ય હોય તો વાંધો ન્હોતો પણ એ બોલવા માંડે છે, ત્યારે એની ભાષા હંમેશાં આવી જ હોય છે ! તને સાહિત્યચર્ચાનો શોખ હતો તે આજે પૂર્ણ થયો છે ! પણ આ બધા પ્રશ્નો એટલા બધા અટપટા છે કે આપણે આવી રીતે રાતોની રાતો વીતાવીએ તોયે પાર આવે એમ નથી અને કંઈ નિર્ણય થાય એમ નથી ! હવે, તારાં બીજાં કાવ્ય અત્યારે વાંચી બતાવવાનાં છે કે આવી જ ચર્ચામાં સમય ગુમાવવાનો છે ?"

જ્ઞાનનિરંજન, મનમોહનને લીધેલા વલણથી કંઇક અકળાયો હતો તેમજ સવારથી સાંજ સુધી એને પડેલા ભારે શ્રમથી થાકી ગયો હતો એટલે આરામ લેવા ઇચ્છતો હતો.

" મારાં એક બે કાવ્ય વંચાય તો સારૂ ! " પૂણ્યપ્રભાએ જણાવ્યું.

" હું પણ એમજ ઇચ્છું છું. સાહિત્યની ચર્ચા મેં જે રીતે શરૂ કરી છે, એ રીતે આપણો બહુ સમય નીકળી જશે અને જ્ઞાન-નિરંજન થાકી જશે. માટે એ વાત પડતી મૂકો. મારે તો જે કંઈ કહેવા જેવું હતું તે મેં કહી નાંખ્યું છે. એટલે મારે તો હવે શ્રોતા બનવામાં જ મઝા છે. "

મનમોહન, એનું પ્રવચન બંધ કરવા ઇચ્છા વ્યક્ત કરી મૌન રહ્યો.

વિનોદરાય અને સુશીલા કંઈ બોલ્યાં નહિ. જ્ઞાનનિરંજને પણ ત્યારબાદ વિશેષ કંઇ નહિ બોલતાં પૂણ્યપ્રભાનું એક બીજું કાવ્ય વાંચવા માંડ્યું. તે નીચે મુજબ હતું:–

**" શાને માટે, સુખ મહિં રચે, દુ:ખની કલ્પનાઓ ?**
**શાને માટે, રસમહિં પૂરે, પાપની વાસનાઓ ?**
**શાથી માન્યું ? સુખ બધું રહ્યું, સાથીઓ શોધવામાં**
**શાથી જાણ્યું ? સ્થિર થઈ રહે, પ્રેમ સંસારના આ ?—૧**

**શું છે એવું ? સરલ થઇ પડે, યાતનાઓ સમાવે ?**
**ઉંચે રાખી, અવનત થતી, ભાવનાને જગાવે ?**
**વ્હેતાં વ્હેતાં, વિમલ થઇ જતું, વ્હેણ અટકાવવું કાં ?**
**જોતાં જોતાં, તન્મય થવા, કેમ વ્યાકુળ હું ના ?—૨**

**સાચો સાથી, સુખમહિં નથી, દુઃખ સરજાવનારો**
**સાચો સાથી, દુઃખમહિં નથી, દર્દ પ્રકટાવનારો**
**સાચો સાથી, મન તન તણી, સાધનાને સ્વીકારે**
**પોષે પ્રેમે, પ્રિયજન, નહિ, વાસનાના વિકારે—૩**

**વેગે આવે, વિકલ મન તણો, વેગ અટકાવવાને**
**દોરે સ્નેહે, સકલ પદ ગણી, કંટકોને નિવારે**

દષ્ટિ એની, દૂર દૂર જતી, વાંચતી ભવ્ય ભાવિ
છોને ઉંડી, અતિશય રહી, જીંદગી જાણવાની—૪
અંધારું છે, અધિકતર ભલે, દષ્ટિ રૂંધાઈ જાયે
હોમાયાં છે, બહુ જન ગયાં, કાળની કાળી રાતે
ત્યાંથી આજે, જનમી પડતી, ભારે ભૂતાવળો પણ
મારો આત્મા, અવિરત રસે, શોધતો રે ! ઉષાને—૫
મારે માટે, જગતમહિં, સદા ખીલશે દિવ્ય ઉષા
મારે માટે, ફરી ફરી સદા, જાગશે રમ્ય સંધ્યા
અંધારું છે, તદપિ નહિ રહે, આત્મા અંધ મારો
કે ના જ્યોતિ, ઝળાહળી રહી, રોકશે માર્ગ મારો—૬
સાચો સાથી, પ્રિયજન બન્યો, હાથમાં સાથ રાખે
રસ્તો મારો, નિરભય બન્યો, ધ્યેય અંતે સધાશે
શાને માટે, ફરી ફરી કરૂં, ભૂલ હું ભૂલવાની ?
શાને માટે, સુખમહિં રચું, દુઃખની જીંદગાની ?—૭

કાવ્ય પૂર્ણ થતાં, મનમોહન બોલી ઉઠયો "કાવ્ય ઘણું સુંદર ! પણ સીધું ઉદ્‌બોધન ! હવે, ભજન લખ, ભજન !" પૂણ્યપ્રભાએ આ સાંભળ્યું પણ કંઈ પ્રત્યુત્તર ન વાળતાં જ્ઞાનનિરંજન તરફ જોઈ બોલી.

"જ્ઞાનનિરંજન કાકા ! આપણા આ સાહિત્યમાં ભજનો અથવા ભક્તિપ્રાધાન્ય કવિતાનું કયું સ્થાન ગણાય ?"

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"ભગવાનને જગાડવા માટે એવા સાહિત્યનું સ્થાન અનોખું છે. કલિયુગની ઘોર આંધી ન્હોતી ચઢી ત્યારે ઉત્તમ કવિઓ માત્ર શ્રી હરિની જ કવિતા લખતા—જ્યારે આજે તો હરિની જગોએ 'હરિની માયા' જામી પડી છે. ભજનો જ્યારે ખૂબ લખાતાં—ખૂબ ગવાતાં ત્યારે ભગવાન્ આપણી નજીક રહેતા. આજે એ ક્રમ ઓછો થવાને લીધે ભગવાન્ દૂર જતા રહ્યા છે !"

જ્ઞાનનિરંજન પ્રત્યુત્તર વાળે તે અગાઉ મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

"પૂણ્યપ્રભા! આજે આપણી સાહિત્યચર્ચામાં મારા અંગત અભિપ્રાય તને મળી શકે એમ નથી. મનમોહન જે કહે તે જ માનવાનું રહ્યું. છતાં મારે તને કહેવું જોઇએ કે તે જે વાત કરે છે, તેમાંથી પણ તારે ઘણું જાણવા જેવું છે! મારા અંગત વિચારો તારે જાણવા હશે તો તે વાત બીજી વખત! આજે આપણે એના જ વિચારો જાણી લઇએ!"

જ્ઞાનનિરંજને, પૂણ્યપ્રભાના પ્રશ્નનો પ્રત્યુત્તર મનમોહને વાળેલો જોઈ, પૂણ્યપ્રભા તરફ જોઇને બોલ્યો.

"સાહિત્યપરત્વેની ચર્ચામાં હું ભાગ્યે જ પડું છું અને જ્યારે પડું છું ત્યારે હંમેશાં અગ્રગણ્ય ભાગ લઉં છું! આજે એ સંયોગો ઉપસ્થિત થવાથી મારાથી મૌન રહી શકાય એમ નથી. તમારા જેવા સાહિત્યકારો અથવા કવિઓ સાહિત્યની પાછળ રોજ મંડયા રહે, તો કોઇ દિવસ અમારો વારો પણ આવેને?" મનમોહન બોલ્યો,

"જરૂર આવે, મનમોહનભાઇ!" અત્યાર સુધી મૌન રહી સાંભળી રહેલી સુશીલાએ મનમોહન તરફ જોઈ હસતાં હસતાં કહ્યું "અને તમે તો રંગ રાખ્યો છે! મને આજે જ ખબર પડી કે સાહિત્યની ચર્ચામાં પણ ગમ્મત હોય છે! એની ચર્ચામાં ગંભીરતા અને પાંડિત્ય દાખલ થતું હશે ત્યારે એ વિષય સુકો અને કંટાળા ભરેલો થઈ જતો હશે એવું મારૂં ધારવું છે!"

"એમ જ છે, સુશીલા ભાભી! રસ અને ઉપયોગીતાને બાજુએ રાખી જેઓ સાહિત્યની ચર્ચામાં પડે છે, તેઓ હંમેશાં કંટાળો ઉત્પન્ન કરે છે અને અંતમાં પોતે પણ થાકે છે! સાહિત્યના સર્જનમાં ઉપયોગીતા તરફ લક્ષ્ય નહિ અપાય તો તે લોકો લખીને લખીને થાકશે અને છેવટે સમાજને પણ થકવશે!"

મનમોહને, સુશીલાને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"પણ પ્રભુનાં ભજનો અથવા ભક્તિપ્રાધાન્ય કવિતા તો એમાં સીધા ઉદ્‌બોધનને માટે હોય છે, એ દ્રષ્ટિએ એની કિંમત હાલના યુગમાં કેવી હશે?"

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"કોડીનીયે નહિ! દૂર વસતા ભગવાનને માટે કવિતા બનાવવી તેના કરતાં સામે ઉભેલી સુંદરીની કવિતા શું ખોટી? એક તો કાવ્ય ઉચ્ચ કોટિનું ગણાય અને સાહિત્યકારની પ્રતિષ્ઠા વધે! ભગવાન્ તો હવે બિચારા જરીપુરાણા થઇ ગયા છે! જ્યારે હાલનું જગત્ નવીન બની ગયું છે!"

"એમ?" પૂણ્યપ્રભાએ મસ્તક ધૂણાવ્યું.

"હા, એમ જ છે. વળી ભજનો અથવા ભક્તિપ્રાધાન્ય કવિતા લખનારો સાહિત્યકાર, થોડા સમયમાં કવિને બદલે 'ભક્ત' અથવા 'ભક્ત કવિ' તરીકે ઓળખાવા માંડે છે એટલે કાળે કરી તેનું કવિનું બિરદ નષ્ટ થતાં તે 'ભક્ત' અને છેવટે 'ભગત' જેવા કિંમત વગરના ઉપનામથી ઓળખાય છે એટલે તેની સાહિત્યકાર તરીકેની કારકીર્દિ નષ્ટ થઈ જાય છે અને સાહિત્યના એકે વાડામાં રહેતો નથી! આવા ગોરખધંધો હાલના યુગમાં કોણ કરે? સાચો સાહિત્યકાર આ વિષયને ભાગ્યે જ સ્પર્શે છે, એનું કારણ આ છે, સમજી?"

"હા, કાકા! ખૂબ સમજી! પણ તે વાત હું માનવા તૈયાર નથી કે હાલના યુગમાં ભગવાનનાં ભજનો અથવા ભક્તિપ્રાધાન્ય કવિતા લખાતાં નથી! જેમ અન્ય પ્રકારનું સાહિત્ય સરજાય છે, તેમ એ પ્રકારનું સાહિત્ય પણ ખૂબ સરજાતું હોય એમ જણાય છે! ભક્તિમાર્ગના ઘણા ગ્રંથો પ્રકટ થયેલા છે. પછી આમ કેમ કહો છો?"

પૂણ્યપ્રભા, જીજ્ઞાસુવૃત્તિએ મનમોહન તરફ જોઈ રહી.

"પણ સાહિત્યમાં એની કિંમત ક્યાં છે? ભજનો અથવા ભકિતપ્રાધાન્ય કવિતા લખનારા સાચા સાહિત્યકાર ગણાતા નથી. તેઓ માત્ર 'ભગત' તરીકે જ ઓળખાય છે! સાચો સાહિત્યકાર તો એમના ગ્રંથોને સ્પર્શતો પણ નથી! કેટલાક તો એવાં પુસ્તકો તરફ ઘૃણા તેમજ હાસ્યની દ્રષ્ટિએ જુએ છે!"

"એટલે" જ્ઞાનનિરંજને પૂછ્યું.

"તેઓ એને શ્રમ અને વિત્તનો વ્યર્થ વ્યય સમજે છે! આ યુગ કંઇ ભજનો ગાવા માટે નથી! ભજનો ગાવા–સાંભળવા માટે જન્મ્યા હોત તો આ યુગમાં જખ મારવા જન્મત? ન જન્મ્યા હોત સત્યયુગમાં! આજે હાથમાં તંબૂરો લઇ એના તાર ખખડાવતો અને ભજન ગાતો 'ભગત' કેટલો બધો જડ જેવો લાગે છે? જે યુગમાં પ્રવૃત્તિ ખૂબ વધી પડી છે, તે યુગમાં આવી નિવૃત્તિ સેવવા જાય તો માણસ પાછળ રહી જાય પાછળ! વાયુયાનનો વૈભવ મળ્યો હોય ત્યાં રગસીયા ગાડાની શી કિંમત?"

"ત્યારે શું 'ભકત કવિ' થવું તે પ્રતિષ્ઠિત નથી? સમાજમાં શું એમનું સ્થાન નહિ હોય?"

"જરૂર છે, પણ તે સમાજમાં, સાહિત્યમાં નહિ. ભગત કરતાં કવિની પ્રતિષ્ઠા વધારે છે. ભગત કરતાં સાહિત્યમાં "કવિ" વધારે ચલણી છે!"

મનમોહને જણાવ્યું.

"પણ તું એ વાત ભૂલી જાય છે કે "ભગત", કવિ કરતાં સમાજમાં વધારે ચલણી છે. ભગત જ્યાં પહોંચે છે, ત્યાં કવિ પણ પહોંચી શકતો નથી. કવિને માત્ર શિક્ષિત સમાજ ઓળખે છે, જ્યારે "ભગત' ને શિક્ષિત તેમજ નિરક્ષર બધા ઓળખે છે. સમાજમાં, શિક્ષિતો કરતાં નિરક્ષરોનું પ્રમાણ અધિકતર છે, તે તો તારા લક્ષ્યમાં છેને? સાહિત્યની દુનિયામાં ઉત્તમોત્તમ ગણાતા કવિની

કવિતા તો માત્ર ગણ્યા ગાંઠ્યા શિક્ષિતોએ વાંચેલી હોય છે, જ્યારે સાહિત્યમાં જેમની કિંમત નથી એવા " ભગત " નાં ભજનો તો નિરક્ષર ગણાતા સમાજના મ્હોટા ભાગે સાંભળેલાં હોય છે અથવા ગોખી માર્યા હોય છે ! "

જ્ઞાનનિરંજને જણાવ્યું.

" તે હું કબુલ કરૂં છું. મેં એમની કિંમત, સમાજની દૃષ્ટિએ નહિ, પણ સાહિત્યની દૃષ્ટિએ જણાવી છે. કવિની કવિતા, વાંચવાની વસ્તુ છે, જ્યારે ભજન એ ગાવાની વસ્તુ બને છે. જે ગવાય છે, તે ચવાય છે. પરિણામે ગવાયેલું અને ચવાયેલું ચલણી બની જાય છે. પાંડિત્યના દંભમાં પડેલો સાહિત્યકાર જે કરી શકતો નથી, તે આજે એક " ભગત " કરી શકે છે ! "

મનમોહને, જ્ઞાનનિરંજનના અભિપ્રાયને સંમત થઇ સ્ફોટ કરતાં જણાવ્યું.

" ત્યારે " ભગત " એટલે ખોટો રૂપીયો, એવી એક ઉક્તિ જે સમાજમાં પ્રચલિત છે, તે ખોટી ઠરે છે ! ખોટો રૂપીયો અર્થાત્ ખોટું નાણું સમાજમાં આટલું બધું ચલણી કેમ થઈ શકે ? "

સુશીલા, જે અત્યાર સુધી મૌન હતી, તેણે હસતાં હસતાં પૂછ્યું.

" તેં પણ સમયપરત્વે મુદ્દાસર પ્રશ્ન ઉપસ્થિત કર્યો ! "

વિનોદરાયે, પત્નીએ ઉપસ્થિત કરેલા નવા પ્રશ્નની પ્રશંસા કરતાં જણાવ્યું.

" ભક્ત અને ભક્તિ, બંને શુદ્ધ હોય તો તે સમાજનું મ્હોટામાં મ્હોટું આવશ્યક અંગ બને છે, પણ જ્યારે એમાં પાપ, પાખંડ અને દંભ પ્રવેશ કરે છે, ત્યારે એની ઉપયોગીતા નષ્ટ થાય છે. અને તે સાચું ચલણ, ખોટું ઠરે છે. એમણે કહી તે ઉક્તિ સમાજમાં આવા કારણથી પ્રચલિત થઇ હશે. બધા જ " ભગત " કંઇ ખોટા રૂપીયા હોતા નથી, એમાં કેટલાક સાચા હોય છે અને જીંદગીપર્યંત સાચા રહે છે !

જ્ઞાનનિરંજને સ્ફોટ કર્યો.

"એવા હશે પણ હજુ જોવામાં આવ્યા નથી. બાકી આ કામદાસ જેવા તો રોજ નજરે પડે છે! એ "ભગત" (ખોટો રૂપીયો) પણ અમારે અહિં રંજનપુરમાં અને એની આજુબાજુના પ્રદેશમાં ચલણી થવા માંડયો છે!"

પૂણ્યપ્રભા હસતી હસતી બોલી.

"તને પાછો કામદાસ યાદ આવી ગયો?"

સુશીલાએ પૂણ્યપ્રભા તરફ જોઇને કહ્યું,

"કેમ યાદ ન આવે? આમ તો એની સ્મૃતિ રહેતી અને પાછો સરસ્વતી વાળો બનાવ બન્યો ત્યારથી તો તે તાજો થયો છે અને આજે વળી એની કારકીર્દિ કનકલતાબ્હેન દ્વારા સાંભળી આવ્યાં એટલે એનું સ્મરણ વેગવાળું બની ગયું છે! અત્યારે તો તે જ્યાં હશે, ત્યાં હરિના ગુણ ગાતો "હરિની માયા" શોધતો હશે!"

પૂણ્યપ્રભા બોલી.

"કનકલતાએ વળી એવું શું કહી નાંખ્યું?" સુશીલાએ પૂછ્યું.

એના પ્રત્યુત્તરમાં, પૂણ્યપ્રભાએ, કનકલતાની કામદાસના જીવન પૂરતી હકીકત સંક્ષિપ્તમાં કહી બતાવી.

જ્ઞાનનિરંજને એના ઉપસંહારમાં જણાવ્યું "આજે આપણે જે ચર્ચા કરી, એમાં રહેલાં સત્યો સમાજ તરફ દ્રષ્ટિ કરવામાં આવે તો પ્રત્યક્ષ જણાઈ આવે છે. આજે કવિઓ છે, સાહિત્યકારો છે, ભક્ત-કવિઓ અથવા ભક્તો અથવા "ભગતો" એમ બધા છે. એમ છતાં મનમોહને જણાવ્યું એમ ઘણું ખૂટે છે, એમાં શંકા નથી. કવિતા છે, પણ એમાં આત્મા ગેરહાજર છે. ભક્તિ છે, પણ તેમાં સત્ય અને પ્રેમની તલ્લીનતા નથી. સાહિત્ય છે, પણ એમાં જીવન્ત શક્તિ નથી. પામરતા, ભીરૂતા અને કૃત્રિમતાના પાશવડે સમાજનો અમર આત્મા બંધાઇ ગયો છે. સંક્ષિપ્તમાં જેઓ જાણે છે, તેઓ કામ કરતા નથી

અને જેઓ કામ કરે છે, તેઓ કશું જાણતા નથી. દેખાવ અથવા પ્રદર્શન મહત્વની વસ્તુ બની ગઈ છે, જ્યારે કાર્ય, અને કાર્યની ધગશ ગૌણ બન્યાં છે. ”

જ્ઞાનનિરંજને જણાવ્યું.

“ ત્યારે આપણે પ્રગતિ તરફ નથી ? ”

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

“ ના, દેખાવ મ્હોટો થયો છે, પરંતુ વાસ્તવિક કાર્યશક્તિ અતિ મંદ છે, નહિંતર આપણા સમાજની પરિસ્થિતિ આજે આવી ન હોત. સાહિત્ય, એ સમાજજીવનનું પ્રતિબિંબ છે. સમાજમાં જીવન હોત તો સાહિત્યમાં પણ જીવન હોત. સમાજ જેવો હોય છે, એવું સાહિત્ય સરજાય છે ! ”

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

“ અથવા જેવું સાહિત્ય સરજાય છે, એવો સમાજ બને છે ! ” મનમોહને ટહુકો પૂર્યો.

“ કદાચ મનમોહન કહે છે તે વાત વધારે સાચી હશે ! ” વિનોદરાયે એમનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવ્યું. “વિષય અને વિષયના ઉપભોગવાળી મનોવૃત્તિને સંતોષવા જે પ્રકારનું સાહિત્ય આજે સમાજના મ્હોટા ભાગમાં સન્માનિત થતું ચાલ્યું છે, એ જોતાં આપણે જોઈએ છીએ કે સમાજમાં વિલાસ, ભીરુતા, કાયરતા અને પામરતાનો વધારો થતો ચાલ્યો છે. આજે આપણા સમાજની માનસિક સ્થિતિમાં જે પ્રકારની પામરતા વધી છે, એવી કદી પણ ન્હોતી. સમાજમાં સાચો માનસિક, શારીરિક કે આધ્યાત્મિક વૈભવજ ક્યાં રહ્યો છે ? ”

“ વિનોદભાઇ ! તમોએ જે કહ્યું તે આપણી હાલની સામાજીક પરિસ્થિતિનું સાચું દર્શન છે ! પ્રગતિના ભ્રમ નીચે આપણે ખરેખર અવનતિ તરફ ધસડાઈ રહ્યા છીએ ! જે સાચું અને સંગીન હતું તે વિસારે પડયું છે અથવા તો તેનો ત્યાગ કરવામાં આવ્યો છે. જ્યારે

ખોટી અને પોકળ વસ્તુઓની પાછળ આપણે દોડધામ કરી રહ્યા છીએ ! કેસર સાકરથી કઢેલા અચ્છેર દૂધના પ્યાલાને બદલે બે રૂપીયાભાર દૂધ નાંખી બનાવેલા ચ્હાના પ્યાલાને આપણે વૈભવની પરાકાષ્ટા માની બેઠા છીએ ! દૂધનો આવો પ્યાલો પીવાનું કિસ્મત તો બાજુએ રહ્યું, પણ આપણે અનાયાસે એવો પ્યાલો આવી મળે તો તેને પચવવાનું સામર્થ્ય પણ ગુમાવી બેઠા છીએ ! વ્યકિત અથવા સમાજની અભિરૂચિ, તે શું પચાવી શકે છે એના ઉપર આધાર રાખે છે ! સાહિત્યમાં પણ એમ છે ! સાચું અને સંગીન સાહિત્ય જીરવવાની તાકાત પણ આપણા સમાજમાં ક્યાં છે કે આજે એવું સાહિત્ય સરજાય ? સંગ્રહણીના દર્દી સમક્ષ પૌષ્ટિક પદાર્થનો શો ઉપયોગ છે ? ”

જ્ઞાનનિરંજને જણાવ્યું.

“ ભકિતના વિષયમાં પણ જ્ઞાનનિરંજન કાકા એવું જ હશેને ? ” પૂજ્યપ્રભાએ પૂછ્યું.

“ તે વાત અગાઉ કહેવાઈ ગઈ છે, છતાં ફરીથી કહું છું કે એમાં પણ એમજ છે. રાત દિવસ વિલાસ અને વિષયના ચિંતવનમાં રહેનારા સમાજમાં ભકિતનો સાચો આવેશ કે સાચી તલ્લીનતા હોય ક્યાંથી ? પ્રભુ અને પ્રભુભકિત તરફ આપણને પ્રેમ છે, એ વાતનું જાહેરમાં પ્રદર્શન કરવા આપણે ધર્મસ્થાનો અથવા એવાં મંડળોમાં હાજર રહીએ છીએ ! બાકી આપણને પ્રભુ કે પ્રભુભકિતની કંઈયે પડી નથી ! આપણે પ્રભુને માનતા નથી તેથીજ પ્રભુની શોધમાં ફરીએ છીએ ! પ્રભુભજનમાં મિથ્યા વાણીવિલાસ અને અરસપરસની મિથ્યા પ્રશંસા સિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી ! આપણે જાહેર રીતે પ્રભુના નામ ઉપર યોજવામાં આવેલા જલસાઓમાં જે રીતે હાજર રહીએ છીએ, તે પ્રેમ અથવા ધગશ સાચી હોત તો પરમાત્મા તરફથી પ્રેરાયેલા સત્ય અથવા નીતિના કાનુનો તોડી આજે જે અસંખ્ય ગુન્હાઓ કરી રહ્યા છીએ તે કદી પણ ન કરત !

સાચી ભક્તિ હોય ત્યાં સત્ય અથવા પ્રગતિ સિવાય બીજું કંઇ હોતું નથી ! આવો દંભ સેવવામાં જે વધારે કુશળ હોય છે, તે મનુષ્ય સાધારણ શ્રોતા કે પ્રેક્ષક મટી જઈ " ભગત " ને નામે ઓળખાય છે ! જે સરલતા, ભાવના કે નિખાલસતા કેટલીક વખત સામાન્ય પ્રેક્ષકો કે શ્રોતાઓમાં જોવામાં આવે છે, એટલી પણ આવા દઢ થઇ ગયેલા " ભગતો " માં હોતી નથી. તેઓ " ભગત " એટલે ખરેખરા " ભગત " હોય છે. "

જ્ઞાનનિરંજન આટલું બોલી મૌન રહ્યો.

" એટલે ? " ભગત " શબ્દની શું આપે કોઇ બીજી વ્યાખ્યા કરી રાખી છે કે શું ? "

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

" હા, પણ તે તેમણે નહિ. એની વ્યાખ્યા તો હું સારી પેઠે જાણું છું ! "

જ્ઞાનનિરંજન પ્રત્યુત્તર વાળે તે અગાઉ મનમોહનરાય બોલી ઉઠયો.

" તો તમે કહો ! " પૂણ્યપ્રભાએ, મનમોહનરાય તરફ જોઇને કહ્યું.

" એ શબ્દના ત્રણે અક્ષરો એના ઉંડાણમાં રહેલા અર્થની સંજ્ઞાઓના સૂચક છે ! "

મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

" એટલે ? " પૂણ્યપ્રભાએ પૂછ્યું.

" ભ એટલે ભમતો ! " મનમોહને કહ્યું.

' ઘરનું આંગણું છોડીને દૂર દૂર ! જેમ આપણા કામદાસ ભગત ભમે છે એમને ? "

પૂણ્યપ્રભા હસીને બોલી.

" હા, ભમતો અને ભળતો ! " મનમોહને જણાવ્યું.

" ખાસ કરીને સ્ત્રી વર્ગમાં " સુશીલાએ, મનમોહનના શબ્દને ઝીલતાં સ્ફોટ કરતાં કહ્યું.

"એટલે ભમતો અને ભળતો ભ!" વિનોદરાય હસતાં હસતાં બોલ્યા.

"ગ એટલે ગણતો!" મનમોહને, ભગત શબ્દમાં રહેલા બીજા અક્ષરનો અર્થ કરતાં જણાવ્યું.

"શું?" પૂણ્યપ્રભાએ એ અક્ષરનો અર્થ સ્પષ્ટ નહિ સમજતાં પૂછ્યું.

"પૈસા!" જ્ઞાનનિરંજન, એકલો મૌન હતો એટલે એણે એ વાતમાં રસ લેતાં કહ્યું.

"બધા ભગતો" ને કંઇ પૈસા ગણવાના મળતા નથી!" સુશીલા બોલી.

"મળતા નથી પણ એ મેળવવાની ગણત્રી લગભગ બધાની હોય છે! મારા અભિપ્રાય મુજબ "ભગત" ને પૈસાની લોલુપતા જેટલી હોય છે, તેટલી સામાન્ય મનુષ્યને હોતી નથી! તેઓ ભક્ત હોવાથી પ્રભુ અને પ્રભુનામ સ્મરણ સિવાયનાં બીજાં કાર્ય નિર્જીવ માનવા–મનાવવાનો પ્રયત્ન કરે છે, છતાં અર્થશાસ્ત્રમાં તેઓ પારંગત જેવા હોય છે! દેખીતી રીતે તેઓ દુનિયા અને દુનિયાદારી તરફ બેદરકાર હોવાનો દેખાવ કરે છે, પણ તેમને દુનિયા અને દુનિયાદારીની એટલી બધી પડેલી હોય છે કે બીજા સામાન્ય માણસો કંઇક વધારે નૈતિક હિંમતવાળા હોય છે! તેઓ ભક્તિને માત્ર "ખેલ" જ્યારે દુનયાદારીને "સત્ય" વસ્તુ માને છે! તે પૈસા, પ્રતિષ્ઠા, શ્રોતા અને પ્રેક્ષકો તેમજ "ભજન" ની રાતોને હંમેશાં ગણતો રહે છે! એટલે "ગ" એટલે "ગણતો" એ અર્થ એકદમ સાચો છે!"

મનમોહને, એની વાતનું યથાર્થ સમર્થન કરતાં જણાવ્યું.

"એની ના કહેવાય એમ નથી!" વિનોદરાયે, એની વાતને અનુમોદન આપતાં જણાવ્યું.

" પણ મનમોહન કાકા !" પૂણ્યપ્રભા થોડીવારે મનમોહનને સંબોધી બોલી " ભ એટલે ભમતો અને ભળતો, એમ ગ એટલે ગણતો અને બીજું કંઈ, એમ નથી ? "

" બીજું પણ છે ! પૂણ્યપ્રભા ! " મનમોહને કહ્યું.

" ત્યારે કેમ કહેતા નથી ? "

" હું કહેવાનો હતો તે પહેલાં તેં પૂછી લીધું એટલે શું થાય? ગ એટલે ગણતો એમ ગ એટલે ગળતો પણ થાય ! "

" થાય કે છે ? "

" છે. ગળતો, એની એક વિશેષતા છે ! "

" તેનો અર્થ જરા વધારે સ્પષ્ટ કરશો ? "

" ગળતો એટલે જેવો ઘાટ એવો ખેલ ભજવી શકે તે ભગતોમાં આ ગુણ સારા પ્રમાણમાં વિકસેલો હોય છે. "

" એટલે ? "

" ભગતોમાં નૈતિક હિંમતની ખામી હોય છે. તેઓ ' જીસ્કે તડમેં લડ્ડુ, ઉન્કે તડમેં હમ " એ સિદ્ધાંતમાં સાંગોપાંગ માનનારા હોય છે ! લુખી વાત એમને પસંદ પડતી નથી ! એમના શ્રોતાઓમાં અથવા પ્રેક્ષકોમાં, તેઓ જેમના તરફથી કોઇ પણ પ્રકારનો લાભ ઉઠાવી શકાય એમ હોય, તેમના તરફજ ઢળતા રહે છે. જ્યાં ઢળે, ત્યાં ગળે એ એમની ખૂબી હોય છે ! તેઓ લગભગ ' ગળીયા ' બળદ જેવું વર્ત્તન રાખે છે ! ફરજ બજાવવાની આવે, એવે વખતે તેઓ ' ગળીયા બળદ ' ની માફક બેસી જાય છે ! તેઓ બોજો ઉઠાવવા કે ખેંચવા તૈયાર હોતા નથી અને જેઓ ખેંચી રહ્યા હોય તેમની સાથે ભુલે ચૂકે જોડાઇ જાય તો તેમને સાથ આપવા તૈયાર હોતા નથી ! મારા મત પ્રમાણે તેમને માટે એમ કહેવાય છે કેઃ—

**" લાડુ જોઇ દાઢ ગળે, લક્ષ્મી જોઈ દીલ ચળે**
**સ્ત્રીઓનો સાથ જોઈ, ઉમંગે હરખાય છે.**

**માથે આવી પડે બોજ, ગળીયા રહે છે રોજ**
**સાચી વાત આવે, ત્યારે ઘરમાં ભરાય છે.**
**કામ હોય થોડું પણ, બૂમાબૂમ કરી મૂકે**
**વાણીના વિલાસ માટે, શૂર થઈ જાય છે**
**ભક્તિના તે થાય ભૂવા, સ્વાર્થ–સાથ શોધવા**
**ભળતા થવાથી તેઓ "ગળતા" ગણાય છે."**

મનમોહનના આ શબ્દો સાંભળી બધાં હસી પડયાં. જ્ઞાન-નિરંજન પણ હસ્યા સિવાય રહી શકયો નહિ. એમનું હસવું દશેક મીનીટ સુધી લંબાયું.

"હવે 'ત' એટલે? મનમોહન કાકા!"

બધાં હસતાં બંધ રહ્યાં, ત્યારે પૂણ્યપ્રભાએ પૂછયું.

"ત એટલે તપતો!" મનમોહને પ્રત્યુત્તર વાળ્યો.

"એટલે?"

"એનાં મન અને શરીર હમેશાં તપતાં રહે છે એટલે તપતો!"

"જરા વધારે સ્પષ્ટ કરો!"

"મેં અગાઉ કહ્યું એમ 'ભગત'ને દુનિયા અને દુનિયાદારીની જેટલી પડી હોય છે, એટલી દુનિયાના સામાન્ય માણસને હોતી નથી, આથી તે દુનિયાની નિર્જીવ ગણાતી બાબત ઉપર પણ બહુ લક્ષ રાખે છે! પરિણામે નજીવી બાબતો ઉપર પણ બહુ લક્ષ રહેવાથી તેના મનને જરા પણ શાન્તિ મળતી નથી, અને તે હંમેશાં તપતો–બળતો–ઝળતો રહે છે! એનું મન એટલું બધું પામર બની ગયેલું હોય છે કે તે સમાજના નજીવા આઘાત પણ સહન કરી શકતો નથી! એની પ્રકૃતિ ઈર્ષ્યા ભરેલી બની જાય છે, પરિણામે એને અસ્તિત્વમાં ન હોય એવી બાબતોનો પણ ભ્રમ થાય છે. આ ભ્રમ અને કલ્પના એને હંમેશાં બેચેન રાખે છે!"

"ભગત બેચેન રહે? આ શું કહો છો? મનમોહન કાકા!" પૂણ્યપ્રભાએ તે વાત વધારે સ્પષ્ટ થવા પૃછયું.

"હા, હા! ભગત જેટલો બેચેન રહે છે એટલું આ જગત્માં અન્ય કોઇ રહેતું નથી!"

"એનું કારણ?"

"એને પ્રભુ અને પ્રભુના કાર્યમાં જરા પણ વિશ્વાસ હોતો નથી તે!"

"અરે! એમ તે હોય? 'ભગત' ને પ્રભુમાં વિશ્વાસ ન હોય તો કોને હોય?"

"આપણા જેવાને! પ્રભુમાં વિશ્વાસ રાખી, પ્રભુના ગુણાનુવાદ જાહેર રીતે ગાવા અન્યને પ્રેરણા આપનારા ભગતો, પ્રભુમાં વિશ્વાસ રાખવાનું કામ એમને સોંપી, તેઓ એમની વિચારસરણી અથવા કાર્યપદ્ધતિ ઉપર વધારે વિશ્વાસ રાખે છે! તેમને એ વાતનો સંપૂર્ણ વિશ્વાસ હોય છે કે તેમને જે કંઇ મળે છે, તે બધું દુનિયામાંથી, નહિ કે પ્રભુ પાસેથી. પ્રભુ ઉપર વિશ્વાસ રાખી કામ કરવાનું તેઓ જગત્ને એટલા માટેજ કહે છે કે એમ કરવાથી એમને જગત્માંથી કંઇનું કંઇ મળી રહેશે એવો વિશ્વાસ છે!"

"એમ?" પૂણ્યપ્રભા બોલી ઉઠી.

"હા, એમજ છે. વળી આ 'ભગતો' જગત્માં એમની આજુબાજુ બની રહેલા ગમે તેવા નજીવા બનાવો ઉપર પણ પૂરતું લક્ષ રાખે છે. પડોશમાં કોણ કોણ લડ્યાં, કોણ કોણ બોલ્યાં, કોણે એમનો વિરોધ કર્યો કે મેળ સાધ્યો, કોણે, કોની નિંદા કરી કે કોણ કોણ કોનું મિત્ર છે, કોની પાસે શું છે અને કોની પાસે શું નથી, કોણ કોની નિંદા કરે છે અને કોણ કોની સ્તુતિ કરે છે, કોણ ક્યાં જાય છે અને કોણ ક્યાં આવે છે, કોનો સંબંધ રાખવો લાભદાયક છે અને કોનો નથી, કોને કેમ આંજવા અને કોને કેમ મ્હાત કરવાં, કોની ચાલચલગત સારી છે અને કોની સારી નથી, કોણ જીત્યું

ને કોણ મરી ગયું ? કોણ રંડાયું અને કોણ મંડાયું ? વિગેરે દરેક બાબતની ચીવટ રાખે છે! આવા લક્ષ્યને લીધે તેઓ હંમેશાં ભાંજગડમાં પડે છે અને મનની શાન્તિ ગુમાવી બેસે છે એટલે તેઓ હંમેશાં તપતા રહે છે માટે 'ત' એટલે તપતો એ અર્થ બરોબર છે!"

મનમોહન આટલું બોલી મૌન રહ્યો.

"ત એટલે તપતો અને બીજું કંઈ?"

પૂણ્યપ્રભાએ હસતાં હસતાં પૂછ્યું.

"ના, એ અર્થ એટલો બધો વિસ્તૃત છે કે એની સાથે બીજા શબ્દને સ્થાન નથી. હવે, આપણે થાકયાં છીએ માટે આપણી ચર્ચા બંધ કરી સુઈ રહીએ એ ઈચ્છવા યોગ્ય છે!" મનમોહને, નિદ્રાધીન થવાનો નિર્ણય જાહેર કર્યો. ઉપસ્થિત થયેલી ચર્ચા બહુ ચાલી હતી અને એમાં મધ્યરાત્રિ વીતી ગઈ હતી. એટલે મનમોહનના વિચારને સર્વે સંમત થયાં. બધાં ઉઠયાં અને સુવા ગયાં. સુવા જતી વખતે પૂણ્યપ્રભાએ થઈ ગયેલી ચર્ચા ઉપરથી ગાતાં ગાતાં કહ્યું કેઃ

**"ભમતો, ભળતો, ગણતો, ગળતો, તપતો, ભગતજ દીઠો ભમતો ભમતો કયાં જઇ પહોંચ્યો ? જ્યાં પહોંચ્યો, ત્યાં ભળતો ભળતો ભળતો, ગળવા લાગ્યો, ગળતો ગળતો ઠરતો ઠરતો ઠરતો ઠામ ચૂકે તો પાછો રહે છે ભમતો!"**



# પ્રકરણ ૪૨

## સુધાની કથા

બીજે દિવસે પ્રાતઃ ચર્યાથી પરવારી, જ્ઞાનનિરંજન અને મન-મોહનરાય ગામમાં જવા તૈયાર થયા. પૂણ્યપ્રભાએ પણ તેમની સાથે જવા સુશીલાની રજા માગી લીધી. તે તેને મળી ગઈ. ત્રણે જણ કનકલતાને ત્યાં જવા નીકળ્યાં—પણ રસ્તામાં કામદાસને ઘેર તેમજ "બ્રહ્મમંડળ"માં જવાનો વિચાર થતાં તેઓ તે તરફ ગયાં. કામદાસને ત્યાં જતાં કલ્યાણીએ તેમનો સત્કાર કર્યો. જ્ઞાનનિરંજનની ઝીણવટ ભરી પૃચ્છામાં કામદાસના સામાજીક, વ્યવહારિક અને ભક્તજીવનની આવશ્યક હકીકત તેમને મળી ગઈ. કલ્યાણીની આગ્રહભરી ઈચ્છાને માન આપી તેમણે ચ્હા લીધા અને ત્યાંથી ઉઠયા. "બ્રહ્મમંડળ" તરફ જતાં ગોરધનભાઈ તેમને રસ્તામાં મળી ગયા. "જયશ્રી કૃષ્ણ" ગોરધનભાઇએ જ્ઞાનનિરંજન અને મનમોહનને જોતાં કહ્યું. "જયશ્રી કૃષ્ણ" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો. "કયી બાજુ ?" ગોરધનભાઇએ પ્રશ્ન કર્યો. "તમારા બ્રહ્મમંડળ તરફ. આજે અત્રે રહી ગયા છીએ એટલે વિચાર થયો કે ચાલો અર્ધો કલાક ત્યાં જઈ આવીએ." જ્ઞાનનિરંજને જણાવ્યું. "બહુ સારૂ કર્યું ! ચાલો, ચાલો આનંદ આવશે !" ગોરધનભાઇએ તત્પરત્વે તેમનો આનંદ પ્રકટ કરતાં સહજ હસીને જણાવ્યું. જ્ઞાનનિરંજન, મનમોહન અને પૂણ્યપ્રભા, તેની પાછળ પાછળ "બ્રહ્મમંડળ" તરફ ગયાં. "બ્રહ્મમંડળ"માં તેઓ દાખલ થયા ત્યારે સભ્યો, તેમજ બહારનાં ભાવિક સ્ત્રી પુરૂષોની સારી સંખ્યા ત્યાં હાજર હતી. પ્રભૂનામની ધૂન ચાલી રહી હતી. ગોરધ-નભાઈએ તેમને યોગ્ય બેઠક આપી. પૂણ્યપ્રભા, સ્ત્રીવર્ગનો બેઠકમાં નહિ જતાં તેમની સાથેજ બેઠી. સ્ત્રી પુરૂષો મળીને આશરે ત્રીસબત્રીસ માણસ ત્યાં હાજર હતાં અને બીજાં આવ્યે કરતાં હતાં. આસન લીધા બાદ જ્ઞાનનિરંજને એની દ્રષ્ટિ, ત્યાં હાજર

રહેલાં સ્રી પુરૂષો તરફ ફેરવી લીધી, પણ વરચીચંદની વિમળા અથવા "બ્રહ્મમંડળ"ની માનીતી "મ્હોટી ગોપી" હજુ સુધી આવી ન્હોતી. તેમને આસન લીધાને દશેક મીનીટ થઈ હશે તે દરમ્યાન લગભગ પંદરથી વીસ સ્રી પુરૂષો ત્યાં નવા આવી પહોંચેલાં હતાં. રામધૂન પૂરી થતાં પુરૂષોમાંથી કોઈએ ભજન ગાવું શરૂ કર્યું. આ ભજન ચાલતું હતું તેવામાં "મ્હોટી ગોપી" આવી પહોંચી. સર્વેનું ધ્યાન તે તરફ ખેંચાયું. સ્રીઓએ તેમજ પુરૂષો સર્વેએ એનો સત્કાર કર્યો. આખા "બ્રહ્મમંડળ"માં જાણે નવું ચેતન આવ્યું હોય એવી લાગણી અનુભવાઈ. ગોરધનભાઈ વિમળાને જોઈ એમની બેઠક ઉપર જરા ટટ્ટાર થઈને બેઠા. વિમળાના આવ્યા બાદ ગોરધનભાઈએ, એમની નજીક બેઠેલા જ્ઞાનનિરંજનને કહ્યું.

"આ વિમળાબ્હેન અથવા 'મ્હોટી ગોપી' અમારા મંડળના આત્મા જેવી છે! એની ગેરહાજરી હોય છે ત્યારે 'મંડળ' નિસ્તેજ લાગે છે, પણ જ્યારે તે આવે છે ત્યારે અદ્ભૂત ચેતન પ્રસરે છે! એનું વ્યક્તિત્વજ એવું છે! તે 'બ્રહ્મજ્ઞાન' ની અધિકારીણિ બની ગઈ છે!"

"આપનું તે કથન સત્ય છે! એનાં મન, તન અને આત્મામાં ઓજસ્વિતા ભરેલી છે, એમાં શક નહિ! એની વાણી પણ મીઠી અને લાગણી ભરેલી હોઈ સાચું સંગીત સરજાવે છે, તે અમોએ ગઈ કાલે અનુભવ્યું છે! આજે પણ એમનો ભજન ગાવાનો કાર્યક્રમ તો હશે ને? જો એમ હોય તો અર્ધો કલાક બેસી જઈએ. અમારે હજુ એક બે સ્થળે જવું છે અને ઘણું કામ છે એટલે વધારે સમય થોભી શકીએ એમ તો નથી! પણ વિમળાબ્હેનનું ભજન થવાનું હોય તો અર્ધો કલાક કાઢી નાંખીએ!"

જ્ઞાનનિરંજને જણાવ્યું. જ્ઞાનનિરંજને આ શબ્દો બોલી એની દૃષ્ટિ સ્રીવર્ગ તરફ વિમળા જ્યાં બેઠી હતી તે તરફ ફેરવી. વિમળાએ ત્યાં દાખલ થતાં જ્ઞાનનિરંજનને દૂરથી જોઈ લીધો હતો

અને તેને આશ્ચર્ય અને આનંદ બંને થયાં હતાં. આશ્ચર્ય એ માટે કે તે તે દિવસે આનંદપુર ચાલ્યો જવાનો હતો છતાં રહી ગયો હતો અને આનંદ, એની કલ્પનામાં પણ નહિ એવા ફરી દર્શનનો હતો. એને ત્યાં દાખલ થતાં "બ્રહ્મમંડળ"માં જેવી રીતે ચેતના આવી હતી, તેવી રીતે જ્ઞાનનિરંજનની હાજરીએ અને દર્શને વિમળાના હૃદયમાં ચેતના અને જોમ બંને ભરી દીધાં હતાં. જ્ઞાનનિરંજન અને વિમળાની દષ્ટિ મળી. જ્ઞાનનિરંજને તરત જ એની દ્રષ્ટિ ફેરવી દીધી, પણ એની દ્રષ્ટિએ વિમળાની આંખમાં ન સમજી શકાય એવી ખુમારી ભરી દીધી. મનમોહન અને પૂણ્યપ્રભાએ વિમળાને ધારી ધારીને જોઈ." મ્હોટી ગોપીનું ભજન હંમેશાં હોય છે! આજે પણ તે ગાશે! તે હમણાં જ ઉઠશે! તે આવી પહોંચે એટલે બનતા સુધી તે તરત જ એનો કાર્યક્રમ પતાવી નાંખે છે! અમારે સૂચના આપવાની પણ જરૂર નહિ પડે!"

ગોરધનભાઈએ, જ્ઞાનનિરંજને વ્યક્ત કરેલી તેની જીજ્ઞાસા બદલ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"ત્યારે તો બહુ સારૂં! આ તો કદાચ એનો કાર્યક્રમ મોડો રહેતો હોય તો અમારે સમયનો અભાવ હોવાથી મોડા સમય સુધી રાહ જોઈ શકાય નહિ, તે દ્રષ્ટિએ આપને કહ્યું હતું!" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

ગોરધનભાઈ, જ્ઞાનનિરંજનની ઉતાવળને લીધે વિમળાને ભજન ગાવાની સૂચના આપવા જતો હતો એટલામાંજ વિમળા ઉભી થઈ અને ભજન ગાવા નિયત કરવામાં આવેલા સ્થળે આવી, એના કાર્યક્રમ પ્રમાણેનું ભજન ગાવા લાગી. આજે એનો કંઠ અગાઉ કરતાં વધારે મીઠો બનેલો લાગતો હતો. એનાં અભિનય, તાલબદ્ધતા આજે કળાની પરાકાષ્ટાએ પહોંચ્યાં હોય એવાં ઉચ્ચ પ્રતિનાં બન્યાં હતાં. તેના સુંદર દેહમાં અનનવું સૌન્દર્ય અને ચેતના ટપકી પડતી હોય એવું જણાતું હતું.

તે આજે ખરેખર "માયાની ચમકતી ચીનગારી" બની ગઈ હતી. સર્વે શાન્ત અને નિઃશબ્દ રહી એનું ભાવવાહી અને પ્રાસાદિક ભજન સાંભળી રહ્યાં. એના સંગીતમાં મનમોહનનું માથું વારેવારે ડોલતું હતું. જ્ઞાનનિરંજન, દિગ્મૂઢ થઈ તેના તરફ દૃષ્ટિ રાખી જોઇ રહ્યો હતો. પૂણ્યપ્રભાને પણ વિમળામાં રહેલી કળાત્મક શક્તિઓનો આજે સાચો ખ્યાલ આવી ગયોઃ—

"આંખે આંસુ બહુ દિન પાડયાં
બહુ દિન નાંખ્યા નિસાસા
હૈયે હરદમ આશા રાખી
મળશે "શ્રી હરિ" સાચા.— ૧
આંખો ફાડી ઉભી ઉભી
રાહ "હરિ" ની જોતી.
"આવ્યા છે "આવે છે" એવું
દુનિયા જ્યારે કહેતી— ૨
આંગણીયે મેં પુષ્પ પાથર્યાં
વળી સાથીયા પૂર્યા
ક્યારે આવી પગલાં પાડે
માંડે પ્રેમ ભરેલા— ૩
સંદેશા મેં સ્નેહે કહાવ્યા
"નાથ! હવે તો આવો
દાસી, તારા શીલની પ્યાસી
પ્રેમપ્યાસ છીપાવો"— ૪
આશા આવી રાખી જોઈ
જોઇ રાહ પણ ઝાઝી
અંતરમાંથી નિરાશાની
ચાહતી રહી ના આંધી— ૫
વેરેલાં પુષ્પો કરમાયાં
ગયા સાથીયા ભાગી
મારી કળા ધૂળમાં મળી ગઇને
હું ઠરી રહી દુર્ભાગી— ૬

ના, નથી એક ક્ષણુ, એક
દિવસની, આ આવી નિરાશા
દિવસો, મહિના, વર્ષો વીત્યાં
એટલી જટિલ નિરાશા— ૭

કયાં છે, કયાં છે તારી સ્વારી ?
આવે પણ ના આવે
એવું શું ખૂટયું છે મુજમાં
કે મુજને તલસાવે ?— ૮

મીઠી તારી માયા રાખું
મીઠાં સ્મરણોમાં મન નાંખું
વ્યાકુલ વિરહે, સહુ વેદના
પ્રેમભાવના પ્રકટ પ્રકાશું— ૯

તું માગે તે આપી દઉં હું
મારી પાસે કંઈ ના રાખું
રાત દિવસ હું તપ કરતી રહું
જપ કરતી રહું, ઝંખું ઝંખું— ૧૦

તું કયાં છે ? તે કહે એટલું
તું 'ના'વે તો હું આવું
સામે દૂર જણાતી દુનિયા
ક્ષિતિજ છોડી આગળ આવું— ૧૧

વર્ષોની આ વિરહી સ્થિતિ
તે શું લાગે ઓછી ?
આજ સુધી હૈયે રાખેલી
પ્રીતિ લાગી ખોટી ?— ૧૨

કે શું તપવ્રત મારાં મિથ્યા ?
આજ સુધીનાં લાગ્યાં ?
કે કર્ણો પર નથી અથડાયા
આર્ત્તનાદના પડઘા ?— ૧૩

કે પત્થરસમ હૈયું તારૂં
સુનું તારૂં સ્નેહે
યાદ કરે એને સંતાપે
'ત્રાસ' 'ત્રાસ' તું દઈ રે' !— ૧૪

જાગ, જાગ, ઓ જીવનસાથી !
દયા દ્રષ્ટિથી અમી લે છાંટી
હવે વધારે નહિ સ્હેવાશે
કોમળ હૈયું પડશે ફાટી !— ૧૫

આવ, આવ, ઓ જીવનસાથી !
નાથ ! હવે ના રાખો આઘી
ફરી ફરી હું રાહ જોઉં છું
એક રૂપ થવા ઘો આખી !— ૧૬

વિમળાનું ભજન પૂર્ણ થતાં, એણે ઉત્પન્ન કરેલા શાન્ત અને ગંભીર વાતાવરણમાં જ્ઞાનનિરંજન, મનમોહન અને પૂણ્યપ્રભા, બહાર જવા ઉભા થયાં, ત્યારે કંઇક ક્ષોભ થયો. વિમળાનું ધ્યાન તેમના તરફ ખેંચાયું. તેમને જતા જોઈ એનું ચિત્ત નારાજ થયું, છતાં તેણે જ્ઞાનનિરંજન તરફ બે હાથ જોડી "નમસ્તે" કહ્યા. જ્ઞાન-નિરંજને એનો પ્રત્યુત્તર "નમસ્તે" કહી વાળ્યો. વિમળાની દ્રષ્ટિમાં રહેલો ભાવ જ્ઞાનનિરંજન સમજી શકયો. વિમળા તેઓ થોડો વખત વધારે રોકાય એમ ઇચ્છતી હતી, પણ તેણે સમયના અભાવે એની ઇચ્છાને માન આપ્યું નહિ. સર્વેને નમસ્કાર કરતા તેઓ "બ્રહ્મ મંડળ" છોડી કનકલતાના ઘર તરફ વળ્યા. રસ્તામાં જ્ઞાનનિરંજન મુંગો મુંગો ચાલતો હતો, પણ મનમોહન એને એમ મૌન રહેવા દે તેમ ન્હોતો. "બ્રહ્મમંડળ" થી થોડે દૂર ગયા પછી મનમોહન બોલી ઉઠયો. "જ્ઞાનનિરંજન ! હવે સાહિત્યકારોની આશા ફળવા લાગી છે. યુગ પ્રમાણે હવે "પ્રભુભજન"ના પ્રકાર પણ બદલાવા લાગ્યા છે તે ખરૂં ને ?"

"તું વિમળાએ ગાયેલા ભજનના સંબંધમાં પૂછે છે ?" જ્ઞાનનિરંજને, મનમોહને શરૂ કરેલી વાત સાંભળી લીધા બાદ પૂછ્યું.

"હા, ભજન કેટલું બધું ભાવવાહી હતું ? આ "બ્રહ્મમંડળે" સ્ત્રીઓને, એમની માન્યતા પ્રમાણે માયાની સાચી ચીનગારીઓ બનાવવાનો સંગીન પ્રયત્ન શરૂ કર્યો છે, એમાં તો શક નથી !"

મનમોહને કહ્યું.

"જરૂર તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે !"

જ્ઞાનનિરંજન, એનો પ્રત્યુત્તર વાળે તે અગાઉ પૂણ્યપ્રભા બોલી ઉઠી.

"માયાની ચીનગારીઓ સળગી ઉઠશે તો આખું જગત્ સળગી ઉઠશે, અને જગત્ પણ સળગવા માગે છે એટલે આવા પ્રયત્નો જરૂરી છે. અને સળગશે ત્યારે શુદ્ધ થશે ! હડહડતા કલિયુગમાં જગત્‌ને આવા પ્રકારની શુદ્ધિની જરૂર છે !"

પૂણ્યપ્રભાએ એનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"પણ જગત્‌ને સળગાવવા જતાં આ "માયાની ચીનગારીઓ" જાતે સળગી જશે તો ?"

મનમોહને પૂછ્યું.

"જાતે સળગશે તો તે શુદ્ધ તો થશે ને ?"

"પણ ચીનગારીઓનાં અવશેષ ક્યાં રહેશે ? જેઓ જાતે સળગી બીજાઓને સળગાવે છે, તેમનાં અવશેષ રહેવાં મુશ્કેલ છે ! તેઓ તો ફેલાયેલી મ્હોટી આગમાં મળી જાય છે !"

"તો તે મ્હોટી જ્વાળામાં રહેશે, જ્વાળાને મદદ કરશે અને પરિણામે શુદ્ધ થશે !"

પૂણ્યપ્રભા બોલી.

મનમોહને, પૂણ્યપ્રભાના આ શબ્દોનો પ્રત્યુત્તર જાણી જોઈને ન આપ્યો. જ્ઞાનનિરંજન આગળ ચાલતો હતો અને પૂણ્યપ્રભા અને મનમોહન પાછળ હતાં.

“ પૂણ્યપ્રભા ! આજે મેં એક એવી સ્ત્રી જોઈ કે જેને જે માણસ મ્હાત કરવા જશે તે જાતે મ્હાત થઈ થશે ! ”

મનમોહને, પૂણ્યપ્રભા તરફ જોઈ ધીમેથી કહ્યું.

“ એવું કોણ ? શું વિમળાબ્હેન ? ”

પૂણ્યપ્રભાએ મનમોહનની વાત સાંભળી, કલ્પના ચલાવી પૂછ્યું.

“ હા. એને કોઈ મ્હાત કરી શકે એમ નથી. ”

“ એટલે ? ” પૂણ્યપ્રભાને એના કહેવાનો અર્થ સ્પષ્ટ નહિ સમજાવાથી બોલી ઉઠી.

“ એ એનું ધાર્યું કરી લે એવી છે. સારા રાહ ઉપર હશે તો ઘણાં ઉપયોગી અને સુંદર કામ કરી બતાવે એવી છે. અવળા રાહ ઉપર હશે તો સમાજને પતન તરફ દોરી જશે ! ”

“ એવું શા ઉપરથી કહો છો ? ” પૂણ્યપ્રભાએ પૂછ્યું.

“ એણે એના, મન, તન અને આત્માનો સર્વદેશિય વિકાસ સાધ્યો છે તેથી. ”

“ આવો સર્વદેશીય વિકાસ સાધ્યો હોય તેનું પતન કેવું ? ” પૂણ્યપ્રભાએ પૂછ્યું.

“ કેવળ દિશાભૂલ ! તે સિવાય બીજું કંઇ જ નહિ ! ” મનમોહને સ્ફોટ કર્યો.

“ એનો સર્વદેશીય વિકાસ થયો છે, એવું તમોએ શા ઉપરથી ધાર્યું ? એનો અંગત પરિચય તો તમને નથી ! ”

“ અંગત પરિચયની જરૂર નથી. એવી પરિસ્થિતિવાળાં મનુષ્યો હંમેશાં જુદાં તરી આવે છે ! જેમને જગતના ક્રમનું ભાન છે, એમની દ્રષ્ટિમાંથી કશુંયે જતું નથી ! ” આટલું બોલી મનમોહન મુંગો રહ્યો.

પૂણ્યપ્રભા, પણ આ સાંભળી વિચારમાં પડી ગઈ, એટલે એમની વાતચિત બંધ પડી. જ્ઞાનનિરંજન પણ એના વિચારમાં તલ્લીન હતો અને તેણે તેમની વચ્ચે થતી વાતચિત તરફ ધ્યાન આપ્યું ન્હોતું. થોડીવારે કનકલતાનું ઘર આવી પહોંચ્યું. કનકલતાનો પતિ સરકારી કામે બહાર ગામડાંઓમાં ગયેલો હજુ પાછો ફર્યો ન્હોતો.

કનકલતા એકલી હતી. તે રસોઇ કરવાના કાર્યમાં પડી હતી. પૂણ્યપ્રભા, ઘરમાં પહેલાં દાખલ થઇ અને બોલી ઉઠી " કનકલતા બ્હેન છે કે ?" "હા, આવો !" કહેતી કનકલતા રસોડામાંથી બહાર આવી. પૂણ્યપ્રભા, જ્ઞાનનિરંજન અને મનમોહનનો તેણે સત્કાર કરી આસન લેવા સુચના કરી. તેઓએ આસન લીધું, ત્યારે કનકલતાએ પૂછ્યું "બપોરે આવવાનાં હતાં અને વહેલાં કેમ ? જો કે મને તે બદલ વાંધો નથી, પણ આપનાથી નિરાંતે બેસી નહિ શકાય, તેથી કહું છું !"

" એવું છે કનકલતાબ્હેન !" પૂણ્યપ્રભાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું "મારા જ્ઞાનનિરંજન કાકા આજે અત્રે રોકાઇ ગયા છે. પણ તેમનો વિચાર બની શકે તો બપોરની ગાડીએ આનંદપુર જવાનો છે ! અને એમ બને તો બપોરે અત્રે આવી શકાય નહિ અને તમને મળી શકાય નહિ ! બહાર નીકળ્યા પછી અમે એમ વિચાર કર્યો કે કનકનતાબ્હેન અત્યારે કામમાં રોકાયેલાં હશે તેમજ તેમને તકલીફ પડશે, પણ હવે બહાર નીકળ્યા છીએ એટલે એમને મળવાનું કામ ભેગા ભેગી પતાવી દેવું ! આ વિચારે નિર્ણયનું રૂપ લીધું અને અમે તો આવી પહોંચ્યાં ! તમારે કદાચ આજે ટાઢી રસોઇ ખાવી પડશે અથવા મોડું ખાવું પડશે !"

પૂણ્યપ્રભા આટલું બોલી પાછળથી હસી પડી.

" એની કશી પડી નથી. જમવામાં મોડું થાય કે ટાઢું થાય એની શી ચિંતા ? આવા મ્હેમાન સાથેની વાતચિત કંઈ વારેવારે મળતી નથી !"

કનકલતાએ પ્રત્યુત્તર વાળ્યો. કનકલતા ત્યારબાદ રસોડામાં ચુલા ઉપર શાક તૈયાર થઈ જવા આવ્યું હતું તેને ઉતારી, રોટલીની કણક ઢાંકી, રસોડાનું બારણું બંધ કરી તેમની સામે આવી બેઠી.

" અમો અત્યારે તમારો વધારે સમય લેવા માગતાં નથી." કનકલતાને એમની સામે બેઠા પછી જ્ઞાનનિરંજન, એને સંબોધીને

બોલ્યો. "સુધાબ્હેનની વાત પૂરેપૂરી પણ સંક્ષિપ્તમાં તમે કહી નાંખો એટલી જ અમારી ઇચ્છા છે! હું ધારૂં છું કે એ કામ અર્ધોએક કલાકમાં પતી જશે!"

જ્ઞાનનિરંજન, આ શબ્દો બોલી, કનકલતા સામે જીજ્ઞાસુ દ્રષ્ટિએ જોઇ રહ્યો.

"હું સંક્ષિપ્તમાં કહું તોયે એટલા સમયમાં એ પતે એમ નથી. પણ જ્ઞાનનિરંજનભાઇ! હવે સમયની ચિંતા શું કામ કરો છો? મારે રાંધવાનું અને જમવાનું મોડું થાય તે બદલની જરા પણ ફીકર તમારે કરવાની નથી. તમે તે બદલ સંકોચ ન અનુભવતા. હવે તો આપણે ગમે તેટલું મોડું થાય તોયે એ વાત પૂરી કર્યે છૂટકો! મારે જરાયે ઉતાવળ નથી, તેમ તમો પણ ઉતાવળા થશો નહિ!" કનકલતાએ કહ્યું.

"કનકલતાબ્હેનનું કહેવું ખરૂં છે. જે વખતે જે વાત, તે સિવાય બીજી બાબતની ચિંતા કેવી? સુધાબ્હેનની વાત હવે સવિસ્તર જ થવા દો! ભલેને ગમે તેટલું મોડું થાય કે સુશીલા ભાભી રાંધીને અકળાઇ જાય, પણ હવે તો આપણે આપણી જીજ્ઞાસા તૃપ્ત કર્યે જ છૂટકો!"

મનમોહને, જ્ઞાનનિરંજન અને કનકલતાની વાત સાંભળી લીધા પછી એનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવ્યું.

"આપણે ઘર આગળ, લગભગ આવી જાહેરાત કરી નીકળ્યાં છીએ, એટલે મારી બા કંઈ બહુ વહેલું રાંધી નાંખી અકળાય એમ નથી! પણ કાલની એકાદશી છે એટલે બાર વાગ્યા પહેલાં પતી જાય તો સારૂં!"

પૂણ્યપ્રભાએ વસ્તુસ્થિતિનો સ્ફોટ કર્યો.

"એમજ થશે. એથી વધુ મોડું નહિ થાય!" એમ જણાવી કનકલતાએ સુધાની જીવનકથા કહી નાંખી તે નીચે મુજબ હતીઃ—

( ૧ )

સુધાના પિતા શંકરપ્રસાદનું અસલ વતન વીણાનગર, પણ કિસ્મત અજમાવવા તેઓ આ પ્રદેશમાં આવેલા અને કેશવનગરમાં સ્થાયી થયેલા. એમની પ્રકૃતિ પુરૂષાર્થવાદી અને સ્વમાની હોવા છતાં મીલનસાર હતી. કેશવનગરમાં એમણે શરૂ કરેલા વેપારમાં સુધાના જન્મ પછી સારી જમાવટ થવાથી તેઓ સુધાને ભાગ્યશાળીનિ અને સારાં પગલાંની માનવા લાગ્યા. પરિણામે એમને, સુધા ઉપર એક પિતા તરીકે જેટલો વાત્સલ્યભાવ હોય એથી અધિક પ્રેમ ઉત્પન્ન થયો હતો. સુધાનું વય નવેક વર્ષનું ભાગ્યેજ થયું હશે, તોયે તેમણે તેનો વિવાહ સંબંધ યોગ્ય સ્થળે કરી રાખી અગીયાર વર્ષની વય થતા સુધીમાં પરણાવી દેવાનો મક્કમ નિર્ણય કરી લીધો હતો. તેઓ જુના વિચારના હતા એટલે પુત્રીને મ્હોટી ઉમ્મર સુધી અવિવાહિત રાખવાના કાર્યને મહાપાતક માનતા. ગમે તેવા પ્રતિકુળ સંયોગો ઉપસ્થિત થયા હોય તોયે પુત્રીને પરણાવી દેવાની ઉમ્મરની છેલ્લી મર્યાદા તેર વર્ષની ગણતા. પરમાત્માએ તેમના કાર્યને જલદી પાર પાડી દેવાની દરેક અનુકુળતા કરી આપી હતી એટલે તેઓ મર્યાદાની છેલ્લી વય સુધીનો વિલંબ ચલાવી લે એમ ન્હોતું. એમણે સુધાની નવ વર્ષની ઉમ્મરે, વરની શોધ એમના વતનમાં કરવા માંડી. સારૂં ઘર, ઉચ્ચ કુળ અને પુત્રી સુખી થઇ શકે એવા સંયોગો, એવી દ્રષ્ટિએ એમની શોધ ચાલુ રહી. બીજાં સાધનોની ઉણપ ચલાવી લેવા તેઓ તૈયાર હતા, પણ ઉચ્ચ કુળ તે તેમનો આદર્શ હતો. ઘણી ખંતીલી તપાસને અંતે એમને એક ઘર જડી આવ્યું. તેમની ન્યાતમાં તે શ્રેષ્ટ કુળવાનનું ઘર હતું. પહેલાં તો તેઓ પૈસે ટકે સુખી હતા, પરંતુ કાળે કરીને એ પરિસ્થિતિ ઘસાઇ ગઈ હતી. વળી સુધાના સસરાને વેપાર ધંધામાં મોટું નુકશાન થવાથી એમની તમામ મીલ્કત દેવું પતાવવામાં ચાલી ગઈ હતી. એમનું રહેવાનું મકાન પણ ચાલ્યું ગયું હતું અને તેઓ ભાડાના મકાનમાં રહેતા હતા અને ગુજરાન પણ

મહા મુશ્કેલીથી ચલાવતા હતા. શંકરપ્રસાદે આ સ્થિતિ જોઇ–જાણી, પણ ઉચ્ચ કુળ અને છોકરો સારો જોઇ, એમણે એમના કેટલાક સંબંધીઓની સલાહની અવગણના કરીને પણ સુધાનો વિવાહ તે ઘેર કરી નાંખ્યો. એમની આર્થિક મુશ્કેલીનો નિકાલ, તે તેમની સધન પરિસ્થિતિને લીધે યોગ્ય સહાય આપી કરી નાંખશે, એવો એમનો મનોરથ અને વિશ્વાસ હતો–પરિણામે એમને આવો વિવાહ સંબંધ જોડતાં સંકોચ થયો નહિ. વિવાહ થયા પછી પણ એમના ઘણાં સંબંધીઓ તરફથી આ પ્રશ્ન ફરીથી વિચારી જોવા વિનંતિ થઈ, પણ તેમણે એ બાબત ઉપર લક્ષ આપ્યું નહિ. વિવાહ પછી બે વર્ષ પછી સુધાનું લગ્ન, એની અગીયાર વર્ષની ઉમ્મરે, વીણા-નગરમાં ધામધૂમપૂર્વક થઇ ગયું. સુધાના લગ્ન વખતે સુધાના પતિ, સુમન્તની ઉમ્મર બાર વર્ષની હતી અને તે ગુજરાતી ત્રીજી ચોપડી ભણતો હતો. એના લગ્ન પછી એના પિતા, એની ચૌદ વર્ષની ઉમ્મરે સ્વર્ગસ્થ થયા. સુધાની સાસુ, સુમિત્રા, એના પતિની બીજી વખતની પત્ની હતી એટલે તે વિધવા થઈ, તે સમયે તેનું વય માત્ર બત્રીસ વર્ષનું હતું. એના પતિની મ્હોટી ઉમ્મર અને આર્થિક પરિ-સ્થિતિની વિટંબણાને લીધે એના લગ્ન પછીના પાંચ સાત વર્ષ પછી એના ગૃહસંસારમાં રસ રહ્યો ન્હોતો સુમન્તના જન્મ પછી તે બે વર્ષનો થયો ત્યાં સુધી તો સુમિત્રાની રીતભાત સારી રહી, પણ પાછળથી એનામાં ભયંકર પરિવર્તન થઈ આવ્યું. એનો પતિ, વલ્લભરામ ભોળા દીલનો અને સરલ સ્વભાવનો હતો, વળી આર્થિક મુશ્કેલીઓ ઉભી થતાં દુઃખને લીધે જીવનનો રસ અને આનંદ ગુમાવી બેઠો હતો. પરિણામે એને એનું જીવન બોજારૂપ લાગતું હતું. તે હંમેશાં ચિંતામગ્ન રહેતો અને સુમિત્રા, જે યુવાનીની મસ્તીમાં સારૂં સારૂં ખાવા, પહેરવા અને મજાહ કરવાના મનોરથ સેવી રહી હતી તેને સંતોષ આપી શકયો નહિ. પરિણામે પતિપત્ની એકબીજા તરફ ઉદાસીન રહેવા લાગ્યાં. સુમિત્રાએ પતિની નિર્બળ અને લાચાર

પરિસ્થિતિનો ગેરલાભ લેવા માંડયો. તે તેને કટુશબ્દો કહી રંજાડવા લાગી, તેમજ દબાવવા લાગી. તેનો ત્રાસ વધતો ગયો તેમ તેમ વલ્લભરામ દબાતો ગયો અને સુમિત્રા, એના ઘરમાં સ્વતંત્ર રીતે સ્વચ્છંદે મ્હાલતી થઈ ગઇ. એણે નીતિ, મર્યાદા અને સત્ય સઘળું છોડયું. વલ્લભરામ એની ઉઘાડી આંખે આ બધું જોઇ શકયો, પણ પત્નીને કંઇપણ કહેવાની હિંમત કે તાકાત એનામાં રહ્યાં ન્હોતાં. તેણે કિસ્મતને દોષ દઇ, પત્ની સાથે કોઇપણ પ્રકારે અથડામણમાં આવી ન જવાય એવી રીતે ચાલવા માંડયું. તેની પત્ની, એના ઉપર વર્ચસ્વ ભોગવવા લાગી—સવાર થઇ ગઈ.

એના જીવનની દુઃખદ સ્થિતિમાં આને પરિણામે વધારો થયો. તેનું જીવન "જીવતા મડદા" જેવું બની ગયું. તેના શરીરમાં અનેક વ્યાધિઓએ ઘર કર્યાં. માંદો પડે તોયે તેની યોગ્ય માવજત ન થતી. ખાવાપીવામાં પણ એની ખાસ સંભાળ ન લેવાતી. સુમિત્રાને સવારના ગૃહકાર્યથી પરવારી, બપોરથી સાંજ સુધી બહાર ફરવા જોઇતું. બપોરે એક બે વાગ્યે જાય તે સાંજે ચારપાંચ વાગ્યે આવે. એની ગેરહાજરીમાં સુમન્તની સંભાળ રાખવાનું પણ વલ્લભરામને કરવું પડતું. સુમિત્રા આવી રીતે બહાર ફરતી અને શું કરતી તેની ખબર વલ્લભરામને હતી. વીણાનગરમાં આવેલા લક્ષ્મીનારાયણના પ્રતિ-ષ્ઠિત મંદિરનો મહન્ત સુંદરરામ શર્મા, ચાલીસેક વર્ષનો યુવાન, તંદુરસ્ત અને દેખાવડો હતો. સુમિત્રા, તે મંદિરે દર્શન, તેમજ કથા વાર્ત્તામાં જતી. કોઈ આકસ્મિક પળોમાં એમનો પરિચય વધી ગયો અને સુમિત્રા, સુંદરરામ શર્માની પ્રીતિપાત્ર બની ગઇ. એમનો સંબંધ દિનપ્રતિદિન ગાઢ બનતો ગયો. સુમિત્રા એના ઉપર એટલી બધી લટ્ટુ બની ગઈ કે તેણે સમાજનો ભય પણ છોડયો અને કાયમ ત્યાં આવવા લાગી.

સુંદરરામ શર્માની વાણીમાં વધારે પડતી મીઠાશ હતી, પણ તે જગતને છેતરવા માટે. સુમિત્રા જેવાં વિલાસ અને દ્રવ્યની પાછળ

મુર્ખ બનેલાં એની એવી વાક્જાળમાં ફસાઇ પડતાં. તેને જે કાર્ય કરવાનો વિચાર ન હોય તે કાર્ય વાણીદ્વારા જાહેર કરતો અને જે બાબત પરત્વે મૌન રહેતો તે કાર્ય કરી બતાવતો. એની આવી વિચિત્ર પદ્ધતિ હતી. ગામનાં પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષો સાથે તે સારો સંબંધ રાખતો, તેમજ એનું ચારિત્ર્ય ઉચ્ચ પ્રતિનું છે તેવી છાપ પાડી શકાય, એવું વર્ત્તન તેમની સમક્ષ રાખતો. વીણાનગરના અમલદાર વર્ગમાં પણ તે તેની આવી રીતભાતથી સારો ચલણી થઇ ગયો હતો. વિલાસની પાછળ ભૂત થઇ ભમનારા શ્રીમંત કુટુંબના જુવાન પુરૂષોને તે તેમનાં પ્યાદાં બનાવી શકતો. સુંદર અને વિલાસપ્રિય પ્રકૃતિની પણ સામાન્ય સ્થિતિની જુવાન સ્ત્રીઓ, જે દ્રવ્ય અને વિલાસને સર્વ કંઇ સમજતી, અને જેમણે સત્ય, નીતિ, પવિત્રતા અને મર્યાદાનો ત્યાગ કર્યો હતો; તેઓ સુંદરરામ શર્માની જાળમાં આવી પડતી અને સુંદરરામ શર્મા તેમનો તેને માટે કે તેના જુવાન યા આધેડ સાથીઓ માટે ઉપયોગ કરી શકતો. આવી રીતે મુડીવાદી અને અમલદારશાહી વર્ગના સાધેલા મેળ વચ્ચે સુંદરરામ શર્માનું બાહ્ય રીતે સારૂં ગણાતું ચારિત્ર્ય અનેક પાપપ્રપંચમાં રચ્યું પચ્યું રહ્યું હતું, છતાં વીણાનગરમાં એનું સ્થાન એવું ને એવું રહ્યું હતું. સુંદરરામ શર્મા, સ્ત્રીઓને આવી રીતે ભ્રષ્ટાચારમાં દોરતો, છતાં એના સંબંધમાં આવેલી કોઈ પણ સ્ત્રી તરફ એને પ્રેમ, લાગણી કે ભાવના જેવું કંઈ ન્હોતું. એની જાળમાં ફસેલી સ્ત્રીને એનામાં પ્રેમનું દર્શન થતું, પણ તે માત્ર દેખાવ હતો. આવી સ્ત્રીઓ તરફ એને સ્વાભાવિક મનુષ્ય તરીકેની પણ સહાનુભૂતિ ન્હોતી. એને જરૂર હોય ત્યાં સુધી તે આવી ભૂલી પડેલી સ્ત્રીઓનો ઉપયોગ કરી લેતો અને ત્યારબાદ એમને છોડી દેતો—ભૂલી જતો અને તે એટલી હદ સુધી કે જાણે તે તેને જીંદગીમાં કદી મળ્યો પણ ન હોય તેમ! જે સ્ત્રીઓ વિલાસ અને પૈસા, બંને લક્ષ્યમાં રાખી એની જાળમાં ફસાતી, તેમની સ્થિતિ બધા કરતાં વધારે ખરાબ થતી. વિલાસ અને વિષયની ભૂખી

સ્ત્રીઓ સાથેનો એનો સંબંધ તો કદાચ થોડો વધારે ચાલતો, પણ જેમને વિલાસદ્વારા દ્રવ્યની લાલસા રહેતી; તેમનો સંબંધ તો મર્યાદા આવી જતાં તૂટી પડતો. સુમિત્રાને પહેલાં તો એનો સંબંધ, સ્વર્ગ સુખ સમો લાગ્યો, પણ તે દ્વારા એણે ધારી હતી તેવી અર્થસિદ્ધિ ન થઈ. સુંદરરામ શર્માએ શરૂઆતમાં માસિક પંદર વીસ રૂપીઆની મદદ કરી, પણ પાછળથી તે રકમ ઓછી થતી ગઇ. છ આઠ માસના સંબંધ પછી તો એને માસિક માત્ર આઠ દશ રૂપીયા મળતા. સુંદરરામ શર્માને આવા ઘણા સંબંધ નભાવવા પડતા, એટલે સુમિત્રાની દ્રવ્યલાલસા ગમે તેટલી હોય તોયે તે પૂર્ણ થાય તેમ ન્હોતું.

સુમિત્રા ગમે તેમ માનતી હોય પણ સુંદરરામ શર્માને મન સુમિત્રાની કંઈ ખાસ કિંમત ન્હોતી. સુંદરરામ શર્મા આવી સ્ત્રીઓને ગુલામની માફક રાખતો. એની ઇચ્છા, હુકમ કે રીતભાત વિરૂદ્ધ આવી સ્ત્રીઓ કંઇ પણ અવાજ કરી શકતી નહિ. એ આવી સ્ત્રીઓને મ્હાત કરી શકતો. પણ કોઇથી મ્હાત થતો નહિ. વલ્લભરામે આ બધું જોઇ જાણી એનો દેહ છોડયો હતો. એનાં અનેક દુઃખમાં આ દુઃખે ભયંકર આઘાત્ કર્યો હતો. અને સમાજમાં કહેવાયું કે વલ્લભરામનું જીવન આ પ્રકરણે ટુંકાવી નાંખ્યું, તે ખરૂં હતું.

સમાજના સામાન્ય વર્ગમાં સુંદરરામ શર્મા માટે ઘણું કહેવાતું, પણ સત્તાધારી માણસો સાથેના મીઠા સંબંધને લીધે તેમનો વિરોધ વ્યર્થ જતો અને તે તેના સ્થાન ઉપર, એજ સત્તા, એજ રમત અને એજ વૈભવ સાથે સ્થિર હતો. વલ્લભરામના મૃત્યુ પછી, સુમન્ત, સુમિત્રાના સીધા સંસ્કાર નીચે આવ્યો. સુમિત્રાએ સુમન્તને સમાજના સંસર્ગમાં જતો અટકાવી દીધો.

અભ્યાસાર્થે નિશાળે જાય તે સિવાય તે બહાર ફરવા, રમવા કે કોઇ સ્થળે બેસવા જઈ શકતો નહિ. સુમિત્રા, એનો ઘર કામમાં પણ વધારે પડતો ઉપયોગ કરી લેતી. સુમિત્રાને કરવાનાં હોય તેવાં

કામ પણ સુમન્તને કરવાં પડતાં. મંદિરે સુંદરરામ શર્માની કથામાં સુમિત્રા જાય, ત્યારે સુમન્તને મોડું થાય તો રસોઈ કરવા પણ બેસી જવું પડતું. ઘરમાં કચરો કાઢવો, પથારીઓ ઉપાડવી, ચુલો સળગાવવો, રસોઇમાં મદદ કરવી અને વાવે કે તળાવે જઇ કપડાં ધોઇ આવવાં એટલું કામ તો એને ફરજીયાત કરવું પડતું. ઘરમાંથી તે બહાર નહિ નીકળી શકવાથી, એના જીવન ઉપર કેવળ માતાના સંસ્કાર પડયા. તેની પ્રકૃતિ, ડરપોક અને પામર બની ગઇ. સુમિત્રાથી તે બહુ ડરવા લાગ્યો. સુમિત્રા સમક્ષ તે કોઈ જાતની ખરી કે ખોટી દલીલ કરી શકતો નહિ. તે દેખાવમાં ઠીક હતો, અને કુદરતે એને આરોગ્ય પણ સારૂં આપ્યું હતું. પરંતુ ગરીબાઇ, માતાની ધાક અને માતાના કુટિલ સંસ્કારને લીધે એનો શારીરિક અને માનસિક વિકાસ અટકી પડયો. એનું મગજ સારૂ હતું અને અભ્યાસમાં ખંતીલો હતો. પણ દિનપ્રતિદિન ઉત્પન્ન થતા આવા પ્રતિકુળ સંયોગોમાં એની બુદ્ધિ બહેર મારી જવા લાગી. એની ગ્રહણશક્તિ મંદ પડી ગઈ. તે ઘર આગળ નિરાંતે વાંચી પણ શકતો નહિ. વાંચવા બેસે અને માતાની બૂમ પડે એટલે ઉભું થવું પડે અને માતા ફરમાવે તે કામ કર્યે છુટકો. સુમિત્રાની એના પ્રત્યેની રીત-ભાત આવી હતી, છતાં એને સુમન્ત ઉપર પ્રેમ હતો અને તે કેમ સુખી થાય એનો માર્ગ ઝંખતી હતી, પણ જીવનનો સીધો રાહ છોડી, ગરીબાઇની પાછળ, પાપનો ઝંઝાવાત જગાડનાર માણસ, જે, સત્યાસત્યનું દર્શન કરી શકે નહિ, એની આવી ઝંખના ગમે તેટલી તીવ્ર હોય તોયે તે શું શોધી શકે? માતા તરીકે પુત્ર ઉપરના તેના પ્રેમમાં વિવેકબુદ્ધિ ન્હોતી, અને પુત્રને સુખી બનાવવાનાં સ્વપ્નાં સેવનારી માતાને સુખ કે સુખની દિશાનો ખ્યાલ ન્હોતો. જો કે ગરીબાઇ, આ બધા અનર્થનું મૂળ હતું, પણ ગરીબાઇ કરતાં પાપ અને પાખંડે, એ અનર્થને વધારી મૂકયો હતો, તે વાત તે ભૂલી ગઈ હતી. સુંદરરામ શર્માના સંબંધમાં અનેક કડવા અનુભવ થયેલા હોવા

છતાં વલ્લભરામના અવસાન પછી પણ સુમિત્રાએ એની સાથેનો સંબંધ સાચવી રાખ્યો હતો. સુંદરરામ શર્માએ પણ એમાં ખાસ નુકશાનનો સંભવ ન હોવાથી એ સંબંધ ચાલવા દીધો હતો. સુમિત્રાને સુંદરરામ શર્મા કોઇ કોઈ સમય થોડી થોડી મદદ કરતો. વલ્લભરામના મૃત્યુ પછી એમની આર્થિક પરિસ્થિતિ વધારે તંગ બની. મા દીકરાનો જીવનનિર્વાહ મુશ્કેલીએ ચાલતો. સુમિત્રા બહુ મુંઝાતી, પણ કોઇ માર્ગ ન્હોતો. સુમન્તનો અભ્યાસ ચાલુ હતો, પણ હવે તે ચલાવી શકાય એમ ન્હોતું. સુમિત્રાએ એનો અભ્યાસ છોડાવી એને કોઈ નોકરી ધંધામાં જોડવાનો વિચાર કર્યો. સુમન્તની ઉમ્મર સત્તર વર્ષની થવા આવી હતી. એક રાત્રે મા દીકરો, લક્ષ્મીનારાયણના મંદિરમાં સુંદરરામ શર્મા પાસે પહોંચી ગયાં. સુંદરરામ શર્મા, એના આરામ ગૃહમાં એકલો બેઠો બેઠો "શ્રીમદ્ ભગવદ્‌ગીતા" વાંચી રહ્યો હતો. સુમિત્રા અને સુમન્તને જોતાં એણે એમનો સત્કાર કરી, આસન લેવા જણાવ્યું. "કેમ, સુમિત્રા ! અત્યારે ? કંઈ કામ બામ છે ?" એમને આસન લીધા બાદ સુંદરરામ શર્માએ પૂછ્યું "હા, મહારાજ ! આજે ખાસ કામે આવી છું. આપ સાંભળો તો કહું ?" સુમિત્રાએ પ્રત્યુત્તર વાળ્યો. "ખુશીથી કહે. હું સાંભળું છું ! કંઇ પૈસાબૈસાની વાત તો નથી ને ?" સુંદરરામે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું અને પાછળથી હસી પડયો. "પૈસાબૈસાની કંઇ વાત નથી ! અને હોય તોયે કયાં મળે એવા છે ?" સુમિત્રાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. એને એનું હસવું પસંદ પડયું નહિ. "ત્યારે શું છે ?" "સુંદરરામ શર્માએ પૂછ્યું." આ સુમન્ત હવે ઉમ્મર લાયક થયો છે. બિચારો ભણે છે, પણ હવે કંઇ અભ્યાસ ચાલુ રાખી શકાય એમ નથી. એને હવે કંઇ કામધંધામાં જોડી દેવા વિચાર છે. આપ કંઇ લાગવગ લગાડી કોઇ જગોએ વળગાડી દ્યો તો સારૂં ! હવે તો જીવનનિર્વાહ ચલાવવો મુશ્કેલ થઇ પડયો છે ! આપ આટલું કરી આપો તો મ્હોટો ઉપકાર !" સુમિત્રાએ ખુલાસો કર્યો. "તો ગામમાં કોઇ જગોએ

નોકરી માટે શોધ કરો ! હું ધારૂં છું કે નોકરી મળી આવશે ! નોકરી ધંધાની બાબતમાં અમારા જેવા સંતપુરૂષો શું કરી શકે ?" સુંદરરામ શર્મા હસી પડયો. "મારાથી કે એનાથી એવું બન્યું હોત તો આપની પાસે શું કામ આવત ?" સુમિત્રા, સુંદરરામ શર્માને કઠોર રીતે હસતો જોઇ અકળાઈને બોલી ઉઠી.

"ત્યારે મારે નોકરી ક્યાંથી શોધી કાઢવી ?"

"આપની પાસે ઘણા સારા માણસો આવે છે અને કેટલાક આપનો શબ્દ ઉથાપે એવા નથી. તે પૈકી એકાદ કોઇને એને માટે ભલામણ કરી આપો તો એનું ઠેકાણું પડી જાય ! હવે નોકરી ધંધા વગર ચાલે એમ નથી. અત્યારે તો અમે બંને જણ પરાણે પૂરૂં કરીએ છીએ અને કાલ ઉઠીને એની વહુ આવશે તો પછી અમારૂં કેમ ચાલશે ?"

"એમ ?" સુંદરરામ શર્માએ વહુનું નામ આવતાં માથું ધૂણાવતાં કહ્યું.

"હા. વહુને તેડવા વિચાર છે, પણ જ્યાં સુધી ઘરનું બરાબર ઠેકાણું ન પડે ત્યાં સુધી એને તેડાવીને શું કરૂં ? ન્યાતજાતમાં ફજેતી જ થાય ને ?" સુમિત્રા, આ શબ્દો બોલતી વખતે ખિન્ન થયેલી જણાઈ. સુમન્ત મૌન રહી તેમની વચ્ચે થતી વાતચિત સાંભળી રહ્યો હતો. "પણ વહુને તેડી લાવવાની એટલી બધી શી ઉતાવળ છે ? એને કામધંધે લાગી જવા દે અને પછી તેડાવોને ! જો હમણાં નોકરીએ વળગી જાય તો છ આઠ મહિનામાં તો તમો સુખેથી રોટલા ખાઈ શકો એવી સ્થિતિમાં આવી જશો. શું વહુ એટલી બધી ઉમ્મર લાયક થઇ ગઈ છે ?"

સુંદરરામ શર્માએ પૂછ્યું અને મનમાં મલકાતો હોય એમ સ્મિતવદને સુમિત્રા તરફ જોઈ રહ્યો.

"ત્યારે તો ઉતાવળ છેને ! સુમન્તના સસરાના બે ત્રણ પત્ર આવી ગયા, તેમાં તેઓ આણું કરવાની ઉતાવળ કરે છે ! અમોએ

એનો સંતોષકારક પ્રત્યુત્તર વાળ્યો છે એટલે હવે પંદર વીસ દિવસમાં એને તેડી લાવ્યા સિવાય છૂટકો નથી !"

"એમ ?" સુંદરરામ શર્માએ ફરી માથું ધૂણાવ્યું.

"હા, મહારાજ મારે આટલું કામ જરૂર કરો ! મહિનો માસ પગાર નહિ મળે તોયે વાંધો નથી, પણ વહુ આવી જાય તે અગાઉ તે નોકરી ધંધે લાગી ગયેલો હોય તો સારૂ અને અમારી આબરૂ વધે ! અમારાં નજીકનાં સગાંઓમાં કોઇ નથી, અને દૂરના સંબંધીઓ બધા અમારા તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જુવે છે ! મહારાજ ! મારા સગા કાકાના દીકરા બે ભાઈ પણ મને બોલાવતા નથી, તો પછી મારે કોને આશ્રયે જવું ? મારે તો માત્ર આપનો એક આધાર છે અને આશા રાખું છું કે આપ આટલું કામ જરૂર કરી આપશો !"

સુમિત્રાએ આજીજીભરેલી પ્રાર્થના કરતાં જણાવ્યું.

"ત્યારે તો હું જરૂર કરીશ. આવતી કાલે શેઠ રણધીરભાઇને વાત કરી એની નોકરીનું ઠેકાણું પાડી આપીશ ! તારૂં કામ હું નહિ કરૂં તો પછી બીજું કોણ કરશે ?"

"હાશ, હવે નિરાંત થશે ! પણ જો, જો, જરૂરથી કરશો. ભૂલમાં ન જાય !"

સુમિત્રાએ શાન્તિ અનુભવી અને તે કામ તાકીદે પાર પાડવા ફરી ભલામણ કરી ત્યાંથી ઉઠીને ઘેર ગઈ.

સુંદરરામ શર્માએ એનું વચન પાળ્યું. શેઠ રણધીરભાઇને વાત કરી, એમની વીણાનગરના બજારમાં ચાલતી કરીયાણાની દુકાને માસિક દશ રૂપીયાના પગારની નોકરી અપાવી દીધી. સુમન્ત, તે નોકરી ઉપર જવા લાગ્યો. સવારમાં સાડા સાત વાગ્યે દુકાને જવું પડતું. ત્યાંથી બાર વાગ્યે પાછો ફરે તે સાંજે સાત વાગ્યે જમવા આવે અને સાંજે જમ્યા પછી સાડા આઠ વાગ્યે જાય તે દશ સાડા દશ વાગ્યે દુકાન બંધ થાય ત્યારે ઘેર

પાછો આવે, એવી એની નોકરી હતી. ઘરાકોને જોઇતો માલ, દુકાનને ગલ્લે બેસી વેચાણ કરનાર માણસ પાસે રજુ કરવો, પાછો લઇ જવો, ફરી બતાવવો, બીજો લાવવો, માલ ભરવો, માલના ડબ્બા ગોઠવવા ઇત્યાદિ કામ એને કરવાનું હતું. સુમન્તની યોગ્યતા પ્રમાણે આ નોકરી ન્હોતી, પણ જીવનના સંયોગોને અનુસરીને એણે એનો સ્વીકાર કર્યો હતો અને તે તેને ચીવટાઇથી વળગી રહ્યો હતો. એના જીવનમાં માતાના સંસ્કાર હતા. તે માવડીયા જેવો બન્યો હતો. ડરપોક સ્વભાવનો અને સમાજથી દૂર રહેનારો બન્યો હતો, તોયે તેનો સ્વભાવ શાન્ત અને લાગણીવાળો હોઈ તે દુકાનના માણસોનો તેમજ ઘરાકોનો પ્રેમ અનુભવવા લાગ્યો. તે તનતોડ મહેનત કરતો અને દરેકની સાથે હળી મળી ચાલતો. એની સહનશીલતા અદ્ભૂત હતી. તે કોઇના ઉપર કદી પણ ગમે તેવા કારણસર પણ ગુસ્સે થતો નહિ. સુમન્તનું ઠેકાણું પડ્યા પછી સુમિત્રાએ, કેશવનગર, સુધાના પિતાને સુધાનું આણું કરી લાવવાનો દિવસ નક્કી કરી પત્ર લખી નાંખ્યો. સુધાને તેડી લાવવા માટે એણે એના કુટુંબમાંથી બે માણસને કેશવનગર મોકલી આપ્યા. સુધાની ઉમ્મર સોળ વર્ષની થઇ હતી અને ભાવિ જીવનના મીઠા મનોરથ સેવી રહી હતી. શંકરપ્રસાદે એમની લાડકવાયી પુત્રીને ઉમેદ-ભેર સાસરે વળાવી. પુત્રીને હજારેકના દાગીના આપ્યા, તેમજ બસો ત્રણસોની કિંમતનાં વસ્ત્રો લાવી આપ્યાં. એના પતિના ઘરની નબળી આર્થિક પરિસ્થિતિ તેમના જાણવામાં હતી, તેથી દીકરીને દુઃખ ન પડે એ હેતુથી સોએક રૂપીયા રોકડા આપ્યા. સગાં-સંબંધી, તેમજ ન્યાત જાત તેમજ પરિચિત સ્ત્રી પુરૂષોના મીઠા આશિર્વાદ ઝીલતી સુધા, વીણાનગર એને સાસરે જઈ પહોંચી. સુમિત્રાએ પુત્રવધૂ આવી તે દિવસે એના ત્યાંનાં સગાં સંબંધીઓ સાથે મેળ ન્હોતો, તોયે તેમનો મેળ સાધી લઈ તેમને એને ઘેર આવતાં જતાં કર્યા. તેમનાં બાળકોને એમણે આમંત્રણ આપી

જમાડયાં. સુધાના આગમને સુમિત્રાના એકલવાયા ઘરમાં સંબંધીઓની અવરજવર ચાલુ થઇ. સુધાને સાસરાનું ઘર ભર્યું ભર્યું લાગ્યું. સુમિત્રાએ સુધાનો પ્રેમભાવથી સત્કાર કર્યો. સુખી પિતાની લાડકવાયી પુત્રીને જરૂરી ચીજની ઉણપ ન જણાય એવી તૈયારી એણે એના આવતા અગાઉ કરી રાખી હતી. તેઓ એકલાં હતાં ત્યારે અમુક ચીજ વિના ચલાવી લેતાં, તે પ્રમાણે સુધાની હાજરીમાં ચલાવી લેવાનું તેમણે ઉચિત ધાર્યું ન્હોતું. સુધાને વિધવા સાસુની રીતભાત અને મીઠાશ ગમી ગયાં. એને ગમવા માંડયું. ખાનદાની હશે તો ગરીબાઇમાં પણ સ્વર્ગીય સુખ અનુભવી શકાશે અને ભાવિજીવન આનંદમય થઈ જશે, એવા મનોરથમાં તે મ્હાલતી હતી. સુધાએ પતિનો શાન્ત સ્વભાવ અને સાદાઇ જોઇ લીધાં. એ સાદાઈ નિરભિમાનપણાની ન્હોતી, પણ ગરીબાઇની હતી એમ એને લાગ્યું. પણ ગરીબાઈ એ ગુન્હો નથી એમ માની, એનો પ્રતિકાર તરત જ થઈ જશે એટલે સાત્ત્વિક સાદાઇ પાછળ સાચો પ્રેમ અનુભવાશે, એ વાતનો એને સંતોષ થયો.

સુધા અને સુમન્ત જ્યારે એકાન્તમાં મળ્યાં, ત્યારે સુમન્ત અવાક્ જેવો મૌન બેસી રહ્યો. એની મુખમુદ્રા ઉપર, પત્ની સાથેના પ્રથમ મિલનનો, ઉત્સાહ કે તલસાટ ન્હોતો. જુવાની ઉગ્યા પહેલાં આથમી ગઇ હોય અથવા તો જુવાનીના તલસાટ ઉપર સંયમ આવી ગયો હોય, એમ એ દીનવદને, કોઈ જાતનો ગભરાટ અનુભવતો બેસી રહ્યો હતો. સુધા, એને સમસમી રહેલો જોઈ બોલી ઉઠી. “તમે આમ કેમ થઈ ગયા છો ? શું હું આવી તે તમને નથી ગમ્યું ? કંઈ બોલો તો ખરા !”

સુધાએ એની પાસે જઈ એની સામે ઉભા રહી, પ્રેમભરી દ્રષ્ટિથી પૂછ્યું.

સુમન્ત નિરૂત્તર રહ્યો.

"આમ મુંગા જ બેસી રહેશો ? કેમ, કંઈ તબીયત ઠીક નથી કેશું ?" સુધાએ ફરીથી પૂછ્યું.

"ના, ના, તબીયત તો સારી છે. પણ તમને જોઈ વિચારમાં પડી ગયો છું ! હું ગરીબ માણુસ અને તમે આટલા ઠાઠવાળાં ! હું માત્ર એનો જ વિચાર કરી રહ્યો છું !"

સુમન્તે સુધાના વારંવારના પ્રશ્ન પછી પ્રત્યુત્તર વાળતાં કહ્યું.

"આવા ગાંડા વિચાર તે થતા હશે ? તમે ગરીબ શાના અને હું ઠાઠવાળી શાની ? મારો આ બધો ઠાઠ તો તમારા ઉપર છે ને ? તમે ગરીબ અને હું ઠાઠવાળી એવું ક્યાંથી હોઇ શકે ? અત્યારે ઠાઠ ગરીબાઇની વાત શાની ?"

સુધા બોલી.

"આતો મને એમ થાય છે કે ગરીબ માણુસ ઉપર કોઇને પ્રેમ હોતો નથી. ઘણી ગરીબ હોય તો ઘરની બૈરી પણ એને ધિક્કારે છે ?"

સુમન્તે જણાવ્યું.

"તે વાત કંઈ સાચી નથી. વળી તમે એમ કેમ માનો છો કે તમે ગરીબ છો ? મારે મન તો તમે ઐશ્વર્યના પ્રતિમા સમા છો ! ચાલો, ઉભા થાઓ ! આવી ગાંડી વાતો કરશો તો કારણ વિના દુઃખી થશો !"

સુધાએ સુમન્તને પ્રેમભરી લાગણીથી જણાવ્યું.

સુમન્ત ઉભો થયો. તેઓ તે ખંડમાં આવેલા એક નાના હિંચકા ઉપર જઈ બેઠાં.

"તમે ક્યાં સુધી ભણ્યા ?" સુધાએ હિંચકા ઉપર બેઠા પછી, સુમન્તનો એક હાથ એના હાથમાં લઈ હલાવતાં પૂછ્યું.

"ઈંગ્રેજી પાંચમીમાં હતો ને ઉઠી ગયો. આગળ ભણવાના સંયોગો રહ્યા નહિ. હવે તો નોકરી ઉપર જાઉં છું !"

" નોકરી ક્યારથી કરો છો ? "

સુધાએ પૂછ્યું.

" હમણાંથી જ. હજુ મહિનોયે થયો નથી. તું આવવાની હતી એટલે મારે નોકરી કર્યા વગર કેમ ચાલે ? "

" અને હું ન આવી હોત તો ? "

" હું કદાચ ભણતો હોત અથવા તો ફરતો હોત ! "

" ત્યારે મેં તમને નોકરી કરતા કરી નાંખ્યા એમને ? "

" હાસ્તો ! "

" શો પગાર ઠરાવ્યો છે ? " સુધાએ પૂછ્યું.

" દશેક મળશે. " સુમન્તે સત્ય વાત કહી નાંખી.

" બસ ? " સુધા બોલી ઉઠી.

" હા, દશ એટલે બસ. એટલો પગાર અત્યારે શું ઓછો ગણાય ? " હવે તો પગાર આવે ત્યારે પહેલાં મારે માટે જરાક સારાં કપડાં શીવડાવવાં છે ! કારણ કે મારે પણ હવે તારી માફક જરાક ઠીક થઈને રહેવું પડશે ! " " હા, એમ કરજો ! " સુધાએ કહ્યું. ત્યારબાદ એક બીજાના સંબંધીઓ વિષે, ગામ વિષે તથા એવી બીજી પરચુરણ વાતચિત પછીનો, આરામ લેતાં એમના પ્રથમ મિલનની રાત્રી પૂરી થઈ ગઈ.

( ૨ )

બીજે દિવસે સુધાએ, સુમન્તને જરૂરી કાપડ ખરીદી લાવવા સારૂ દશ રૂપીયા આપ્યા તેમજ જરૂર હોય તો બીજા પાંચ દશ રૂપીયા માગી લેવા જણાવ્યું. સુમન્ત, સુધાની આવી માયાળુ રીતભાત જોઈ ખુશ થયો. એની મુશ્કેલ પરિસ્થિતિમાં એ સહાયભૂત થઈ શકશે એમ એને લાગ્યું. તે રકમમાંથી એણે જરૂરી કપડાં તૈયાર કરાવ્યાં. બીજી પણ કેટલીક જરૂરી ચીજો તેણે ખરીદી. સુધાએ એને કરેલી મદદની વાત, હાલ તરત એની માતાથી ગુપ્ત રાખવા જરૂરી સૂચના એને

આપેલી હોવા છતાં, સુમિત્રાના આગ્રહભર્યા પ્રશ્ન સમક્ષ તે તે વાત છૂપાવી શક્યો નહિ. ત્રણ ચાર દિવસ નીકળી ગયા. સુમિત્રા, સુંદરરામ શર્માને આ અરસામાં મળી આવી હતી અને પુત્રવધૂ આવી ગયાના સમાચાર જણાવ્યા હતા. સુંદરરામ શર્માએ એને મંદિરના દર્શને તેડી લાવવા આગ્રહ કર્યો હતો. સુમિત્રાએ તે બદલ હા પાડી હતી. સુધા, વીણાનગરમાં આવી તેને છઠ્ઠે દિવસે, સુમિત્રા એને લક્ષ્મીનારાયણ મંદિરના દર્શને લઇ ગઇ. ભગવાનનાં દર્શન કર્યા બાદ, સુમિત્રા, સુધાને લઇને સુંદરરામ શર્માના આરામગૃહમાં, મહન્તનાં દર્શન કરવા ગઇ. સુંદરરામ શર્મા, આ વખતે હિંડોળા ઉપર બેઠો હતો અને ધીમે ધીમે હીંચી રહ્યો હતો. એના શરીર ઉપર સફેદ મલમલનાં વસ્ત્ર હતાં. થોડા વખત ઉપર દૂધ પીધા પછી મ્હોમાં મૂકેલું ખૂશબોદાર પાન તે ધીમે ધીમે ચાવી રહ્યો હતો. એનો દેહ રૂષ્ટપુષ્ટ અને ગૌર હોઇ, આકર્ષક હતો. એની આંખોમાં શઠતા ભરેલી મસ્તી હતી. સુમિત્રાને પુત્રવધૂ સાથે ત્યાં આવેલી જોઇ તે ખુશ થયો. સુમિત્રાએ નમસ્કાર કર્યા. સુધાએ એનું મુખ, સ્વાભાવિક મર્યાદાના ઘુંઘટમાં છૂપાવેલું હતું, છતાં એણે પણ એની સાડીમાંથી એના હાથ બહાર કાઢી નમસ્કાર કર્યા. "સુખી રહો !" મહન્તે એની દ્રષ્ટિ એમના તરફ રાખી આશિર્વાદ આપ્યા. સુમિત્રા અને સુધા, મહન્તથી થોડે દૂર જમીન ઉપર હંમેશાં પથરાયેલી રહેતી શેત્રંજી ઉપર બેઠાં.

"કેમ, સુમિત્રા ! હવે કેમ ચાલે છે ? સુખી છોને ?" એમને આસન લીધા બાદ સુંદરરામ શર્માએ પૂછ્યું.

"હા, મહારાજ ! આપની કૃપાથી આનંદ છે ! આપના આશિર્વાદ હશે તો બધી રીતે સુખી થઇશું !"

સુમિત્રાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. સુધાને મ્હોં છૂપાવી બેઠેલી જોઈ, સુંદરરામ શર્મા કંઇક નારાજ થયેલો હોય એમ સુમિત્રાને લાગ્યું.

"વહુ બહુ મર્યાદાશીલ છે, પણ ગુરૂ કે આચાર્ય સમક્ષ, આવો વ્યવહારિક સંકોચ ન રખાય ! આ તો પરમાત્માનું ધામ ! ગુરૂ સમક્ષ તો નાનાં, મ્હોટાં, સ્ત્રી, પુરૂષ, બાળક વિગેરે તમામ સરખાં છે ! ત્યાં ભેદબુદ્ધિ હોઈ શકતી નથી, રાખી શકાતી નથી !"

સુંદરરામ શર્માએ ભેદબુદ્ધિ દૂર કરવાની વાત કહી નાંખી.

"સુધાવહુ ! મહારાજશ્રી કહે છે તે ખરૂં છે ! એમની સમક્ષ સંકોચ રાખવાની જરૂર નથી ! ગુરૂ કે આચાર્ય તો પિતા જેવા ગણાય !"

સુમિત્રા મહારાજની ઇચ્છા સુધાનું મુખ જોવાની અને સંકોચ દૂર કરવાની જાણી સુધાને સંબોધતી બોલી.

સુધાને સુંદરરામ શર્માની દ્રષ્ટિ અને વાણીમાં શઠતા તો જણાઈ પણ તેણે સાસુની ઇચ્છાને માન આપી એનો ઘુંઘટ ખોલી નાંખ્યો. સુંદરરામ શર્મા એનું મુખ જોઇ શકે, છતાં એની સ્વાભાવિક મર્યાદા સચવાઇ રહે એવી રીતે તે સંકોચાઇને બેઠી. એણે એની દ્રષ્ટિ જમીન તરફ સ્થિર કરી. સુંદરરામ શર્માએ સુધાને નિહાળી લીધી. એણે એની મુખમુદ્રા વારંવાર જોયા કરી. એનું અપ્રતિમ સૌંદર્ય, આકર્ષક આંખો, ગુલાબના ફુલ જેવી કોમળ લાલી, અને સૌમ્ય પ્રકૃતિ જોઈ, એની મલિન મનોવૃત્તિને હર્ષ થયો.

"સુમિત્રા ! સુમન્તને વહુ તો સારી મળી છે !"

પાંચ દશ મીનીટ સુધી, સુધાના દેહનું વિકારભરી દ્રષ્ટિથી અવલોકન કરી લીધા બાદ સુંદરરામ શર્માએ સુમિત્રાને સંબોધીને કહ્યું.

"હા, મહારાજ ! એ આપના આશિર્વાદ !"

સુમિત્રાએ પ્રત્યુત્તર વાળ્યો.

"એનું નામ ? સુમિત્રા !"

"સુધા !"

"સુધા !" સુંદરરામ શર્મા બોલી ઉઠયો

"હા, મહારાજ ! સુધા !"

"નામ ઘણું મીઠું છે ! જેવો દેહ છે એવું !"

સુંદરરામ શર્માના દેહમાં વિકારનો તલસાટ થતો સુમિત્રાએ જોયો.

"પરમાત્મા એને સુખી રાખે ! એનું પીયર કયે ગામ ? સુમિત્રા !" સુંદરરામ શર્માએ બીજો પ્રશ્ન કર્યો.

"મૂળ તો અહિં–પણ તેના પિતા ધંધા અર્થે ઘણા વર્ષોથી કેશવનગર રહે છે એટલે અત્યારે તો કેશવનગર કહેવાય !"

"આ કેશવનગર તો આનંદપુર પાસે આવ્યું છે તે કે બીજું !"

સુંદરરામ શર્મા, જાણે કોઈ વાત સ્મરણમાં લાવતો હોય એવી ઢબે બોલ્યો.

"એજ, મહારાજ !" સુમિત્રાએ કહ્યું.

"ત્યાં એના પિતા શું કરે છે ?"

"એમને સારો વેપાર ધંધો છે. બે પૈસે સુખી છે ! કેશવ-નગરના પ્રતિષ્ઠિત અને શ્રીમંત વેપારી છે !"

"એમ ?"

"હા, મહારાજ ! સુધા, સુખી અને શ્રીમંત પિતાની પુત્રી છે !"

"ત્યારે, સુમન્ત, પૂર્ણ ભાગ્યશાળી તો ખરો ! અત્યાર સુધી તો ત્રાસ–તકલીફ ઉઠાવ્યાં પણ હવે સુખનો વારો આવશે ! શ્રીમંત સસરાની મદદથી તે સુખી થશે !"

"આપના આશિર્વાદ હશે તો એમ થશે ! બાકી, મહારાજ ! આ દુનિયામાં કોઈ, કોઇનું નથી. 'કાકા મામા કહેવાના ને ઘરમાં હોય તો ખાવાના' એ કહેવત ખોટી નથી. સુધાના પિતાને ત્યાં ગમે તે હોય પણ તે અમારે શા કામનું ? એમના ઘરમાં હશે તે તેઓ ખાશે અને અમારા ઘરમાં હશે તે અમે ખાઇશું ! અમારી પાસે હોય તે અમારૂં, બાકી કોઇ કોઇને કંઈ આપતું નથી ! એ તો વ્હાઇને છોડીને કંઈ આપે તેટલું અમારૂં, બાકી કંઇ નહિ ! મેં

તો દુનિયામાં આવું ઘણું જોયું, જાણ્યું અને અનુભવ્યું છે, એટલે આવી વાતો મિથ્યા છે!"

સુમિત્રાએ આ શબ્દો ગમગીનીભરેલા આવેશમાં ઉચ્ચાર્યા.

સુધા, મુંગી મુંગી, એમની વચ્ચે ચાલતી વાતચિત સાંભળી રહી હતી.

"તોયે ફેર પડે! સુખી સસરાના જમાઇને થોડી થોડી પણ રાહત તો મળેજ! છતાં સુમિત્રા! એટલું તો ખરૂં કે એમના ઉપર કંઈ મદાર બાંધી શકાય નહિ! પણ સુમન્ત હવે ધંધે વળગ્યો છે એટલે કાલ ઉઠીને સારા દિવસ આવશે! સુમન્તના દાદાની સાહ્યબી ક્યાં ઓછી હતી? ચઢતી પડતી દુનિયામાં ચાલ્યાજ કરે છે!"

સુંદરરામ શર્માએ આશ્વાસન આપતાં જણાવ્યું.

"કેશવનગરમાં મીઠારામ મહારાજ રહે છે તે મજામાં છે? સુધા!" સુંદરરામ શર્માએ સુધાને વાતે વાળી એની વાણી સાંભળવા પ્રયત્ન કર્યો. સુધાએ આ પ્રશ્નનો પ્રત્યુત્તર તરતજ ન વાળ્યો, એટલે સુંદરરામ શર્માએ ફરીથી પૂછ્યું "મેં પૂછ્યું તે સાંભળ્યું? સુધા!" "હા, મહારાજ! મીઠારામ મહારાજ મજામાં છે." સુધાએ પ્રત્યુત્તર વાળવામાં સંકોચ તો અનુભવ્યો પણ સુંદરરામ શર્મા અને તેની સાસુ વચ્ચેના ગાઢ સંબંધનો ભાસ થતાં તેણે બંનેને ખુશ રાખવા તે સંકોચ દૂર કર્યો.

"તું તેને ઓળખે છે?" સુધાનો ધીમો પણ મીઠો પ્રત્યુત્તર સાંભળી સુંદરરામ શર્મા ખૂશ થયો. એણે જોયું કે સુધાની વાણીમાં એના દેહ પ્રમાણે અમૃતની મીઠાશ હતી. એને એ મીઠી વાણી ફરી ફરી સાંભળવી હતી.

"હા" સુધાએ ટુંકામાં પતાવ્યું.

સુંદરરામ શર્મા નારાજ થયો.

"કેશવનગરમાં રામજી મંદિરની પ્રતિષ્ટા થઇ ત્યારે હું એક વખત આવેલો. પણ ત્યારબાદ ઇચ્છા હોવા છતાં આવી શકાયું નથી. મીઠારામ મહારાજ, અત્રે ઘણી વખત આવે છે. કહો કે વર્ષમાં બે ચાર વખત આવે છે અને આવે છે ત્યારે આપણે ત્યાં આ મંદિરમાં જ ઉતરે છે! અમારે ને તેમને સારો સંબંધ છે! મને ઘણી વખત કેશવનગર આવી જવા આગ્રહ કરેલો, પણ હજુ સુધી જઈ શકાયું નથી. છતાં હવે એકાદ વખત તો જવું છે!"

"ઈચ્છા હોય તો એકાદ વખત જઇ આવવું જોઈએ!"

સુંદરરામ શર્માની વાત સાંભળી લીધા બાદ સુધાએ જણાવ્યું.

"અને હવે તો તમે કેશવનગરમાં રહો છો અને આપણો પરિચય થયો છે, એટલે જવાનો વિચાર મોળો હશે તોયે મક્કમ થશે. એક વખત સુમન્તને સાથે લઇને જઇશું! તારા પિતાનું નામ! સુધા!"

સુંદરરામ શર્માએ પૂછ્યું.

"શંકરપ્રસાદ!" સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

સુધા હવે ત્યાંથી ઉઠવા માગતી હતી, પણ સુમિત્રા હજુ નિશ્ચિંત ચિત્તે બેઠી હવી એટલે તે મુંઝાતી હતી. સુધાએ એને અડ્ડો જમાવી બેઠેલી જોઇ એને ધીમેથી કહ્યું "બા, આપણે હવે ઉઠીશું?" "કેમ કંઇ બહુ ઉતાવળ છે? ઉઠીએ છીએ," સુમિત્રાએ ઉતાવળે સાદે પ્રત્યુત્તર વાળ્યો. સુધા, ચૂપ થઈ ગઇ.

"સુમિત્રા! હવે વહુ આવી છે એટલે મારા લાયક કંઈ કામ-કાજ હોય તો સુખેથી કહેજે! કોઈ જાતની મુંઝવણ રાખીશ નહિ! આ બધું તમારૂં છે! તેં તો તકલીફ વેઠી છે એટલે ગમે તેમ ચલાવી શકે પણ વહુ એમ નહિ ચલાવી શકે! માટે તકલીફ વેઠશો નહિ!" બે ચાર મીનીટ મૌન રહ્યા બાદ, સુંદરરામ શર્મા સુમિત્રા તરફ જોઈ હસતો હસતો બોલ્યો અને ત્યાર બાદ સુધા સામે

તાકીને જોઈ રહ્યો. સુધાએ એની દ્રષ્ટિ નીચી રાખી હતી. સુંદરરામ શર્માની મલિન દ્રષ્ટિ એણે જોઈ લીધી હતી. આથી એની દ્રષ્ટિ સાથે એની દ્રષ્ટિ ન જોડાઈ જાય તે બદલ સાવધ થઈ ગઈ હતી. સુંદરરામ શર્માએ કરેલા અત્યાર સુધીના પ્રશ્નોનો પ્રત્યુત્તર પણ તેણે આડી દ્રષ્ટિ રાખી આપ્યો હતો.

"ના, રે ! મહારાજ ! એને તકલીફ નહિ પડવા દઈએ !

"આપનો આશરો છે, ત્યાં સુધી મુશ્કેલી શું કામ વેઠવી પડે !" સુમિત્રાએ, સુંદરરામ શર્માના આશ્વાસન ભરેલા શબ્દોનો પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. સુધાને ત્યાંથી ઉઠી ઘેર જવા માટે અધીરી બનેલી જોઇને, સુમિત્રાએ હવે ઘેર જવું ઉચિત ધાર્યું. તેઓ તે પ્રમાણે ઉભાં થઈ મહારાજને નમસ્કાર કરી, મેડેથી ઉતરી નીચે જવા દાદર તરફ જતાં હતાં; એવામાં સુમન્ત જેને ત્યાં હમણાં નોકરી ઉપર જોડાયો હતો તે વેપારી અને સુંદરરામ શર્માનો સાથી દાદર ચઢી ઉપર આવી પહોંચ્યો. દાદર ચઢી મહારાજ પાસે જતાં, સુમિત્રા અને સુધાને, નીચે જવા ત્યાં ઉભાં રહેલાં તેણે જોઇ લીધાં હતાં. સુમિત્રાને તે ઓળખતો હતો, પણ તેની સાથેની અપ્રતિમ સૌંદર્ય ભરેલી યુવાન બાળાને જોઈ તેને તે કોણ છે તે જાણવાની તીવ્ર જીજ્ઞાસા થઇ આવી. સુમિત્રા અને સુધા તરતજ નીચે ઉતરી ગયાં અને ઘર તરફ વળ્યાં. રસ્તામાં સુમિત્રાએ સુધાને તે વેપારી સુમન્તનો શેઠ હતો, એ બદલની ઓળખાણ કરાવી હતી.

સુંદરરામ શર્માએ, સુમન્તના શેઠનો સત્કાર કરી એની જોડે હિંડોળા ઉપર બેસાડયો.

"જરાક મોડા થઈ ગયા !" સુંદરરામ શર્માએ એને આસન લીધા બાદ હસતાં હસતાં કહ્યું.

"કેમ ?" સુમન્તના શેઠે પૂછ્યું. તેને એની વાણીનો મર્મ સમજાયો નહિ.

" આજે માત્ર બેચાર મીનીટ ઉપરજ એક સ્વર્ગની અપ્સરા અત્રે ભૂલી પડી હતી ! " સુંદરરામ શર્માએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. સુંદરરામ શર્માના આરામગૃહનું મુખ્ય દ્વાર તે મકાનની મુખ્ય ગેલેરીમાં પડતું હતું અને ત્યાંથી નીચે જવાનાં દાદર અને સીડી, ગેલેરીને અડીને હતાં. સુમિત્રા અને સુધા ઉઠીને ગયાં, તેમને એણે નહિ જોયાં હોય એમ એનું ધારવું હતું, કારણ કે તે જ્યારે એની પાસે આવતો ત્યારે, એના આરામગૃહને જોડીને જે બીજો ખંડ હતો. અને તે બે ખંડ વચ્ચે દ્વાર હતું તેમજ ત્યાં આવવાનો રસ્તો મંદિરના પાછલા દરવાજામાં થઈ દક્ષિણ બાજુએ આવેલી ગેલેરીને જોડેલી સીડી વાટે હતો, તે માર્ગે આવતો એટલે સુમિત્રા અને સુધા જે માર્ગે આવ્યાં ગયાં હતાં, તે રસ્તો જુદો હોઇ તેમની મુલાકાત થવાનો સંભવ ન્હોતો, એમ એણે માન્યું હતું. વળી સુધા અને સુમિત્રાના ગયા પછી સુંદરરામ શર્મા, :એના વિચારોમાં એટલો બધો તલ્લીન થઇ ગયો હતો કે તે કયે માર્ગે ત્યાં આવી પહોંચ્યો તેનું ભાન તેને રહ્યું ન્હોતું. કયી અપ્સરાની તે વાત કરી રહ્યો હતો તેની સમજણ એને પડી ગઇ. સુમિત્રા સાથે જે અપ્રતિમ સૌંદર્ય અને સૌમ્ય પ્રકૃતિવાળી યુવાન બાળા હતી, તેના સંબંધે આ વાત હતી તેવી તેને ખાત્રી થઈ, છતાં તત્પરવે તેણે તેનું અજ્ઞાન જાહેર કરી, સુંદરરામ શર્માના મુખે તે સંબંધેની સઘળી હકીકત જાણી લેવા પૂછ્યું.

" મહારાજ ! કોની વાત કરો છો ? આ મૃત્યુલોકમાં સ્વર્ગની અપ્સરા કેવી ? કંઇ ભાંગબાંગ તો નથી ચઢાને ? "

સુમન્તનો શેઠ આ શબ્દો બોલી હસી પડયો.

" ના, ના, હું સત્ય કહું છું. ભાંગ શાની ? આજે મેં ખરેખર સ્વર્ગની અપ્સરા જોઇ ! મૃત્યુ લોકમાં પણ સ્વર્ગની અપ્સરાઓ હોય છે તે વાતની ખાત્રી થતી જાય છે ! "

"એટલે ? આમ મોઘમ વાતો કરો એમાં શું સમજાય ? એવી સ્વર્ગની અપ્સરા અહિં કયાંથી ઉતરી આવી હતી ? પ્રભુનું ધામ છે એટલે પ્રભુનાં દર્શનાર્થે આવી હશે !

"હી, હી, હી" આ શબ્દો બોલ્યા પછી સુમન્તનો શેઠ ખૂબ હસ્યો.

"હા, એમજ ! પ્રભુના ધામ વગર સ્વર્ગની અપ્સરાઓનાં દર્શન થવાં દુર્લભ હોય છે !"

"હવે એવી માર્મિક વાત જવા દો ! તે સ્વર્ગની અપ્સરા કોણ હતી તેતો કહો ? આપ એને ઓળખો છો ?" સુમન્તનો શેઠ, જીજ્ઞાસુ બનતો ગયો.

"હું હમણાંજ કહું છું. તે વાત જાણી તમને આશ્ચર્ય થશે ! આમ તો તમારે જન્મકુંડળીમાં શુક્ર, સાતમે પડયો છે અને પાછી હમણાં એની મહાદશા ચાલે છે એટલે તમારા પાસા હમણાં પોબાર લાગે છે !"

સુંદરરામ શર્માએ હસતાં હસતાં કહ્યું.

"સ્વર્ગની અપ્સરાનાં દર્શન તમે કર્યા અને પાસા પોબાર મારા, એ શી રીતે ?"

"હું જે કંઇ જોઉં છું–શોધું છું તે બધું તો તમારા માટે હોય છે ને ?"

"જરૂર."

"બસ, ત્યારે ! આ સ્વર્ગની અપ્સરા જોઇ મેં, પણ તે હશે તો તમારે માટેને ?" સુંદરરામ શર્માએ, એની વાત સુમન્તના શેઠના મગજમાં ઠસાવતાં કહ્યું.

"કેમ, જાણે આપને તે બધું શિવનિર્માલ્ય હોય એમ !" સુમન્તના શેઠે થોડા શબ્દોમાં એની વાતને ઉડાવતાં કહ્યું.

"ના, ના, એમ તો નહિ. પણ સામાન્ય રીતે મારી આવી

પ્રવૃત્તિ તમારા માટેજ હોય છે, એમાં તો તમે ના કહી શકો એમ નથી ને ?”

સુંદરરામ શર્માએ પૂછ્યું.

“ ના, પણ વધારે સ્પષ્ટ તો તે છે કે તે બધું આપણે માટે હોય છે અને સહકાર હોય ત્યાં બધું સધાય છે ! હવે, એ વાદવિવાદ બાજુએ મૂકી તે કોણ હતું તેતો કહો !” સુમન્તનો શેઠ આ શબ્દો બોલી, જીજ્ઞાસુદ્રષ્ટિએ સુંદરરામ શર્મા તરફ જોઇ રહ્યો. સુંદરરામ શર્માએ ત્યારબાદ સુમન્તના શેઠને તે યુવાન બાળાનો પરિચય કરાવતી બધી હકીકત સંક્ષિપ્તમાં કહી નાંખી અને તેના અંતિમ ભાગમાં તે તેને ત્યાં હમણાં નોકરીએ રહેલા સુમન્તની નવોઢા હોવા બદ્દલની પુનઃ યાદ આપી.

“ સુમન્તની પત્ની સુધા ! ક્યાં સુમન્ત ? ક્યાં સુધા ? આવા એક સામાન્ય માણસને આવી પત્ની ? મહારાજ ! કલિયુગ હાડોહાડ વ્યાપી ગયો છે ! જેને જે જોઇએ છે તે તેને મળતું નથી, અને જેને જે ચીજની જરૂર નથી તેને ત્યાં તે વસ્તુ ચાલી જાય છે, આવાં વિપરિત વિધાન સરજાય છે, તેનું નામજ કલિયુગ !” સુમન્તના શેઠે ઉદ્‌ગાર કાઢ્યા.

“ તેથીજ અમારે કલિયુગની આ સત્તા તોડવા જે ચીજની જ્યાં જરૂર હોય છે તે ચીજને તે સ્થળે યુક્તિ, પ્રયુક્તિ, દાવ, પેચ, લોભ, લાલચ, ઉશ્કેરણી, સમજાવટ બળાત્કાર, ઉન્મત્તતા, પડળ કે પ્રદર્શનના આશ્રયે ત્યાં લઈ જવા ભગીરથ પ્રયત્ન કરવો પડે છે ! કલિયુગની અવ્યવસ્થિત પરિસ્થિતિને વ્યવસ્થિત કરવી તે અમારો ધર્માચાર્યોનો આજે પરમધર્મ છે ! સુધા જેવી સુધા, સુમન્ત જેવા ગમાર, નિર્ધન અને દુઃખી માણસને ત્યાં સડતી રહે તે મારાથી જોઈ શકાશે નહિ ! એ બુલબુલ તો આપના જેવા શોખીન અને સંસ્કારી પુરૂષને રીઝવી શકે !”

સુંદરરામ શર્માએ કહ્યું.

" ત્યારે આપ આપનો ધર્મ અદા કરશોને ?"

સુમન્તના શેઠે પૂછ્યું.

" જરૂર. " સુંદરરામ શર્માએ નિશ્ચયાત્મક પ્રત્યુત્તર વાળ્યો.

" કલિયુગના પ્રભાવને લીધે થયેલી કુદરતની આ ભૂલ ક્યારે સુધરશે ? "

" માત્ર ગણ્યા ગાંઠ્યા દિવસોમાં. "

" તોયે ? "

" એકાદ અઠવાડીયામાં. "

" આમાં સુમિત્રાની મદદ લેવી પડશે ને ? "

" એના વિના તો શું બને ? "

" પણ તે માનશે ? અત્યાર સુધી ગમે તેમ ચાલ્યું પણ આપે ભૂલવું ન જોઇએ કે આ એની પુત્રવધૂ છે ! " સુમન્તના શેઠે ઇસારો કર્યો.

" તે હું જાણું છું. પણ સુમિત્રા ઉપર મારો એટલો બધો કાબુ છે કે હું ધારૂં તે કરાવી શકું એમ છું. અને પૈસા ! આ કલિયુગમાં પૈસાની લાલચ દ્વારા શું નથી થઈ શકતું ? તમારે જરા આ કિસ્સામાં હાથ ખુલ્લો રાખવો પડશે ! એમાં સંકોચ રાખશો તો કામ કથળી જશે ! "

" એમ ? " સુમન્તના શેઠે માથુ હલાવતાં કહ્યું.

" પણ એનીયે કંઇ ગણત્રી હશેને ? કે પછી પૈસા એટલે કંઈ વગર સમજ્યે વેડફી મારવાના ! ખર્ચનો કંઇ અંદાજ ? " સુમન્તના શેઠે પૂછ્યું.

" તમે ખર્ચની વાત આવતાં ગભરાઓ છો કેમ ? આ કંઈ હજારો રૂપીયા ખર્ચવાના નથી. બસો પાંચસોમાં પતે એવું છે ! "

" તો વાંધો નહિ. પાંચસો સાતસો સુધીની તો કંઇ ચિંતા નથી. આપ આપનો ધર્મ બજાવી લેશો. અને નક્કી થયે જણાવશો ! હું હવે જાઉં છું. આજે બજારમાં બીજું ઘણું કામ છે ! "

"ત્યારે જાઓ. પણ એ કાર્યની સફલતા માટે તમારે એક કામ આજેને આજે કરવાનું છે !"

સુમન્તના શેઠને બજારમાં જવા ઉભો થયેલો જોઈને સુંદરરામ શર્મા બોલ્યો.

"શું ?" સુમન્તના શેઠે પૂછ્યું.

"સુમન્તને દશ રૂપીયા પગાર આપવાનું નક્કી કર્યું છે એને બદલે વીસ રૂપીયા આપવાનું રાખશો અને તે બદલની વાત એને આજેને આજે ખાનગીમાં બોલાવી, બજારમાં દુકાને જાઓ તે વખતે કરી નાંખશો. સમજ્યા ? એનો મુદ્દો અને અસર તમારા સમજવામાં આવ્યાં હશે ?"

"જરૂર સમજ્યો. ઘણીજ સરસ યુક્તિ !"

સુમન્તનો શેઠ હર્ષ પામતો બોલી ઉઠયો.

"બસ, ત્યારે અજમાવી લેજો. ભૂલતા નહિ."

"ના, રે ! ના, એમાં તે ભૂલ થાય ?"

એમ કહેતો સુમન્તનો શેઠ, સુંદરરામ શર્માના આરામગૃહમાંથી બજાર તરફ જવા નીકળી પડયો. એના ગયા પછી સુંદરરામ શર્મા ખૂબ હસ્યો. એના મગજમાં અનેક પ્રકારના વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. તે એ વિચારમાં લાંબો સમય બેસી રહ્યો.

(૩)

તે દિવસે ઘેર ગયા પછી સુધાનું મન આખો દિવસ બેચેન રહ્યું. પૈસે ટકે ઘસાઈ ગયેલા પણ ખાનદાન અને કુળવાન્ કુટુંબની સુમિત્રા જેવી વિધવા સ્ત્રીને સુંદરરામ શર્મા જેવા વિકારી દીલના અને વિલાસી સ્વભાવના પુરૂષ સાથે આટલો બધો ગાઢ પરિચય છે, તે જાણી એને અત્યંત ખેદ થયો. સુંદરરામ શર્માની મુલાકાત દરમ્યાન થયેલી વાતચિત અને જોવામાં આવેલી રીતભાત સંબંધે એની કલ્પના આગળ વધી. એણે એ સંબંધમાં ભ્રષ્ટાચાર અને વિષય

લોલુપતા સિવાય બીજું કંઈ જોયું નહિ. એને આ મુલાકાત, એના ભાવિજીવન માટે અમંગળ શંકા જન્માવી ગઈ. પરિણિત જીવનના સ્વર્ગીય સુખની એની આશા ઉપર કઠોર આઘાત્ થયા જેવું લાગ્યું. સુમિત્રાએ એની મુખમુદ્રા ઉપર ચિંતા અને વિષાદ છવાયેલાં જોઈ પૂછ્યું “ સુધા ! મંદિરથી ઘેર આવ્યા પછી તારૂં મ્હોં કેમ ઉતરી ગયું છે ? ”

“ ના, રે ! મારૂં મ્હોં શું કામ ઉતરે ? એવું કંઈજ નથી. જરા પ્રકૃતિ ઠીક નથી એટલે એવું લાગે છે ! બાકી મારે શું દુઃખ છે કે હું નિરાશ થાઉં ? ”

સુધાએ, સુમિત્રાના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળી એના હૃદય ઉપર થયેલી અસરને છુપાવવા પ્રયત્ન કર્યો.

સુધાએ વાળેલો પ્રત્યુત્તર સુમિત્રાના મનનું સમાધાન કરી શક્યો નહિ.

“ તો પછી બોલવાઈ કેમ ગઈ છે ? ” સુમિત્રાએ એને એની સામે ઉભી રહેલી સુધાને હાથ પકડી એની પાસે બેસાડતાં કહ્યું.

“ મને કશું થયું નથી. મારૂં મન આનંદમાં છે. આતો જરાક શરીરની અસ્વસ્થતાને લીધે તમને એમ લાગે છે ! માટે કૃપા કરી આવા પ્રશ્નો કરશો નહિ ! ”

સુધાએ એની મુખમુદ્રા ઉપર કૃત્રિમ આનંદના છાયા ઉત્પન્ન કરતાં જણાવ્યું.

“ સુધા ! તને મહારાજ કેવા લાગ્યા ? બિચારા બહુ માયાળુ છે ! આપણા ઘર તરફ બહુ મમતા રાખે છે ! બહુ પરોપકારી સંત છે ! આખા ગામમાં એમના જેવો બીજો કોઈ સંતપરૂષ હોય એવું સાંભળ્યું નથી ! ”

સુમિત્રા બોલી. એણે મહારાજની મુક્ત કંઠે પ્રશંસા કરવા માંડી.

“ હશે, કદાચ ! ” સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

સુધાનો પ્રત્યુત્તર નિરસ જોઇ સુમિત્રા વિચારમાં પડી ગઇ.

" એમ, કેમ ? સુધા, મહારાજ તને ઠીક ન લાગ્યા ?"

" મેં એમ કયાં કહ્યું ?" સુધા, જરા સાવધાન થઇને બોલી ઉઠી.

" ત્યારે આમ કેમ બોલે છે ? તને એમની વાતમાં રસ પડતો હોય એમ મને જણાતું નથી."

સુમિત્રા, સુધા સામે ધારીને જોઈ રહી.

" ના, ના, એવું કંઇજ નથી ! પણ આપણે દુનિયાદારીનાં માણુસોને સાધુપુરૂષની વાતમાં રસ લેવાનો પણ શાનો હોય ? આપણે ને એમને શું ? ધર્મધ્યાન–કથાવાર્તા–પ્રભુદર્શન ઇત્યાદિ પ્રસંગોએ આપણે એમને યાદ કરવાના હોય ! બીજું આપણે શું ?"

સુધાએ મનને બહુ વાર્યું છતાં એણે ખરી વાત કહી નાંખી.

સુમિત્રા કંઇ બોલી નહિ. સુધા ત્યાંથી ઉઠી ગૃહકાર્યમાં પરોવાઈ. સાંજે સુમન્ત જમવા આવ્યો. જમી રહ્યા બાદ સુમિત્રા અને સુમન્ત વાતે વળ્યાં. સુધા, રસોડામાં ચુલાઅબોટ કરવાના કામમાં રોકાઇ હતી; પણ મા દીકરા વચ્ચે થતી વાતચિત તે ત્યાંથી સાંભળી શકતી હતી.

" બા, આજે એક ખુશખબર છે !"

સુમન્ત આજે આનંદમાં હતો.

" શી ? સુમન્ત " સુમિત્રાએ એની વાત તરફ જીજ્ઞાસાથી ધ્યાન આપતાં પૂછ્યું.

" મારો પગાર શેઠે વધારી આપ્યો !"

" કેટલો કર્યો ?"

" વીસ રૂપીયા. દશ નક્કી કરેલા પણ હવે વીસ મળશે !"

" શું કહે છે ? સુમન્ત ! ખરી વાત છે ?"

"હા, બા ! આજે સવારમાંજ શેઠ ઘેરથી દુકાને આવ્યા, એવા મને એકાંતમાં બોલાવી એમણે મને દશને બદલે વીસ પગાર આપવામાં આવશે એમ જણાવી દીધું, તેમ સાથે સાથે કોઈ જાતની મુશ્કેલી હોય તો શરમ રાખ્યા સિવાય કહી બતાવવી, જેથી યોગ્ય મદદ કરવામાં આવશે, એમ જણાવી દીધું. મને તો બહુજ આનંદ થયો ! બા, શેઠ તો બહુ સારા છે ! કેટલા બધા માયાળુ ?"

સુમન્તે એના શેઠની પ્રશંસા કરતાં જણાવ્યું.

"સારા માણુસો હંમેશાં આવી રીતેજ મદદ કરે છે ! હાશ ! હવે કંઇક નિરાંત રહેશે !"

"પણ સુમન્ત ! નોકરી બરોબર ધ્યાન રાખીને કરજે ! ભગવાન્‌ની દયા થશે તો તારો પગાર આનાથીયે વધશે !"

સુમિત્રાએ પ્રત્યુત્તર વાળ્યો.

(૪)

સુમન્ત રાત્રે વાળુ કરી, મા સાથે વાતચિત કરી થોડા આરામ બાદ પાછો નોકરી ઉપર ગયો, તે રાત્રે દશેક વાગ્યાને સુમારે ઘેર આવ્યો. સુમિત્રા, સુઈ રહી હતી અને નિદ્રાવશ થઈ ગઇ હતી. સુધા, સુમન્તની રાહ જોતી વિચાર કરતી બેઠી હતી. સુમન્ત આવી પહોંચતાં ઘરનું દ્વાર બંધ કરી મેડા ઉપર એમના એકાન્ત ખંડમાં ગયાં. સુમન્તે પીવા પાણી માગ્યું. સુધા લઈ આવી. પાણી પી, સુમન્ત કોટ ટોપી કાઢી હિંચકે જઇ બેઠો. સુધા એની પાસે આવી બેઠી.

"રાત્રે બહુ મોડું થાય છે !" સુધાએ વાતચિત શરૂ કરતાં જણાવ્યું.

"શું કરૂં ? જરા, નોકરી એવી છે એટલે શું થાય ? કોઇ-કોઇ વખત તો દુકાને કામકાજ એટલું બધું હોય છે કે અગીયાર પણ વાગી જાય છે !"

સુમન્તે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"દશ રૂપીયાના પગારમાં આટલું બધું વૈતરૂં ?"

સુધા, પતિના શ્રમની દયા ખાતી બોલી.

"દશ નહિ પણ વીસ ! આજે સાંજે હું મારી બાને વાત કરતો હતો તે ન સાંભળી ?"

સુમન્તે પૂછ્યું.

"શી વાતચિત ?"

સુધાએ એમની વચ્ચે થયેલી વાતચિત સાંભળી હતી અને એનો પગાર દશને બદલે વીસ થયાનું જાણ્યું હતું, તોયે અજ્ઞાન દર્શાવતી બોલી ઉઠી.

"મારો પગાર દશને બદલે વીસ થયો તે !"

સુમન્ત એની મુખમુદ્રા ઉપર આ બાબતનો આનંદ પ્રકટ કરતો બોલી ઉઠ્યો.

"એમ ?" સુધા, જરા સ્મિત કરતી બોલી ઉઠી.

"હા, તું ભાગ્યશાળી તો ખરી હોં !"

સુમન્ત, એની પીઠ ઉપર ધીમે રહી હાથ મૂકતો બોલ્યો.

"કેમ વારૂ ?" સુધાએ પૂછ્યું.

"તું મારે ઘેર આવીને મારો પગાર વધ્યો એટલે તારા પગલાં તો સારાં !"

સુમન્ત, સુધાના આગમનને મંગળકારક જણાવતો એની પ્રશંસા કરતો બોલ્યો.

"એ તો આપ માનો તે ખરૂં ! બાકી એમાં ખાસ એવું કંઇ નથી ! આપે આ નોકરી આપની જાતે શોધી કાઢેલી કે કોઇની લાગવગથી ? ભલામણથી ?"

સુધા, આ પ્રશ્ન પૂછી, સુમન્ત સામે જોઈ રહી.

"હું તો શું શોધી કાઢું ? હું તો ગામમાં ખાસ કરીને કોઇને

ઓળખતોયે નથી કે મારી જાતે આવી નોકરી શોધી શકું. આ તો પેલા સુંદરરામ મહારાજ છે ને–" આટલું બોલી એકાદ મીનીટ અટકી બોલ્યો " પણ તું તેને ક્યાંથી ઓળખે ? પણ જો તને ઓળખાણ પાડું ! અમારા ગામમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે, તેના મહન્ત સુંદરરામ શર્મા, બહુ જ સેવાભાવી છે ! મારી બાએ મારૂં ઠેકાણું પાડવા એમને વાત કરી એટલે તેમણે મારા શેઠ સાથે એમને સારો સંબંધ હોવાથી મારી ભલામણ કરી અને મારૂં ઠેકાણું પડી ગયું ! મારા શેઠ પણ બહુ સારા છે ! નોકરીએ રહ્યો ત્યારે દશ રૂપીયા પગાર કરીને રાખેલો અને હજુ મહિનો પૂરોયે થયો નથી તે પહેલાં તો વીસ કરી નાંખ્યા ! એટલું તો ખરૂં કે મ્હોટા માણસો હંમેશાં સારા હોય છે ! મને તો આશાયે ન્હોતી કે મને આટલો બધો પગાર મળી જશે ! "

સુમન્તે સવિસ્તર સ્ફોટ કરતાં જણાવ્યું.

સુધાને, પતિના અસામાન્ય ભોળા અને સાદા સ્વભાવ માટે ખેદ થયો. સુમિત્રાએ, સુમન્તના નિખાલસ અને સરલ હૃદયને અસામાન્ય ભોળું અને એક દ્રષ્ટિવાળું બનાવી દીધું હતું, એમ તે જોઈ શકી. એણે એક નિઃશ્વાસ નાંખ્યો. એણે જોયું કે માતાની દ્રષ્ટિ, એજ એની સૃષ્ટિ હતી અને સુમન્ત એના પોતાના બળ ઉપર જગતની કૂચ સાંગોપાંગ પાર પાડી શકે એમ ન્હોતું. માતાએ એને એવી રીતે રાખ્યો હતો કે એના હૃદયમાં સરલતા અને નિખાલસતા હોવા છતાં એનાં મન, બુદ્ધિ અને ઓજસ્ (Spirit) કુંઠિત થઈ ગયાં હતાં. સુધાને એની એટલી ઉમ્મરે પણ પરમાત્માએ સારાસારનો નિર્ણય કરી લેવાની અદ્ભૂત શક્તિ આપી હતી. એની ગ્રહણશક્તિ અને વિવેકબુદ્ધિએ સારો વિકાસ સાધ્યો હતો. તે થોડો વખત આ મન્થનમાં મુંગી બેસી રહી. સુમન્તને સુધાના મનોવિચારની કે તેના માનસિક વિકાસની કંઇ પડી ન્હોતી. તે વાત તે સમજી શકે એમ

ન્હોતું. સુધાને મૌન રહેલી જોઇ તે બોલ્યો. “ આ વખતે પગાર આવી જશે એમાંથી તેં મને કપડાં લાવવા જે પૈસા આપ્યા છે તે તને પહેલા આપી દઇશ હોં !”

“ પછી બાને શું આપશો ? ” સુધાએ સહજ સ્મિત કરી પૂછ્યું.

“ જે વધશે તે ! ” સુમન્તે ખુલાસો કર્યો.

“ શું વધશે તે ? વીસમાંથી પંદર જશે એટલે પાંચ જ રહેશે ને ? બા, એમ કરવા દેશે ? ”

“ ત્યારે તારા પૈસા ” સુમન્ત, કંઇક ગુંચવાઇને બોલ્યો.

“ પછી આપજો ! ” સુધાએ કહ્યું.

“ તને વાંધો નહિ હોય તો એમ કરીશ ! ”

“ મને તો કંઇ વાંધો નથી. મારે તો તે પૈસાની કંઈ જરૂર નથી ! તમે સુખમાં અને આનંદમાં રહો એટલે મારે મન નર્યા પૈસા જ છે ! ”

સુધા, સુમન્તની આવી ભોળી વાતચિતથી હૃદયથી ખિન્ન થતી હતી, છતાં એના સરલ સ્વભાવ માટે તેને એના ઉપર પ્રેમ ભરી દયા આવતી..

“ પણ તારે જોઇએ ત્યારે ? ” સુમન્તે પૂછ્યું.

“ મારી પાસે ઘણા પૈસા છે ! ” સુધાએ આ વાત ટુંકેથી પતાવી દેવાના ઇરાદાથી કહ્યું.

“ કેટલા લાવી છે ? ”

“ બધા ઘણાયે ! ”

“ તોયે ”

“ લગભગ સો રૂપીયા ! ”

“ ત્યારે તો પહેલો પગાર હું મારી બાને જ આપી દઇશ ! ”

“ બાને જ સ્તો ! બીજા કોને ? મારી પાસે પૈસા હોય ત્યાં સુધી મારે તો કંઈ જોઈતું નથી ! બાને પગાર આપી દીધા પછી

તમારે એ પૈસાની જરૂર પડે તો મારી પાસે માગી લેજો ! મારા બાપુજીએ આપણને મુશ્કેલી ન પડે એ હેતુથી મને આટલી રકમ આપી મૂકી છે અને જરૂર જણાય તો બીજી મદદ કરવા પણ જણાવ્યું છે ! ”

સુધાએ કહ્યું. સુધા આ શબ્દો બોલતી હતી, પણ તેનો અંતરાત્મા ઘવાયેલો હતો. તે ન સમજી શકે એવા પ્રકારની ખિન્નતા અને અસંતોષ એના મન ઉપર પળે પળે છવાઈ જતાં.

“ ત્યારે તો બહુ સારૂ ! ” સુધાની વાત સાંભળી લીધા બાદ સુમન્ત બોલ્યો. “ તારા બાપુજી બહુ સારા કહેવાય ! તને કે મને તકલીફ ન પડે એ બદલની કાળજી એમણે રાખી છે ! ”

સુમન્ત હર્ષાવેશમાં આવ્યો હતો, એમ એની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું. કંઈક અંશે એના દીલને નિરાંત વળી હતી.

“ પણ આ વાત તમારી બાને ન કરતા ! ” સુધાએ થોડો સમય વિચાર કર્યા બાદ કહ્યું.

“ કેમ ? ” સુમન્તે પૂછ્યું.

“ કારણ કંઈ નહિ, પણ એમને જણાવવાની જરૂર નથી. કદાચ એમને લાગે કે એ પૈસે સુખી પિતાએ, શ્વસુરગૃહની સ્થિતિની કિંમત ઓછી આંકી છે અને કદાચ એમનું સ્વમાન ઘવાય ! ”

સુધાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. સુમન્ત, એની આ વાત ધ્યાન દઈ સાંભળી રહ્યો, પણ એના કથનનું તાત્પર્ય પૂરેપૂરૂં સમજ્યો હોય એમ સુધાને લાગ્યું નહિ. એણે એક ધીમો નિસાસો નાંખ્યો.

“ સારૂં એ વાત મારી બાને નહિ કરૂં. ” સુમન્તે એ વાત ગુપ્ત રાખવાની ખાત્રી આપી.

“ પણ તમે તો ભોળા છો. અત્યારે આમ કહો છો, પણ પ્રસંગ ઉપસ્થિત થયે બધું ભૂલી જાઓ છો. મેં તમને કપડાં લાવવા પૈસા આપ્યા, એ વાત ગુપ્ત રાખવા મેં જણાવેલું, છતાં તમોએ

ક્હી નાંખેલી. જો કે આવી બાબતમાં વાંધો કંઇ નથી, પણ આપણી વાત જાહેર કરવાથીયે શો ફાયદો હતો! સમજ્યા ?"

"હા. હું ગુપ્ત રાખીશ." સુમન્તે પુનઃ ખાત્રી આપી.

આ પછી બીજી કેટલીક વાતચિત પછી બંને સુઈ રહ્યાં.

( પ )

બે ત્રણ દિવસ પછી સુમિત્રા, બપોરે જમી પરવાર્યા પછી સુંદરરામ શર્માને મળવા લક્ષ્મીનારાયણના મંદિરમાં ગઈ. મહારાજ એમના આરામગૃહમાં આરામ કરી રહ્યા હતા, પણ જાગતા હતા. સુમિત્રાને જોઇ તેઓ પથારીમાં બેઠા થયા. સુમિત્રા તેમની નજીક તેમની સામે બેઠી.

"કેમ, સુમિત્રા! વહુને સાથે નથી લાવી?"

સુંદરરામ શર્માએ સુમિત્રાને આસન લીધા બાદ એની સામે જોઇને પૂછ્યુ.

"ના મહારાજ! હું એકલી આવી છું. એને બહાર આવવાનો શોખ નથી. ઘરના કામકાજથી પરવારે છે એટલે એકલી બેઠી ચોપડીઓ વાંચ્યા કરે છે! અને કોણ જાણે કે કેમ તે અહિં આવવા નારાજ દેખાય છે!"

સુમિત્રાએ પ્રત્યુત્તર વાળ્યો.

"એમ?" સુમિત્રાનો આ પ્રત્યુત્તર સાંભળી સુંદરરામ શર્મા વિચારમાં પડી ગયો. એણે વિચાર કરતાં માથું ધુણાવ્યું.

"હા, અત્યારે પણ બેઠી બેઠી ચોપડીઓ વાંચતી હશે. આજ કાલની છોકરીઓ પુસ્તકો વાંચવામાં જેટલું લક્ષ આપે છે, એટલું બીજી બાબતોમાં ઓછું આપે છે. કોણ જાણે કે વાંચી વાંચીને ક્યીયે પંડિત થઈ જશે!"

"ક્યાં પુસ્તકો વાંચે છે?" સુંદરરામ શર્માએ પ્રશ્ન કર્યો.

"એની મને ખબર નથી. મેં કયાં એની ચોપડીઓ જોઈ છે? એના બાપને ત્યાં સાહ્યબી ભોગવેલી એટલે આખો દિવસ નવરી ધૂપ જેવી એટલે આ છંદ પડી ગયેલો! મને તો એમ લાગે છે કે આજકાલનાં છોકરાં આવી લતને લીધે બ્હેકી જાય છે! બહાર હરવું, ફરવું, બોલવું, ચાલવું એવું એમને ગમેજ નહિ! મેં ગઈ કાલે એને સુમન્તના શેઠને ત્યાં મારી સાથે આવવા જણાવ્યું, તેનીયે તેણે ના પાડી! એ તો એમ કહે છે કે ઘર મૂકી ખાસ કારણ સિવાય બહાર રખડવું શું? સ્નેહી સંબંધીને ત્યાં મળવા જવું એનેયે એ રખડવાનું કહે છે! કેટલો બધો વિચિત્ર સ્વભાવ?"

સુમિત્રાએ, એના દીલની વરાળ બહાર કાઢી.

"પછી?" સુંદરરામ શર્માને એ વાતમાં રસ પડવા લાગ્યો.

"પછી શું? એણે ના પાડી એટલે મેંયે પણ જવાનું માંડી વાળ્યું! એનો ધણી જેને ત્યાં નોકરી કરે છે, એના કુટુંબીજનો સાથે પણ મેળ રાખવાની એને પડી નથી!"

"એ તો એમ હોય? હજુ બાળક છેને? હજુ એ બિચારીએ દુનિયા કયાં જોઇ છે?"

સુંદરરામ શર્માએ સુધાની રીતભાત તરફ ક્ષમાભાવ–દયાભાવ વ્યક્ત કરતાં જણાવ્યું.

"બાળક તો શાની? શું નાની છે? સમજદારી તો એટલી બધી છે કે કંઈ કહેવાની વાત નહિ! કોઇ કોઇ વખત તો એવી વાતો કરે છે કે મોટી ઉમ્મરની સ્ત્રી પણ તેવું ન જાણતી હોય!"

સુમિત્રા બોલી.

"એ તો હજુ દુનિયા જોશે એટલે બધું સમજી જશે. હાં, પણ તું સુમન્તના શેઠને ત્યાં કેમ જવા માગતી હતી?" સુંદરરામ શર્માએ નવો પ્રશ્ન કર્યો.

"આ તો શેઠે સુમન્તનો પગાર દશને બદલે વીસ કરી આપ્યો એટલે મારા મનથી એમ કે લાવ જરા એમને ઘેર જઈ એ બદલ શેઠાણી આગળ મારો આભાર વ્યક્ત કરી આવું અને એને પણ શેઠના કુટુંબીઓ સાથે ઓળખીતી કરી આવું! પણ માને ત્યારેને?"

સુમિત્રાએ સ્ફોટ કરતાં જણાવ્યું.

"શું સુમન્તનો પગાર દશને બદલે વીસ થયો?"

સુંદરરામ શર્માએ તત્પરવેનું એનું અજ્ઞાન દર્શાવતાં પૂછ્યું.

"હા, આપે રખાવેલો ત્યારે દશ કરેલા, પણ હવે વીસ આપવા જણાવ્યા છે! શેઠ આમ સારા માણસ તો ખરા!" સુમિત્રાએ ઉદ્દ્ગાર કાઢ્યા.

"સુધા પણ આ વાત સાંભળી રાજી થઈ હશે?"

સુંદરરામ શર્માએ કલ્પના કરતાં જણાવ્યું.

"એને તો જાણે એમાં કંઈજ ન બન્યું હોય એમ જણાય છે! ઉપકારની લાગણી હોય તો મારી સાથે એમને ત્યાં ન આવે?"

"પગાર તો હજુયે વધે! પણ તે બધું તમારી રીતભાત ઉપર આધાર રાખે છે!"

સુંદરરામ શર્માએ સુમિત્રાની વાત સાંભળી લીધા બાદ, થોડો સમય વિચાર કર્યા પછી જણાવ્યું.

"એટલે?" સુમિત્રાએ જરા ચકિત થઇને પૂછ્યું.

"આવી વાત તારા જેવીને પણ સમજાવવાની હોય?"

સુંદરરામ શર્માએ એની વિકારી અને મસ્તી ભરી આંખો દ્વારા, એણે ઉપસ્થિત કરેલા પ્રશ્નનો પ્રત્યુત્તર, કોઇ ગૂઢ ભાવ વ્યક્ત કરી જણાવ્યો.

"સમજી!" સુમિત્રાએ થોડી વારે વિચાર કર્યા પછી ઉદ્દ્ગાર કાઢ્યા.

"જેનું જોબન પહેલાં ગુરૂશરણે અને પછી શેઠ કે ઉપરીના

શરણે જાય છે, તેને આ દુનિયામાં કશાની ઉણપ રહેતી નથી, એ વાત તારા જેવીને ફરી ફરી સમજાવવી પડે એમ છે? મારા કહેવાનો મુદ્દો સમજી શકે છેને ?"

સુંદરરામ શર્માએ નફટાઇની હદ ઓળંગી.

સુમિત્રા પહેલાં તો ચમકી ઉઠી, પણ પાછળથી ધીમી પડી. તે મુંગી બેસી રહી. એના મનમાં અનેક વિચારતરંગ જાગ્યા. અર્ધોએક કલાક ત્યાં બેઠા પછી ત્યાંથી ઉઠી એને ઘેર ગઇ.

સુધા, ત્યાર બાદ વીણાનગરમાં દોઢેક માસ રહી, પણ સુમિત્રાએ એને લક્ષ્મીનારાયણ મંદિરના દર્શને કે સુમન્તના શેઠને ત્યાં આવવા જવા માટે કંઇ કહ્યું ન્હોતું. એના શ્વસુરગૃહના સંબંધીઓ કે નજીકના પડોસીઓને ઘેર તે કોઈ કોઈ વખત જઇ બેસતી, પણ તે સિવાય બહાર નીકળતી નહિ. સુમન્તને મહિનો પૂરો થતાં વીસ લેખેનો પગાર મળી ગયો હતો અને તે રકમ એણે એની માતાને આપી દીધી હતી. સુધાએ એને એની અને ઘરની જરૂરી વસ્તુઓ ખરીદી લાવવા માટે એની પાસેની રકમનો મોટો ભાગ સુમન્તને આપી દીધો હતો. ઘરમાં શું શું જોઇએ અને શું શું ખરીદી લાવવું જોઇએ, એનો વિવેક એણે એને સમજાવ્યો હતો. ઓછાં સાધનોનો પણ જો સાંગોપાંગ ઉપભોગ કરતાં આવડે, તો જીવનમાં સુખ, આનંદ અને સગવડતા અનુભવી શકાય છે એમ એને સમજાવ્યું હતું. સુંદરરામ શર્મા સાથેના અપવિત્ર સંબંધને લીધે સુધા, સુમિત્રા તરફ આન્તરિક રીતે તિરસ્કારની દ્રષ્ટિથી જોતી હતી, છતાં એણે પુત્રવધૂ તરીકેની સાસુ તરફની એની ફરજ, માન અને પ્રેમભાવમાં ખામી આવવા દીધી ન્હોતી. તે તેની સાથે મળીને ચાલતી અને ગૃહકાર્યમાં એના કહ્યા પ્રમાણે વર્ત્તતી. એની હાજરીમાં સાસુને ગૃહકાર્યમાં જેમ બને તેમ ઓછું કામ કરવું પડે તેની તે સંભાળ રાખતી. સુમન્તમાં વ્યવહારિક અને

પારમાર્થિક ઓજસ્ ઉત્પન્ન કરવા એણે બનતો પ્રયત્ન કર્યો હતો, પણ સુમિત્રાના સંસ્કારો એટલા બધા રૂઢ બની ગયા હતા કે તેનામાં કંઇ મહત્વનો સુધારો થયો ન્હોતો. તેમ છતાં એના ભોળા અને નિખાલસ હૃદયને લીધે એને થોડો થોડો સંતોષ થતો. સુમન્તની રીતભાત તેના તરફ એકંદરે સારી હતી. એટલે શ્વસુરગૃહના એ દોઢ માસના વસવાટ દરમ્યાન એનાં મન કે આત્માને ખાસ કલેશ થાય એવા પ્રસંગો ઉપસ્થિત થયા ન્હોતા. દોઢ માસ પછી શંકર-પ્રસાદના પત્ર પ્રમાણે શંકરપ્રસાદના મામાનો દીકરો ગોપાળરાય વીણાનગર આવી સુધાને કેશવનગર તેડી ગયો.

( ૬ )

"સુધા ! આવી પહોંચી ? બેટા !" દોઢ માસના ગાળા પછી સુધાને શ્વસુરગૃહેથી ઘેર આવી પહોંચતાં શંકરપ્રસાદે, સુધા તરફ પ્રેમભાવભર્યા વાત્સલ્યથી પૂછ્યું.

"હા, બાપુજી !" સુધાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"સુધા ! ત્યાં બધાં મગ્નમાં છે ને ?" સુધાની માતા પ્રેમ-દુલારીએ સમાચાર પૂછ્યા.

"હા, બા ! મારૂં શરીર પણ સારૂં છે !" સુધાએ પ્રત્યુત્તર વાળ્યો. મ્હોટી બ્હેનને સાસરેથી આવેલી જોઇ, હસમુખ અને મનહરને આનંદ થયો. રામદાસ પટેલનાં કુટુંબીજનો સુધાને મળી ગયાં; તેમજ આડોસીપાડોસી અને ગામનાં બીજાં માણસો પણ એમની અનુકુળતા પ્રમાણે તેની પાસે આવી ગયાં. કેશવનગરમાં સુધા તરફ સર્વેનો આવો પ્રેમભાવ હતો. સાત આઠ દિવસ આમ ચાલ્યા ગયા. એક દિવસ પ્રેમદુલારી અને સુધા, શંકરપ્રસાદ કંઈ કામ પ્રસંગે આનંદપુર ગયેલ હોવાથી, બપોરના જમી પરવારી આરામથી બેઠાં હતાં અને વાતે વળ્યાં હતાં. પ્રેમદુલારીએ વીણાન-ગરની એના શ્વસુરગૃહની વાત છેડી.

"સુધા ! ત્યાં તને ગમ્યું તો હતું ને ? તારી સાસુ તો માયાળુ છે ને ?"

"હા, બા !" સુધાએ ટુંકો પ્રત્યુત્તર વાળ્યો, પણ પ્રેમદુ-લારીને એટલેથી સંતોષ થયો નહિ.

"ત્યાં તને કંઇ દુઃખ તો ન્હોતું ને ?" પ્રેમદુલારીએ ફરીથી પૂછયું.

"ના, રે ! બા ! તમોએ ચોકસાઇ અને ચીવટાઇથી મારે માટે જે ઘર શોધી કાઢયું છે, તે ઘરમાં મારે શું દુઃખ હોય ? બાપુજી પાસે પૈસા છે એટલે દુઃખ હોય તોયે સુખ બનાવી શકાય એમ છે !"

સુધાએ સ્ફોટ કરતાં જણાવ્યું.

સુધાના આ શબ્દો સાંભળી પ્રેમદુલારીએ જરા અસ્વસ્થતા અનુભવી.

"એટલે ?" પ્રેમદુલારીએ ફરીથી પૂછયું.

"મેં કહ્યું તે. મારે માટે ઘર શોધવામાં તમોએ કંઇ ખામી રાખી નથી તે."

સુધા આ શબ્દો એવી રીતે બોલી કે એની પાછળ રહેલો અસંતોષ અને ખેદ વ્યક્ત થયા સિવાય રહે નહિ.

"એટલે એ ઘર શોધવામાં તારા બાપુજીની ભૂલ થઈ છે ?"

"ના, રે ! ના ! ભૂલ શાની ? બાપુજીનો મારા ઉપર અનહદ પ્રેમ છે એટલે ભૂલ તો શાની કરે ? પણ કિસ્મત એક એવી વસ્તુ છે કે માણસ ગમે તેટલી સાવચેતી અને કાર્યદક્ષતા રાખે તોયે ભૂલું પડી જાય છે ! બાપુજીએ સંભાળ રાખી છે, પણ મારા કિસ્મતે તેમને ભૂલ ખવડાવી છે ! તું પૂછે છે એટલે કહું છું, બાકી મારે હવે એ બાબતની વરાળ કાઢવાની હોય નહિ ! સુખ માનું તો સુખ છે

અને દુઃખ માનું તો દુઃખ છે! અને હજુ આટલા ટુંકા સમયમાં ત્યાંની પરિસ્થિતિનો કયાસ પણ કયાંથી કાઢી શકાય? બા.!"

સુધાની મુખમુદ્રા ઉપર ગ્લાનિ છવાયેલી જણાઇ.

પ્રેમદુલારીનું દીલ આ સાંભળી વધારે અસ્વસ્થ થતું હતું.

"એટલે સુધા! ખરી હકીકત શું છે તે તો કહે!"

પ્રેમદુલારીએ એને બધી હકીકત સ્પષ્ટ કરવા આજીજી કરી.

"બા! એમના ઘરની સ્થિતિ ગરીબ અને મુશ્કેલી ભરેલી છે, એની ચિંતા તો હું કંઇ પણ કરતી નથી. કારણ કે પૈસા એકલા જ કંઈ કેવળ સુખ આપનારી વસ્તુ નથી. પૈસા તો આજ હશે ને કાલ જશે અને જ્યાં નહિ હોય ત્યાં આવશે. પણ સંબંધમાં ઘરનાં માણસો એજ મહત્વની વસ્તુ છે. તમોએ કુળ અને કુટુંબ જોયું, પણ માણસો જોયાં નથી તે વાત તો ચોક્કસ."

"એમ? સુધા!" પ્રેમદુલારી ચમકીને બોલી ઉઠી.

"હા, બા! તારે મ્હોંયે વધારે શું કહું? પણ તમારી સુધાને તમોએ જેવી બનાવી છે, એવું સ્થાન તમે જોયું નથી! હવે, એ વાત જવા દે. હું આથી વધારે કંઈ કહી શકું એમ નથી. છતાં તારે જાણવું હોય તો રામદાસ કાકાની ગંગાને પૂછી લેજે!"

સુધા આટલું બોલી મૌન રહી.

"સુધા! ઘર હજુ ભાડાનું છે કે નવું ખરીદી લીધું છે?"

પ્રેમદુલારીએ એમની વાતચિતના અંતભાગનો વિષય બદલતાં પૂછ્યું.

"ભાડાનું. બાપુજી મદદ કરે તો ઘરનું ઘર થાય. બાકી દશ વીસની નોકરીમાં હમણાં બે દશકામાં તો ઘરનું ઘર થવાનો સંભવ નથી. માંડ માંડ રોટલા ખર્ચ નીકળે તોયે બસ છે!" સુધાએ ખુલાસો કર્યો.

"આમ સાવ નિર્ધન થઈ ગયાં છે?" પ્રેમદુલારીએ બીજો પ્રશ્ન કર્યો.

"થઇ શું ગયાં છે! તમોએ શોધી કાઢયાં ત્યારનાં જ હતાં! બાપુજીને અહિં કેશવનગરમાં બેઠાં વીણાનગરના આવા હાલહવાલની શી ખબર પડે?"

સુધા કંઇક કંટાળો લાવી બોલી ઉઠી.

"પાસે કંઇ જ રહ્યું નથી?"

"ના." "મારી સાસુ પાસે એમની કંઇ જણસો રહી હોય એવું પણ જણાતું નથી. નથી ઘર, નથી બહાર, નથી જણશો. નથી કંઈ રોકડ. હા, એટલું ખરૂં કે જરૂર પૂરતું રાચરચીલું ઘરમાં છે એટલે એ બાબતની અગવડતા નથી. કોઇકોઇ વખત તો ઘરનું ભાડું ચઢી જાય છે તે ચૂકવતાં પણ આંખે પાણી આવી જાય છે, બા!"

"શું કહે છે સુધા! આવી પરિસ્થિતિ છે? ત્યારે તો આરામ શાનો? તારા બાપુજીએ જબ્બર ભૂલ ખાધી છે!" પ્રેમદુલારી ખિન્ન થતી બોલી.

"બાપુજીએ નહિ, પણ મારા કિસ્મતે! પણ બા! તું ખિન્ન થઇશ નહિ અને આ બાબતની કંઈ વાત બાપુજીને કરીશ નહિ, નહિંતર તેમને ભારે દુઃખ થશે. હવે આ વાત આપણે આટલેથી પતાવો, નહિંતર તારે વિના કારણ રડી લેવું પડશે! આવા સંજોગો હોવા છતાં હું તો તમારી હુંફ અને પરમાત્મા ઉપરના વિશ્વાસને લીધે મારી જાતને સુખી માનું છું!"

સુધા આ શબ્દો બોલતી ત્યાંથી ઉઠી અને રામદાસ પટેલને ત્યાં ગંગાને મળવા ગઇ. ગંગા સમક્ષ એણે એના શ્વસુરગૃહની બધી હકીકત, પ્રેમદુલારી આગળ જણાવેલી તે પ્રમાણેની કહી નાંખી અને વધારામાં સુમિત્રાની રીતભાત અને સુમન્તની પ્રકૃતિ

સંબંધેનું વિવેચન પણ કર્યું. ગંગા, આ બધું સાંભળી ખેદ અનુભવી બોલી "બ્હેન! જેવું કિસ્મત! પણ તારૂં સત્ય અને પૂણ્ય હશે તો કાલ ઉઠીને સુખના દિવસ આવશે! એક સરખી પરિસ્થિતિ કંઇ સર્વેની કાયમ રહેતી નથી! સુમન્ત માવડીયો હશે તો કાલ ઉઠીને તારો પણ થશે! એનો સ્વભાવ માયાળુ, ભોળો અને નિખાલસ છે એટલે મુશ્કેલી રહેશે નહિ! એ મહારાજ અને સુમન્તના શેઠથી સાવધ રહેજે! એ લોકો મહાદુષ્ટ જણાય છે!"

ગંગાએ સુધાને આશ્વાસન અને સલાહ આપ્યાં.

"સુંદરરામ શર્મા, આપણા મંદિરના મીઠારામ મહારાજને ઓળખે છે!"

સુધાએ વાતચિતમાં આગળ વધતાં નવી વાત કહી.

શું કહે છે?" ગંગાએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

"હા, એ મહારાજે મને એમના સંબંધે વાતચિત કરી એમના સમાચાર પણ પૂછ્યા હતા!"

"એમ?"

"હા."

"તો આપણે આવતી કાલે રામજી મંદિરમાં દર્શને જઇશું તે વખતે મીઠારામ મહારાજને એની વાત કાઢી બધું ધીમે ધીમે પૂછી લઇશું."

ગંગાએ, સુંદરરામ શર્માની જીંદગી જાણી લેવાની તત્પરતા બતાવી, તે સંબંધેનો રસ્તો શોધી કાઢ્યો.

"હા, તે વાત બરોબર છે. આપણે આવતી કાલે જરૂર જઇ આવીશું! બીજું કંઈ જાણવા જેવું છે, ગંગા! કેશવનગરનું?"

"ના, ખાસ કંઈ નથી. અને કંઇ હશે તોયે અત્યારે યાદ આવતું નથી—અને કદાચ કંઇ યાદ આવશે તો કાલે વાત!"

સુધા આટલી વાતચિત પછી એને ઘેર આવી.

( ૭ )

સાંજે વાળુ કર્યા પછી શંકરપ્રસાદ ગાદી તકીયે પડયા આરામ કરી રહ્યા હતા. જ્યારે સુધા એના મામાને મળવા ગઈ હતી, તે વખતે પ્રેમદુલારીએ, સુધાએ ના પાડેલી હોવા છતાં, સુધાએ જાહેર કરેલી એના શ્વસુરગૃહની તમામ પરિસ્થિતિ એમને કહી નાંખી. આ વાત કરવામાં પ્રેમદુલારીએ એનાં વાણી અને અભિનયને અસરકારક બનાવ્યાં હતાં.

"શું આટલી બધી વિકટ પરિસ્થિતિ છે ?" પ્રેમદુલારીએ રજુ કરેલી હકીકત સાંભળી લીધા બાદ શંકરપ્રસાદ ગાદી ઉપર જરા ટટ્ટાર થઇને બેઠા.

"હા. હવે એનો કંઇ રસ્તો કાઢશો કે પછી દીકરીને શોષાઇ જવા દેશો ?"

પ્રેમદુલારીએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"રસ્તો જરૂર થશે. એમ કંઈ એને દુઃખી રાખી શકાશે નહિ. વિકટ પરિસ્થિતિ હોવાનો ખ્યાલ તો મને પહેલાંથીજ હતો, પણ સાવ આવી પરિસ્થિતિ હશે એવી કલ્પના મને ન્હોતી ! ખેર ! હવે, જે થઇ ગયું તે થઈ ગયું. ઘર તો સારૂં ખાનદાન અને કુળવાન્ છે, એ વાતનો તો સંતોષ છેને ? પૈસા મળે છે, પણ ખાનદાની કે કુલિનતા મળી શકતી નથી. અનુભવીઓએ તે વાત સાચી કહી છે કે ખાનદાની કંઇ પૈસાથી ખરીદી શકાતી નથી. ખાનદાનનું ઘર છે એટલે કાલે ઉઠીને સુખી થશે ! અને આપણે તો બેઠાંજ છીએને ? આપણે સુખમાં હોઇશું અને સુધા દુઃખમાં રડતી રહેશે એવું કંઈ ઓછુંજ બનવાનું છે ?"

શંકરપ્રસાદે, એમની જાતને અને પ્રેમદુલારીને આશ્વાસન આપતાં જણાવ્યું.

"તો પછી એનો રસ્તો અત્યારથીજ કાઢોને ! હવે કંઈ સુધા લાંબો વખત આપણે ત્યાં કાયમ રહેવાની છે ? આજે આવી છે ને

કાલે તેડી જાય તો કંઇ ના કહેવાય એવી છે? એને સુખ મળે એવું કરો!"

પ્રેમદુલારીએ સુધાની મુશ્કેલીનો પ્રશ્ન વિચારી લઈ, એનો ઉકેલ આણવા શંકરપ્રસાદને પ્રાર્થના કરી.

"ત્યારે આપણે શી રીતે કરીશું?"

શંકરપ્રસાદે, પ્રેમદુલારીની વાત સાંભળી લીધા બાદ તે પ્રશ્ન પરત્વે એની સલાહ પૂછી.

"એ તો હું શું કહું? તમારો વિચાર હોય તે. હાથ જરા ખુલ્લો રાખશો તો દીકરી આશિષ દેશે."

"હા, હા, એ હુંયે સમજું છું. પણ કરવું શું? રોકડ મદદ તો જેટલી કરીએ તેટલી બધી ઉડી જવાની છે અને દીકરીને તો દુઃખનું દુઃખ રહેવાનું છે!"

"તો વીણાનગરમાં એને ઘર લઈ આપો!"

પ્રેમદુલારીએ સલાહ આપી.

"ઘર લઇ આપવાની ના નથી, પણ એવું ઘર રાગે પડતું મળવું જોઇએને? ઘર લેવું એટલે કાંઈ બસો પાંચસોની વાત નથી. તેઓ સુખેથી રહી શકે એવા ઘર માટે ઓછામાં ઓછા બે હજાર રૂપીયા ખર્ચવા પડે અને તેમ કરવા છતાંયે જ્યાં સુધી એની સાસુ બેઠી છે અને તે સ્વતંત્ર ન થાય ત્યાં સુધી કંઇ ભલીવાર આવવાનો નથી!"

શંકરપ્રસાદે, થોડોક સમય વિચાર કર્યા બાદ જણાવ્યું.

"એટલે?"

"ઘર તો સુધાના નામે લેવાય તોજ સહીસલામતી. પણ તેની સાસુ એમ ન કરવા દે તો આપણા પૈસા જાય અને છોડી તો એવીને એવી રહે!"

"તમારૂં તે કહેવું બરાબર છે. એની સાસુ, સુધાને નામે તો મકાન નજ લેવા દે. અને તેમને નામે લઇએ તો તેમાં કાલ ઉઠીને કોઈ જાતના સંયોગો બદલાઈ જાય તો આપણા પૈસા જાય અને દીકરી તો રોતીજ રહે એમાં શક નહિ. તેમ છતાં કંઈ રસ્તો કાઢયા વગર છૂટકો છે? પૈસા જશે, એવા ભયથી કંઇ છોડીને મુશ્કેલી અનુભવતી રાખી શકાય છે?"

"તે સંબંધે નિરાંતે વિચાર કરી જોઇશ. તેમજ બે ડાહ્યા માણસોની સલાહ પૂછી લઇશ અને જેવી સલાહ મળશે એવો માર્ગ લઇશું. વળી એકાદ વખત સુધાની સાસુ પાસે જઈ આ બાબતમાં એમનો વિચાર પણ જાણી લઇશું. ઇચ્છા હશે તો ઈશ્વર આપણને માર્ગ સુઝાડશે. સુધાને કંઇ રોતી રાખીશું નહિ."

શંકરપ્રસાદે એમનો નિર્ણય જાહેર કર્યો.

"તમારૂં કહેવું સત્ય છે. એને રોતી રખાયજ નહિ. પુત્રીને પરણાવી નાંખવામાં માબાપ, ઘર જોવામાં જેટલી કચાશ રાખે એટલી કચાશની પૂર્તતા કરી આપવાની ફરજ માબાપ ઉપર રહેલી છે. પુત્રી તરફની ફરજ અદા કરવામાં માબાપ જેટલા પ્રમાણમાં બેદરકાર રહે છે, તેટલા પ્રમાણમાં પુત્રીને સોસવું પડે છે અને સાથે સાથે તેમને પણ દુઃખી થવાનું રહે છે. આપણી ભૂલ આપણે સુધારીએ તો પછી સુધાને લાંબી મુશ્કેલી નહિ રહે!" પ્રેમદુલારીએ જણાવ્યું.

(૮)

મામા મામી, સુધાને જોઇ ખુશ થયાં. મામા મામીના પ્રશ્નોનો એણે ખુલાસો આપ્યો, તેમજ પ્રતિકુળ સંયોગો હોવા છતાં એનું જીવન સુખી છે અને સુખી થશે એવી આશા એણે વ્યક્ત કરી. ગિરીશ, એ અરસામાં બે ચાર દિવસ માટે ફોઇ ફુવા પાસે કેશવ-નગર આવેલો હોઇ ત્યાં હાજર હતો. એણે સુધાની વાતમાં રસ લીધો.

" સુધા બ્હેન ! મારા સાંભળવા પ્રમાણે તમારી સાસુ જબરી છે ! એની હાયે હા ન કરી તો સમજજો કે તમને જંપવા નહિ દે! તમારા બાપુજીનાં બધાં સાધનોયે એની આવી પ્રકૃતિને લીધે તમારા ઉપયોગમાં આવે તેમ નથી ! ગરીબ માણસને પહોંચી શકાય, પણ શઠ માણસને સીધું બનાવવાનો કોઇ ઉપાય નથી ! " ગિરીશે સુધા તરફ જોઇને કહ્યું.

ગિરીશની આ વાત સાંભળી સુધા થોડો સમય તો મુંગી બેસી રહી પણ પાછળથી બોલી " ગિરીશભાઇ ! તમારૂં કહેવું બરોબર છે, પણ હવે થાય શું ? જેવાં માણસો મળ્યાં તેમની સાથે નભાવવુંજ રહ્યુંને ? સાસુ જબરી હોય અને કારણ વિના કનડગત કરે તો વહુને સોસવું પડે છે, એમાં શંકા નથી, પણ શઠતા સામે શઠતા નહિ, પણ સત્યતા રાખીએ તો મોડો વ્હેલો એનો પ્રતિકાર થયા સિવાય રહેતો નથી ! "

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

" પણ એવો પ્રતિકાર કરવા જતાં તો પાણી ઉતરશે, પાણી !

આ તો સુમિત્રા છે! માટે સાવધ નહિ રહો તો હેરાન થઈ જશો ! સુમન્તને પણ હું ઓળખું છું ! સાસુ જબરી, ધણી માવડીઓ, એવી સ્ત્રીને બધી રીતે હેરાન થવાનું હોય છે ! "

આ ચર્ચા આગળ ચલાવવા જતાં બટકબોલો ગિરીશ, એના શ્વસુરગૃહ વિષે વધારે પડતી વાત કરી નાંખશે અને શ્વસુરગૃહની નિંદા થશે એ ભયથી સુધા આ શબ્દો સાંભળી લીધા બાદ મૌન બેસી રહી. ગિરીશ થોડી વારે ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો.

" મારી સાસુને ગિરીશભાઈ ક્યાંથી ઓળખે ? "

ગિરીશના ગયા બાદ સુધાએ એની મામી વિભાવરીને પૂછ્યું.

" એની ઉમ્મર નાની છે એટલે ન્યાતની પટલાઈ કોઇ કરવા દેતું નથી, બાકી એ તો ન્યાતનો પટેલ થાય એવો છે ! "

વિભાવરીએ એના ભત્રીજાની પ્રશંસા કરતાં જણાવ્યું.

“પટલાઇ એવી કરશે કે લોકોને ગમે તેમ બોલી ભડકાવી મારશે અને દબાવી દેશે!”

અત્યાર સુધી મૌન રહેલા સુધાના મામાએ એમનો અભિપ્રાય આપતાં જણાવ્યું અને પાછળથી હસી પડયા.

“ખરી વાત કરવામાં હંમેશાં આવુંજ થાય છે! સુધાને એણે ખરી વાત કરી એટલે તેમને ભડકાવી મારવા જેવું લાગ્યું! ચાલો હવે જમી લઇએ!” વિભાવરીએ કહ્યું. સુધા ત્યાંથી ઉઠીને ઘેર આવી.

( ૯ )

બીજે દિવસે બપોરે શંકરપ્રસાદ બહાર ગયા હતા. પ્રેમદુલારી, હસમુખ અને મનહર, વિભાવરી પાસે બેસવા ગયાં હતાં. સુધા ઘરમાં એકલી હતી. સુધાના આવ્યા પછી શંકરપ્રસાદે એના પહોંચી જવાના સમાચારનો પત્ર વીણાનગર લખી નાંખ્યો હતો, તેનો પ્રત્યુત્તર આવી ગયો હતો. સુધાએ સુમન્તને પત્ર લખવાનો વિચાર કર્યો હતો, પણ સાસુના ભયને લીધે એણે એનો વિચાર મુલતવી રાખ્યો હતો છતાં એની એ ઇચ્છા વારંવાર જાગૃત થતી હતી. તે હિંચકા ઉપર બેઠી બેઠી હિંચી રહી હતી. ધાર્મિક વાર્ત્તાનું એક પુસ્તક એની પાસે હિંચકા ઉપર પડયું હતું. એનું મન, અનેક પ્રકારના વિચાર વ્યાપારમાં રોકાયેલું હતું, તેવામાં કેશવનગરના વીરચંદ શેઠનો યુવાન પુત્ર રમાકાન્ત આવી પહોંચ્યો. રમાકાન્ત અને સુધા સમવયસ્ક જેવાં હતા. તેઓ સાથે ભણેલાં અને સાથે હરેલાં ફરેલાં. બંને વચ્ચે નિર્દોષ અને નિખાલસ પ્રેમભાવ હતો.

“આવો, આવો, રમુભાઇ!” સુધા રમાકાન્તને જોઈ આનંદ વ્યક્ત કરતી એનો સત્કાર કરતી બોલી “આજે બ્હેનને મળવાની ફુરસદ તમે કાઢી તો ખરી!”

રમાકાન્તને જોઇ સુધા હિંડોળા ઉપરથી ઉભી થઇ અને હિંડોળાની સામે દિવાલને અઢેલીને પડેલી ખુરશી ઉપર બેઠી અને રમાકાન્તને હિંડોળા ઉપર બેસવા જણાવ્યું. રમાકાન્ત, હિંડોળા ઉપર બેઠો અને ધીમે ધીમે હિંચવા લાગ્યો.

"તું આવી તેને બીજે દિવસે તો મળી ગયેલો અને આજે ફરી આવ્યો છતાં આમ બોલે છે?"

રમાકાન્તે બેઠા પછી હસતાં હસતાં જણાવ્યું.

"પણ તે દિવસે આપણે ક્યાં નિરાંતે બેસી શક્યાં હતાં? પાંચદશ મીનીટમાં વાત પણ શું થાય? એટલે આજે ફુરસદ કાઢી આવ્યા તેથી આમ કહું છું!"

સુધાએ હસતાં હસતાં પ્રત્યુત્તર વાળ્યો.

"શું સમાચાર છે, સુધા!" રમાકાન્તે પૂછ્યું.

રમાકાન્તનું વય વીસેક વર્ષનું હતું. એના શરીરનો બાંધો આમ તો દ્રઢ હતો, પણ નાના મોટા વ્યાધિઓના વારંવારના હુમલાને લીધે એમાં શિથિલતા અને નિર્બળતા આવી ગઇ હતી. એના મુખ ઉપરની લાલીમાં ફીક્કાશ આવી ગઇ હતી અને આટલી ભર યુવાન વયે પણ જીવનથી કંટાળી ગયો હોય એવા ખેદની છાયા એના મુખ ઉપર છવાયેલી હતી. છતાં એની પ્રકૃતિમાં સરલતા અને વિનોદનાં તત્ત્વો હોવાથી એનો માનસિક ખેદ કે જીવનનો કંટાળો કોઇના કળવામાં આવી શકતાં નહિ.

"સારા છે, રમુભાઈ!" સુધાએ રમાકાન્તના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"પેલો લીલાધર તો કહે છે કે સુધાને સાસરામાં કંઇ સુખ નથી. ખાવા પીવા સુદ્ધાંતની તકલીફ છે, એમ કહે છે, ત્યારે ખરૂં શું?"

રમાકાન્તે પૂછ્યું.

"હું કહું છું તે, રમુભાઈ! દુનિયા તો ગમે તે કહે, અને એમ દુઃખ હોય તોયે શું? જીવનમાં સુખ પણ હોય અને દુઃખ પણ હોય!"

સુધાએ ગંભીરતાથી જણાવ્યું.

"એમજ છે. સાચા સુખની અને કાતિલ દુઃખની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. સર્વ સામાન્ય, સુખ અથવા દુઃખનું ધોરણ સમજી શકાય એમ નથી. નાનપણમાં જેને સુખ કહેતા, તે આજે દુઃખ બન્યું છે અને દુઃખ કહેતા તે આજે સુખ સમું જણાય છે! શી દુનિયા છે?"

રમાકાન્ત આ શબ્દો ગંભીરતાથી બોલ્યો પણ પાછળથી ફીકકું હાસ્ય કરી ગયો.

"તમેયે રમુભાઈ! અત્યારથી દુનિયાના સુખ દુઃખના પ્રશ્ન ઉપર બહુ ગંભીર બની ગયા હો એમ જણાય છે!"

સુધા હસતી હસતી બોલી.

"એવુંજ છે, સુધા! તારી ભાભી ઘેર આવી ત્યારથી કોણ જાણે કે તબીયતજ સારી રહેતી નથી અને દિનપ્રતિદિન રોગ અને નિર્બળતા વધતાં જાય છે! ખરૂં પૂછીએ તો દુનિયાની બધી ઉપાધિ પરણ્યા પછી ઉભી થાય છે! પહેલાં તો પરણવું સારૂં લાગે છે, પણ પાછળથી ઉપાધિ વધે છે ત્યારે જીવન કડવું થઇ જાય છે!"

રમાકાન્ત આ શબ્દો કંટાળાની લાગણી વ્યક્ત કરતો બોલ્યો.

સુધા, આ સાંભળી મુંગી રહી, પણ છેવટે બોલી." રમુભાઈ! દુઃખ અને ઉપાધિ આવી પડે એવા ભયથી ન પરણવું એ કંઈ નિયમ તરીકે સ્વીકારાય નહિ. પરિણિત જીવનના સ્વર્ગિય સુખની સાથે થોડું દુઃખ પણ હોય, એથી કંટાળી જવું જોઇએ નહિ!

મારાં ભાભી તો આમ બિચારાં સારાં છે! તમે અત્યારથી કેમ થાકી ગયા? તમે માંદા પડો એમાં ભાભી શું કરે?"

સુધા, આ શબ્દો બોલી મુક્તકંઠે હસી પડી.

રમાકાન્ત, સુધાના આ શબ્દો એની સામે સ્થિરદ્રષ્ટિ રાખી સાંભળી રહ્યો.

"તારી ભાભી સારી છે, પણ સંસાર ખારો છે. મને તો આ લગ્ન પછીના જીવનમાં સ્વર્ગીય સુખ કંઇ જણાતું નથી! સવારથી સાંજ સુધી એક ક્ષણની પણ શાન્તિ નહિ! હું વારે વારે માંદો પડી જાઉં. તારી ભાભી પણ સંપૂર્ણ આરોગ્ય ભોગવતી હોય એવું મને લાગતું નથી. નાનાં નાનાં બે ત્રણ છોકરાં અને તેમનો રોવા કુદવાનો કોલાહલ! આખો દિવસ ધમાલની ધમાલ! મને તો આખું જીવન વેઠ જેવું લાગે છે! લગ્નનો આદર્શ, સાહિત્યકારો મીઠી ભાષામાં રજુ કરે છે એવો કંઇજ નથી! વ્યવહારિક જીવનમાં જે દેખાય તે ખરૂં! આદર્શ અને વ્યવહાર વચ્ચે મોટું અંતર્ છે!"

"એમ હશે, રમુભાઈ!" રમાકાન્તની જીવન તરફની નિરસ મનોવૃત્તિ જોઇને સુધા એ વાત એટલેથી પતાવવાના ઇરાદાથી બોલી.

"દુનિયા એમજ ચાલે છે. લગ્ન સુખ હોય કે દુ:ખ હોય, સ્વર્ગ હોય કે નર્ક હોય, આદર્શ હોય કે વ્યવહાર હોય પણ તે સામાજીક ફરજ છે એટલે એમાંથી કોઇ મુક્ત રહી શકતું નથી. એમાંથી જે પળે જે સંયોગો ઉપસ્થિત થાય તેને ધીરજ અને શાન્તિપૂર્વક વશ થવું એમાંજ પરિણિત જીવનની મઝા રહેલી છે! ચ્હા લેશો?"

"ના, સુધા! મારી અસ્વસ્થ પ્રકૃતિ પછી મેં એનો એકાદ મહિનાથી ત્યાગ કર્યો છે એટલે ચ્હા નહિ લઉં. જરા ઠંડુ પાણી લાવ એટલે પી લઉં."

રમાકાન્તે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

સુધાએ પાણી લાવી આપ્યું અને રમાકાન્તે પીધું.

"હું સાસરે સુખી નથી, એવી વાત લીલાધરને કોણે કહી નાંખી? એ તો હવે ઘેર ઘેર ગાયા કરશે!"

સુધાએ પાણીનો પ્યાલો નીચે મુકી આસન લેતાં રમાકાન્તને પૂછ્યું.

"એ તો એ જાણે. મને એની ખબર નથી. પણ જ્યાં જાય છે ત્યાં આવી વાતો કર્યા કરે છે!"

રમાકાન્તે ખૂલાસો કરતાં જણાવ્યું.

"તેનું લગ્ન થયું કે નહિ?" સુધાએ બીજો પ્રશ્ન કર્યો.

"ના, રે! ના! હજુ તો એનું કંઈ ઠેકાણું પડયું નથી. વળખાં તો બહુ મારે છે, પણ કંઇ પત્તો લાગતો નથી."

"એમ?" સુધા બોલી.

"હા, જે મોહ મને હતો તે મોહ એને રહ્યો છે. પરણવાનો મોહજ આવી વસ્તુ છે, પણ પરણ્યા પછી એને પણ ખબર પડશે કે બચ્ચા! પરણવામાં શી મઝા રહેલી છે!"

રમાકાન્ત આ શબ્દો બોલી પાછળથી હસ્યો.

સુધાએ ત્યાર બાદ રમાકાન્તને એના શ્વસુરગૃહની પરિસ્થિતિનો સંક્ષિપ્ત ખ્યાલ આપ્યો, પણ એના માનસિક જીવનનો અસંતોષ કે વ્યગ્રતા એણે સ્પષ્ટ કરી બતાવ્યાં નહિ. રમાકાન્ત ત્યારબાદ ઘેર ગયો અને સુધા આરામ લેવા ગાદી ઉપર પડી રહી.

## ( ૧૦ )

તે સાંજે નક્કી કર્યા પ્રમાણે ગંગા આવી પહોંચી. ગંગા અને સુધા, રામજીમંદિરના દર્શન માટે તેમજ મીઠારામ મહારાજને મળવા માટે નીકળી પડયાં. ગામના નાના સરખા બજારમાં થઈને તેઓ જતાં હતાં તેવામાં લીલાધર સામો મળ્યો.

"કેમ, સુધા બ્હેન! મઝામાં છોને?" લીલાધરે તેમને જોઈ તેમની નજીક આવીને પૂછ્યું.

"હા, ભાઈ!" સુધાએ ચાલતાં ચાલતાં પ્રત્યુત્તર વાળ્યો.

"ક્યાં જશો?" લીલાધરે બીજો પ્રશ્ન કર્યો.

"મંદિરે દર્શન કરવા!" સુધાની પાછળ ચાલતી ગંગાએ, સુધાને બદલે પ્રત્યુત્તર વાળી ચાલવા માંડયું. ગંગા અને સુધા રામજી મંદિરમાં આવી પહોંચ્યાં. ઠાકોરજીનાં દર્શન કરી તેઓ મીઠારામ મહારાજના વસવાટના મકાન તરફ ગયાં. મીઠારામ મહારાજ એમના મકાનમાં એક શેત્રંજી બીછાવીને બેઠા હતા અને સાંજની આરતી પૂજાની સામગ્રીની ગોઠવણ કરી રહ્યા હતા. સુધા અને ગંગાને જોતાં તેમને એક આસન બીછાવી આપી સત્કાર કરી બેસાડયાં

"કેમ, બ્હેનો! તમે આનંદમાં છોને? આજે કંઇ બહુ વહેલાં આવી પહોંચ્યાં છો! આરતીને તો હજી ઘણી વાર છે!"

મીઠારામ મહારાજે તેમને આસન લીધા બાદ કહ્યું. "હા, આજે જરા વહેલાં નીકળી આવ્યાં! સુધા કહે કે ચાલો મંદિરે જઇ બેસીએ! મહારાજ સાથે નિરાંતે વાતો થશે અને આનંદ આવશે!"

ગંગાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"ત્યારે તો બહુ સારૂં કર્યું! હું હવે સામગ્રીના કામથી પરવાર્યો છું! મને હવે નિરાંત છે! જે વાતો કરવી હોય તે કરો!"

મીઠારામે સામગ્રીના તૈયાર કરેલા થાળ એક બાજુએ મુકતાં જણાવ્યું.

"ત્યારે મારે આપને એક વાત પૂછવી છે તે કહેશો?"

મીઠારામને નિશ્ચિંતચિત્તે બેઠા પછી, સુધાએ તેમની સામે જોઇને પૂછ્યું.

"એમાં શંકા કેવી? સુધા! મને પૂછવામાં આવેલી વાત હું જાણતો હોઇશ તો જરૂર કહીશ! એવું શું છે? બ્હેન!"

મીઠારામે પૂછવામાં આવનારી વાતનો ખુલાસો કરવાની તત્પરતા બતાવી.

"આપ વીણાનગરના લક્ષ્મીનારાયણ મંદિરના મહન્ત સુંદરરામ શર્માને ઓળખો છો?"

સુધાએ વાત આગળ ચલાવતાં કહ્યું.

"હા, ઘણીજ સારી પેઠે. એમની સારી પ્રતિષ્ઠા છે. અમારા જેવા જુવાન અને થતા પૂજારીઓના આગેવાન જેવા છે! હું એમની પાસે ઘણી વખત જઇ આવ્યો છું! એમનો સ્વભાવ અને રીતભાત પણ સારાં છે!"

"તેમને ત્યાં તેમના અંગત સહવાસમાં રહેલા?"

સુધાએ બીજો પ્રશ્ન કર્યો.

"જરૂર. હું વીણાનગર જાઉં છું ત્યારે તેમને ત્યાંજ ઉતરૂં છું! શું એમનો આતિથ્ય સત્કાર અને શી એમની ઉદારતા? હું તો એક સાધારણ પૂજારી છું, જ્યારે તેઓ તો મહન્ત છે! છતાં મારી સાથેના વર્ત્તનમાં જરાય અભિમાન નહિ કે સંકોચ નહિ! પ્રેમભાવથી વર્તે! એમનું આતિથ્ય તો જીવનભર યાદ રહી જાય એવું."

"એમ?" સુધાએ માથું ધૂણાવતા પૂછ્યું.

"હા. એમનો ઠાઠ પણ એવો જબરો. મહન્ત છે, પણ રાજ્યશાહી ઠાઠથી રહે છે! લોકોનો એમના ઉપરનો ભાવ પણ એવો! ગામનાં ઘણાં માણસો કોણ સ્ત્રી કે કોણ પુરૂષ એમના દર્શને આવે અને જાય! મંદિરની આવક પણ જબરી! ગામના આગેવાન ગણાતા શ્રીમંત વેપારીઓ અને સરકારી અમલદારો જેવા મ્હોટા માણસો પણ એમને માને! તેઓ સર્વેની સાથે તેમનો મીઠો સંબંધ!"

" ત્યારે તો એમના જીવનમાં ધર્મ અને ભક્તિના ઘણા ઉચ્ચ સંસ્કાર હશે ! "

" હાસ્તો. એમના જેવા મહન્તના જીવનમાં એ સિવાય બીજું શું હોઇ શકે ? વિદ્વાન્ પણ એવા છે. કથા, વાર્તા અને ભજનમાં તેઓ એવો રસ જમાવી શકે છે કે તેમની પાસેથી ઉઠવાનું પણ મન ન થાય ! "

" એમ ? " સુધાએ ઉદ્ગાર કાઢ્યો.

" હા. એમનો કંઠ પણ એવો મીઠો છે. કંઠની મીઠાશને લીધે એમનાં ભજન સાંભળનાર એમની વાણીમાં તલ્લીન થઈ જાય છે ! "

" બીજું કંઇ ? " ગંગાએ પૂછ્યું.

" મંદિરની આવક સારી છે, તે પ્રમાણે મંદિરમાં ખર્ચ પણ છે, છતાં મંદિરમાં સારા પૈસા એકત્ર થયા છે. મંદિરની આવકનો મ્હોટો ભાગ સારા માર્ગે વપરાય છે, એમાં પણ શક નહિ ! "

" એવો શો ઉપયોગ થાય છે ? " સુધાએ પૂછ્યું.

" ગરીબ અને અનાથ સ્ત્રીઓને મદદ કરવામાં તેમજ બીજા ધાર્મિક ઉત્સવો ઠાઠમાઠથી ઉજવવામાં. બે ત્રણ વખત તો વિષ્ણુયાગ થઈ ગયા ! "

" શું કહો છો ? મહારાજ ! " ગંગા બોલી ઉઠી.

" હું ખરૂં કહું છું. એમણે કેટલીયે અનાથ સ્ત્રીઓને માસિક મદદની રકમ બાંધી આપી છે અને તે અત્યાર સુધી આપ્યે જાય છે ! કોઈ સ્ત્રીની રકમ બંધાઈ ગઈ એટલે પાછળથી કચવાટજ નહિ ! સમયસર હાજર થાય અને સમયસર લઈ જાય ! "

" કોઇ અનાથ બાળકો કે અનાથ પુરૂષોને મદદ અપાતાં આપે જોયેલી ? "

સુધાએ પૂછ્યું.

"ના, એવું તો મારા જોવામાં આવ્યું નથી, પણ આવ મદદ, સ્ત્રીઓને આપવામાં આવે છે તે જોતાં એવા પ્રકારનો કો પ્રબંધ પણ હોવો જોઇએ, એવું મારૂં અનુમાન છે!"

"હા, કદાચ હશે. અને ન હોય તોયે આટલું થાય છે, કંઈ ઓછું નથી. અનાથ સ્ત્રીઓનું આવી મદદ દ્વારા રક્ષણ થાય છે, એ મ્હોટામાં મ્હોટી સેવા છે! સ્ત્રીઓના રક્ષણમાં આખ સમાજનું રક્ષણ છેને?"

સુધાએ સહજ સ્થિત કરીને કહ્યું.

સુધા સહજ હસી, ત્યારે ગંગા ખડખડાટ હસી પડી. ગંગાને હસતી જોઇ મીઠારામ કંઇ મુંઝવણમાં પડી ગયા. તેઓ એન હસવાનું કારણ સમજી શકયા નહિ.

"ગંગા બ્હેન! આમાં હસવા જેવું નથી, હું કહું છું ત ખરૂં કહું છું. સુંદરરામ શર્મા, મારી સમજણ મુજબ, એક ખરેખર સન્ત છે, ખરેખરા મહન્ત છે!"

"હું, મીઠારામ મહારાજ! એમની વાત ઉપર હસતી નથી મહન્તની વાત ઉપર હસવાનું હોય ખરૂં? મારૂં હસવું સ્વાભાવિક આનંદનું હતું! મને એમ થયું કે ભલા ભગવાન્! દુનિયા ઉપર આવા સંતો પણ હોય છે, તે તારી કેટલી બધી અદ્દભૂત દયા છે!'

ગંગાએ, એના હસવા ઉપરથી મીઠારામ મહારાજને મુંઝાયેલે જોઇ એના મનનું સમાધાન કરતાં જણાવ્યું.

મીઠારામ મહારાજ, ગંગાના શબ્દોનો મર્મ સમજી શકયે નહિ. એણે એની વાત સાચી માની લીધી.

સુંદરરામ શર્મા સંબંધે સુધા તરફથી થઇ રહેલી પૃચ્છા માટે મીઠારામ વિચારમાં પડી ગયો હતો, પણ તેનું કોઈ ખાસ કારણ હોવું જોઇએ એમ માની એણે એના મનનું સમાધાન કરી લીધું છતાં છેવટના ભાગમાં એણે એક પ્રશ્ન તો સુધાને કરી લીધે

" સુધા બ્હેન ! શું તમે વીણાનગર સાસરે ગયેલાં ત્યારે આ મહારાજને જોયા છે કે શું ? તમે તેમને ઓળખો છો ? "

" હા, એવુંજ કંઈ છે, મહારાજ ! " સુધાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. થોડી વાર પછી ગંગા અને સુધા ત્યાંથી ઉઠયાં અને મંદિરના વચ્ચેના ભાગમાં આવેલા ખુલ્લા મેદાનમાં જ્યાં થોડાં ફુલઝાડ રોપેલાં હતાં અને પીંપળાનું વૃક્ષ હતું, તેની આસપાસના ચોતરાની જોડે પડેલા બાંકડા ઉપર આવી બેઠાં. મીઠારામ મહારાજ, પૂજા આરતીની તૈયારી માટે શારીરિક શુદ્ધિ માટે સ્નાન કરવા ગયો અને એવી રીતે એના કાર્યમાં પરોવાયો.

" સુધા ! તારા અહિં આવ્યા પછી તારા પતિ સાથે તારો પત્ર વ્યવહાર ચાલે છે કે નહિ ? "

ગંગાએ પૂછ્યું

" ના, રે ! ના ! પત્ર કે બત્ર કંઈ ન મળે ! મારી સાસુએ એક પત્ર મારા બાપુજી ઉપર કોઈની પાસે લખાવ્યો હતો, તે સિવાય બીજું કંઇ ન મળે ! "

સુધાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું. એના પ્રત્યુત્તરમાં કંટાળો હતો, એવું ગંગાને લાગ્યું.

" ત્યારે ખાનગી પત્ર એકકે નહિ, એમને ? એવો રસ નહિ હોય ! " ગંગાએ પૂછ્યું.

" રસને બસ ! હવે, જવાદેને એ વાત ? એમાં કંઈ મઝા નથી ! આપણી ઇચ્છા કંઇ હોય પણ વિધાતાનાં વિધાન જુદાં હોય છે ! "

" પણ તારા તરફ પ્રેમથી તો વર્ત્તે છેને ? "

ગંગાએ પૃચ્છા ચાલુ રાખી.

" જ્યાં રસ નથી, ત્યાં પ્રેમ શો ? મને તો એની કંઈજ

ખબર પડતી નથી. ગંગા! આપણે ધારીએ છીએ એ પ્રમાણે જીંદગી મીઠી નથી! હવે, એ માથાકૂટ મૂકી દે! ગામના કંઇ નવીન સમાચાર હોય તો કહે!"

સુધાએ કંટાળીને વાર્તાનો વિષય બદલવા માગણી કરી.

"ગામની નિશાળમાં એક નવા માસ્તર આવ્યા છે તે બહુ સારા કહેવાય છે! બહુજ મીલનસાર, શાન્ત અને હોંશિયાર ગણાય છે! એમને આવ્યાને હજુ એકજ મહિનો પરાણે થયો હશે એવામાં તો ગામમાં બહુ લોકપ્રિય થઇ ગયા છે! લીલાધર, મીઠારામ મહારાજ અને એ માસ્તર, એ ત્રણ જણની મંડળી જામી ગઇ છે!"

"એમ? ક્યાં રહે છે?" સુધાએ પૂછ્યું.

"અમારા ઘરની જોડે અમારા કાકાના મકાનમાંજ રહે છે! પરણેલા નથી એટલે એમની એક મ્હોટી વિધવા બ્હેન રોટલા કરી આપવા એમની સાથે રહે છે. ઉમ્મર લગભગ પચ્ચીસેક વર્ષની હશે! સવાર સાંજ, બે વખત મંદિરમાં આવે છે અને રાત્રે પણ મોડા સુધી મહારાજ પાસે બેસે છે! પેલો લીલાધર તો તેમની સાથે સાથે ફર્યા કરે છે!"

"એમ? એ વાણીયે શું ધાર્યું છે? આમ તો કોઇનો સંગ કરે એવો નથી અને હવે માસ્તર પાછળ ફરે છે એ શું?" સુધા કંઈ વિચારમાં પડી ગયેલી જણાઇ. ગંગાએ કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ, એટલે સુધાએ કહ્યું "હા, પણ આ લીલાધરનો વિવાહ, હું વીણાનગર ગઈ એવામાં થવાનો હતો તે થયો કે નહિ?"

"ના, રે! ના! કંઈ થયો નથી. કન્યાના પિતાને લીલાધર પસંદ પડયો હોય એમ લાગ્યું નહિ. વળી તું જાણે છે કે શકરચંદ-કાકાની પ્રકૃતિ વિચિત્ર હોવાથી કોઇના મનનું સમાધાન જલદીથી થાય એમ નથી! છોકરામાં લાયકાત નહિ અને બીજાજથી વાત! વળી ખર્ચ કરવાનું હોય ત્યાં પાછા પડે એટલે ચોકઠું એકદમ ક્યાંથી

બેસે? હમણાં હમણાં તો શકરચંદકાકા, તારા બાપુજી તરફ ક્રોધની દ્રષ્ટિથી જુવે છે! ઉપર ઉપરથી બોલે છે પણ અંદરખાનેથી તિરસ્કાર છે! કારણની ખબર નથી, પણ કંઈ જમીનની તકરાર હોય એમ કહેવાય છે! એક બે વખત તો મારા બાપુજી પણ એ ભાંજગડમાં ગયેલા, પણ હજુ સૂધી સમાધાન થયું જણાતું નથી!" ગંગાએ ખુલાસો કરતાં જણાવ્યું.

"હા, એમજ છે. તે હું જાણું છું. એક જમીન બાબતથી તકરાર છે અને લાંબા વખતથી ચાલે છે. એ જમીનનો કાયદેસર હક્ક મારા બાપુજીનો છે, ત્યારે એ વાણીયો એનો હક્ક પહોંચતો નથી તોયે તે જમીન ગળી જવા માગે છે. પણ એમ કંઇ ઓછું જ બને એવું છે? અત્યારે કદાચ એ તકરારે ગંભીર રૂપ લીધું હોય તો પ્રભુ જાણે!"

સુધા બોલી.

"હા, એવું જ કંઇક છે. પણ જેની વાત સાચી હશે તે ફાવશે. બાકી ખોટી તકરાર નાંખવાથી શું?"

"ઝઘડો અને દ્વેષ વધે, બીજું શું?"

સુધા, આ શબ્દો ખિન્નવદને બોલી.

"હશે, હવે એ તો કાયદેસર જે પ્રમાણે હશે, તેમ થશે, પણ તેં અહિં આવ્યા પછી વીણાનગર એકકે પત્ર તારા પતિને લખેલો કે નહિ?"

ગંગાએ જમીન અને તેની તકરારની વાત કરવી પડતી મૂકી, સુધાના શ્વસુરગૃહની વાત ફરી શરૂ કરતાં પૂછ્યું.

"કોને લખું?" સુધાએ પૂછ્યું.

"કેમ કોને? તારા પતિને. હું એની વાત પૂછું છું!"

ગંગા આ શબ્દો બોલી સુધા સામે જોઈ રહી.

"લખવાનો વિચાર તો થાય છે, પણ કોણ જાણે કે કેમ, પણ મન પાછું પડે છે! વળી એમના ઉપર પત્ર લખવા જતાં સાસુજીનો કોપ વ્હોરવો પડે એમ છે, તેમજ તેઓ પૂરતા સમજુ નહિ એટલે વિના કારણ ઉહાપોહ થાય!"

"વળી એમ તે થતું હશે? એક પત્ની એના પતિ ઉપર પત્ર લખે એમાં ઉહાપોહ શાનો?"

ગંગા, કંઇક ગુંચવાયેલી જણાઈ.

"એમાં તો લાજ–શરમ અને મર્યાદા મૂકી કહેવાય! કદાચ એ પત્ર સાસુજીના હાથમાં જાય તો તો પછી જુઓ ગમ્મત! સાસુજી વગોવણી કર્યા વગર રહે નહિ! એના કરતાં એ ભાંજગડમાં ઉતરવું ન પડે એજ સારૂ!"

"એમના ઉપરનો ખાનગી પત્ર સાસુજીના હાથમાં ક્યાંથી જવાનો હતો?"

ગંગાએ કંઇક ચકિત થઇને પૂછ્યું.

"મારો પત્ર એમના હાથમાં નહિ જતાં મારી સાસુજીના હાથમાં જાય એવી મારી ખાત્રી છે. અને કદાચ એમના હાથમાં જાય તોયે સાસુજી પૂછે તો તે તરત જ બધું કહી દે એવા છે! અરે! એટલેથી પતે એમ હોત તો સારૂં હતું, પણ આતો આખો પત્ર એમને આપી દે એવા ગરાક છે!"

"ત્યારે તો તેઓ મા કહે એમ કરે એવા છે એમ ને?"

"હા, સોળેસોળ આની માવડીયા! હશે, હવે આ વાત મૂકી દે! પત્ર લખવાથીયે શું હતું? નવલકથાઓનાં પાત્રોએ ઘણા પત્ર લખી નાંખ્યા છે, એટલે આપણે નહિ લખીએ તોયે ચાલશે!"

આ શબ્દો બોલ્યા પછી સુધા હસી પડી, તેની સાથે ગંગાએ પણ ભાગ લીધો.

મંદિરમાં પૂજા આરતીનો સમય નજીક આવતો હોવાથી ગામનાં ભાવિક સ્ત્રી પુરૂષો મંદિરમાં એક પછી એક આવવા લાગ્યાં હતાં. સુધા અને ગંગાનો વિચાર, પૂજા અને આરતી પતી ગયા પછી ઘેર જવાનો હતો, તેથી તેઓ બેઠાં હતાં, તે સ્થળે થોડો સમય મુંગાં મુંગાં બેસી રહ્યાં.

લીલાધર, નિશાળનો નવો માસ્તર રતનલાલ અને બીજા બે ચાર એમના જુવાન સાથીઓ મંદિરના દર્શને આવી પહોંચ્યા અને સુધા અને ગંગા બેઠાં હતાં ત્યાં થઇને મંદિર તરફ ગયા. પૂજા આરતીની થોડીવાર હતી તેથી તેઓ પાછા ફર્યા અને સુધા અને ગંગા બેઠાં હતાં તે ખુલ્લા ભાગમાં આવી ઉભા રહ્યા. લીલાધર, માસ્તર રતનલાલનું ધ્યાન ખેંચી તેને સુધાનો પરિચય કરાવી રહ્યો હોય એમ એની હીલચાલ ઉપરથી સુધા અને ગંગાને લાગ્યું. લીલાધર, રતનલાલને અંગુલિનિર્દેશ કરી સુધાને બતાવી રહ્યો હતો અને ધીમી ધીમી વાત કરી રહ્યો હતો.

"આપણે એમની પાસે જઈશું ?" રતનલાલે, લીલાધરને એણે કહેલી સુધા સંબંધેની હકીકત સાંભળી લીધા બાદ પૂછ્યું. રતનલાલ, જાતે બ્રાહ્મણ હતો અને ગુજરાતી સાતમું ધોરણ પાસ કરી કેળવણી ખાતામાં જોડાયો હતો.

રંગનપુર તરફ આવેલું વિચાલી નામનું નાનું ગામડું એનું વતન હતું. એના ઘરની ગરીબ સ્થિતિ અને કન્યા પરણવા માટે સારી જેવી રકમ આપવી પડે એમ હોવાથી પૈસાના અભાવે તેનું લગ્ન હજુ થયું ન્હોતું. એનાં માતાપિતા સ્વર્ગસ્થ થયાં હતાં, તેમજ એની એક મ્હોટી બ્હેન જેને પૈસાના લોભે મ્હોટી ઉમ્મરના પુરૂષ સાથે પરણાવેલી, તે પુરૂષ, લગ્ન પછી પાંચ સાત વર્ષે ગુજરી જવાથી વિધવા થઈ હતી.

મ્હોટી ઉમ્મરે પરણુવાના કોડ જાગવાથી એની બ્હેનના પતિએ કન્યા માટે આપવાના પૈસા એકત્ર કરવા એની પાસેની તમામ મીલ્કત ગુમાવી દીધી હતી, આથી રતનલાલની વિધવા થયેલી બ્હેનને સાસરામાં ગુજરાનનું કંઈ સાધન નહિ રહેલું હોવાથી એના ભાઇ પાસે રહેતી હતી. રતનલાલના શરીરનો બાંધો મજબુત અને આકર્ષક હતો, તેવીજ તેની વાણી મીઠી હતી. એની પ્રકૃતિ સૌમ્ય અને લાગણીપ્રધાન હતી. લાગણીપ્રધાન પ્રકૃતિએ એને તરંગી બનાવી દીધો હતો. નવલકથાઓ, વાર્તાઓ અને કાવ્યો વાંચવાનો એને ખૂબ શોખ હતો. જે જે વાર્તાઓ વાંચતો એનાં પાત્રો એના મગજમાં ઠસી જતાં. એના હૃદયના ઉંડાણમાં "નવલકથાનો પ્રેમ" સળગતો હતો. પ્રેમના પ્રસંગો એને બહુ ગમતાઃ એને નવલકથાનું એકાદ પાત્ર થવાનો ઉમંગ હતો. સુંદર અને જુવાન બાળાઓ જોતાં એના હૃદયમાં પ્રેમની આંધી ચઢી આવતી અને પ્રેમની શોધ પાછળ મંડી પડતો. "કલાપી" ની ગણી ગજલો એણે ગોખી મારી હતી અને પ્રેમની આંધી ચઢે ત્યારે તે, તે ગજલો તલ્લીન થઇ ગાતો અને મસ્ત થઇ જતો. એકંદરે એને કોઇ રૂપવતી અને પ્રેમાળ માશુકના આશક થવાનો રસ લાગ્યો હતો, પણ હજુ સુધી એની આશા સફળ થઇ ન્હોતી. એને જે પગાર મળતો તેમાં એનું અને એની બ્હેનનું ગુજરાન સારી પેઠે ચાલતું. એની પ્રકૃતિ મીલનસાર હોવાથી તે જ્યાં જ્યાં રહેતો ત્યાં લોકપ્રિય થઈ જતો, આથી એને જે તે ગામ લોકો તરફથી થોડી થોડી બીજી આવક પણ રહેતી. ખાનગી ટયુશન પણ એને મળી રહેતાં, પરિણામે એને એનું ખર્ચ કાઢતાં થોડી ઘણી બચત પણ રહેતી. એને સુંદર અને વ્યવસ્થિત દેખાવાનો શોખ હોઈ, તે એનો પોષાક સુઘડ અને આકર્ષક રાખતો.

વાત રજુ કરવાની એની કળા અદ્દભૂત હતી. સાંભળનારના દીલ ઉપર ધારી અસર કરવાની શક્તિ એનામાં હતી. એની

આંખોમાં પ્રેમની મસ્તી હતી, અને જુવાન સ્ત્રીઓ સમક્ષ એમાં વધારો થતો. હૈયે માશુક શોધવાના કોડ હતા, છતાં સમાજ તરફનું એનું વર્તન મર્યાદાશીલ અને શુદ્ધ હતું. એની સામાજીક પ્રતિષ્ટાને સહજ પણ કલંક ન લાગી જાય એની સંભાળ એ રાખતો. "ચાલો ઈચ્છા હોય તો જઈએ." લીધાધરે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું, લીલાધર અને રતનલાલ, સુધા અને ગંગા બેઠાં હતાં એમની સામે આવી ઉભા રહ્યા. એમના બીજા સાથીઓ, ત્યાંથી થોડે દૂર જ્યાં ઉભા હતા ત્યાંજ વાતો કરતા ઉભા રહ્યા, છતાં તેઓ વારેવારે તેમની તરફ જોતા હતા.

"આવો માસ્તર!" ગંગાએ રતનલાલને જોતાં, તે એની પડોશમાં રહેતો હોવાથી એનો સત્કાર કરતાં કહ્યું.

"કેમ, ગંગાબ્હેન! દર્શને આવ્યાં?"

રતનલાલે ગંગા તરફ જોઈ સ્મિત કરતાં પૂછ્યું.

"હા. આ સુધા આવી પહોંચી એટલે અમો સાથે નીકળી આવ્યાં!" ગંગાએ પ્રત્યુત્તર વાળ્યા બાદ સુધા તરફ જોઈ કહ્યું "સુધા! મેં તને જે વાત કરેલી તે આપણી નિશાળમાં આવેલા નવા માસ્તર રતનલાલ તે આ!"

ગંગાએ રતનલાલનો પરિચય કરાવ્યો.

"એમ?" સુધાએ એની નજર માસ્તર સામે કરતાં કહ્યું.

"હા, માસ્તર બહુ સારા છે, આટલી ટુંકી મુદતમાં પણ ગામ લોકોનો એમના ઉપર સારો ભાવ થઈ ગયો છે!"

ગંગાએ માસ્તરની પ્રશંસા કરતાં કહ્યું.

"એ એમની લાયકાત બતાવે છે! જય, જય, માસ્તર!"

સુધાએ આ શબ્દો બોલી માસ્તરનો સત્કાર કર્યો.

"આ સુધાબ્હેનને મેં ન ઓળખ્યાં?" રતનલાલ, સુધાના

અપ્રતિમ સૌંદર્ય તરફ આકર્ષાયો હતો. એને સુધામાં એની કલ્પનાની માશુક તરવરતી જણાઈ.

"અમારે શંકરપ્રસાદ કાકા છે ને એમની દીકરી! તમો અમારા ગામમાં આવ્યા ત્યારે તે સાસરે ગઇ હતી એટલે હમણાં જ આવી છે!"

" ગંગાએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"હવે ઓળખ્યાં!" રતનલાલે એના કોટને ઠીક કરતાં કહ્યું "બહુ જ આનંદ થયો! "જય, જય, સુધાબ્હેન!"

સુધા મુંગી બેસી રહી. માસ્તર અને લીલાધર ત્યાંથી ખસ્યા. થોડીવાર પછી પૂજા આરતી થઈ ગઈ. પ્રસાદ લઈ સુધા અને ગંગા એમને ઘેર ગયાં.

( ૯ )

બે ચાર દિવસ પછી, સુધા ગંગાને મળવા એને ઘેર ગઇ, ત્યારે ગંગા, એના ઘર આગળના ખુલ્લા ભાગમાં પડેલી લાકડાની એક પાટ ઉપર બેઠી હતી. સાંજના સાત સાડાસાતનો સમય થવા આવ્યો હતો. ફાગણ મહિનાનો દિવસ હતો. સુધાને આવતી જોઇ તે ખુશ થઈ અને એનો સત્કાર કરતી બોલી "સુધા! તું આવી પહોંચી તે ઠીક કર્યું. આવ, બેસ." સુધા, પ્રત્યુત્તરમાં હસી અને તેની જોડે પાટ ઉપર જઈ બેઠી.

સુધાને આવેલી જાણી રામદાસ પટેલ ઘરના અંદરના ભાગમાં બેઠા બેઠા હુક્કો પીતા હતા તે બહાર આવ્યા. રામદાસ પટેલને સુધા ઉપર એમની દીકરી જેટલો પ્રેમ હતો.

"કેમ, સુધા! બ્હેન! મજામાં છે ને?"

રામદાસ પટેલે સુધા પાસે આવી પ્રેમથી પૂછ્યું.

"હા, ભાઈજી!" (રામદાસ પટેલને માટે સુધાની ઉમ્મરનાં યુવક યુવતીઓ આ માનવાચક શબ્દ વાપરતાં). સુધા બોલી.

"આ વખતે સાસરે જવાની હોય ત્યારે આગલે દિવસે મને જરા મળી જજે હોં!" રામદાસ પટેલ પાટ ઉપર બેસી હુક્કાનો દમ લેતા બોલ્યા.

સુધાએ કંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ.

"કેમ?" સુધાને બદલે ગંગાએ પૂછ્યું. રામદાસ પટેલના કથનનું તાત્પર્ય સુધા કે ગંગા સમજી શક્યાં નહિ.

"મારે જરા કામ છે. પણ આ કંઈ આજકાલની વાત નથી. હમણાં જ આવી છે એટલે હમણાં થોડી જ જવાની છે? પણ આ તો જ્યારે જાય ત્યારે મને મળી જાય એ પૂરતું કહું છું. મારે એને સાસરે જતી વખતે કંઈક આપવા વિચાર છે એ માટે કહું છું!"

રામદાસ પટેલે ખુલાસો કરતાં જણાવ્યું.

"સારૂ, ભાઈજી! એમ કરીશ!" સુધાએ ધીમે સ્વરે પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

આ વાત ચાલતી હતી તે દરમ્યાન માસ્તર રતનલાલ અને તેની વિધવા બ્હેન મુક્તા ત્યાં આવી પહોંચ્યાં. રતનલાલ, રામદાસ પટેલની નજીકમાં રહેતો હોવાથી એણે સુધાને ત્યાં આવતી જોઇ લીધી હતી. સુધા સાથેનો પરિચય વધારવા તે આતુર થઇ ગયો હતો, તેથી એની બ્હેન મુક્તાને લઇને તે ત્યાં આવી પહોંચ્યો. સુધાને મંદિરમાં જોઈ ત્યારથી તે તેના તરફ આકર્ષાયેલો હતો.

"આવો, માસ્તર!" રતનલાલ અને મુક્તાને તેમની નજીક આવતાં રામદાસ પટેલે તેમનો સત્કાર કરતાં જણાવ્યું. રામદાસ પટેલના સત્કારને ઝીલતો માસ્તર, પાટ નજીક આવી ઉભો રહ્યો. પાટ ઉપર સુધા અને ગંગાને બેઠેલાં જોઈ એને ત્યાં બેસતાં સંકોચ

થયો, તે જોઇ સુધા અને ગંગા પાટ ઉપરથી ઉભાં થઇ ગયાં અને તે ભાગમાં પડેલા ખાટલામાંથી એક ખાટલો પાટ સામે પાથરી એના ઉપર બેઠાં. મુક્તા પણ તેમની જોડે બેઠી. માસ્તર, રામદાસ પટેલની જોડે જઈ બેઠો.

"કેમ, માસ્તર! અહિં બરોબર ફાવે છે ને? અમારા ગામ જેવું માયાળુ ગામ બીજું નહિ હોય! કંઈ અડચણ હોય તો કહેજો! અમે પાડોશમાં છીએ માટે કોઇ જાતનો સંકોચ રાખશો નહિ!"

માસ્તરને પાટ ઉપર બેઠા પછી રામદાસ પટેલે માસ્તર તરફ જોઇને કહ્યું.

"અહિં કેમ ન ફાવે? અમને તો અહિં એવું ફાવી ગયું છે કે કંઈ કહેવાની વાત નહિ! આપના જેવા ઉદાર સખી પુરૂષ જ્યાં વસતા હોય ત્યાં અમારે અડચણ કેવી? મને તો આ ગામનો પ્રેમભાવ જોઈ બહુ આનંદ થાય છે! હું ઘણાં ગામ ફર્યો છું, પણ એટલું તો મારે કહેવું જોઇએ કે કેશવનગર તો કેશવનગર જ છે!"

રતનલાલ માસ્તરે, કેશવનગરની અને રામદાસ પટેલની પ્રશંસા કરતાં જણાવ્યું.

રામદાસ પટેલ એના આ પ્રશંસાના શબ્દો સાંભળી ખુશ થયા. એમનું મ્હોં મલકાયું.

"માસ્તર! વાળુ કરી લીધું?" રામદાસ પટેલે એમની સાથે વાતચિત શરૂ કરી.

"ના, આજે શનિવાર હોવાથી અમારે વાળુ કરવાનું ન્હોતું. અમો ભાઇબ્હેન બંને શનિવાર કરીએ છીએ!"

રતનલાલે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"પણ કંઇ વ્હાલ દૂધ તો લેતા હશોને? તે કંઈ લીધું કે નહિ?"

"ના, તે હજુ લેવાનું છે. હમણાં ઘેર જઈશું ત્યારબાદ લઈશું! આ તો સુધાબ્હેનને જોયાં એટલે મુક્તા કહે કે મેં એમને જોયાં નથી અને ઓળખ્યાં નથી માટે લાવ જરા એમની પાસે જઈ આવીએ!"

માસ્તરે ત્યાં આવવાનું પ્રયોજન કહી બતાવ્યું.

"એમ? ત્યારે તો બહુ સારૂ કર્યું. અમારા ગામમાં સુધા જેવી છોડી બીજી થવી દોહ્યલી છે! શી એની રીતભાત? શી એની હોંશીયારી! કેટલી બધી માયાળુ! આખા ગામમાં ગમે તેને પૂછો પણ બધાં એમજ કહેશે કે સુધા તે સુધા! હું તો એને જોઉં છું ત્યારે મારૂં શેર શેર લોહી ચઢે છે! અમારો અને તેમના ઘરનો ઘરોબો એટલો બધો કે કંઈ કહેવાની વાત નહિ! અમારી આ ગંગા અને તે બાળપણની ગોઠણો! એક હતી બીજી કમળા, એમ ત્રણ જણ ભેગાં હરેફરે ને ભણે તે એટલા સુધી કે ખોળીયાં જુદાં પણ ત્રણેનો જીવ એક! કમળા તો હવે એના બાપે અહિંથી બધું કાઢી નાંખેલું એટલે આનંદપુર રહે છે અને અત્યારે તો સાસરે હશે, પણ શો એમનો પ્રેમ! ભલા ભગવાન્! આ દુનિયામાં આવો પ્રેમ જોઇએ છીએ ત્યારે હૈયું એટલું બધું ઉછળે છે કે કંઈ કહેવાયજ નહિ! તમે સુધાને ક્યાંથી ઓળખો? કદાચ ગંગાએ કહ્યું હશે."

રામદાસ પટેલ ઉદ્દગાર કાઢતા બોલ્યા.

"મેં એમને પહેલવહેલાં રામજી મંદિરમાં ચાર પાંચ દિવસ ઉપર જોયાં અને ઓળખ્યાં. ગંગાબ્હેન એમની સાથે હતાં એટલે ઓળખાણ થઈ ગઇ! તમે કહો છો એવાંજ માયાળુ છે!"

માસ્તરે ખુલાસો કર્યો.

"એ છોડી તો અમારા ગામનું રતન છે! એનો વિવેક જોઇને ભલભલા છક થઇ જાય!"

રામદાસ પટેલ સુધાની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા.

ગંગાએ, મુક્તાનું સુધા સાથે ઓળખાણુ કરાવ્યું. ગંગા, મુક્તા અને સુધા ધીમે ધીમે વાતો કરતાં હતાં, છતાં માસ્તર અને રામદાસ પટેલ વચ્ચે થતી વાતચિત તેઓ સાંભળતાં હતાં. માસ્તર અને મુક્તાનો શનિવાર જાણીને તેમજ સુધા પણ હાજર હોવાથી રામદાસ પટેલે ગંગાને બધાને માટે દૂધ ઉકાળી લાવવા સૂચના આપી. ગંગા તેમની સૂચના મુજબ ઉઠી અને પાએક કલાકમાં સાકર નાંખી ઉકાળેલું દૂધ લઈ આવી. સુધાની દૂધ લેવા ઇચ્છા ન્હોતી, તોયે રામદાસ પટેલના આગ્રહ સમક્ષ તે કંઈ બોલી શકી નહિ. માસ્તર અને મુક્તાની સાથે એણે પણ દૂધ લીધું. રામદાસ પટેલે ત્યારબાદ દરેકને સોપારી એમના હાથે કાતરીને આપી. થોડો સમય સર્વે મૌન બેસી રહ્યાં. રતનલાલ માસ્તર સુધા તરફ વારે વારે જોયા કરતો હતો. સુધાની હાજરી એને સ્વર્ગ સમી લાગતી હતી

" સુધાબ્હેન ! મારી એક વાત માનશો ? "

મુક્તાએ વાત કરતાં સુધા તરફ જોઇને પૂછ્યું.

" શી ? મુક્તાબ્હેન ! "

સુધાએ સામો પ્રશ્ન કર્યો.

" અહિં સુધી આવ્યાં છો તો આજે પાંચ દશ મીનીટ અમારે ઘેર ન આવી જાઓ ? "

મુક્તાએ સુધાને એને ઘેર લઈ જવા આગ્રહ કર્યો.

" ઘેર આવવાથી શું વધારે છે ? મુક્તાબ્હેન ! આપણે બધાં અહિં સાથેજ બેઠાં છીએ ને ? ત્યાં પણ વાતો કરવાની છે અને અહિં પણ વાતો કરવાની છે ! પછી શું ? "

" તે બરોબર છે. પણ જરા અમારૂં ઘર તો જુઓ ! માયા–પરિચય તો એક બીજાને ઘેર આવીએ ત્યારેજ થાયને ? વળી તમારા જેવાં ભાગ્યશાળીનાં પગલાં અમારે ગરીબ ઘેર ક્યાંથી ? "

મુક્તાએ અત્યાગ્રહ કરતાં જણાવ્યું.

ગંગા તેમની વાત સાંભળી રહી હતી.

"તમારો આગ્રહ છે તે મેં જોયું. પણ આજ નહિ. વળી કોઈ બીજી વખત! આજે પાછું ઘેર જતાં મોડું થઈ જાય!"

"પાંચ દશ મીનીટમાં શું મોડું વ્હેલું થઈ જવાનું છે? ક્યાં આઘે જવાનું છે! આવી જાઓ તો સારૂ! પછી જેવી તમારી ઇચ્છા!"

મુક્તાએ એનો આગ્રહ ચાલુ રાખ્યો અને છેવટના શબ્દોમાં નિરાશા વ્યક્ત કરતી જણાઈ.

"ગંગા આવે તો આવું!"

સુધાએ એનો આગ્રહ જોઈ નમતું મૂક્યું.

"ગંગાબ્હેન જરૂર આવશે." મુક્તા પ્રત્યુત્તર વાળતી બોલી. ત્યારબાદ ગંગા તરફ જોઈ બોલી:

"કેમ, ગંગાબ્હેન! સુધાબ્હેનને લઈને અમારે ત્યાં નહિ આવો? તેઓ તો કહે છે કે તમે આવો તો તેઓ આવે! જરા દશ મીનીટ આવી જાઓ ને!"

મુક્તાએ ગંગાને આગ્રહ કરતાં જણાવ્યું.

"કેમ, સુધા! જઈશું?"

ગંગાએ સુધા તરફ જોઈને પૂછ્યું. "જવું હોય તો હું સાથે આવું!"

"મુક્તાબ્હેનનો આગ્રહ છે તો ચાલો જરા જઇ આવીએ!"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"જવું હોય તો છોડીઓ જઈ આવો. માસ્તરને ત્યાં જવામાં વાંધો નથી. બંને ભાઈબ્હેન માયાળુ છે, માટે કોઈનો આગ્રહ થાય ત્યારે તેમનું માન રાખવું જોઈએ!"

તેમની વચ્ચે થતી વાતચિત રામદાસ પટેલ સાંભળી રહ્યા હતા, તેમણે સુધા અને ગંગા તરફ જોઈ માસ્તરને ત્યાં જવું હોય તો જઈ આવવા રજા આપી. સુધા અને ગંગા ઉઠયાં, એની સાથે મુક્તા અને માસ્તર પણ ઉઠયાં. મુક્તા અને માસ્તર આગળ અને ગંગા પાછળ, એમ ચારે જણ માસ્તરના ઘર તરફ ગયાં. રામદાસ પટેલ એમનો હુક્કો ગડગડાવતા પાટ ઉપર બેસી રહ્યા.

( ૧૦ )

માસ્તર રતનલાલ જે મકાનમાં રહેતો હતો, તે મકાન રામદાસ પટેલના પિત્રાઈ ભાઇનું હતું. તેનો નીચેનો ભાગ એના કબજે હતો, અને તેમાં ખેતીનો પાક આવતો તે ભરવામાં આવતો, જ્યારે મેડા ઉપર માસ્તર રહેતો. મેડાના ભાગમાં ત્રણ ખંડ હતા. આગલા ખંડમાં માસ્તરની બેઠક હતી. વચ્ચેના ભાગમાં સરસામાન રહેતો જ્યારે છેલ્લા ખંડમાં એનું રસોડું હતું. છેલ્લા ખંડમાં એક બારી પડતી હતી, જ્યારે આગલા ખંડમાં ત્રણ ચાર બારીઓ હતી, આથી હવા ઉજાશનું સુખ હતું. મેડા ઉપર જવા માટેનો દાદર બહારના ભાગમાં હતો અને તે મકાનની ખુલી ઓસરીમાં પડતો હતો. માસ્તરની બેઠકમાં એક શેત્રંજી અને બે ચટાઇઓ પાથરેલી હતી. એક ખૂણામાં એક નાનું સરખું ડેસ્ક પડયું હતું અને તેની નજીકમાં એક આરામ ખુરશી પડી હતી. માસ્તરના રસને અનુસરતી બે ચાર છબીઓ દિવાલે લટકાવેલી હતી. દિવાલ ઉપર જડી લીધેલા એક લાકડાના સ્ટેન્ડ ઉપર એક ઘડીયાળનો ડબ્બો પડયો હતો. તેની સામેની દિવાલ ઉપર એક નાની સરખી અભરાઇ ઉપર થોડાંક પુસ્તકો પડયાં હતાં. તેના નીચેના ભાગમાં આવેલી ખીંટીઓ ઉપર માસ્તરના એક બે કોટ અને એક બે ખમીસ લટકતાં હતાં.

મુક્તા અને માસ્તરે આવી દિવો સતેજ કર્યો. માસ્તરે એનો કોટ અને ટોપી કાઢી ખીંટીએ ભરાવ્યાં. ગંગા અને સુધાને તેમની

પાછળ ઉપર આવી પહોંચતાં બંને ભાઈબ્હેને તેમનો સત્કાર કર્યો અને આસન લેવા સૂચના કરી. ગંગા અને સુધા શેત્રંજી ઉપર બેસી ગયાં. માસ્તર, આરામખુરશી ઉપર જઈ બેઠો. મુક્તા, ગંગા અને સુધાં બેઠાં હતાં, તેમની સામે બેઠી.

"સુધાબ્હેન! તમે અમારું માન રાખ્યું તે માટે તમારો અત્યંત આભારી છું. પરિચય તો દુનિયામાં ઘણાંનો થાય છે, પણ કોઈ લાયક માણસનો પરિચય થવો દુર્લભ હોય છે!"

સર્વેને આસન લીધા બાદ થોડીવારે માસ્તરે સુધા તરફ જોઈને કહ્યું.

"એવું કંઈ નથી, માસ્તર! આપણે લાયક હોઈએ તો આખું જગત્ પરિચયને માટે લાયક હોય છે! એમાં દુર્લભતા જેવું કંઇ નથી! આપણે તો આખા જગત્નો પરિચય કરીનેજ જીવવાનું છે ને? દુનિયામાં માણસ જાતના પરિચયનો અંત નથી. બધા પરિચય નવાજ હોય છેને?"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"તોયે સારા માણસોનો ફેર પડે!"

"કદાચ એમ હશે–પણ કોણ સારૂં ને કોણ ખોટું એની વ્યાખ્યા શી રીતે થઇ શકે? સાધારણ પરિચયથી કંઈ માણસના જીવનનો ક્યાસ નીકળી શકતો નથી! પણ તમો માયાળુ છો એટલે અમારી વધારે પડતી પ્રશંસા કરો છો! બાકી આપણે બધાં મનુષ્ય છીએ એટલે માણસ, માણસના પરિચયમાં આવે અથવા રહે એમાં દુર્લભતા જેવું કંઈ નથી!"

સુધા બોલી.

"સુધા કહે છે તે વાત બરોબર છે. મનુષ્ય, મનુષ્ય જાતના પરિચયથી જીવે છે અને આનંદ પામે છે. પણ જગત્ના બધા પરિચય કંઇ કાયમ ટકનારા હોતા નથી. કોકજ પરિચય ગાઢ બને

છે અને એમ બને ત્યારેજ મૈત્રિ જન્મે છે. સાચી મૈત્રિ, સાચા અને નિર્દોષ સંબંધમાંથી પ્રગટે છે અને તે યાવજ્જીવન ટકનારી હોય છે. પણ સ્વાર્થનો અંશ આવતાં દુષિત બને છે—"

ગંગાએ એનો અભિપ્રાય આપતાં જણાવ્યું.

"તો કદાચ આપણો આ પરિચય એ ભાવિ મૈત્રિ માટે કેમ ન હોય?" માસ્તરે કહ્યું.

"એની ક્યાં ના છે? એ ઘટના અસંભવિત નથી." ગંગાએ જણાવ્યું.

"હા, માસ્તર કહે છે એમ કદાચ, ખાત્રીપૂર્વક નહિ. આ જગત્ ઉપર વિધિના કયા વિધાન માટે ખાત્રી આપી શકાય એમ છે?"

સુધાએ જણાવ્યું.

"તો એના આરંભની યાદગીરીમાં હું જરા ચ્હા બનાવી લાવું!"

મુક્તા જે અત્યાર સુધી મૌન રહી, આ બધું સાંભળી રહી હતી, તેણે કહ્યું અને ચ્હા બનાવી લાવવા ત્યાંથી ઉભી થઈ, પણ સુધાએ એને રોકી.

"મુક્તા બ્હેન! અત્યારે ચ્હા બનાવી લાવવાની જરૂર નથી. તમે જાણો છો કે આપણે "ભાઇજી"ને ત્યાંથી દૂધ પી આવ્યાં છીએ અને હું વધારે સમય રોકાઇ શકું એમ નથી, માટે પાંચ દશ મીનીટ જે અમે બેસીએ એટલો વખત શાન્તિથી બેસો. ચ્હા, પીવાથી કંઇ અધિક નથી. આતો તમે આગ્રહ કર્યો એટલે આવ્યા સિવાય ચાલે નહિ એટલે આવ્યાં, બાકી હવે તો બહુ મોડું થઇ જાય! તમારા પ્રેમભાવ અને વિવેક માટે આભારી છીએ!"

સુધાએ આ શબ્દો સાથે મુક્તાને ચ્હા બનાવવાની ભાંજગડ છોડી દેવા જણાવ્યું. મુક્તા, એના મક્કમ શબ્દો સાંભળી પાછી પડી અને ઉભી થયેલી એમની પાસે બેસી ગઈ.

"જરાક ચ્હા લીધી હોત તો સારૂં હતું!"

માસ્તર, સુધાના શબ્દો સાંભળી નારાજ થયો હતો. છતાં એણે એની ઇચ્છા વ્યક્ત કરતાં જણાવ્યું.

"ચ્હા બાની વાત કરશો નહિ, માસ્તર! ફરી કોઇ વખત આવીએ ત્યારે પાજો. ખુશીથી પીશું."

સુધાએ એ પ્રકરણ ટુંકામાં પતાવવાના ઇરાદાથી માસ્તરને આશા આપતાં જણાવ્યું.

"ફરી કોઇ વખત આવશો ખરાં?"

"કેમ નહિ? ઘણી વખત. તમારો પ્રેમભાવ જોઇશું તો કેમ નહિ આવીએ?"

સુધાએ કહ્યું.

સુધાને ગંગા ઉઠવાની તૈયારીમાં હતાં, એવામાં માસ્તર બોલ્યો: "જેવો પ્રેમભાવ અમે રાખીએ તેવો તમે પણ રાખશોને?"

"કેમ નહિ? પ્રેમ તો અરસ્પરસનું આકર્ષણ છેને?" ગંગા બોલી.

"જરૂર." સુધાએ ઉભાં થતાં કહ્યું· "પ્રેમભાવ એક એવું બળ છે કે જે કદી પણ ગુપ્ત રહેતું નથી. લ્યો, અમે જઇએ છીએ. જય, જય, માસ્તર!"

એમ બોલતી સુધાએ ચાલવા માંડ્યું. ગંગા પણ એની પાછળ ઉઠી. માસ્તર અને મુક્તા, તેમને સીડી ઉતરી, ઘરના આંગણા સુધી વળાવી આવ્યાં. માસ્તર પાછો ફરી આરામખુરશી ઉપર વિચાર-નિમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. મુક્તા, પથારીઓ પાથરવાના કામમાં રોકાઈ.

"કેશવનગરમાં તો શું પણ અત્યાર સુધીના જીવનમાં કોઇ પણ સ્થળે આ સુધા જેવી છોકરી જોઇ નથી!" માસ્તર વિચારના તરંગે ચઢ્યો." નવલકથામાં આવતી યુવાન બાળાઓ કેવી હશે તેનો મૂર્તિમંત પૂરાવો આજે પ્રત્યક્ષ થયો! લોકો કહે છે કે કલ્પના સૃષ્ટિનાં પાત્રો જીવતા જગત્માં જોવા મળતાં નથી તે વાત ખોટી

છે. જગત્‌માં સુધા જેવાં પણ પડયાં છે ! શું સૌંદર્ય ? શી બુદ્ધિમત્તા ? શું ઓજસ્ ? આ સૌંદર્ય, આ બુદ્ધિમત્તા અને આ ઓજસ્ વડે એ પ્રેમધર્મને સાંગોપાંગ જાણતી હશે ! તે જરૂર પ્રેમ કરતી હશે ! અહા ! આવી બાળા જેના તરફ પ્રેમ કરતી હશે તે પુરૂષ કેટલો બધો પૂણ્યશાળી અથવા ભાગ્યશાળી હશે ? પણ ભૂલ્યો ! તે તો પરણેલી છે એટલે તેના પતિને પ્રેમ કરતી હશે, તો તો પછી શું ? આવી બાળાઓના પ્રેમનો પ્રવાહ એક સ્થળે એટલે કેવળ માત્ર પતિમાં કેન્દ્રિત થઇ જાય તો પછી પ્રેમની શોધમાં ફરનારા જુવાન પ્રેમીજનોની શી દશા થતી હશે ? સીંચાતા પ્રેમના અમૃતથી તેઓ વંચિત રહેતા હશે ! પણ તે શું પ્રેમ કર્યા પછી પરણી હશે ? ના, ના, એમ ન હોય ! આપણા સમાજમાં એવું કયાં બને છે ? અને પ્રેમ કર્યા વિના પરણી પડી હશે તો એ લગ્નમાં શો ભલીવાર હશે ? એનો પતિ કેવો હશે ? આવી પાત્ર બાળાનાં પ્રેમ, ઉત્સાહ, કલ્પના અને હૃદયને ઝીલી શકે એવો હશે ? અને એમ ન હોય તો એનો પ્રેમપ્રવાહ એમાં કયાંથી કેન્દ્રિત થતો હશે ? અને એમ ન હોય તો હું કેમ ન એ પ્રેમનો થોડો ઘણો પણ ભાગી કે ભોગી થઈ શકું ? પ્રયત્ન કરવામાં આવે તો આ જગત્ ઉપર કયી વસ્તુ અસાધ્ય છે ? સુધા અહિં રહે તે દરમ્યાન એના પ્રેમનો અધિકારી થવાનો યોગ કદાચ મને આવી મળશે ! પણ એને માટે યોગ્ય દિશામાં પ્રયત્ન કરવો પડશે ! કયે માર્ગે કામ લેવું તેની સમજ પડવા તો માંડી છે ! પછી તો થાય તે ખરૂં !"

માસ્તરના આ અને આવા બીજા તરંગોનો અવધિ રહ્યો નહિ. સુવા માટે પથારી તૈયાર હતી, છતાં માસ્તર રાતના બાર વાગ્યા સુધી એમને એમ બેસી રહ્યો. મુક્તાએ એને બે ત્રણ વખત સુઈ જવા કહ્યું, પણ તેણે સુવાની ઇચ્છા બતાવી નહિ, તેમ કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ એટલે મુક્તા તત્સંબંધે પુનઃ એને કંઈ ન

## ( ૧૧ )

સુધાને જેનો કંઈ વિચાર પણ ન્હોતો એવો માસ્તર આવી રીતે સુધાની પાછળ ગાંડો બન્યો. આશક થઈ જવાથી, માશુક આપોઆપ મળી રહે છે, એવી એની કલ્પના હતી. સુધા તરફના પ્રેમનું બળ, સારા પ્રમાણમાં હશે, તો સુધા મોડી વ્હેલી પણ તેના તરફ આકર્ષાયા સિવાય રહેશે નહિ, એવી એની માન્યતા હતી. સુધા, સુંદરી હતી, આકર્ષક હતી, પણ તેનાં મન અને આત્મા કેટલાં બધાં બળવાન્ અને પવિત્ર હતાં, તેનો તેને ખ્યાલ ન્હોતો. જાતિય આકર્ષણ સ્વાભાવિક વસ્તુ છે, પરંતુ બધાંય આકર્ષણ વ્યભિચારમાં પરિણમે છે, એ સત્ય એની દ્રષ્ટિમર્યાદામાં ન્હોતું. સુધાના આદર્શો અને રસિકતા ઉચ્ચ પ્રકારનાં હતાં. ઉચ્ચ આદર્શો અને રસિકતા, આદર્શ પાત્રો અને આદર્શ અધિકારી સમજી શકે છે. માસ્તરને એની પોતાની કિંમત વધારે આંકવાની ટેવ હતી, પણ એમ પોતાની કિંમત વધારે આંકી નાંખવાથી, સમાજમાં પોતાની કિંમત વધી જાય છે, એ સંભવિત નથી.

બીજે દિવસે સવારમાં માસ્તર રોજના ક્રમ કરતાં વ્હેલો જાગી ગયો. એની નિદ્રાધીન સ્થિતિમાં સુધાના વિચારોએ અને તરંગોએ અનેક પ્રકારની ચિત્રવિચિત્ર સ્વપ્નસૃષ્ટિ રચી નાંખી હતી. પથારી છોડી, પ્રાતઃચર્યાથી પરવારી તે લીલાધરને મળવા તેને ઘેર ગયો. લીલાધર તેના મકાનના મેડા ઉપર ચ્હા પીતો બેઠો હતો. માસ્તરને જોતાં લીલાધર આનંદ પામ્યો. લીલાધરે માસ્તરને એની જોડે ગાદી ઉપર બેસાડયા અને પૂછયું "કેમ આજે કંઇક વ્હેલી સવારમાં આવી પહોંચ્યા છો ? ચ્હા પીને આવ્યા છો કે બનાવી મંગાવું ?"

લીલાધર આ શબ્દો હસતો હસતો બોલ્યો.

"ના, ચ્હા પીનેજ નીકળ્યો છું એટલે એ માટે તકલીફ

ઉઠાવવાની નથી ! પણ હું જે કામ માટે આવ્યો છું તે કામ માટે જો એક સાચા મિત્ર તરીકે તકલીફ ઉઠાવવામાં આવે તો સારૂ !"

માસ્તરે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"એવું શું કામ છે ? માસ્તર ! લીલાધર, પોતાના મિત્રને માટે ગમે તેવી તકલીફ ઉઠાવવા તૈયાર છે. પણ હકીકત શી છે તે જણાવો તો કંઇ બની શકે !"

લીલાધરે પૂછ્યું.

"તે હું હમણાં કહું છું. પણ બાબત જરા એવી છે કે તે ગુપ્ત રહેવી જોઇએ ! ગુપ્તતા સાચવવાની ખાત્રી મળી જાય તો હું સર્વ કંઈ કહી નાંખું ! દીલની વાત તો પોતાના અંગત મિત્ર આગળજ થઇ શકેને ?"

"હા, દીલની વાત કંઇ ગમે તેની આગળ કહી શકાતી નથી. આપણા આટલા કાળના સંબંધ પછી પણ તમારે મને કહેવામાં આવેલી વાત ગુપ્ત રહેશે કે નહિ તેની ખાત્રી કરવાની રહી ? લીલાધર, દરેકની વાત સાંભળે છે, પણ સાંભળેલું કોઇને કહેતો નથી, એની ખાત્રી રાખશો."

"તે હું જાણું છું, ત્યારે તો આ વાત કરવા તમારી પાસે આવ્યો છું નહિંતર આવું ખરો ? આ તો જરા વિશેષ ખાત્રી કરવા માટે આટલું કહ્યું !"

માસ્તર આ શબ્દો બોલી લીધાધર સામે જોઇ રહ્યો.

"તમે કોઈ જાતની ચિંતા કરશો નહિ. મને કહેવામાં આવેલી વાત તદ્દન ગુપ્ત રહેશે એની હું ખાત્રી આપું છું ! કોઇની આગળ એની વરાળ સરખી પણ નહિ નીકળે તે ચોક્કસ માનજો ! તો બોલો, એવું શું છે ?"

લીલાધર, માસ્તરની ગુપ્ત વાત સાંભળવા જીજ્ઞાસુ થઇ રહ્યો.

"આ તો જરા પ્રેમની વાત છે, લીલાધર !"

માસ્તરે, એની ગુપ્ત વાતનો આરંભ કરતાં જણાવ્યું.

"પ્રેમની ? શું કહો છો ? માસ્તર ! કોનો પ્રેમ ?"

લીલાધરે ચમકીને પૂછ્યું.

"સુધાનો ! હું સુધાના પ્રેમની પાછળ ગાંડો થઈ ગયો છું ! મેં એને જ્યારથી જોઈ ત્યારથી મારૂં દીલ ચકડોળે ચઢ્યું છે ! હૃદયમાં એવું થઈ જાય છે કે હાય ! શું કરૂં ?"

"સુધાનો પ્રેમ ! શું કહો છો ? માસ્તર ! કંઈ મગજ બગજ ભમી તો નથી ગયું ને ? સુધાના પ્રેમનું પાત્ર થવા આ કેશવનગરમાં તો શું પણ બહારની દુનિયામાં પણ કોઈ હશે કે કેમ તે વિષે મને શંકા છે. જ્યારે તમે એના પ્રેમની પાછળ ગાંડા બન્યા છો એ વાત કેવી ? અસંભવિત વસ્તુ સંભવિત નથી બનતી હોં ! સુધાનો પ્રેમ એટલે તે કંઈ બચ્ચાના ખેલ નથી ! જો, જો, ક્યાંહી ગાંડા ન થઇ જાઓ !"

લીલાધરે એનો સુધા સંબંધેનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવ્યું.

"કેમ, સુધા શું દેવની દીકરી છે ? લીલાધર ! સ્ત્રીઓ જેવી હોય છે તેવી દેખાતી નથી, તેમ તે જેવી હોતી નથી એવાં દેખાવાનો પ્રયત્ન કરી પણ શકે છે તે વાત ન ભૂલવી જોઇએ ! અને પ્રેમ એ તો અગાધ શક્તિ કહેવાય ! આપણા પ્રેમનું આકર્ષણ જબરદસ્ત હોય તો જગતમાં ગમે તેવાં હઠીલાં અને મુશ્કેલ માણસો પણ આપણાં બની રહે છે ! રીઢી થઈ ગયેલી સ્ત્રીઓ પણ મ્હાત થઈ જાય છે તો પછી સુધાનું શું ગજુ ? લીલાધર ! હું તમને મારા હૃદયની વાત શી રીતે સમજાવી શકું ? સુધા ઉપર મારો એટલો બધો પ્રેમ ઉત્પન્ન થયો છે કે હું એના પ્રેમ સિવાય જીવી શકું એમ નથી !"

માસ્તર રતનલાલ પ્રેમના આવેશમાં આવી બોલી ઉઠયો. એનાં શબ્દોમાં એ આવેશના દર્દનો ધ્વનિ હતો.

"એનો પ્રેમ તે મિથ્યા ભ્રમ છે! સુધા જેવી સુશીલ અને પવિત્ર બાળા, જેનાં મન, તન અને આત્મા સત્ય અને પવિત્રતાના તેજથી ઝળહળી રહ્યાં છે, એના ઉપરનો આવો ગાંડો પ્રેમ, કંઇપણ કાય સિદ્ધિ નહિ કરે! ઉલટું વિના કારણ હેરાન થઈ જશો! માટે આ ગાંડપણ છોડી દો! માસ્તર! પ્રેમ કરવો એ શોખની વસ્તુ નથી! આપણી અંગત ઇચ્છા અને તે પાછી મલિન અને દોષિત હોય, તે પ્રેમનું સાચું ઉગમસ્થાન નથી! પ્રેમની સિદ્ધિ માટે વર્ષો જોઇએ છે. બે ચાર દિવસના પરિચયમાં પ્રેમ આવી મળતો નથી!"

"સાચો પ્રેમ તો સ્વાભાવિક હોઈ અલ્પ પરિચયમાં પણ થઇ જાય છે!"

"એક પક્ષે કે બંને પક્ષે?"

લીલાધરે પૂછ્યું.

"બને પક્ષે. પ્રેમનો પ્રવાહ તો બંને પક્ષ હોય ત્યારેજ ફેલાયને?"

"ત્યારે સુધાનો તમારા તરફ પ્રેમ છે એમ ને?"

"હા. તે ગઇ કાલે મને મળવા માટે મારે ઘેર આવી હતી. પ્રેમ ન હોય તો કોઇ કોઇને ઘેર જાય છે ખરૂં?"

રતનલાલે પૂછ્યું.

"ત્યારે તો પ્રેમ કરવા આવી હશે?"

"હાસ્તો. એની વાણી અને આંખોમાંથી પ્રેમ ઝરતો હતો!"

"તે પ્રેમ પછી તમે ઝીલ્યો એમને?"

લીલાધર આ શબ્દો બોલી, પાછળથી પાંચેક મીનીટ હસતો રહ્યો.

"હા, અને ત્યારથીજ હું એની પાછળ ગાંડો બન્યો છું. મને

તો એમ થાય છે કે સુધા તે સુધા છે અને હુંજ એના પ્રેમનો અધિકારી છું!"

"તે એકલી આવી હતી કે સાથે કોઇ હતું?"

લીલાધરે નવો પ્રશ્ન કર્યો.

"ના, સાથે ગંગાબ્હેન હતાં."

"એ એની ઇચ્છાથી આવી હતી કે તમો કોઇએ તમારે ઘેર આવી જવા આગ્રહ કર્યો હતો?"

"એની ઇચ્છા જોઇ અમોએ અમારે ત્યાં આવવા જણાવ્યું હતું અને તે તરતજ ઉભી થઈ અમારે ત્યાં આવી હતી!"

"એની ઇચ્છા હતી એવું શા ઉપરથી ધાર્યું!"

"એણે મને નમસ્કાર કર્યા હતા, બોલાવ્યો હતો અને સાથે સાથે મારા તરફ વારંવાર પ્રેમની દ્રષ્ટિથી જોયા કરતી હતી!"

"ત્યારે તો તમારા ઉપર મોહિત થઈ ગઇ હશે! કેશવનગરમાં અત્યારે તમારા જેવું રૂપાળુ બીજું કોણ છે?"

"ત્યારેજ મને આશા રહે છે! મને વિશ્વાસ છે કે સુધા એક વખત મારી જરૂર થશે! પણ તેમાં મારે તમારી મદદની જરૂર પડશે. તમો મદદ કરો તો મારૂં કાર્ય સરલ બની જાય!"

માસ્તરે, સહાયતાની માગણી કરી.

"મારે શી મદદ કરવાની છે? આવી બાબતમાં હું શું કરી શકું? માસ્તર! જે કરો તે સમજી વિચારીને કરજો, નહિંતર ક્યાંક માર ખાઇ બેસશો! વ્યભિચાર એ વિષમ ગર્ત્તા છે! પ્રેમ બ્રેમ તો બાજુએ રહી જશે ને ક્યાંક હાડકાં ખોખરાં થઈ જશે!"

"હું કંઇ વ્યભિચારી નથી, હું તો પ્રેમની શોધમાં છું! મારો પ્રેમ સફલ થાય એટલે બસ! શુદ્ધ પ્રેમમાં જોખમ જેવું કંઇ હોતું નથી!"

માસ્તરે શુદ્ધ પ્રેમની ફીલ્સુફી સમજાવતાં જણાવ્યું.

"મારે શી રીતની મદદ કરવાની છે તે તો જણાવો!"

લીલાધરે ફરીથી પૂછ્યું.

"સુધા સાથેનો મારો પરિચય વધારવામાં મદદ કરવી. તમે મારી સાથે આવો તો મારે અત્યારે તેમના ઘેર જવું છે અને તેના અને તેના કુટુંબના માણસો સાથે અંગત પરિચયમાં આવવું છે! પરિચય વધી જાય તો હું તેની પાસે અવાર નવાર જઇ શકું અને એમ કરતાં કરતાં મારૂં મીઠું સ્વપ્ન કોઈ વખતે ફળે!"

"પણ તે કાર્ય મારાથી નહિ બની શકે. તમને કદાચ ખબર નહિ હોય, પણ મારે તમને જણાવવું જોઇએ કે સુધાના અને મારા પિતાને તેમની વચ્ચે જે પ્રકારનો મીઠો સંબંધ હતો તે હવે રહ્યો નથી! ઉલટો કલેશ ઉત્પન્ન થયો છે અને કોણ જાણે કે એ કલેશ હજીુયે વધારે પ્રમાણમાં વધી જવાનો હોય એવા પ્રકારના ઝઘડા અને કજીયા અવારનવાર ઉત્પન્ન થતા જાય છે! આવા સંયોગોમાં હું સુધાને ઘેર આવી શકીશ નહિ. સુધા અને અમે હજુ બોલીએ છીએ, પણ તે રસ્તામાં. ઘર આગળ તો અમારે જાણે એકબીજાને કંઇજ પરિચય ન હોય એમ વર્ત્તવું પડે છે, કારણ કે જેમણે આ કલેશ વધાર્યો છે એમને નાખુશ કરવા અમો કોઇપણ તૈયાર નથી. આ સંયોગોમાં મારે લાયક આ સિવાય બીજું કંઇ કામ હોય તો મને સોંપો તો હું કરી શકીશ! છે એવું બીજું કંઇ?"

લીલાધરે પૂછ્યું.

"ત્યારે મારે શું કરવું?"

લીલાંધરની વાત સાંભળી માસ્તર નિરાશ થયો. એનો વિચાર સુધાને ત્યાં એકલા પંડે જવાનો ન્હોતો.

"પ્રેમ પ્રકટયો છે તો પાર પાડવો!"

લીલાધરે હસતાં હસતાં જણાવ્યું.

"પણ શી રીતે? અમે વારંવાર ન મળી શકીએ તો પછી પ્રેમ સફલ ક્યાંથી થાય?"

માસ્તરે ખિન્ન થઈ જણાવ્યું.

"એકલા પંડે જાઓ! જેઓ પ્રેમ કરવા જાય છે તેમને એકલા પંડે જવામાંજ મઝા છે! આ કંઇ નિર્દોષ કે સાચા, સેવાભાવી પ્રેમની ભૂમિકા નથી કે જેમાં એકાન્ત કે ગુપ્તતા સેવવાની ન હોય!"

"એકલા પંડે જવાની મારી હિમ્મત ચાલતી નથી. મને એમ લાગે છે કે હજુ મારો પરિચય એટલો બધો વધ્યો નથી, પણ મારે એટલો વધારવો છે એટલે તમારા જેવા સાથીની જરૂર પડશે!"

"જરૂર પડે કે ન પડે, પણ મેં તમને અગાઉ જણાવ્યું એમ હું ત્યાં જઇ શકતો નથી"

લીલાધરે એનો મક્કમ નિર્ણય જાહેર કર્યો. આ સાંભળી માસ્તર થોડો સમય મુંગો બેસી રહ્યો, પણ તે દરમ્યાન એના મગજમાંથી અનેક વિચારપ્રવાહ વહી ગયા. કોઇ અનુકુળ વિચાર તરંગે એને ઉત્સાહિત બનાવ્યો અને તે હર્ષાવેશમાં બોલી ઉઠયો

"તમારી વાત મેં સાંભળી છે. તમારી મુશ્કેલીનો ખ્યાલ મને આવી ગયો છે. હું તે બાબતમાં યોગ્ય તે પ્રયત્ન મારે એકલે હાથે કરીશ. પણ મેં જે વાત કહી છે તે ગુપ્ત રાખજો. લ્યો, હવે હું જાઉં છું."

એ શબ્દો સાથે માસ્તર ઉભો થયો. લીલાધરે એના પ્રેમની વાત ગુપ્ત રાખવાની ખાત્રી આપી એને વિદાય કર્યો.

( ૧૨ )

બે ત્રણ દિવસ પછી સુધા બપોરના સમયે જમ્યા પછી આરામ લેવા હિંડોળા ઉપર ગાદી નાંખી આડી થઈ હતી. પ્રેમદુલારી, કારણસર અમદાવાદ ગઇ હતી અને શંકરપ્રસાદ, વેપારના અંગના કામ બદલ ગામમાં કોઇ વેપારીને ત્યાં ગયા હતા. સુધા આવી રીતે એકલી હતી. સુતાં સુતાં વિચાર તરંગોમાં ડુબી હતી, તેવામાં દશેક વર્ષનો એક છોકરો, જે કેશવનગરની નિશાળનો એક વિદ્યાર્થી હતો તે ત્યાં આવી પહોંચ્યો અને સુધા સુતી હતી તેની પાસે આવી બોલી ઉઠયો " સુધા બ્હેન ! લ્યો, આ તમારો કાગળ. માસ્તરે મને આપવા મોકલ્યો છે તેથી લઈ આવ્યો છું ! "

" શાનો કાગળ ? " સુધા એકદમ ચમકીને બોલી ઉઠી અને હિંડોળા ઉપર બેઠી થઇ ગઈ.

" આતો માસ્તર એમ કહેતા હતા કે સુધા બ્હેનનો કાગળ ટપાલમાં આવેલો તે રહી ગયો છે તે તેમને આપી આવ, એટલે આપવા આવ્યો છું. કોનો કાગળ છે તેની ખબર મને નથી. "

તે છોકરે એટલું બોલી માસ્તરે આપેલો પત્ર, જે એક પરબીડીયું હતું તે સુધાના હાથમાં આપ્યું.

સુધાએ તે લીધું અને થોડો સમય વિચારમાં પડી તે પરબીડીયા તરફ જોઇ રહી.

તે વિદ્યાર્થી હજુ તેની આગળ ઉભો રહ્યો હતો.

" ક્યા માસ્તરે આપ્યો ? " સુધાએ પૂછ્યું.

" માસ્તર રતનલાલે. જે આપણી નિશાળમાં હમણાં નવા આવ્યા છે તેમણે. "

વિદ્યાર્થીએ પ્રત્યુત્તર વાળ્યો.

" એમ ? "

"હા. લ્યો, ત્યારે હું જાઉં છું. કાગળ તો મળી ગયોને? માસ્તર કદાચ પૂછે તો કહેજો કે કાગળ મળી ગયો છે. નહિંતર મારો વાંક કાઢશે!"

વિદ્યાર્થીએ ખાત્રી કરી લીધી.

"નારે! ભાઈ! ના! કાગળ મને મળી ગયો છે પછી તારો વાંક શાનો? તું તારા માસ્તરને કહી દેજે કે ટપાલમાં આવેલો સુધા બ્હેનનો કાગળ તેમને પહોંચાડી દીધો છે! તારે જવું હોય તો જા! પાણી બાણી પીવું છે?"

સુધાએ પૂછ્યું.

"ના, બ્હેન! હું નિશાળમાંથી પીનેજ નીકળ્યો છું!" એમ બોલતો તે વિદ્યાર્થી ત્યાંથી નિશાળ તરફ ચાલ્યો ગયો. વિદ્યાર્થીના ગયા પછી સુધાને માસ્તરના પત્ર બદલ આશ્ચર્ય લાગ્યું. તે પત્ર ટપાલમાં આવેલા એનો કોઈ સંબંધીનો પત્ર ન્હોતો, પણ માસ્તરે પોતે લખેલો પત્ર હતો. માસ્તરને આવી રીતે પત્ર લખવાની શી જરૂર પડી હશે તે તેનાથી સમજી શકાયું નહિ. આ પત્રના પ્રકરણે એના હૃદય ઉપર વિચિત્ર અસર કરી. તેની જીજ્ઞાસાવૃત્તિ તેમજ કુતુહલતા ઉશ્કેરાયાં! એનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. એણે પત્રમાં શું લખાયું હશે તે બદલ ઘણી કલ્પનાઓ દોડાવી દીધી. છેવટે તેણે પરબીડીયું ફોડયું અને તેમાં વાળીને મૂકેલો પત્ર બહાર કાઢી વાંચી લીધો:—

"સુધાદેવી!"

'આશક' ની આંખો જાગતી હોય તો 'માશુક' કોણ છે, તે વાત આપોઆપ તરી આવે છે. રામજીમંદિરમાં આપણો પહેલો પરિચય થયો તેજ વખતે મેં તમારામાં ઘણું જોઈ નાંખ્યું અને ત્યાર બાદ દિવસો જતા ગયા તેમ તેમ તેની ખાત્રી થતી ગઈ. તમારો સુંદર દેહ, મીઠી વાણી, આકર્ષક અભિનય અને પ્રેમ

ભરી આંખોએ મને ગાંડો બનાવી દીધો છે અને હું તમારા સિવાય રહી શકતો નથી. રાત દિવસ તમને ઝંખ્યા કરૂં છું, તો એક વખત આપણે એકાન્તમાં મળી, એક બીજાના પ્રેમભાવનો વિનિમય કરીએ તો કેવું સારૂં ? રામદાસ પટેલે કહેલું તે પ્રમાણે તમે કેશવનગરમાં 'રતન' જેવાં છે, તે વાતની મારી ખાત્રી થઇ ગઈ છે. વળી એ રત્નનો સાચો પરીક્ષક ઝવેરી આ કેશવનગરમાં મારા સિવાય બીજો કોઈ નથી, એટલે તમારી કિંમત મારે આંકવી રહે છે અને કિંમત આંકવી એ શું ઓછી કદર છે ? પ્રેમ એક એવી બળવાન્ શક્તિ છે કે આપણી ઇચ્છા હોય કે ન હોય પણ આપણને એની અસર નીચે કામ કર્યાં સિવાય છૂટકો નથી ! હું પણ આવી રીતે દોરવાયો છું. મેં પહેલાં તો મારા મનને બહુ વાર્યું, પણ જ્યારે એનો પ્રવાહ અસીમ બન્યો, ત્યારે મારે આ પત્ર લખવો પડયો છે. કલાપીએ દીલ ઉઠવાની વાત લખી છે, તે તમે વાંચી હશે, જ્યારે મેં ગઇ કાલે દીલ ચોંટવાની વાત ઉપર થોડીક કવિતા મારા વાંચવામાં આવી તે ઉતારી લીધી છે તે અત્રે લખવી ઠીક થઇ પડશેઃ—

**પ્રેમ પોતે અંધ એને બંધનોથી બાંધવા**
**જેઓ મથે તેઓ બધા છે મુર્ખ મોટી જાતના**
**ના ત્રાસથી, નિશ્વાસથી, ધમકી વડે કે મારથી**
**જે દીલ ચોંટયું જ્યાં જઈ, તે ના ઉખડતું ભારથી** ૧

**પરણ્યા પછીયે પ્રેમનાં ઝરણાં સુકાતાં ના રહે**
**એ કારણે પ્રેમી જનો શોધ્યા કરે છે પ્રેમને**
**પરણ્યા પછી ના પ્રેમ પ્રકટયો, મેળ સંધાયો નહિ**
**તો દીલ ચોંટે કેમ નહિ ? બીજે:સ્થળે આશક બની ?** ૨

**જે ચાહે જેને સદા, કે જે કરી રે' ઝંખના**
**જેના વિના જીવતું મરે કે અંધ થઈ રે' સર્વથા**
**એવા હૃદયને ચેતના પ્રકટાવનારા પ્રેમને**
**અટકાવવા જેઓ મથે તેઓ તપાવે દેહને.** ૩

ચમકી ઉંહા ના કોઇ કહી, પોકાર ઉઠાવો નહિ
પ્રેમી જનોના પ્રેમમાં અડચણ રૂપે ધસશો નહિ,
આંખો તમારી લાલ કરવા, કોઇ પણ મથશો નહિ
જે દીલ ચોંટયું જ્યાં જઇ, તે તો હવે ડગશે નહિ. ૪

ના ક્રોધથી, ના બોધથી, ના શોધથી, ના રોધથી
ના લોભ લાલચ કે લુંટોથી દીલ રોકાતું નથી
ના, ના, અટકતું દીલ ના, આશા ભર્યાં આવેશથી
જે જ્યાં રહે, તે ત્યાં વહે, તેને ન રૂંધો કોઇ કંઈ. ૫

"આવી રીતે મારૂં દીલ તમારા તરફ ચોંટી ગયું છે અને હું તમારી ઝંખનામાં વ્યાકુળ બન્યો છું તો આપણે દીલ ખોલી વાત કરી શકીએ એવી એકાન્ત મુલાકાત આપવા માટે યોગ્ય તે કરશો. મારી પ્રેમદર્દ ભરી કહાણી સાંભળી મારી દયા આવશે અને તમે મને ચ્હાતાં થશો. મને ખબર પડી છે કે તમે બાહ્ય રીતે પરણ્યાં છો, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તમારૂં દીલ હજુ અવિવાહિત છે, તો એવા અવિવાહિત દીલમાં મારે માટે સાચો પ્રેમ કેમ નહિ જાગે? મને તમારા હૃદયની ખબર પડી છે, તેથી આ પત્ર લખવાની હિંમત કરી છે. તેમ છતાં તેમાં અવિવેક થતો હોય તો મને ક્ષમા આપશો. ક્યારે અને ક્યાં આપણે મળી શકીશું તેની ઝંખના થયા કરે છે તો યોગ્ય પ્રત્યુત્તર સત્વરે વાળી આભારી કરશો.

લી૦

"રતન" નો "રતન"

પત્રમાં વાંચવા જેવું કંઇ ન્હોતું–વિષયમાં ઉન્મત્ત થઈ ગયેલા એક જુવાન પુરૂષના વિષયી પ્રેમનાં "ટાયલાં" હતાં. વિવેક, વિચાર અને બુદ્ધિને ગીરો મૂકી, પાત્ર અપાત્રનો ખ્યાલ રાખ્યા સિવાય વિષયના સન્નિપાતનો બકવાદ ભર્યો હોય એમ સુધાને લાગ્યું. પત્રના વાંચનની શરૂઆતમાંજ એને આ વાત સ્પષ્ટ ભાસી હતી, છતાં એણે એના મનની શાન્તિ ગુમાવ્યા સિવાય તે પત્ર પૂરેપૂરો વાંચી

લીધો. પત્ર પૂર્ણ થતાં તેણે તે પત્ર વાળીને એની ચોળીના ખીસામાં મુકી દીધો અને થોડો સમય વિચારમાં બેસી રહી. એને માસ્તરના હૃદયના ઉંડાણમાં શું હતું અને તે કેવો માણસ હતો એનો ખ્યાલ આવી ગયો. મન ઉપર એણે ઘણો સંયમ રાખ્યો છતાં છેવટના ભાગમાં એને એના ઉપર ક્રોધ અને તિરસ્કાર છૂટયો. તેમ તેને એની પોતાની જાત ઉપર પણ ખેદ થયો. આવો એક અજાણ્યો જુવાન પુરૂષ એના ઉપર નહિવત્ જેવા પરિચયમાં આવો પત્ર લખવાની હિંમત કરે તે પ્રશ્ન ઉપર એનું મગજ ભમી ગયું. એમાં એને એના પોતાના તપની ખામી પણ લાગી. પત્રમાં લખવામાં આવેલા અસભ્ય શબ્દોથી એનું હૃદય ભરાઇ આવ્યું. તે રોવા જેવી થઈ ગઈ. વિચારો વધતા ગયા તેમ તેમ એના હૃદય ઉપર આઘાત્ થવા લાગ્યા. તે ખરેખર રડી પડી. એની આંખો આંસુથી ભરાઇ ગઇ. એને વીણાનગર યાદ આવ્યું. સુમન્ત અને સાસુ યાદ આવ્યાં. સુમન્તનો શેઠ અને લક્ષ્મીનારાયણના મંદિરનો મહન્ત એની દ્રષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યા. સાસુ દુષ્ટા હતી. એણે સત્ય, ધર્મ, નીતિ અને હૃદય ગુમાવ્યાં હતાં. સુમન્ત સાદો અને ભોળો હતો, પણ તે સાસુના સંસ્કાર નીચે પામર બની ગયો હતો. એનામાં જીવન જેવાની, જાણવાની કે ભોગવવાની તાકાત ન્હોતી. એનામાં રહેલી સાદાઇ અને ભોળપણ કોઇ વખતે કપટ અને આડંબરમાં પલટાઈ જશે, તે વખતે તે એના જીવનને વિષમય બનાવી મુકશે એવી એની બ્હીક હતી. સુમન્તનો શેઠ અને સુંદરરામ શર્મા વિષયના કીટ હતા અને બની શકે તો લક્ષ્મીના સામર્થ્ય વડે એના પવિત્ર દેહનો ઉપભોગ ઇચ્છતા હતા. તેમણે એને માથે "નાથ" હોવા છતાં "અનાથ" ધારી લીધી હતી અને તે પોતે એના સત્યને ન સાચવી શકે તો એમના માનવા પ્રમાણે "અનાથ"જ હતી. વિપરીત સંયોગો ચારે બાજુએ ઉપસ્થિત થવાની તૈયારીમાં હતા, તોયે કેશવનગરમાં એને શાન્તિ હતી, તે

શાન્તિનો ભંગ રતનલાલ માસ્તરના આ પત્રથી થયો અને તેની મુંઝવણ વધી પડી. તે વીસેક મીનીટ સુધી મ્હોં મુકી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. એને એનું ખીલતું અને નવપલ્લવિત થતું જીવન, પરિણિત જીવનના આરંભકાળમાં અંધકારમય ભાસ્યું. તે હતાશ થઇ ગઇ. હિંડોળા ઉપર આડી પડી અને ચિતાનિમગ્ન સ્થિતિમાં ઉપસ્થિત થતા અનેક પ્રશ્નોનો ઉકેલ કરી લેવાની ભાંજગડમાં પડી, પણ એ બધા પ્રશ્નોનો સાચો અને તાત્કાલિક ઉકેલ એને જડયો નહિ. આવી સ્થિતિમાં તે કલાકેક પડી રહી હશે, એવામાં બહાર ગયેલા એના પિતાજી શંકરપ્રસાદ ઘેર આવી પહોંચ્યા અને સુધા પાસે આવી ઉભા રહ્યા.

"સુધા! ઉંઘી ગઈ બેટા!"

શંકરપ્રસાદે સુધાને હિંડોળા ઉપર આંખો મીંચી પડી રહેલી જોઈ પૂછ્યું. સુધાએ કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ.

"કેમ કંઈ બોલતી નથી? ઉંઘ આવી ગઇ છે કે શું?" શંકરપ્રસાદે ફરીથી પૂછ્યું.

સુધાએ મીંચેલી આંખો ઉઘાડી અને શંકરપ્રસાદ સામે જોઇ રહી. શંકરપ્રસાદને સુધાની આંખો રડેલી જણાઇ. સુધાની મુખમુદ્રા ઉપર વિષાદની છાયા પણ સ્પષ્ટ જણાઇ આવતી હતી.

"ઉંઘી તો ન્હોતી; પણ આંખો મીંચી પડી રહી હતી."

સુધાએ હિંચકા ઉપર બેઠાં થતાં જણાવ્યું.

"તું કંઇક ખિન્ન દેખાય છે; સુધા!"

શંકરપ્રસાદ, સુધા બેઠી થઇ એટલે એની જોડે હિંચકા ઉપર જઈ બેઠા.

"ના, રે! બાપુજી! હું કંઈ ખિન્ન નથી!"

સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"કંઇક રડેલી જણાય છે! રડવાથી તારી આંખો સુઝી આવી છે, તે કંઈ છાનું રહેતું હશે?" શંકરપ્રસાદે વાત્સલ્ય ભાવ ભરી મમતાથી પૂછ્યું.

"ના, રે! બાપુજી! હું શું કામ રડું? એ તો ઉંઘવા માટે આંખો મીંચી પડી રહી હતી, તેમજ ગઇ કાલ રાત્રે ઉંઘ બરોબર ન્હોતી આવી, તેથી આંખો સુઝેલી જણાય છે!"

સુધાએ સત્ય હકીકત છૂપાવવા પ્રયત્ન કર્યો.

"તું ગમે તેમ કહે, પણ તું ખરી વાત છૂપાવે છે. તું જરૂર રડેલી છે! બેટા! શા માટે રડે છે? તારે શું દુઃખ છે કે રડવું જોઇએ! તારા જેવું ભાગ્યશાળી આ દુનિયામાં બીજું કોણ છે?"

શંકરપ્રસાદે આશ્વાસન આપતાં જણાવ્યું.

"કોઇજ નહિ. તમારા જેવા પિતાની પુત્રીને શું દુઃખ હોઇ શકે? હું ખૂબ આનંદમાં છું. તમે માત્ર તમારા મનથી માની લ્યો છો કે સુધા રડી પડી છે! સુધા શું કામ રડે?"

સુધા આટલું બોલી મૌન બેસી રહી.

"સુધા! તારે જે થોડું ઘણું દુઃખ જેવું છે, તે હું દૂર કરીશ. તે માટે ચિંતા કરીશ નહિ. હવે તું જ્યારે ફરી સાસરે જશે ત્યારે વીણાનગર આવી હું તારે માટે એક સારૂં ઘર ખરીદ કરી આપવાનો છું. તને હું દુઃખમાં નહિ રહેવા દઉં!"

શંકરપ્રસાદે, સુધાના દુઃખનાં કારણો સમજી લઈ, એના પ્રતિકારના પ્રયત્ન બદલનાં આશ્વાસન આપવા માંડયાં.

"મારે ઘર નથી તેથી હું દુઃખી છું, એવું તમારૂં ધારવું છે?"

"હા, બેટા! જેમને ઘર હોતું નથી, તેમને એ બાબત અત્યંત દુઃખરૂપ બને!"

"તમે ઘર ખરીદી આપશો એટલે હું સુખી થઇશ?"

"હા, જરૂર. તારૂં અર્ધું દુ.ખ ઓછું થઈ જશે."

"અને બાકીના અર્ધા દુઃખનું શું?"

"એ કામ કુદરત એની મેળે કરશે. જે ભાગ્યશાળી છે, તેની બધી પ્રતિકુળતાઓ આપોઆપ નાશ પામે છે!"

"તમારી એ આશા સફળ નીવડો!"

સુધાએ ઉદ્દગાર કાઢ્યા.

"મારા આશિર્વાદ છે, બેટા ! કે સુખી રહો !"

શંકરપ્રસાદે આશિર્વાદ વર્ષાવતાં કહ્યું.

"તમારા એ આશિર્વાદ માથે ચઢાવું છું, બાપુજી !"

સુધાએ આશિર્વાદ ઝીલતાં કહ્યું.

શંકરપ્રસાદ ત્યાર બાદ ત્યાંથી ઉઠીને એમના ખંડમાં જઈ આરામ લેવા સુતા. સુધા એકલી પડી. માસ્તરે એના ઉપર લખેલો પત્ર એણે ચોળીના ખીસામાંથી બહાર કાઢ્યો. માસ્તર ઉપર એને અત્યંત તિરસ્કાર છૂટયો, તેમજ ગુસ્સો ચઢયો હતો. આવી રીતે એના ઉપર લખવામાં આવેલા પત્રની વાત કોઈને કરવી કે નહિ, તે બદલ એણે ખૂબ મન્થન કર્યું.

"વાત તો નજ કરવી" વિચારમન્થનના પરિણામે એણે નિર્ણય કર્યો. "એણે મુર્ખતા કરી, પણ મારે મુર્ખ ન બનવું! એને જે તરંગો ઉત્પન્ન થયા તે તેણે લખી નાંખ્યા, પણ તેની એ પામરતા બદલ એને ક્ષમા આપવી જોઇએ. વાત કરતાં પિતાજી જાણી જાય તો એ બિચારાની બહુ ભુંડી દશા થાય! કેશવનગર તો છોડવું પડે, પણ તે પણ સાજા શરીરે છોડી શકે કે કેમ તે પ્રશ્ન છે! બિચારાની ફજેતી થાય અને પરિણામે કદાચ આ નોકરી કરી રળી ખાય છે, તેના પણ સાંસા પડે ! ગમે તેવો તોયે બ્રાહ્મણનો દીકરો છે. એના જીવનનું સત્યાનાશ વળી જાય એવું પગલું તો ન ભરાય ! ત્યારે શું આવી રીતે એણે કરેલું મારૂં અપમાન–સ્ત્રી જાતિનું અપમાન સહન કરી લેવું ? એણે મારે માટે શું ધાર્યું હશે ? સુંદર સ્ત્રીઓ શું આવા વિષયલંપટ પુરૂષોના શિકાર માટે સરજાયેલી છે ? સુંદર દેહ, એ પુરૂષ જાતિનું આકર્ષણ ! પણ શાને માટે ? પતન માટે. અધિકાર વગરના પ્રેમની અરે ! વિષયની ભ્રમણામાં પુરૂષો કેટલા બધા મુર્ખ બની જાય છે ? પ્રેમ ! પ્રેમ ! અહો ! કેટલો બધો સુંદર શબ્દ !

મ્હોટામાં મ્હોટો અને અદ્દભુતમાં અદ્દભુત શબ્દ! જુવાન પુરૂષોને એ શબ્દ બોલતાં—સાંભળતાં મ્હોંમાં પાણી છૂટે છે! અને તેમની સમક્ષ સુંદર અપ્સરાઓ ખડી થઈ જાય છે! તે લખે છે એમ કેશવનગરના "રતન" માટે કેશવનગરમાં એક સાચો ઝવેરી નીકળી આવ્યો ખરો! મન અને આત્માની પવિત્રતા સિવાય શરીરનું સાચું સૌંદર્ય ક્યાંહી જોવામાં આવતું નથી! અને તેમ છતાં જોવામાં આવે તો એવા સૌંદર્યથી ટપકતા દેહનાં મન—આત્મા પવિત્ર હોય, એ દેહની લાલસા કેવી? માસ્તર! તને ખબર નથી કે તેં આ પત્ર લખી કોનું કેટલું બધું અપમાન કર્યું છે! આજે હું ધારૂં તો આ અપમાનનો બદલો માત્ર થોડી પળોમાં લઇ શકું એમ છું, તેમજ એ દ્વારા તને સારામાં સારા પદાર્થપાઠ શીખવી શકું એમ છું! પણ અફસોસ! મારૂં હૃદય, પ્રેમ અને દયાથી ભરપૂર છે! એમાં સેવાની ભાવના છે! મનુષ્યત્વનો સંકેત છે! મને તારી દયા આવે છે! હું તને ક્ષમા કરૂં છું! પણ આવી ભૂલ બીજે નહિ કરતો! સુધાઓ કંઇ ઘેર ઘેર જન્મતી નથી કે ઘેર ઘેર જીવતી નથી! પણ આ પ્રેમકીટને આ બધાં સત્યો કોણ સમજાવશે? એનામાં પ્રેમની ધૂન લાગી છે એટલે તે બીજી જગોએ આવું સાહસ કરશે તો દુ:ખી થઈ જશે માટે એને ચેતવવો જોઇએ! પણ આ ચેતવણી એના પત્રનો પ્રત્યુત્તર વાળી આપવી નિરર્થક છે! તેને સત્ય ન સમજાય! વળી મારે આવા પરાયા પુરૂષને પત્ર શા માટે લખવો જોઇએ? આવા વિષયલંપટ પુરૂષો આવા પત્રનો દુરૂપયોગ કરતાં વાર લગાડે નહિ! ત્યારે શું કરવું? એને ઘેર જઇ મળી આવવું? ના, ના, એમ પણ ન થાય. ઘર આગળ એની બ્હેન હોય એટલે વાત જાહેર થઇ જાય, એ બંનેને માટે સારી નહિ. ગંગાને ઘેર બોલાવી આવી વાત કરવી એમાં પણ જોખમ છે! એને મારે ત્યાં અનુકુળતાએ એકાંતમાં બોલાવી મંગાવવો અને ચેતવણી સલાહ આપી જવા દેવો. જેથી એની ભ્રમણા ભાગે—મારૂં મન નિશ્ચિંત થાય અને એને સાચું માર્ગ-

દર્શન મળે તો એની જીંદગી સુધરી જાય! બસ, એજ વિચાર સારો છે. બા, હજુ આવતીકાલે આવવાની નથી. બાપુજી બપોરે જમીને દુકાને જશે એટલે બોલાવી લઇશ અને બધી વાત સમજાવી દઇશ—" એનો આ નિર્ણય મક્કમ થયો અને ત્યારેજ એના મનને શાન્તિ વળી.

( ૧૩ )

એના નિર્ણય પ્રમાણે બીજે દિવસે જમી પરવાર્યા બાદ, એના પિતાજી દુકાને ગયા અને તે એકલી પડી, ત્યારે સુધાએ માસ્તરને એની પાસે બોલાવી મંગાવવાનો વિચાર કર્યો. એ દિવસે રવિવાર હતો અને નિશાળ બંધ હતી. માસ્તરે છોકરા પાસેથી, જાણી લીધું હતું કે એનો પત્ર સુધાના હાથમાં પહોંચી ગયો હતો અને તે ખૂબ ખુશ થયો હતો અને સુધાના પ્રત્યુત્તરની રાહ જોઇ રહ્યો હતો. એનો પ્રેમદર્દ ભર્યો પત્ર, એના હૃદય ઉપર અદ્દભૂત અસર કરશે અને તેને સારો અવાજ મળશે એવી એની ખાત્રી હતી. એના મગજમાં અવારનવાર એજ વિચાર આવતા હતા. " સુધા, સુધા અને સુધા " એ એના હૃદયમાંથી ઉત્પન્ન થતો પ્રતિધ્વનિ હતો. " પત્ર એણે પ્રેમથી વાંચ્યો હશે. એના પત્રની સુંદર અને દર્દભરી ભાષા ઉપર તે ગાંડી થઈ ગઈ હશે. દીલ ચોંટવાની કવિતા એણે એક વખત નહિ, પણ અનેક વખત વાંચી હશે! એટલુંજ નહિ, બલ્કે એની કડીઓ કદાચ એણે મ્હોંડે કરી લીધી હશે! અથવા કદાચ તે તે કડીઓ વારંવાર લલકારતી હશે અને પ્રેમના પ્રશ્નમાં મક્કમ થતી જતી હશે! તે, તે પત્રનો સુંદર જવાબ વાળશે. કદાચ તે પત્ર કવિતામય જેવી આલંકારિક ભાષામાં હશે! એના મગજમાં મારા વિચારો જાગતા હશે! તે મને વારંવાર યાદ કર્યા કરતી હશે અને મને એકાંતમાં આવી મળી જવાની ગોઠવણમાં પડી ગઇ હશે! એના હૃદયમાં પ્રેમનાં આન્દોલન જાગ્યાં હશે અને એક આદર્શ માશુક તરીકે તે મારી પાછળ ફના થઈ જવાની તૈયારી કરી રહી

હશે ! સુધા, આવી રીને મને જરૂર આવી મળશે. મળશે ત્યારે મીઠી મીઠી વાતો કરશે, સ્મિતહાસ્ય કરી જશે. શરમાતી જશે તોયે પ્રેમ કરતી જશે. એની મુખમુદ્રા ઉપર પ્રેમનો ઉદાત્ત ભાવ પ્રકટયો હશે અને તે દેવી જેવી દેખાશે ! તે સુંદર બનીને આવશે અને મને સુંદર બનાવી જશે ! તે વચન આપશે પ્રેમનાં, અને પ્રેમના બન્ધનમાં મને કાયમને માટે બાંધી જશે ! મારા એકાકી જીવનમાં એના જીવનની ચેતના પ્રસરશે અને મને સ્વર્ગિય સુખનો અધિકારી બનાવી દેશે.”

માસ્તરને એના પત્રનો પ્રત્યુત્તર તેજ દિવસે સાંજ સુધીમાં મળી જશે, એવી ખાત્રી હતી, પણ તે પ્રમાણે કંઇ બન્યું નહિ એટલે તે કંઇક નિરાશ થયો, પણ આશા અમર છે, એ ન્યાયે એણે એનો પ્રત્યુત્તર બીજે દિવસે સવારમાં તો જરૂર મળી જશે, એમ નક્કી માન્યું હતું. તે તે સવારે આશાભર્યો વ્હેલો ઉઠયો અને પ્રાતઃચર્યાથી પરવારી એની આરામખુરશીમાં આરામ લેતો બેઠો. “હમણાં કોઇ પ્રત્યુત્તર લઇ આવશે” એમ વિચારતો તે રાહ જોતો બેઠો હતો, પણ સવારના અગીયાર વાગ્યા ત્યાં સુધી એની આશા ફળી નહિ. હવે તે અકળાયો. ખુરશી ઉપરથી ઉભો થયો. એની બ્હેન મુક્તા, રસોઇના કામમાં રોકાઈ હતી, તેને “હમણાં અર્ધા કલાકમાં આવી પહોંચું છું” એમ કહી બહાર ગયો. એણે જે છોકરાને આગલે દિવસે સુધા પાસે મોકલ્યો હતો, તેનું ઘર શોધતો તેને ઘેર ગયો અને તે છોકરાને બોલાવીને એના ઘર તરફ વળ્યો. છોકરાને એણે ગઇ કાલ ગયો હતો તે ઘેર સુધા બ્હેન પાસે જઇ આવવા સૂચના કરી. એણે ધાર્યું કે “સુધા, કદાચ કોઇ ખાત્રી લાયક માણસ નહિ મળવાથી પ્રત્યુત્તર વાળતો પત્ર, સમયસર નહિ મોકલી શકી હોય. છોકરો ત્યાં પહોંચી જશે એટલે તેની મુંઝવણ દૂર થઈ જશે અને છોકરો પત્ર લઇને આવી પહોંચશે અને આનંદ આનંદ થઇ જશે.”

છોકરાને એણે તે બાબતમાં ઘટતી સુચનાઓ કરી, જેમાં તે એકલી હોય ત્યારે જવું અને કોઈ પૂછે તો કંઇ ન કહેવું, ઇત્યાદિ બાબતોનો સમાવેશ થતો હતો. છોકરાને એણે "સુધાબ્હેનને ટપાલમાં કાગળો ખાનગી રીતે મોકલવાના છે, માટે કોઇને કંઇ કહેવું નહિ." એવી વાત, તે આખી બાબત તદ્દન ગુપ્ત રહે એ હેતુથી કરી હતી. છોકરાને આ બાબતમાં ખાસ જીજ્ઞાસા જેવું ન્હોતું. તેમ માસ્તર જે કંઈ કહેતા હશે, તે બધું સાચું હશે એવું એનું માનવું હતું. છોકરો શાન્ત સ્વભાવનો હોઇ ચાલાક હતો અને એને સોંપવામાં આવેલું કામ સાંગોપાંગ પાર પાડવું જોઇએ, એવા કર્ત્તવ્યભાનવાળો હતો. એને એમાં કુતુહલતા જેવું કંઈ લાગ્યું ન્હોતું. માસ્તર તરફ એક સમજુ વિદ્યાર્થીને જે પ્રકારનો પ્રેમ અને માન-ભાવ હોય તેવાં તેને હતાં. છોકરો સુધાના ઘર તરફ વળ્યો.

માસ્તર, ત્યારબાદ જમવા બેઠો, પણ તેને ખાવું ભાવ્યું નહિ. થોડુંઘણું ખાઈ તે હાથ ધોઇ ઉભો થઈ ગયો. બ્હેને, જમવામાં ઉતાવળ કરવા બદ્દલ તથા ધરાઇને ન જમવા બદ્દલ, ટકોર કરી, તેનો પ્રત્યુત્તર તેણે "તબીયત જરા બરોબર નથી અને રૂચિ નથી" એમ કહી વાળ્યો. મુક્તાને એની રીતભાત વિચિત્ર લાગી, પણ તે કંઇ બોલી નહિ અને તેના ઉઠયા પછી એણે જમી લીધું.

માસ્તરના ઘરથી સુધાને ત્યાં જવાનો રસ્તો બજાર વચ્ચે થઇને હતો અને રસ્તામાં નિશાળ આવતી હતી. નિશાળમાં રજા હતી, તોયે કેટલાક છોકરાઓ નિશાળ આગળ ભેગા થઈ રમતા હતા. તેને જોઈ છોકરાઓએ એને બોલાવ્યો. તે ત્યાં ગયો અને અર્ધોએક કલાક તેમના ભેગો રમવામાં રોકાયો. ત્યારબાદ "હમણાં આવું છું" એમ કહી સુધાના ઘેર ગયો. તે સુધાના ઘરના આંગણામાં દાખલ થયો તે વખતે શંકરપ્રસાદ ભોજન કરી થોડો સમય આરામ લીધા બાદ એમની દુકાને જવા નીકળ્યા હતા. સુધા જમી પરવારી બેઠી હતી અને માસ્તરને સંદેશો કહાવવાના વિચારમાં હતી, તેવામાં તે

છોકરો સુધાના ઘરમાં દાખલ થયો અને સુધા જ્યાં બેઠી હતી, તેની પાસે પહોંચી ગયો. સુધા, છોકરાને જોઈ, માસ્તરને બોલાવી મંગાવવાની અનુકૂળતા મળી ગઈ, તે બદલ સંતોષ પામી.

"કેમ, ભાઈ! તું ક્યાંથી?"

સુધાએ છોકરાને એની પાસે બોલાવી પૂછ્યું.

"મને માસ્તરે મોકલ્યો છે. તમારો ટપાલમાં રહી ગયેલો કાગળ ગઈ કાલે આપવા આવ્યો હતો તે પ્રમાણે આજે લેવા આવ્યો છું. છે કંઇ કાગળ આપવાનો?"

તે વિદ્યાર્થીએ પૂછ્યું.

"ના, કાગળ તો નથી–પણ બીજું કામ છે તે કરીશ?"

સુધાએ પૂછ્યું.

"માસ્તર તો કાગળનું કહેતા હતા, પણ તે નથી તો બીજું શું કામ છે?"

તે છોકરાએ કંઈ ગુંચવાઇને પૂછ્યું.

"માસ્તરને અહિં મોકલજે." સુધાએ કહ્યું.

"ક્યારે મોકલું?"

"જઇને તરતજ–પણ આ વાત માસ્તરને ખાનગીમાં કહેજે–બીજા કોઇને નહિ હોં!"

"ના, રે! માસ્તર સિવાય મારે બીજા કોઇને શાનું કહેવાનું હોય?"

"જા, ત્યારે તરતજ જા અને એમને જેમ બને તેમ જલદી આવી જવાનું કહે. મોડું થશે તો પછી મારાથી તેમની સાથે વાત નહિ થાય! સમજ્યો?"

"હા, હમણાંજ મોકલું છું. બીજું કંઇ કામ છે?"

"ના" સુધાએ કહ્યું.

છોકરો ત્યારબાદ માસ્તરના ઘેર પહોંચી ગયો. માસ્તર એની રાહ જોતો બેઠો હતો. એને આવેલો જોઈ એને

"પ્રેમપત્ર" ના દર્શન બદલનો સ્વાભાવિક આનંદ થયો પણ તેણે જ્યારે તેણે કહ્યું કે પત્રબત્ર કંઈ આપ્યો નથી, ત્યારે તેને નિરાશા થઇ. માસ્તરની પૃચ્છા ઉપરથી એણે બધી હકીકત કહી દીધી. સુધા એને એના ઘેર બોલાવે છે, એ જાણી એનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. "પ્રેમપત્ર" કરતાં માશુકની મુલાકાત એને વધારે ખુશકારક લાગી. તે આસન ઉપરથી બનતી ત્વરાયે ઉઠયો અને આકર્ષક વસ્ત્રો સજી તૈયાર થયો અને સુધાના ઘર તરફ વળ્યો. છોકરાના ગયા પછી સુધાને માસ્તર જેવા પરાયા પુરૂષને પોતાની પાસે એકાંતમાં બોલાવવાની બાબત ભૂલ ભરેલી જણાઇ. એના જેવા માણસને શિખામણ દઈ સુધારવાનો પ્રયત્ન કરવાની વાત એને મૂર્ખતા જણાઇ. તેનો પ્રયત્ન એક મિથ્યા સાહસ હતું. અને ઉલટું એને પોતાને ભારે પડે એમ હતું. પણ હવે એ પશ્ચાતાપ નકામો હતો. છોકરો માસ્તર પાસે પહોંચી ગયો હતો અને માસ્તર તે તરફ આવવા નીકળી પડયો હતો. સુધાનું હૃદય જેમ સમય જતો ગયો તેમ તેમ જોરથી ધડકવા લાગ્યું. એણે ઘર આગળથી નીકળી જઇ બીજે જઈ બેસવાનો વિચાર કર્યો. પણ તેમ કરવામાં એને એની ભીરૂતા અને પામરતા એમ બંને જણાયાં. સહજ મુલાકાત પછી, પ્રેમનાં સ્વપ્નાં સેવનાર માસ્તર ખરેખર રૂબરૂ હાજર થશે, ત્યારે તે હિંમતપૂર્વક એને ઠપકો અને શિખામણ આપી શકશે કે કેમ તે વિષે એને શંકા ઉઠી. થોડી વાર સુધી તે હતાશ જેવી થઇ ગઈ. છતાં એણે હિંમત રાખી. એનું સત્ય એની મદદે આવ્યું. એના દીલમાં કોઇ જાતનાં પાપ કે દંભ એવું કંઇ ન્હોતું, છતાં એ એની જાતને ગુન્હેગાર માનવા લાગી. એનું હૃદય અંદર અંદરથી બળવા લાગ્યું. એનો આવી રીતનો ગભરાટ ચાલુ હતો, તેવામાં માસ્તર એના ઘેર આવી પહોંચ્યો અને સીધો સુધા હિંચકા ઉપર બેઠી હતી તેની સામે આવી ઉભો રહ્યો. એનું શરીર સુંદર અને મજબુત બાંધાનું હોઇ, તેણે પહેરેલાં વસ્ત્રો એના શરીર ઉપર દીપી ઉઠતાં

હતાં. એની મુખમુદ્રા ઉપર સફલ થતા જતા પ્રેમનો હર્ષ દેખાઈ આવતો હતો. પ્રેમની આ ખુમારી એની આંખોમાં ચમકતી હતી.

"આવો, માસ્તર!" સુધાએ હિંચકા ઉપરથી ઉભાં થતાં માસ્તરનો સત્કાર કરતાં કહ્યું.

માસ્તરે પ્રત્યુત્તરમાં એનું મસ્તક ધૂણાવ્યું અને ઉભો હતો ત્યાં ઉભો રહ્યો. એની દ્રષ્ટિ સુધા તરફ સ્થિર હતી.

"આ હિંચકા ઉપર બેસો. હું તમારી સામે જમીન ઉપર બેસું છું."

એમ બોલતી સુધા હિંચકા આગળથી ખસી ગઇ અને હિંચકાથી પાંચ સાત હાથને અંતરે નીચે બેઠી. માસ્તર, સુધાની સુચના પ્રમાણે હિંચકા ઉપર જાઇ બેઠો. એણે એની ટોપી ઉતારી હિંચકા ઉપર તેની જોડે મૂકી.

"મારા પત્ર પછી તમે તરતજ મને આવી રીતે બોલાવી મંગાવશો એવું મારૂં ધારવું ન્હોતું, આ ઉપરથી મને એમ લાગે છે કે તમે મારી કલ્પના હોય તેથી પણ કંઇક વિશેષ છો."

માસ્તરે, સુધા સાથેની પ્રેમગોષ્ટિનો આરંભ કરતાં જણાવ્યું.

"એમ?" સુધાએ માથું ધૂણાવતાં ઉદ્દગાર કાઢયો.

"હા, મને તો એમ લાગે છે. વળી મારા પ્રેમદર્દથી ભરેલા પત્રની તમારા હૃદય ઉપર સારી અસર થઈ હોય એવું મારૂં માનવું છે. તમને એ પત્ર કેવો લાગ્યો?"

માસ્તરે પૂછ્યું.

"ઘણોજ સુંદર. આવા પ્રેમપત્ર લખનાર જુવાન પુરૂષો આ દુનિયા ઉપર હજુ વસે છે, એ જાણીને મને આશ્ચર્ય થયેલું! પત્રમાં તો તમોએ તમારૂં આખું હૃદય ઠાલવી નાંખ્યું છે! કેવી આકર્ષક ભાષા!"

સુધાએ માસ્તરના પ્રેમપત્રની પ્રશંસા કરતાં જણાવ્યું. માસ્તરને સુધાના શબ્દોમાં રહેલા કટાક્ષનો ખ્યાલ ન્હોતો.

" હૃદય કેમ ન ઠાલવું ? પ્રેમનું બળજ એવું છે કે હૃદયમાં રહેલા ભાવ છૂપાયજ નહિ ! આશકની આંખોમાં માશુક સિવાય બીજું શું હોય છે ? દીલ ચોંટવાની કવિતા તો તમને ગમીજ હશે ! "

" કેમ ન ગમે ? એ બધી કડીઓ વારે વારે વાંચવા જેવી છે ! એ કવિતા કોની બનાવેલી હશે ? "

સુધાએ પૂછ્યું.

" એની મને ખબર નથી, પણ મારા વાંચવામાં આવેલી અને મને બહુ ગમી ગયેલી એટલે મેં ઉતારી લીધેલી. હશે લખનાર વળી કોઇ મારા જેવો ! " માસ્તરે સ્ફોટ કર્યો.

" તમારા જેવો ? શું તમે કવિ જેવા છો ? "

સુધાએ પૂછ્યું.

" હા, મારાજ જેવો. મને કવિતાનો બહુ શોખ છે. મેં કાવ્યનાં ઘણાં પુસ્તક વાંચી નાંખ્યાં છે. કલાપીના કેકારવ જેવા પુસ્તકની તો ઘણી ખરી ગઝલો મારે મ્હોંઢે થઇ ગઈ છે ! પણ હું કોની આગળ ગાઉં ? મારી કવિતા સાંભળનાર અને ઝીલનાર અત્યાર સુધી મને કોઇ મળ્યું નથી ! તમે હવે મળ્યાં છો એટલે સાંભળો કે ઝીલો એ જુદી વસ્તુ છે ! પ્રેમની ગઝલો એ તો આપણા સાહિત્યનો કિંમતી ખજાનો છે અને તેની કદર તો મારા જેવાજ કરી શકે ! "

માસ્તરે જણાવ્યું.

" ગાનાર હોય તો સાંભળનાર અને ઝીલનાર મળી શકે એ વાત ચોક્કસ. ત્યારે તો તમોએ માત્ર કવિતાઓ વાંચી છે. કવિતાઓ બનાવતાં આવડે છે ? "

સુધાએ પૂછ્યું.

" હું તે પણ જાણું છું. પણ આજ સુધી કવિતા લખવાની ધૂન આવી ગયેલી છતાં મેં આળસને લીધે કંઈ લખ્યું નથી. પણ મને વિશ્વાસ છે કે જ્યારે લખીશ ત્યારે સુંદર લખીશ. દુનિયા એ

જોઇને ચકિત થઈ જશે. પણ એ બધું તમારા ઉપર આધાર રાખે છે. મને તમારો પ્રેમ મળશે તો દુનિયાને સારૂં સાહિત્ય મળશે.”

“એમ શાથી વારૂ?” સુધાએ પૂછ્યું.

“પ્રેમ ભર્યા સાહિત્યની પ્રેરણામૂર્તિ તો, લખનારને માટે, એની માશુક હોય છે. તે જે કંઇ લખે છે તે બધું એને માટે હોય છે. તે સર્વ કંઈ એને અર્પણ કરે છે અને એ અર્પણ કરતાં ઢળી પડતી વસ્તુ જગત્‌ને ભાગે જાય છે. સારામાં સારૂં સાહિત્ય, આવા વિનિયોગથી સરજાય છે. તમે મારાં થશો તો મારી આ શક્તિ આપોઆપ ખીલી નીકળશે અને જગત્‌ને ફાયદો થશે. પ્રેમ, આવી રીતે બે પ્રેમીજનો ઉપરાંત આખા જગત્‌ને ફાયદો કરે છે. હું આવી રીતે તમારા પ્રેમનો ભૂખ્યો છું, એને સંતોષશો?”

માસ્તરે પૂછ્યું.

“કેમ નહિ? તમારા પ્રેમને સંતોષવા માટે તો મેં તમને મારી પાસે બોલાવ્યા છે.”

સુધાએ કહ્યું.

“તો પછી એટલે બધે દૂર કેમ બેઠાં છો? અહિં હિંચકા ઉપર મારી જોડે આવીને બેસોને!”

“આપણે હજુ એક બીજાને ઓળખી લઇએ ત્યારે એમ બેસાયને? હજુ હું તમને ઓળખતી નથી, તેમ તમે મને ઓળખતા એથી એટલે ત્યાં સુધી વાર છે!”

“હજુ તમોએ મને નથી ઓળખ્યો?”

માસ્તર આશ્ચર્ય પામતો બોલી ઉઠયો.

“ના, હવે ઓળખી લેવાની શરૂઆત થઈ છે. તમારો ગઇ-કાલનો પત્ર એના મંગળાચરણ રૂપે કહેવાય! માસ્તર! તમને આટલો બધો પ્રેમ મારા ઉપર ક્યાંથી થઈ આવ્યો?”

“તમે મારા પ્રેમનાં અધિકારી છો, એમ મને લાગ્યું તેથી.”

"એમ શા ઉપરથી ધાર્યું? મારામાં એવું શું વિશેષ હતું કે હું તમારા પ્રેમની અધિકારી છું એમ જણાયું?"

સુધા આ પ્રશ્ન બાદ માસ્તર સામે તાકીને જોઇ રહી.

"તમારામાં બધુંયે ભર્યું છે એટલે!"

"બધુંયે એટલે?"

"સૌંદર્ય!"

"પછી?"

"મીઠાશ!"

"પછી?"

"આકર્ષક આંખો!"

"પછી?"

"બુદ્ધિ–શક્તિ–વિનય, વિવેક વિગેરે વિગેરે!"

"તમારા પ્રેમના અધિકારી થવા માટે આ બધી વસ્તુઓ જોઇએ અને તે બધું મારામાં છે એમને?"

"હા." માસ્તર બોલ્યો.

"આ પ્રેમ, સૌંદર્યમાંથી પ્રકટે છે એમને?"

"હા. સૌંદર્ય પ્રેમનું સાધન છે."

"આ પ્રેમ, મીઠાશમાંથી પોષાય છે એમને?"

"હા. મીઠાશ હોય તો પ્રેમ મીઠો થાય છે."

"કડવો રહેતો નથી, એમને?" સુધાએ હસીને પૂછ્યું.

"આ પ્રેમ, આકર્ષક આંખોમાંથી ટપકી પડે છે એમને?"

"હા, આંખો આકર્ષક હોય તો પ્રેમ આકર્ષાય છે અને પ્રેમ આકર્ષાય છે એટલે જગત્ આકર્ષાય છે!"

"આ પ્રેમ, બુદ્ધિ, શક્તિ, વિનય અને વિવેકમાંથી જન્મી પડે છે, એમને?"

"હા. પ્રેમને સંયમમાં રાખનારી, જગાડનારી, શોભાવનારી અને વહેવડાવનારી આ બધી વસ્તુઓ છે. તમારામાં આ બધું ભર્યું છે, તેથી હું તમારો બન્યો છું, સમજ્યાં?"

"પરાયી સ્ત્રી ઉપર પ્રેમપત્ર લખવાથી કોઈ જુવાન પુરુષ, એનો થઈ જાય છે એમને? પણ આ એનો થઈ જાય છે એનો અર્થ જરા સ્પષ્ટ તો કરો!"

"તે તેને પ્રેમથી ચ્હાય છે તે."

"તે શાને માટે ચ્હાય છે? પરાયી સ્ત્રીને ચ્હાવાથી શું થાય? શો ફાયદો?"

"બન્ને એકમેક થઈ રહે!"

"શા માટે? ઘર માંડવા કે વ્યભિચાર કરવા?"

સુધાએ પૂછ્યું.

"પરાયી સ્ત્રી સાથે ખુલ્લી રીતે ઘર તો શી રીતે મંડાય? સમાજ એની છૂટ ક્યાં આપે છે?"

"ત્યારે પછી ગુપ્ત રીતે વ્યભિચાર કરવા? જેને તમે પ્રેમ કહો છો તે આવા વ્યભિચાર માટે હોય છે એમને?"

માસ્તર આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં ગુંચવાયો. છતાં બેચાર મીનીટ વિચાર કર્યો બાદ બોલ્યો. "પ્રેમનો ઉદ્દેશ વ્યભિચાર હોતો નથી. પ્રેમ એ મહત્વની વસ્તુ છે, જ્યારે વ્યભિચાર તો ગૌણ છે અને તે તો તેનો પરિપાક છે! પ્રેમ એતો પવિત્ર વસ્તુ છે. એને વ્યભિચારના મલિન નામથી દુષિત ન કરો!"

"ત્યારે તમોએ તમારા પત્રમાં જાહેર કરેલો પ્રેમ આવો પવિત્ર છે, એમને? સૌંદર્ય, મીઠાશ, આકર્ષક આંખો, બુદ્ધિ, શક્તિ, વિનય અને વિવેક વિગેરે ન હોય તોમે તમને મારા તરફ હૃદયનો સેવાભાવભર્યો નિર્મળ પ્રેમ ઉત્પન્ન થયો છે અને તમે મારા જીવનની પ્રગતિ—ઉન્નતિને માટે કંઈ પણ કરવા તૈયાર છો, એમને? પ્રેમસેવાનો આવો મોંઘો મંત્ર ક્યાંથી શીખ્યા? આવા નિર્મળ પ્રેમને "માશુક" શબ્દનો મોહ શા માટે હોવો જોઇએ? "બ્હેન" કેમ ન હોય?"

સુધા આ શબ્દો બોલી માસ્તર સામે જોઈ રહી.

"બ્હેન કહેવાથી ભાવના બદલાઈ જાય છે અને પ્રેમની મસ્તી ઓસરી જાય છે! સાચો પ્રેમ દેખાય ત્યાં "માશુક" થવામાં શો વાંધો છે?" માસ્તરે પૂછ્યું.

"એક પરણી ચુકેલી પરાયી સ્ત્રી કોઈ પરાયા પુરૂષની "માશુક" શી રીતે બની શકે? એ તે એના પતિને પૂજે કે તમારા જેવા વિષયલંપટ પુરૂષને?"

સુધાની વાણીમાં ગુસ્સાનો આવિર્ભાવ દેખાયો.

"શું હું વિષયલંપટ છું? પ્રેમ પ્રકટ થયો, એ પ્રેમનું પ્રદર્શન કરૂં છું, એમાં વિષયલંપટતા શાની? તમને હજુ "પ્રેમ" શબ્દની કદર નથી!"

માસ્તર કંઈક નિરાશ થઈને બોલ્યો.

"તમારા જેવા માણસોએ "પ્રેમ"ના પવિત્ર નામને ભ્રષ્ટ કર્યું છે! "પ્રેમ" "પ્રેમ" એમ બોલી આજે જે જુવાન પુરૂષોને સમાજ તરફની જવાબદારીનું ભાન નથી તેઓ અનેક સુશીલ અને પવિત્ર સ્ત્રીઓને પતનના માર્ગે દોરી જાય છે! દેવી જેવી થવા સરજાયેલી કુમારિકાઓ, મુગ્ધાઓ, વિવાહિતાઓના જીવનમાં આવા લોકો "પ્રેમ"ના ઉન્માદનું ભયંકર વિષ રેડી રહ્યા છે! તમારા જેવા પુરૂષો સુંદર શરીરના ભૂખ્યા હોય છે અને સમાજમાં વ્યભિચાર અને વર્ણશંકરતા ઉત્પન્ન કરવા બનતો ફાળો આપી રહેલા હોય છે! માસ્તર! વિષય લાલસાની ખાતર, સમાજના પવિત્ર દેહને ભ્રષ્ટ કરવા અને શાન્ત મગજમાં પ્રેમ અને પાપનો ઉન્માદ જગાડવા માટે આવો પ્રયત્ન થાય તે શું ઇચ્છવા યોગ્ય છે? જે પ્રેમ મારા તરફ પ્રકટ થયેલો બતાવો છો, તે તમારી પોતાની પત્ની તરફ વાળોને! મારો દેહ, મારૂં મન અને મારો આત્મા કંઈ તમારા માટે સરજાયાં નથી, એનો માલીક જુદો છે. એનો ખરો

માલિક એ છે. એ એને અર્પણ થઇ ચૂક્યું છે. વળુ અધિકારે તમે એની ઝંખના અથવા લાલસા શા માટે રાખો છો ?"

સુધા બોલી.

"પણ હું ક્યાં પરણેલો છું ? મારે પત્ની ક્યાં છે ?"

માસ્તર નરમ થઇને બોલ્યો.

"ન હોય તો પરણી લ્યો. તમારા કિસ્મત અને અધિકાર પ્રમાણેની પત્ની તમને મળી રહેશે."

"પણ તેમ કરી લેવાના સંયોગો અત્યાર સુધી મને મળ્યા નથી. મારો પ્રયત્ન ચાલુ છે, પણ પરણી લેવા જેવાં સાધનો ન મળે ત્યાં સુધી મારી એ આશા ફળવાની નથી. ત્રણ ચાર હજાર રૂપીયા ખર્ચી શકું ત્યારે એમ બની શકે એમ છે. પણ તે પૈસા મારે ક્યાંથી લાવવા ?"

"તેથી તમે મફતની "માશુક" શોધવા નીકળ્યા છો એમને ?"

"મફત કેમ ? દીલમાં સાચો પ્રેમ પ્રકટ થાય, એ આવી રકમ કરતાં પણ વધારે કિંમતી છે !"

"એ સાચો પ્રેમ એટલે પરાયી સ્રીના શરીરનો ઉપભોગ એટલુંજ ને ? સાચો પ્રેમ હોય તો સુધાને તમારી સાચી બ્હેન માનવા તૈયાર છો ?"

સુધા આ શબ્દો બોલી પાછળથી હસી પડી.

"બ્હેન !" માસ્તરે ઉદ્‌ગાર કાઢ્યો.

"હા, બ્હેન ! સુધા બ્હેન ! સાચો અને નિર્મળ પ્રેમ હોય એવા પુરૂષને પોતાની પત્ની સિવાય સમાજની સ્રીઓ માતા કે બ્હેન જેવીજ હોય છે ! કોઇને "માશુક" બનાવવાની કોશીષ કરવી, તે કરતાં બ્હેન બનાવવા કોશીષ કરવી એમાં વિશેષ નિર્મળતા રહેલી છે !"

"પણ એમ બનવું અસંભવ છે! બ્હેન, તે તો શાન્તિ અને સ્થિરતા છે, જ્યારે માશુક મસ્તી અને આનંદનું કારણ બને છે!"

"કારણ કે એમાં પરાયા દેહના ઉપભોગનો લાભ મળે છે! માસ્તર! આવી ભ્રમણા છોડી દો! એ તો હું સમજુ હતી એટલે તમને સીધા રાહે ચઢાવવાની દ્રષ્ટિએ ચેતવણી આપવા માટે રૂબરૂ બોલાવી, તમારી સાથે આટલી શાન્તિથી વાત કરૂં છું, નહિંતર તમારા જેવા વિષય લંપટ પુરૂષને અહિં બોલાવે પણ કોણ કે વાત પણ કોણ કરે? વિષયલંપટ પુરૂષો સમાજના મ્હોટામાં મ્હોટા દુશ્મનો છે, તે વાત મારી જાણ બહાર નથી!"

"ત્યારે તમે મને નિરાશ કરશો?"

માસ્તર નરમ પડતો જતો હતો.

"મેં તમને કયી આશા આપી હતી કે મારે તમને નિરાશ કરવાના હોય? તમારી આશા અથવા નિરાશા એ તો કેવળ તમારી ભ્રમણા સિવાય બીજું શું છે?"

"હું તો કંઇ કંઇ ધારતો હતો." માસ્તર બોલ્યો.

"કે કેશવનગરની સુધા, માસ્તરની માશુક થઈ જશે એમને? એનાં પવિત્ર, મન, તન, રસ્તાના જનાર ગમાર અને વિષયલંપટ પરાયા પુરૂષના ચરણે ધરી દેશે એમને?"

સુધા, એની મુખમુદ્રા ઉપર તિરસ્કારનો ભાવ વ્યક્ત કરતી બોલી.

"ત્યારે તમે મને શું કામ બોલાવ્યો?"

"શિખામણ આપવા. માની શકો તો સીધો રાહ બતાવવા. માસ્તર! મને તમારી દયા આવે છે, નહિંતર આવો નફટ પત્ર લખવા બદલ તમારે બહુ ભારે શિક્ષા સહન કરવી પડત! હાડકાં ખોખરાં થાત, એટલું તો નહિ પણ કદાચ કેશવનગર છોડવું પડત! પણ આજકાલના જુવાન પુરૂષોની નિર્બળતા અને વિચારસરણીની મને મારી આટલી નાની ઉમ્મરે પણ સારી ખબર છે એટલે કોઇનું જીવન ખરાબ ન થઇ જાય એ હેતુથી આ બધી વાત મેં ગુપ્ત

રાખી છે! જરાક જાહેર કરું તો તમારી શી વલે થાય તેની તમને ખબર છે?"

સુધા આ શબ્દો બોલી માસ્તર સામે જોઇ રહી.

"મારી ફજેતી થાય. લોકો કદાચ મારે!"

વાત જાહેર થતાં ઉત્પન્ન થતા સામાજીક ઉલ્કાપાતની કલ્પના કરતાં માસ્તરે જણાવ્યું. તે કંપી ઉઠયો.

"પણ મને તમારી દયા આવી. કોઈ અણસમજુ માણુસ ભૂલ કરી બેસે પણ તેવી ભૂલ મારે ન કરવી જોઇએ, એમ સમજીને. મારી આ દયા તમારા તરફના પ્રેમને લઇને જન્મી છે! માસ્તર!

પ્રેમ તો એનું નામ કે જેમાં સામા માણુસનાં હિત અને રક્ષણુની ભાવના રહેલી હોય છે.

તમારા "પાપપત્ર"ની ભયંકરમાં ભયંકર શિક્ષા હું કરાવી શકું એમ છુ, પણ મનુષ્ય તરીકેની પ્રેમભાવનાને લીધે મેં તમને જતા કર્યા છે! સાચા પ્રેમની પાછળ ઉદારતા રહેલી છે! આત્મિય તેમજ સામાજીક કલ્યાણુનો માર્ગ આવી ભાવનામાં રહેલો છે, સમજ્યા? માસ્તર!"

સુધાએ પૂછ્યું.

માસ્તર મુંગો બેસી રહ્યો, પણ તેણે એ પ્રશ્નના હકારમાં એનું માથું ધૂણાવ્યું.

માસ્તર, નરમ પડી ગયો હતો અને તેની મુખમુદ્રા ઉપર વિષાદ અને ખિન્નતા જણાઈ આવતાં હતાં.

"હવે તમે જઇ શકો છો, પણ જતાં જતાં મારે કહેવું જોઇએ કે આવા "પ્રેમ" કરવાની કે "પ્રેમપત્ર" લખવાની મુર્ખતા કોઈ બીજે સ્થળે ન કરતા. નહિંતર હેરાન થઈ જશો અને સામાજીક દરજ્જો ગુમાવી બેસશો. વધારે પડતી મહેનત કરી પૈસા ભેગા કરો અને પરણી લ્યો. તેમ છતાં ન પરણાય તો સીધા રાહ ઉપર રહી જગતના ક્રમ પ્રમાણે સાચું અને પવિત્ર જીવન ગાળો. માશુકો શોધવા

કરતાં "બ્હેનો"ની પાછળ ગાંડા બનો. વિશુદ્ધ પ્રેમની ભાવના ફળશે અને "બ્હેનો"ના આશિર્વાદથી તમારૂં જીવન ઉજ્જ્વળ થઈ પડશે. જેઓ સ્ત્રીઓના આશિર્વાદ મેળવે છે, તેઓ પ્રગતિશીલ રહે છે, જ્યારે સ્ત્રીઓના શ્રાપથી એમનો સર્વદેશીય વિનાશ થઈ જાય છે, તે સત્ય ન ભૂલતા. હવે ચાલ્યા જાઓ. કદાચ કોઈ આવી પહોંચશે તો વિના કારણુ પૂછપરછ થશે. હવે તમારે કંઈ કહેવાનું છે ?"

સુધાએ પૂછ્યું.

"ના. પણ હું બહુ નિરાશ થયો છું. તમારી કહેલી તમામ વાત સાચી હશે, છતાં હું તમને ભૂલી શકતો નથી અને ભૂલી શકીશ નહિ. તમારો પ્રેમ હું પામવાનો નથી, એમ દેખાય છે, છતાં મને તો રાતદિવસ તમારી યાદગીરી રહ્યા કરશે. મેં અત્યાર સુધી કોઇનો પ્રેમ કર્યો નથી—જો કે આકર્ષણો તો ઘણા તરફ થયેલાં—છતાં આજે થયો તો મને નિરાશા મળી છે. તમે જેવાં છો, એવો પતિ તમને મળ્યો નથી, એ જાણી મને બહુ દીલગીરી થયેલી. અપાત્ર પતિ તરફ તમારો પ્રેમ કેમ કરીને રહેશે ? તમારા જીવનનો સાચો ઉપભોગ તે ન કરી શકે, છતાં તમે એને સર્વથા વફાદાર છો, અથવા રહેશો એ જોઈ મને આશ્ચર્ય થાય છે ! હવે મારે કંઈ ન બોલવું જોઇએ, છતાં તમોએ કંઈ કહેવાનું હોય તો કહી નાંખવા પૂછ્યું છે, તેથી કહું છું !"

માસ્તરે જણાવ્યું.

"માસ્તર ! તમે આવી ચિંતા શું કામ કરો છો ? મારા પતિ પૂર્ણ અધિકારી હતા, તેથી તો તેમને મારા જેવી પત્ની મળી છે ! આ જગત્માં જે મનુષ્ય જેવી લાયકાત ધરાવતો હોય છે, એવી વસ્તુ એને મળી રહે છે. મારા જેવી એમને મળી એજ એમની લાયકાત પૂરવાર કરે છે ! તમારા જેવા વિષયલંપટ પુરુષોને આ લાયકાતની ખબર ન પડે ! આ જીવન જેના ચરણોમાં ઢળ્યું છે, તે મૃત્યુપર્યંત એને વફાદાર રહેવા સરજાયેલું છે ! પરાયા પુરુષનો પાપી

સંબંધ કોઇને શું સુખ આપી શકે એમ છે? જેમને આ વાતની ખબર નથી તેઓજ નીતિની મર્યાદા છોડી સ્વચ્છંદી રીતે વર્ત્તે છે! તમારામાં એવું શું ભર્યું છે કે જે મારા પતિથી પણ વધી શકે? કયી સુખ સાધના અથવા સિદ્ધિ સારૂ હું મારા પવિત્ર દેહમાં પાપનો અગ્નિ પ્રકટાવું?"

"હું સુંદર છું. પ્રેમી છું. તમારા પ્રેમની પાછળ ગાંડો છું. મારૂં હૃદય પ્રેમાળ છે. તમને રાતદિવસ ઝંખું છું. તમારે માટે કંઈ પણ કરી નાંખવા તૈયાર છું."

"પણ એ સુંદરતામાં પવિત્રતા કે નિર્દોષિતા નથી–પ્રેમી નથી, પણ સુંદર સ્ત્રીના સુંદર દેહના ભૂખ્યા છો. વ્યભિચાર અને વિષય-લાલસાની પાછળ મૂર્ખ બન્યા છો. ઝંખના તો વિષયની તૃપ્તિ માટે છે. હું નથી ધારતો કે તમારા જેવા પામર માણસ મારે માટે કંઈ પણ કરી શકે. સેવાની વાત તો બાજુએ રહી, પણ અહિત કરવાનો વિચાર ન કરે તો સારૂં. વિષયલંપટ પુરુષ જગતમાં કોઈ સ્ત્રીને વફાદાર રહી શકતો નથી કે તેને માટે કંઈ કરી શકતો નથી. આવી મિથ્યા વાતો ન કરો. હજુ એમ સમજો કે હું બહુ ઉદાર છું અને સમજુ છું, એટલે તમારી આવી નફટ વાતો પણ શાન્ત ચિત્તે સાંભળી લઈ તેનો પ્રત્યુત્તર વાળું છું. બાકી જગત્ ઉપર કોઈની તાકાત નથી કે એક પવિત્ર સ્ત્રી સમક્ષ કોઈ વિષયલંપટ પુરુષ ગમે તેમ બોલી શકે. હવે, વિદાય થઈ જાઓ અને મગજ ઠેકાણે રાખી છોકરાં ભણાવી ખાઓ! ફરીથી આવો કોઈ પત્ર મારા ઉપર કે કોઈના ઉપર ન લખતા. મારૂં નામ પણ ન લેતા. મારી વાત પણ ન કરતા. તેમ છતાં આવી ભૂલ જો ફરીથી કરશો તો સમજજો કે તે વખતે હું તમને ક્ષમા નહિ આપું! અને તમારે સહન કરવું પડશે!"

સુધાએ છેલ્લી વાત કહી નાંખી.

માસ્તરે કંઇ પ્રત્યુત્તર વાળ્યો નહિ. તે મુંગો બેસી રહ્યો.

"ચાલો, હવે ઉઠો, ડાહ્યા બનો અને આ વાત કોઇને કરતા નહિ, નહિંતર મેં સંયમ રાખી, જે વાત ગુપ્ત રાખી છે, તેનો ઉહાપોહ જાગશે તો તમને હાનિ થશે! પ્રેમનાં બાણુંગાં કોઈ જગોએ ન કુંકવા જતા! કોઇને કહ્યું તો નથીને?" સુધાએ પૂછ્યું. માસ્તર હવે જેમ બને તેમ જલદી ઉઠી એને ઘેર જાય એવી સુધાની ઇચ્છા હતી, પણ માસ્તર એવો દિગ્મૂઢ થઈ ગયો હતો કે તે હિંચકા ઉપર બેસી રહ્યો હતો. સુધાએ બે ચાર વખત એને ઉભા થવા જણાવ્યું, ત્યારે તેણે એની હિંચકા ઉપર રાખેલી ટોપી માથા ઉપર પહેરી લીધી હતી, તે સિવાય ઉભા થવા માટે તેણે કંઈ કર્યું ન્હોતું.

"એક જણને આ વાત કરી છે!" માસ્તરે બેઠાં બેઠાં ધીમા સ્વરે કહ્યું.

"કોને?"

"લીલાધરને!"

"એમ?" સુધા ચમકી ઉઠી.

"હા. મેં તમારા તરફના પ્રેમની વાત એને કરી નાંખી છે. પણ તે તો મને તમારી માફક આ ભ્રમણા છોડી દેવા સમજાવતો હતો એટલે એને કહેવા છતાં મને કંઈ વાંધો આવે તેમ નથી!"

"કેવા મૂર્ખ માણસ? લીલાધરના પેટમાં તો કંઈ વાત ટકે એમ નથી! મેં તમને બચાવ્યા, પણ તમારી મૂર્ખતાનું પરિણામ તમારે સોસવું પડશે! માસ્તર! તમને પ્રેમની ધૂન ચઢી આવી, તેને પ્રેમનો વ્યવહાર કેમ માની બેઠા? શું આખું જગત્ વિષયલંપટ પુરુષોની કલ્પના પ્રમાણે ચાલે છે? માસ્તર! મારે ન કહેવું જોઇએ છતાં મારે કહેવું જોઇએ કે તમે બુદ્ધિના બેલ જેવા છો! પ્રેમનાં બાણુંગાં ફુંકવાથી કંઈ પ્રેમ સધાતો નથી કે માણસની મહત્તા વધતી નથી!"

સુધા ચીડાઇને બોલી ઉઠી.

"પણ હવે કહેવાઈ ગયું એનું શું?"

"એનું જે પરિણામ આવે તે તમારે સોસવાનું. ચાલો, હવે જલદી કરો. તમારા જેવા મૂર્ખ માણુસ સાથે હવે વધારે વખત વાત કરવામાં જોખમ રહેલું છે!"

સુધા આ શબ્દો બોલતી હતી, તેવામાં તેઓ બેઠાં હતાં, તેની જોડેના ખંડમાં કોઇનો પગરવ થતો સંભળાયો. સુધાનું ધ્યાન તે તરફ ખેંચાયું. સુધા ચમકીને ઉભી થઈ અને તે ખંડ તરફ વળી. ખંડમાં એણે ચારે બાજુએ દૃષ્ટિ કરી પણ કોઈ જોવામાં આવ્યું નહિ. તે ખંડનું એક દ્વાર મકાનના વચ્ચેના ભાગમાં આવેલા ચોકમાં પડતું હતું અને તે ચોકમાં એક સીડી, મકાનની અગાશી ઉપર જવાની હતી ત્યાં સુધી તે જઈ આવી પણ ત્યાં કોઇ ન્હોતું. તે દ્વારને અંદર કે બહારથી સાંકળ વાસેલી ન્હોતી, તે કારણુસર, ત્યાં કોઇ જોવામાં ન આવ્યું છતાંયે સુધાના મનમાં શંકા રહી ગઈ. એમની વચ્ચે થયેલી વાતચિત કોઇએ ગુપ્ત રહી સાંભળી હતી, અને તે વ્યક્તિ ત્યારબાદ ગુપ્ત રીતે પસાર થઈ ગઈ હતી, એમ એણે માન્યું. એનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. તે વ્યાકુળ થઇ ગઇ. માસ્તર ઉપર એને અત્યંત ક્રોધ ચઢ્યો. તે પાછી ફરી અને માસ્તર તરફ જોઇને બોલી "માસ્તર! ઉભા થઈ જાઓ. હવે તમારી સાથે મારે કંઇ વાતચિત કરવાની નથી. તમારી ભૂલો તમને નડશે, એમાં મારો કંઇ દોષ નથી. ચાલો, જલદી કરો. જો હમણાં બાપુજી કદાચ આવી પહોંચશે તો પછી ઉપાધિ થઇ પડશે."

સુધાએ ગુસ્સાભર્યા અવાજથી કહ્યું.

માસ્તર ઉભો થયો અને મકાનના મુખ્ય દ્વાર તરફ જવા લાગ્યો. સુધા, થોડે દૂર સુધી એની પાછળ ગઈ. માસ્તરે ઘર બહાર નીકળતાં અગાઉ સુધા તરફ મ્હોં કરી કહ્યું:

"તમારો દોષ કેમ નહિ? તમો આવાં સુંદર, આકર્ષક અને બુદ્ધિમાન બન્યાં ત્યારેજ મારા જેવો માણુસ આકર્ષાયોને? તમે

સામાન્ય સ્ત્રી હોત તો બીજી સ્ત્રીઓની માફક તમારા તરફ ધ્યાન ન ખેંચાત ! તમે સુંદર બન્યાં એ શું ઓછો દોષ છે ?"

માસ્તર આ શબ્દો સાથે સુધાનું ઘર છોડી રસ્તે પડયો. સુધા એની પાછળ તે એની દષ્ટિમર્યાદામાંથી દૂર ગયો ત્યાં સુધી જોતી રહી. તે દેખાતો બંધ થયો ત્યારે આવી હિંચકા ઉપર પડી અને આંખો મીંચી ઉંઘી જવાનો પ્રયત્ન કરવા લાગી.

## ( ૧૪ )

સુધાએ જે શિખામણ આપી હતી તે સાચી હતી, છતાં માસ્તર ઉપર એની કંઈ અસર થઇ નહિ. એક વસ્તુ એક મનુષ્યની કાયમની માલકીની થઈ રહે, એ વાત એને માનવા જેવી લાગતી ન્હોતી. માલકી અને ઉપભોગ, એ બંને નિરાળી વસ્તુ છે. ઉપભોગ ન કરી શકે એવો માલિક, એ વસ્તુનો સાચો માલિક નથી, પણ જે માણસ જે વસ્તુ ભોગવે છે, તે તેનો ખરો માલિક ગણાય છે, એવી એની માન્યતા હતી. વળી સંયોગોવશાત્, કોઇ વસ્તુ, કોઇ અનધિકારીના પાલવે જઇ પડે, તેથી તે વસ્તુનો ઉપભોગ થાય કે ન થાય તોયે તે વસ્તુ તરફનું આકર્ષણ કે ઉપભોગ કરવાની લાલસા ન જાગે એવો નિયમ નથી. સુધા, અનધિકારીને ત્યાં ગઈ હતી અને તે અધિકારી હતો, તેથી તે તેના તરફનો પ્રેમ અટકાવી શકે એમ ન્હોતું. તેના મગજમાં તો સુધાની યાદગીરી સળગતીજ રહી. સુધા અને માસ્તર વચ્ચે થયેલી મુલાકાત અને વાતચિત, ગુપ્ત રહેવા પામી હતી, છતાં સમાજના અમૂક ભાગમાં એનો ઉહાપોહ જાગ્યો હતો પણ ત્યારબાદ સુધા અને માસ્તર વચ્ચેનો કોઈ સંબંધ બહાર આવ્યો ન્હોતો એટલે થયેલો ઉહાપોહ દબાઇ ગયો હતો. સુધાની કેશવનગરના સમાજમાં સારામાં સારી પ્રતિષ્ઠા હતી એટલે એના પવિત્ર જીવનપરત્વે કંઇ શંકા જન્મે એમ ન્હોતું, પરંતુ માસ્તર તરફ કેટલાક લોકો શંકા અને તિરસ્કારની દ્રષ્ટિથી જોતા થઇ ગયા

હતા—પણ તેની પ્રકૃતિ સારી, અને મીલનસાર હોઇ, તે કેશવનગરમાં એનું સ્થાન સાચવી શક્યો હતો. એ વાત પછી સુધા બે મહિના સુધી કેશવનગરમાં રહી, પણ માસ્તરે એને કોઈ જાતનો પત્ર લખવાની કે તેના સામે જોવાની હિંમત કરી ન્હોતી. તે જો કે તેના સ્વભાવ પ્રમાણે એના અંગત મિત્રો સમક્ષ સુધાના પ્રેમનાં બણગાં ફુંકતો હતો.

આ બણગામાં "સુધા, હજુ તેને ચ્હાય છે. તેના પ્રેમપત્રો આવે છે, તે તેને પત્રો લખે છે, પણ મળી શકાતું નથી" વિગેરે વિગેરે તદ્દન અસત્ય અને બનાવટી વાતો કહી નાંખતો. તેના સાંભળનારા તેની વાતોમાં રહેલો દંભ જોઈ શકતા, પણ બધા કંઈ સમજુ હોતા નથી. તે પ્રમાણે કેટલાક માણસો સુધા સંબંધે કહેવામાં આવેલી વાતમાં "કંઇક" તો સત્ય હશે, એમ માનતા. આને પરિણામે કેટલાક માણસો સુધાના ચારિત્ર્ય તરફ શંકાની દૃષ્ટિથી જોતા, છતાં સુધાના પવિત્ર જીવનનો પ્રકાશ એમની શંકાને નિર્મૂળ કરી દેતો અને સુધાની છાપ, કેશવનગરમાં જેવી હતી, તેવી ને તેવી સચવાઇ રહી હતી. સુધા આ પ્રમાણે અઢી મહિના કેશવનગરમાં રહી, એવામાં વીણાનગરથી એની સાસુનો કાગળ એને મોકલી આપવા બદલ આવ્યો. જેમ બને તેમ તાકીદે અચૂક મોકલી આપવા માગણી હતી એટલે શંકરપ્રસાદ અને પ્રેમદુલારીએ એને સાસરે વળાવવાની તૈયારી કરવા માંડી. એને જવાને બે દિવસ બાકી હતા, એવામાં એક દિવસે બપોરે ગંગા એને મળવા આવી. પ્રેમદુલારી આરામ કરી રહી હતી અને શંકરપ્રસાદ સુધા માટે કાપડ વિગેરે જરૂરી ચીજો ખરીદી લાવવા આનંદપુર ગયા હતા. સુધા, એના નિત્યનિયમ પ્રમાણે હિંચકા ઉપર સુતી હતી, પણ જાગતી હતી. ગંગા ત્યાં આવી તેની જોડે બેઠી.

"પ્રેમદુલારીબા, ક્યાં?" ગંગાએ પૂછ્યું.

"સુઇ રહી છે." સુધાએ પ્રત્યુત્તર વાળ્યો.

"જવાનું પરમ દિવસે ચોક્કસ છે?"

"હા."

"આ વખતે તો જઈને તરત જ પત્ર લખજે. હું પણ હવે અહિં એકાદ અઠવાડીયું છું. પત્ર લખે તો એ અરસામાં, નહિંતર તારો પત્ર મને નહિ મળે!"

"હું લખીશ તો એજ અરસામાં લખીશ. નહિંતર નહિ લખું!"

"હું લખીશ તો એમ કેમ? જરૂર લખજે. તારા ઘરની બધી હકીકત વિગતવાર જણાવજે. આ વખતે તો તારા બાપુજી તને મૂકવા આવવાના છે ને? અને તો ઘર લેવરાવી દેજે! ઘર થઈ જાય તો એટલી ચિંતા તો ઓછી?" ગંગાએ કહ્યું.

"હા, ઘર હશે તો વર પણ થશે!"

સુધાએ હસતાં હસતાં કહ્યું.

"એ કહેવત એમ નથી. વર હશે તો ઘર થશે, કંઇ ઘરમાંથી વર થતો નથી!"

"એ કહેવત તો આ યુગમાં બદલાઈ ગઇ છે. ખરૂં જોતાં તો આજે ઘરમાંથી વર થાય છે! વરમાં બે દાણાયે ન હોય પણ ઘર હોય તો તે સારો વર ગણાય છે! ઘરમાંથી જેવા વર જન્મે છે, એવા વર આજે વરમાંથી જન્મતા નથી!"

સુધાએ હસતાં હસતાં કહ્યું:

"તે વાત પણ ખોટી નથી. તારા બાપુજી જો ઘર લઈ આપે તો સુમન્તની સુરત બદલાઇ જશે. તે તને ખૂબ પ્રેમ કરશે!"

"ખૂબ એટલે?" સુધાએ પૂછ્યું.

"ખૂબ! તું ધરાય એટલો! તને જરા પણ અળગી નહિ કરે! તારા કહ્યામાં રહેશે. માવડીયો મટી જશે!"

"એમ? ત્યારે તો મારૂં નશીબ ખુલી ગયું!"

સુધાએ ઉદ્દગાર કાઢ્યા અને પાછળથી ખૂબ હસી. ગંગાએ પણ તેના હસવામાં ભાગ લીધો.

"આપણે હવે જુદાં પડીશું!" સુધાએ હસવું બંધ રાખી, એની મુખમુદ્રા ઉપર ગંભીરતા આણતાં જણાવ્યું "અને કોને ખબર કે કયારે મળીશું! એકજ સ્થળે હરતી ફરતી બાળાઓના જીવનના રાહ કેટલા બધા પલટાઈ જાય છે? આપણે એ પણ જાણીએ છીએ કે બે અંગત બ્હેનપણીઓ ભવિષ્યમાં એવા સંયોગોમાં મુકાય છે કે એમને જીવન દરમ્યાન ફરીથી મળવાનો યોગ પણ મળતો નથી!"

આ શબ્દો બોલ્યા બાદ સુધાએ ઉંડો નિસાસો નાંખ્યો.

"આપણે માટે એમ નહિ બને! સુધા!"

ગંગાએ આશા આપતાં જણાવ્યું.

"એવી તને ખાત્રી છે?"

"હા, સુધા! મારો આત્મા એમ કહે છે. પરમાત્મા આપણા જીવનમાં એટલી બધી પ્રતિકુળતા નહિ ઉભી કરે!"

"તો સારૂ!" સુધાએ જણાવ્યું.

"આ માસ્તર તો હજુ એવોને એવો ગાંડો રહ્યો છે! મને તો એમ લાગે છે કે તે હવે અહિંથી જાય તો સારૂ! તું કશું જાણતી નથી કે એના સામેયે જોતી નથી, તોયે મારો રહ્યો એના "ભાઇબંધ દોસ્તદાર" આગળ તારા પ્રેમની વાતો કર્યા કરે છે અને કારણ વિના તારા નામનો દુરૂપયોગ કરે છે! આવી ખોટી વાત પણ કોઇ વખત જોખમી! અજાણ્યા માણસ શું ધારે? મારા રહ્યા પાસે તારો ફોટો પણ છે! કોણ જાણે કે કયાંથી લાવ્યો હશે?"

ગંગાએ કહ્યું.

"મારો ફોટો માસ્તર પાસે! શું કહે છે? ગંગા! મને તો એની ખબરયે નથી!"

સુધા, વિચારમાં ડૂબી ગઈ.

"તને કયાંથી હોય? પણ મને છે. પણ તારો ફોટો એની પાસે ક્યાંથી આવ્યો તે વાત મારા સમજવામાં આવતી નથી!"

ગંગા બોલી.

"એ તો હું પણ સમજી શકતી નથી. મારો એક ફોટો મારે ઘેર છે તે જો આ રહ્યો." સુધાએ ગંગાને સામેની દિવાલ ઉપર લટકાવેલા એના મઢેલા ફોટા તરફ એનું ધ્યાન ખેંચતાં અંગુલિ નિર્દેશ કરી જણાવ્યું. "બીજી એક નકલ મામાને ત્યાં છે. એક નકલ આનંદપુર પડી છે. ત્યારે આ ક્યાંથી લઈ આવ્યો ?"

સુધાએ એ પ્રશ્ન ઉપર એનું મગજ ખૂબ કસ્યું, પણ એને કંઈ સમજણ પડી નહિ.

"તે તો એક પ્રભુ જાણે! માણસ આમ સારો દેખાય છે. પણ આ હિસાબે બહુ ભયંકર હોવો જોઇએ!"

"એનું પાપ એને ખાશે! આપણે શું!"

સુધાએ કહ્યું.

"તું તો ભોળી છે, સુધા! આ દુનિયામાં કેટલીક વખત આપણે નિર્દોષ હોઇએ તોયે આવા લંપટ પુરૂષના પાપના છાંટા આપણને પણ ઉડી જાય છે! ગુન્હેગાર કોઇ હોય અને સજા કોઈ ભોગવે, એવી ઘટનાઓ જગત્માં આજે ઓછી નથી! મને આજે પસ્તાવો થાય છે કે મેં એને એ દિવસે રામજીમંદિરમાં તારો પરિચય ન કરાવ્યો હોત તો સારૂં હતું!"

ગંગા કંઇક ખિન્ન થતી બોલી.

"એના પરિચયથી મને શું નુકશાન થયું છે કે તું પસ્તાવો કરે છે?"

"દેખીતું નુકશાન તો કંઇ થયું નથી, પણ તે તારા પ્રેમની ખોટી વાતો કરતો ફરે છે અને તારા ફોટાની પૂજા કર્યા કરે છે, તે વાત તો એ પરિચયને પરિણામે બનીને?"

ગંગાએ જણાવ્યું.

"એ તો ગામમાં હતો એટલે ગમે ત્યારે પરિચયમાં આવી જાત! એની મૂર્ખતા ઉપર તું શીદ ચિંતા કરે છે? એ ગમે તેવી વાતો કરે, પણ તેથી મારી પ્રતિષ્ઠાને કંઇ ઓછુંજ નુકશાન થવાનું છે?"

સુધા બોલી.

" તને એ વાતની સમજણુ નહિ પડે, સુધા ! જગત્ આપણે માનીએ છીએ એટલું સરલ નથી ! સીધેસીધું ચાલે ત્યાં સુધી બધી બાબતો આનંદદાયક બની રહે છે, પણ જ્યારે કંઇ વાંધો પડે છે, ત્યારે તે બધો આનંદ ઓસરી જાય છે. અને અત્યારે નિર્જીવ જણાતી બાબતો તે વખતે ઘણી મહત્વની-ગંભીરતાપૂર્ણ થઈ જાય છે ! આવા લંપટ પુરૂષો તો જાતે સુખ ભોગવી શકતા નથી અને બીજાઓને ભોગવવા પણ દેતા નથી ! મને માત્ર ભય આટલો રહે છે ! "

ગંગાએ ભય અને ખિન્નતા વ્યક્ત કરતાં જણાવ્યું.

" પણ તે મને શું નડવાનો હતો ? મેં એનું શું બગાડ્યું છે ? ઉલટું મેં તો એનો બચાવ કર્યો છે. અભયદાન આપ્યું છે. એની ફજેતી અટકાવી છે બાપુજીને એના પત્રનો સહજ ઇસારો કર્યો હોત તો એની શી દશા થાત ? તેના ઉપરનો મારો ઉપકાર ઓછો છે ? "

સુધા બોલી.

" એ ઉદારતા અથવા સહનશીલતાએજ આ બાબતને ગંભીર રૂપ આપ્યું છે, તે વાત કેમ ભૂલી જાય છે ? એની કૂટિલતાને સામો અવાજ ન મળ્યો એટલેજ તે જરા વધારે મસ્ત બન્યો છે ! આવા માણુસો પ્રભૂના વિસારેલા હોય છે અને તેઓ કેટલીક વખત સમાજના હૃદયમાં ઝેર રેડી શકે છે.

સુધા ! તારી વાતો એ ઉચ્ચ આત્માનું પ્રતિબિંબ છે, પણ બ્હેન ! આજે આખું જગત્, સ્વાર્થની ગર્તામાં પામર બની ગયું છે: ઉપકાર અને પરોપકારની વાત ઉપર આજનો સમાજ હસે છે. આજે તો અકેકે શબ્દ, અકેકે કાર્ય, અકેકે હીલચાલ, સ્વાર્થના સોદા ઉપર રચાયેલી છે. અરે ! એટલુંજ નહિ પણ બલ્કે, ઉપકાર અને પરોપકાર જેવી પવિત્ર ભાવના, પણ આ ચાલબાજી ઉપર મદાર બાંધી રહી છે ! શઠ માણુસો તરફ સરલતા કેવી ? આજનું

જગત્ તો સામો અવાજ કરે એને માને છે! જેઓ દબાય છે, એમને દબાવવા સમાજનાં બધાં યંત્રો હંમેશાં ગતિમાન રહે છે! આનો પરિચય મને તો તારા જીવન માટે અશુભ ચિન્હ જેવો લાગે છે!"

ગંગાએ, એના હૃદયની વાત કહી નાંખી.

સુધા, આ શબ્દો સાંભળી જરા આભી તો બની, પણ ગંગાના કથનનો સ્પષ્ટ ઉદ્દેશ એનાથી સમજાયો નહિ. તે વિચારમાં પડી ગઈ. ગંગાના શબ્દોએ એને ભડકાવી હતી.

"ગંગા! મને તારી વાત સમજાતી નથી. મને નાહક્ક શું કામ ભડકાવે છે? એક તો મારા શ્વસુરગૃહના સંયોગોથી હું મુંઝાયેલી છું, ત્યાં તું વળી નવી મુંઝવણ ઉભી કરે છે!"

"સુધા! મને તારા સંયોગોની ખબર છે, તેથીજ મને આ માસ્તરનો પરિચય અશુભની આગાહી જેવો લાગે છે! પણ આમ કહી હું તને દુઃખી કરવા માગતી નથી. જગત્ ગમે તેટલું ભયંકર બની જાય, પરંતુ પરમાત્મા તો દયાળુ છે ને? તે તો તારૂં હંમેશાં રક્ષણ કરશે."

ગંગાએ આશ્વાસન આપતાં જણાવ્યું.

"એટલે તું શું કહેવા માગે છે? માસ્તરનો પરિચય મારૂં શું અશુભ કરી શકે એમ છે? મેં જગત્માં એવું કયું પાપ કર્યું છે કે મારૂં અશુભ થાય? જગત્માં આવા માણસો હોય, એનો પ્રતિકાર આપણે શું કરી શકવાના હતા? એમનું પાપ પણ એમને તો ખાશે ને?"

"જરૂર. પણ તે આપણને હેરાન કરી મુકયા બાદ. નિર્દોષને વહેલી સજા થાય છે, જ્યારે ગુન્હેગાર તો બહુ મોડો હાથ લાગે છે!"

"આ ક્રમને આપણે શી રીતે પલટાવી શકીશું?"

સુધાએ પૂછ્યું.

"આપણાથી કંઇ બની શકે એમ નથી, માટે આપણે તો આપણી જાતના રક્ષણ માટે તૈયાર રહેવું!"

" જગદંબા મારૂં રક્ષણ કરે છે અને કરશે! ચાલ, હવે છોડ એ વાત. મુએો એ માસ્તર અને મુએો એનો પરિચય!"

સુધાએ કંટાળીને કહ્યું.

" સુધા! કમળા તો હવે અહિં આવતીજ નથી. મને તો એ વારંવાર યાદ આવ્યા કરે છે! તે આપણને યાદ કરતી હશે કે નહિ?"

ગંગાએ વાર્તાનો વિષય બદલવા માંડ્યો.

" કેમ યાદ નહિ કરતી હોય? આપણે ભૂલતાં નથી તો તે કેમ ભૂલે? કોણ જાણે કે આનંદપુર હશે કે સાસરે? એને તો સાસરે પણ મઝા છે. મારી માફક દુ:ખીયારી નથી! પરમાત્મા એને સુખી રાખે!"

સુધાએ ઉદ્‌ગાર કાઢ્યા.

" તને મારા પણ આશિર્વાદ છે કે તું સુખી રહે!" ગંગા આ શબ્દો બોલતી ઉભી થઈ.

" કેમ ઉભી થઈ?" સુધાએ ગંગાને વાત કરતાં ઉભી થયેલી જોઇ પૂછ્યું.

" આ જોડેના ખંડમાં હમણાં કોણ ઉભું હતું? મારી નજર તે તરફ ગઇ અને તે ખસી નીકળ્યું! કોણ હતું તે ઓળખવામાં ન આવ્યું!"

ગંગા તે ખંડ તરફ જવા લાગી.

" કદાચ મારી બા હશે!" સુધાએ અનુમાન કરતાં જણાવ્યું.

" ના, પ્રેમદુલારીબા ન્હોતાં. કોઇ બીજી સ્ત્રી હતી. ઓળખવામાં ન આવી."

ગંગાની પાછળ સુધા પણ તે ખંડ તરફ ગઇ. તેઓ તે ખંડમાં બધે ફરી વળ્યાં, પણ કોઇ જોવામાં આવ્યું નહિ. પ્રેમદુલારી તો એની જોડેના બીજા ખંડમાં સુઈ રહી હતી અને નિરાંતે ઉંઘતી હતી.

" કોણ હશે ત્યારે?" ગંગાએ પૂછ્યું.

" કોઈ આંડોશીપાડોશી!"

સુધાએ કલ્પના કરી.

"ના, તેમ ન હોય. આડોશીપાડોશી હોય તો આમ ગુપ્ત રીતે ન આવે જાય કે અદ્રષ્ય થઈ જાય !"

"ત્યારે તને ભ્રમ થયો હશે !"

"ના, ભ્રમ નથી. મેં ખરેખર કોઈ સ્ત્રીને ત્યાં ઉભી રહી આપણી વાતો સાંભળતી જોઇ હતી !"

"ત્યારે કોઈ આવ્યું હશે ! કોઈ જાણભેદુ હશે ! મને પણ થોડા સમય અગાઉ એ ખંડમાં કોઇનો પગરવ સંભળાયો હતો અને હું તપાસ કરવા ગઈ ત્યારે કોઇ ન્હોતું. આશ્ચર્ય !"

સુધા બોલી ઉઠી.

ગંગા અને સુધા પાછાં ફર્યાં અને હિંચકે બેઠાં. થોડો સમય તેમણે બીજી વાતો કરી. અને ત્યાર બાદ જુદાં પડયાં.

( ૧૫ )

નક્કી થયા પ્રમાણે સુધા સાસરે ગઇ. એને માટે મકાન ખરીદવાનો વિચાર હોવાથી શંકરપ્રસાદ જાતે એને વીણાનગર મુકવા ગયા હતા. સુમન્ત, એની નોકરી ઉપર સમયસર જતો હતો. સુમિત્રા, પુત્રવધૂને જોઇ ખુશ થઈ. શંકરપ્રસાદે મકાન ખરીદી આપવા બદ્દલ એમનો વિચાર, સુમન્ત અને સુમિત્રા સમક્ષ જાહેર કર્યો, પણ મકાન ખરીદાય તેનો દસ્તાવેજ સુધાના નામે કરવામાં આવશે, એમ જણાવ્યું. સુમિત્રાએ આ વાત કબુલ ન રાખી. મકાન, સુમન્તના નામે ખરીદાય તોજ લેવું, નહિંતર નહિ, એવો મક્કમ નિર્ણય સુમિત્રાએ જાહેર કર્યો. શંકરપ્રસાદને એ વાત ન રૂચી. તેઓ બે ત્રણ દિવસ વીણાનગરમાં રહ્યા અને ખાનગી રીતે કોઇ સારા મકાનની તપાસમાં રહ્યા, પણ કંઈ પત્તો લાગ્યો નહિ, તેમ મકાન સુધાના નામે ખરીદી શકાશે નહિ, વિગેરે સંયોગોમાં તેમણે સુધાને "ફરી આવી તે યોગ્ય વ્યવસ્થા કરી લેશે." એવું આશ્વાસન આપી કેશવનગર આવતા રહ્યા.

× × × ×

કનકલતાએ સુધાની શરૂ કરેલી કથાનો આટલો ભાગ પૂરો થયો તે વખતે બપોરના બે વાગી ચૂકયા હતા. કનકલતાની રસોઈ ઠંડી પડી ગઈ હતી, અને મનમોહનરાય ભૂખથી અકળાઈ ગયો હતો. જ્ઞાનનિરંજન તો ધ્યાન આપી આ બધું સાંભળી રહ્યો હતો, અને કથા પૂરી ન થાય ત્યાં સુધી ત્યાંથી ઉઠવા તૈયાર ન્હોતો, પણ પૂણ્યપ્રભાએ જ્ઞાનનિરંજન તરફ જોઇને કહ્યું.

"જ્ઞાનનિરંજન કાકા ! હવે આ કથાનો પાર આજે નહિ આવે, અને બહુ મોડું થઇ ગયું છે. માટે ઉઠો. મનમોહન કાકા અકળાય છે અને ચીડાઇ જશે તો ગઇ કાલની માફક ગમે તેમ બોલી નાંખશે. માટે હવે ઉઠો. મારી બા પણ હવે તો ચીડાઈ ગઇ હશે અને આપણી રાહ જોતી અકળાઇ ગઇ હશે. કનકલતા બ્હેન પણ હવે થાક્યાં હશે. એમને કાલની એકાદશી છે અને અત્યારે બે થવા આવ્યા ! ભૂખ તો કકડીને લાગી હશે, પણ શું કરે ? શરમમાં કંઇ બોલી શકતાં નથી. એમને ત્રાસ ન આપવો જોઇએ. હવે તો આપણે ઘેર જઇએ તો સારૂ !"

પૂણ્યપ્રભાએ ત્યાંથી ઉઠી ઘેર જવા આગ્રહ કર્યો.

"પણ સુધા બ્હેનની વાત અધુરી રહે છે એનું શું ?"

"ફરી આવીને સાંભળશું, આજે નહિ બને તો કાલે આવી સાંભળી લઇશું."

"એમ કંઇ હવે દિવસ ઉપર દિવસ રોકાવાય એમ નથી. મારો વિચાર તો હવે જેમ બને તેમ જલદીથી આનંદપુર પહોંચી જવાનો છે !" જ્ઞાનનિરંજને કહ્યું.

"તો પછી આજે સાંજના આવી જઇશું."

પૂણ્યપ્રભાએ સૂચના કરી.

"હવે આ બાજુ નહિ અવાય !"

"કેમ ?"

"સમય નહિ રહે. ઉઠીને જઇશું તો સુધા બ્હેનની વાત હવે અધુરીજ રહેશે!"

જ્ઞાનનિરંજને જણાવ્યું.

"અધુરી રહે એમાંજ મઝા છે. બાકીની વાત આનંદપુરમાં પૂરી થશે. સુધા બ્હેન પોતેજ આપણને કહી નાંખશે. હું તો આજે બપોરની ગાડીમાં કોઇ પણ ઉપાયે આનંદપુર જવા માગું છું."

મનમોહનરાય જે અત્યાર સુધી મૌન હતો એણે જણાવ્યું.

"કેમ, કંઈ એટલી બધી ઉતાવળ છે?"

પૂણ્યપ્રભાએ પૂછ્યું.

"હા, મારે ઘણું કામ છે. બ્હેનોની વાતો સાંભળવા કલાકોના કલાકો સુધી બેસી રહેવાને કે એને માટે રંજનપુર ખાતે રોકાઈ જવાની મારી તૈયારી નથી!"

મનમોહનરાયે અકળાઇને જણાવ્યું.

"એમ અકળાઓ છો શું કામ? સુધા બ્હેનની વાત સાંભળવા રોકાઇ પણ જવું પડે અને બેસી પણ રહેવું પડે!"

કનકલતાએ, મનમોહનરાયને શાન્ત કરતાં જણાવ્યું.

"હું, જ્ઞાનનિરંજનના જેવો નવરો નથી."

મનમોહનરાયે કનકલતાને પ્રત્યુત્તર વાળ્યો.

"તે જુદી વાત છે." કનકલતા બોલી.

"તો પછી આપણે બંને આજે બપોરની ગાડીએજ ચાલ્યા જઇએ. ઘેર જઈ જમી પરવારીને જઇએ તોયે ટ્રેઇન ઉપર પહોંચી જવા પૂરતો સમય આપણી પાસે છે! જરાક ઉતાવળ કરવી પડશે!"

જ્ઞાનનિરંજને પણ મનમોહનરાયની સાથે આનંદપુર આજેને આજે પહોંચી જવાની ઇચ્છા વ્યક્ત કરી.

"તો પછી સુધાબ્હેનની બાકીની વાત?"

કનકલતાએ પૂછ્યું.

"અમે એમની પાસેથી જાણી લઇશું અગર તમે આનંદપુર આવવાનાં છો તે વખતે તમારી પાસેથી સાંભળીશું ! તમે આનંદપુર આવશો તો ખરાંને ?"

જ્ઞાનનિરંજને ખુલાસો કર્યો.

"હું જરૂર આવવાની છું અને તે પણ જેમ બને તેમ જલદીથી. એકાદ અઠવાડીયામાં આવી જઇશ. હવે, એમજ રાખો. હું આનંદપુર આવીશ ત્યારે બાકી રહેતી હકીકત સવિસ્તર રીતે કહી બતાવીશ. સુધાબ્હેન કરતાં મારી પાસેથી પૂરતી હકીકત મળશે. સુધાબ્હેનને એ કરૂણકથા કરતાં રડવું આવશે એટલે ઘણી ખરી હકીકત ટુંકામાં પતાવી દેશે માટે એમજ રાખજો. આજે તમારે અહિં રોકાવું નથી એટલે આ માર્ગ સારો છે !"

કનકલતાએ રસ્તો કાઢયો.

"પણ કનકલતાબ્હેન ! એ અધુરી વાત સાંભળવાની તક મને નહિ મળેને ?"

પૂણ્યપ્રભાએ નિરાશ થઇને કહ્યું.

"કેમ નહિ મળે ? તું પણ એ ચાર દિવસ માટે કનકલતા બ્હેન સાથે આનંદપુર આવજેને એટલે અમારી સાથે તું પણ બધું સાંભળી શકીશ ! વળી જેની કથા સાંભળી રહી છે તેને પ્રત્યક્ષ જોઈ શકીશ તેમજ તેમના પરિચયમાં આવી શકીશ !"

મનમોહનરાયે પૂણ્યપ્રભાની મુંઝવણનો ઉકેલ કરી નાંખ્યો.

પૂણ્યપ્રભા આ સાંભળી ખુશ થઇ ગઇ. એને એ વાત અનુકુળ લાગી. તે બોલી ઉઠી "બસ એમજ રાખો. ચાલો, આપણે હવે ઘર ભેગા થઇ જઇએ."

"ચાલો, ત્યારે !" મનમોહનરાય આ શબ્દો બોલતો ઉભો થયો. જ્ઞાનનિરંજન અને પૂણ્યપ્રભા પણ ઉઠયાં.

પૂણ્યપ્રભાએ જતી વખતે કનકલતાને કહ્યું "પણ કનકલતા બ્હેન ! તમે જે દિવસે આનંદપુર જવાનાં હો તે દિવસની મને

પહેલાંથી ખબર આપજો! એકલાં એકલાં ન ચાલ્યાં જતાં!"

"અરે! એમ તે હોય? તમે સાથે હશો તો મને પણ બહુ મઝા આવશે. હું તમને લઈને જ જઈશ અને જતા અગાઉ નક્કી દિવસની ખબર આપીશ!"

"તો સારૂ!" પુણ્યપ્રભા બોલી ઉઠી. કનકલતા એમને આંગણા સુધી વળાવી આવી અને ત્યારબાદ પાછી ફરી. જ્ઞાનનિરંજન, મનમોહનરાય અને પૂણ્યપ્રભા જેમ બને તેમ ત્વરાથી ઘેર પહોંચી ગયાં. વિનોદરાય અને સુશીલા અકળાયાં હતાં, પણ તેમણે મોડું થવાની આગાહી કરેલી હતી, એટલે તત્સંબંધે લાંબી પૃચ્છા કરી નહિ. જ્ઞાનનિરંજને અને મનમોહનરાયને બપોરની ટ્રેઈન પકડવી હતી એટલે તેમણે ભોજનકાર્ય જેમ બને તેમ જલદીથી પતાવી દીધું અને થોડો સમય આરામ લીધા બાદ ટ્રેઇન માટે સમયસર સ્ટેશન ઉપર પહોંચી જવાય એવી રીતે ગાડી ભાડે કરી નીકળી પડયા. પૂણ્યપ્રભાએ જ્ઞાનનિરંજનને તે કનકલતા સાથે જરૂર આવી જશે એવી ખાત્રી આપી હતી. તેમ વિનોદરાય અને સુશીલાએ, કનકલતા સાથે મોકલી આપવાની સંમતિ દર્શાવી હતી.



## પ્રકરણ ૪૩

# વિબુધ પાછો ફરે છે

વિબુધ, સાધુપુરૂષ બેઠા હતા તે તરફ દૃષ્ટિ રાખી, તેમની દરેક હીલચાલ જોઈ રહ્યો હતો, એવામાં તે ઉભો હતો તેના પાછ-ળના ભાગમાં કંઈ અવાજ થતાં તેનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેણે પાછું વળીને જોયું તો માતાના મંદિરના પાછલા ભાગમાં આવેલા એક અશોકવૃક્ષ નીચે તે વૃક્ષના થડને લપાઈને કોઇ વ્યક્તિ ઉભી રહી હતી. તે વ્યક્તિ સ્ત્રી હતી કે પુરૂષ તે તેનાથી વૃક્ષની છાયા,

રાતનો સમય અને વચ્ચે અંતર્ એ કારણે નક્કી કરી શકાયું નહિ. પણ આ દ્રષ્ય જોતાં ભયભિત થઇ ચમકી ઉઠયો, પણ સામે બેઠેલા સાધુપુરૂષની હુંફને લીધે, તે હિંમત હાર્યો નહિ. એણે એની દ્રષ્ટિ તેઓ તેની સાથે છે એ વાતની ખાત્રી કરવા સાધુપુરૂષ તરફ ફેરવી તો તે પાટ ઉપર ન્હોતા. તેનું આશ્ચર્ય વધી પડયું. સાધુપુરૂષને ત્યાંથી ખસેલા જોઇ એણે એની દ્રષ્ટિ પાછી અશોકવૃક્ષ તરફ કરી તો તે વૃક્ષ નીચે લપાઇને ઉભી રહેલી વ્યક્તિ પણ ત્યાંથી અદ્રષ્ય થઇ ગઇ હતી. હવે તેને ખરેખરો ભય લાગ્યો. તે ત્યાંથી ખસ્યો અને સામેના ભાગમાં જ્યાં પાટ પડી હતી ત્યાં ગયો. આજુબાજુના ભાગમાં એણે ચારે તરફ સાધુપુરૂષની શોધ કરી લીધી, પણ ત્યાં કોઈ ન્હોતું. અશોકવૃક્ષ નીચે જવાની એણે હિંમત કરી નહિ. ચારે બાજુ નિરવ શાન્તિ હતી. એના સિવાય અન્ય કોઇ મનુષ્ય ત્યાં જોવા મળવાનો સંભવ ન્હોતો. એણે ગામ તરફ ચાલ્યા જવાનો તાત્કાલિક નિર્ણય કરી લીધો અને તે પ્રમાણે એના પગમાં જેટલું જોર હતું તેટલા વેગે ચાલતો, અર્ધાએક કલાકના સમયમાં મહાદેવના મંદિર આગળ આવી પહોંચ્યો. મહાદેવ આવી પહોંચતાં એની દ્રષ્ટિ મહાદેવના મુખ્યદ્વાર તરફ ગઇ તો એની અજાયબી વચ્ચે સાધુ પુરૂષ, દ્વારની બહારથી વાસેલી સાંકળ ઉઘાડી, દ્વાર ઉઘાડી મહાદેવમાં જઇ રહ્યા હતા. તે તેમની પાસે જઈ પહોંચે તે અગાઉ તો સાધુ પુરૂષ અંદર દાખલ થઇ ગયા અને દ્વાર તેમની પાછળ બંધ થઈ ગયું. તે હતાશ થયો. તેણે હવે વધારે સમય ત્યાં થોભવું ઉચિત ધાર્યું નહિ. તેણે એનો પંથ કાપવા માંડયો અને જેમ બને તેમ ત્વરાથી તે તેને ઘેર આવી પહોંચ્યો.



## પ્રકરણ ૪૪

## જ્ઞાનનિરંજન આવશે

સુધા અને પ્રેમદુલારી વાતો કરતાં બેઠાં હતાં. બપોરના બે વાગ્યાનો અમલ થયો હતો. ગરમીનું પ્રમાણ વધતું જતું હતું, પણ ઠંડો પવન અવાર નવાર ફુંકાતો જતો એટલે તેનો વધારે પડતો ઉકળાટ લાગતો ન્હોતો. સુધા, પ્રેમદુલારીને આજે પૂર્ણિમા હોવાથી, એમણે આપેલા વચન પ્રમાણે જ્ઞાનનિરંજનભાઈ આજે આપણે ત્યાં આપણને મળવા આવશે, એ વાતનું સ્મરણ કરાવી રહી હતી.

"તેઓ બહારગામથી આવી ગયા?" પ્રેમદુલારીએ પૂછ્યું.

"હા, તેઓને આવ્યે બે ત્રણ દિવસ થઈ ગયા, એમ કલ્યાણ કાકા કહેતા હતા!"

"ત્યારે તો કદાચ આવે ખરા!" પ્રેમદુલારીએ સુધાની વાતને સંમત થતાં કહ્યું, પણ તેના એ શબ્દોમાં શંકા હતી.

"કદાચ નહિ, પણ જરૂર આવશે. એવા માણસો પોતાનું વચન હંમેશાં પાળનારા હોય છે!" સુધાએ ખાત્રી આપતાં જણાવ્યું.

"તો તો સારૂ. આપણી પણ એવીજ ઇચ્છા છે ને? આવશે તો આપણે તેમને રંજનપુર જઈ શું કરી આવ્યા તે પણ પૂછી લઇશું!"

"જરૂર તેઓ સર્વ કંઇ કહેશે!" સુધાએ અભિપ્રાય આપતાં જણાવ્યું. આ વાતચિત ચાલતી હતી, તેવામાં કલ્યાણદાસ આવી પહોંચ્યો અને મા દીકરી બેઠાં હતાં, તેમની સામે પડેલી આરામ ખુરશી ઉપર બેઠો.

"કલ્યાણભાઇ!" કલ્યાણદાસને આસન લીધા બાદ પ્રેમદુલારીએ એને સંબોધીને કહ્યું "જ્ઞાનનિરંજનભાઇ બહારગામથી આવી ગયા છે તે વાત તમે આજે આટલા દિવસ થયાં સુધાને કરી, પણ મને ન કરી, એમ કેમ?"

"સુધાને પણ મેં આજે સવારમાં જ કહ્યું. મને પોતાને પણ ગઈ કાલેજ ખબર પડી એટલે પછી તમને તે પહેલાં શી રીતે કહી શકું? જ્યારે મેં જાણ્યું કે તેઓ આવી ગયા છે ત્યારે હું તેમને ગઈ કાલેજ મળી આવ્યો અને ત્યાં થએલી બધી વાત કરવા તમારી પાસે આવ્યો છું!"

કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"ત્યાં શી વાત થઇ?"

પ્રેમદુલારીએ જીજ્ઞાસુ થઈને પૂછ્યું.

"રંજનપુરમાં એમના મિત્રની વિધવા પુત્રી સરસ્વતીની શોધ ખોળ સંબંધે, કહેવાતા ભક્ત કામદાસ વિષે તેમજ કામદાસ ભક્તના "બ્રહ્મમંડળ' પરત્વે" કલ્યાણદાસે ખુલાસો કરતાં જણાવ્યું.

"ત્યારે તે અમને પણ કહો!" પ્રેમદુલારીએ જીજ્ઞાસા દર્શાવી. સુધા પણ તે જાણવા આતુર હતી. કલ્યાણદાસે, જ્ઞાનનિરંજને રંજનપુર પરત્વે જે વાત એને સંક્ષિપ્તમાં કહી હતી, તે વાત તેમને સંક્ષિપ્તમાં કહી બતાવી.

"ત્યારે રંજનપુરમાં "બ્રહ્મમંડળ" જેવું મંડળ અસ્તિત્વ ધરાવે છે અને કામદાસ જેવો માણસ એનો સંસ્થાપક અને સંચાલક છે.

એમ? સુધાએ ઉદ્ગાર કાઢ્યા.

"હા, પણ આવાં "મંડળ"ના સંચાલકે કોઇ જુવાન વિધવા સ્ત્રી સાથે આવી રીતે બહારગામ નાસી ન જવું જોઇએ. સામાન્ય માણસો પાપકર્મ કરે તે ક્ષમ્ય ગણાય, પણ આવા માણસોએ પાપથી દૂર રહેવું જોઇએ."

કલ્યાણદાસે જણાવ્યું.

"સિદ્ધાંત તરીકે તે વાત સારી છે. પણ સમાજના વ્યવહારમાં એનાથી ઉલટું જણાય છે. જેઓ કહેવાતા મ્હોટા હોય છે, તેઓ જેટલાં પાપકર્મ કરે છે, એટલાં સામાન્ય માણસો કરતા નથી. હશે, હવે એ વાત જવાદ્યો. પણ કલ્યાણકાકા! જ્ઞાનનિરંજનભાઇ એમના આપેલા વચન પ્રમાણે આજે અમારે ત્યાં અમને મળવા આવશે કે કેમ તે તો કહો! તમોએ એ વાત યાદ કરાવી કે રામ રામ?"

સુધાએ કહ્યું.

"અરે! એ વાત તે હું ભુલું? મેં એમને એ વાત પૂછી લીધી છે અને તેઓ આજે સાંજે જરૂર આવવાના છે. હું તે સમાચાર કહેવા તો તમારી પાસે આવ્યો છું!"

કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળ્યો.

"એમ?" સુધાની મુખમુદ્રા ઉપર આનંદ છવાયો. એનું મ્હોં મલકાયું.

"હા. આજે જરૂર સાંજના પાંચેક વાગ્યાને સુમારે આવશે." કલ્યાણદાસે જ્ઞાનનિરંજનના આગમનનો ચોક્કસ સમય જાહેર કર્યો.

"સુધા! ત્યારે આજે આ ખંડમાં બધું વ્યવસ્થિત કરી રાખજે. આજે આનંદ આવશે. આપણા વિચાર પ્રમાણે એમના સ્વાગતની બધી તૈયારી કરી રાખજે!"

પ્રેમદુલારીએ સુધાને સૂચના કરતાં જણાવ્યું.

"એને માટે ચિંતા કરીશ નહિ. હું સર્વ કંઇ વ્યવસ્થિત રાખીશ!"

સુધાએ વ્યવસ્થાની ખાત્રી આપી અને ત્યારબાદ વિચારમાં પડી મૌન રહી.

"ત્યારે તમે અત્યારે ક્યાં જાઓ છો?"

પ્રેમદુલારીએ, કલ્યાણદાસને બહાર જવાની તૈયારીમાં આવેલો જોઇ પૂછ્યું.

"હું "ભક્તમંડળ"ની ઉદ્ઘાટન ક્રિયા જે પરમ દિવસે રાખી છે, તે સંબંધમાં મારા સાથીઓની ઇચ્છાથી, કાળીદાસને ત્યાં બધા એકત્ર થયા છે તેમને મળવા જાઉં છું. ચારેક વાગ્યે પાછો ફરીશ. જ્ઞાનનિરંજનભાઈ અહિં આવશે ત્યારે હું હાજર હોઇશ!"

કલ્યાણદાસે પ્રત્યુત્તર વાળ્યો.

"તો સારૂ" પ્રેમદુલારીએ જણાવ્યું.

કલ્યાણદાસ ત્યારબાદ ત્યાંથી ઉઠયો અને કાળીદાસના ઘર તરફ ગયો. મા દીકરી, એના ગયા બાદ, જ્ઞાનનિરંજનના સ્વાગત સંબંધે જરૂરી વાતચિત કરી, તત્સંબંધેની વ્યવસ્થામાં રોકાયાં.

●

## પ્રકરણ ૪૬

## મંજુલાની અસ્વસ્થ સ્થિતિ

" પિતાશ્રી હજુ બે ત્રણ દિવસ પછી આવશે." અમદાવાદથી આવેલો રમાકાન્તનો પત્ર વાંચી લીધા બાદ પ્રેમલતાએ મંજુલા સામે જોઇને કહ્યું, મંજુલાને ગઇ કાલ રાતનો તાવ ચઢેલો હોવાથી તે પથારીમાં સુતી હતી. પ્રેમલતા એને માટે ઉકાળો કરી લાવી હતી તે તેણે થોડો ઘણો લીધો, પણ ઉધરસ ચઢી આવવાથી શ્રમિત થઈ ગઈ હતી—આ શ્રમને લીધે શરીરમાં પરસેવો છૂટયો હતો. એના કપાળ ઉપરનાં પ્રસ્વેદ બિન્દુ લૂછતી પ્રેમલતા એની જોડે બેઠી હતી. મંજુલાની ફીકકી આંખો વધારે ફીક્કી પડી હતી. પ્રેમલતાને મ્હોટી બ્હેનની આવી અસ્વસ્થ સ્થિતિ માટે અત્યંત ખેદ થતો હતો. એનું પ્રેમાળ હૃદય "તૂટું, તૂટું" થઇ જતું હતું. એના કપાળનો પરસેવો લૂછી લીધા બાદ પ્રેમલતા એનું માથું દબાવવા લાગી. પરસેવો વળ્યા બાદ ઠંડુ પડેલું માથું પાછું તાવની ગરમીથી તપી ગયું હતું અને એમાંથી ગરમ વરાળો બહાર નીકળતી હોય એવો અનુભવ પ્રેમલતાને તે તેનું માથું દબાવતી હતી ત્યારે થતો હતો. પ્રેમલતાએ કહેલા શબ્દો સાંભળી લીધા બાદ મંજુલાએ એની મીંચી લીધેલી આંખો ફરીથી ઉઘાડી, પ્રેમલતાને પૂછ્યું:

"બે દિવસનું કહીને ગયાં હતાં અને આટલા બધા દિવસ કેમ કર્યાં ?"

પ્રેમલતાએ જોયું કે બ્હેનને આટલા શબ્દો બોલતાં પણ ખૂબ શ્રમ પડયો હતો. તેને બોલવું ન પડે તો સારૂ એમ લાગતું હતું. એના શબ્દો બહુ ધીમા અને વેદનાભર્યા હતા.

" તેઓ લખે છે કે જરૂરી કામે રોકાવું પડયું છે, તેમ છતાં બે દિવસથી વધારે નહિ રોકાય. બે દિવસ તો કાલ ચાલ્યા જશે. તમે

હવે નિરાંતે ઉંઘો. ગામમાંથી દવા લઇ આવું? આટલો બધો તાવ છે તોયે તમે દવાની ના કહો છો, તો પછી કેમ ચાલશે? દર્દ વધે ત્યારે દવા તો લેવી જોઇએ, બાપુજી પણ દવા લઈ આવવાનું કહેતા હતા!"

પ્રેમલતાએ જણાવ્યું.

"મારે દવા બવા કંઈ લાવવી નથી. હવે તો આ જવર, કાળ જવર બને અને મારો દેહ પડી જાય તો જગતની બધી યાતનાઓ-માંથી હું છૂટી જાઉં!"

મંજુલા, દવાનું નામ આવતાં ચીડાઇને બોલી ઉઠી. પ્રેમલતા વસ્તુસ્થિતિ સમજી ગઇ. એણે તે સંબંધે મૌન રહેવું યોગ્ય ધાર્યું. અને મ્હોટી બ્હેનના વિચારને સંમત થતી એને આશ્વાસન આપતી બોલી.

"સારૂ મ્હોટી બ્હેન! દવા-બવાની કંઇ જરૂર નથી. પણ ચીડાયા સિવાય મનને શાન્ત રાખી સુઈ રહો. જરા ઉંઘ આવી જશે તો માથું હલકું થશે."

પ્રેમલતા આટલું બોલી ત્યાંથી ઉઠી અને ગૃહકાર્યમાં પરોવાઈ. મંજુલા, પથારીમાં પડી રહી.



# પ્રકરણ ૪૭

## પ્રેમલતાની પ્રતિજ્ઞા

મંજુલાની આંખો મળેલી જોઈને પ્રેમલતા, ગૃહકાર્યથી પરવારી સાધુપુરૂષ પાસે પહોંચી ગઇ.

સવારના દશ વાગ્યા હતા. સાધુપુરૂષ મહાદેવની પૂજા કરી એમના સ્થાન ઉપર આવી ગયા હતા અને આસન ઉપર બેસી માળા કરી રહ્યા હતા.

"કેમ બેટા! મંજુલાની તબીયત કેમ છે?"

સાધુપુરૂષે પ્રેમલતાને એમની જોડે ખિન્ન સ્થિતિમાં બેઠેલી જોઈ પૂછ્યું.

"એવી ને એવી! તાવ હજૂ ઉતર્યો નથી. ઉધરસ પણ ખૂબ આવે છે! અશક્તિ તો એટલી બધી લાગે છે કે પથારીમાં બેઠાં થતાં પણ મુશ્કેલી પડે છે! થોડો ઘણો ઉકાળો પણ એમને કેટલું બધું સમજાવ્યું ત્યારે પીધો! મને તો એમની આ સ્થિતિ જોઈ એટલું બધું દુઃખ થાય છે કે કંઈ કહેવાની વાત નહિ! હું એમને માટે શું કરી શકું? બાપુજી! મારાથી એમનું દુઃખ જોઈ શકાતું નથી!"

"તું શું કરી શકે? બેટા! વિધિનાં વિધાન કોઈથી ટાળી શકાતાં નથી!"

સાધુપુરૂષે પણ મંજુલાની અસ્વસ્થ શારીરિક અને માનસિક સ્થિતિ તરફ અનુકંપા બતાવતાં જણાવ્યું.

"પણ કંઇ દવા ન લે?"

પ્રેમલતાએ કંટાળીને કહ્યું.

"બેટા! એ જક્કી છે. દવા નહિ લે. એને જીવનનો મોહ રહ્યો નથી. એ જીવવા કરતાં મૃત્યુને વધારે પસંદ કરે છે અને તેની રાહ જોઇ રહી છે!"

સાધુપુરૂષ બોલ્યા.

"મૃત્યુની રાહ જોઇ રહી છે" એ શબ્દો પ્રેમલતાના મગજમાં આરપાર ઉતરી ગયા. એ શબ્દો સાથે એને બ્હેનના મૃત્યુની અનિષ્ટકલ્પના આવી ગઇ. મંજુલા જશે, એનો દેહ, ભસ્મીભૂત થઇ જશે, તે એકલી પડશે, એનુ જીવન દુઃખમય થઇ જશે. વિગેરે વિચારો એના મગજમાં ભમવા લાગ્યા. એનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. એ હતાશ થઇ ગઇ.

"બાપુજી ! એવું ન કહો ! મૃત્યુની તે વળી રાહ જોવાતી હશે ? આવવાનું હોય ત્યારે આવે એની વળી રાહ કેવી ?"

પ્રેમલતાને સાધુપુરૂષના શબ્દો પસંદ પડયા નહિ એટલે બોલી ઉઠી.

"જીંદગીથી થાકેલાં હમેશાં એની રાહ જુવે છે. જેમના જીવનમાં રસ, અભિલાષા કે આશા રહેતાં નથી, તેઓની માનસિક સ્થિતિ આવી જ રહે છે !"

"ત્યારે મ્હોટાં બ્હેન સાજાં નહિ થાય ?"

પ્રેમલતા, ચમકીને બોલી ઉઠી તેમજ સાધુપુરૂષ સામે આંખો ફાડીને જોઇ રહી.

"મારા કહેવાનો અર્થ એવો નથી, બેટા ! એની માનસિક ચિંતા મટી જાય તો કાલ પાછી એવી ને એવી ! પણ એની માનસિક ચિંતા દૂર કરવાનો કોઈ માર્ગ હાથ ઉપર રહ્યો નથી. તું જાણે છે કે આપણે એને માટે બનતું કર્યું છે, પણ એણે આપણી કયી વાત સાંભળી છે ? છતાં આશા ન છોડવી જોઈએ. કાલ ઉઠીને એના મનને આનંદ થાય એવી કોઇ વાત ઉપસ્થિત થાય તો એના શરીરનું બધું દર્દ દૂર થઈ જાય !"

"એમના મનને આનંદ થાય એવો કોઇ માર્ગ છે ? બાપુજી !"

પ્રેમલતાએ કંઇક ઉત્સાહિત થઈને પૂછ્યું.

આ પ્રશ્નનો પ્રત્યુત્તર સાધુપુરૂષે વાળ્યો નહિ.

"કેમ, બાપુજી ! એવો કોઈ માર્ગ છે ?"

પ્રેમલતાએ એમને મૌન રહેલા જોઈ પૂછ્યું.

"ના બેટા! અત્યારે તો જણાતો નથી. પણ મને વિશ્વાસ છે કે આપણે શોધી શકીશું! હું એના પ્રયત્નમાંજ છું!"

સાધુપુરૂષે આશ્વાસન આપતાં કહ્યું.

"પણ બાપુજી! વચ્ચે તો એમની તબીયત માંદી હોવા છતાં ઠીક ઠીક ચાલતી હતી અને આ બે ચાર દિવસમાં આમ કેમ થઈ ગયું?"

પ્રેમલતાએ પૂછ્યું.

"તેનું કારણ તારા સમજવામાં નથી આવતું?"

સાધુપુરૂષ, પ્રેમલતા તરફ જોઈ રહ્યા.

"ના, મને કંઈ જ સમજણ પડતી નથી."

"ત્યારે કહું?" સાધુપુરૂષે પૂછ્યું.

"હા, હું તે જાણવા માગું છું." પ્રેમલતાએ જીજ્ઞાસા બતાવી.
"પણ તે જાણવાથી તને દુઃખ થશે, બેટા!"

સાધુપુરૂષ, પ્રેમલતાની નિર્દોષ મુખમુદ્રા તરફ ધારીને જોઈ રહ્યા હતા.

"મને દુઃખ છો થતું. મ્હોટી બ્હેનના દુઃખ સમક્ષ મને મારા દુઃખની જરાયે પડી નથી!"

"તો સાંભળ. એની આવી સ્થિતિ તારે લીધે થઇ છે. તું તે દિવસે, ગામમાં ગઇ અને મોડી રાત્રે પાછી ફરી, તે દિવસથી એના હૃદય ઉપર બહુ ખરાબ અસર થઈ છે. દેખીતી રીતે બાબત નિર્જીવ જણાય છે, છતાં એણે તે દિવસથી હૈયું લીધું છે અને દિનપ્રતિદિન નરમ પડતી જાય છે! આટલો બધો આઘાત થવાનું કારણ તો મારી સમજણમાં પણ ઉતરતું નથી!" આ શબ્દો બોલી સાધુ-પુરૂષ મૌન રહ્યા.

આ શબ્દો સાંભળી પ્રેમલતાની મુંઝવણ વધી પડી. એણે બહુ વિચાર કરી જોયો, પણ એની આટલી ભૂલ ( વગર કહ્યે ગામમાં જવાની ) બ્હેનના હૃદય ઉપર આટલો બધો આઘાત કેમ ઉપજાવી શકે એ વાત તેનાથી સમજી શકાઇ નહિ.

" પણ બાપુજી ! મેં એવું શું કર્યું છે કે બ્હેનના હૃદય ઉપર આટલી બધી અસર થાય ? હું તો ચીઠ્ઠી મૂકીને ગઈ હતી અને ચીઠ્ઠી હાથમાં ન આવી, એને લીધે ક્ષણિક ચિંતા અથવા ગેર સમજુતી ઉભી થઇ, એમાં મારો કંઇ દોષ નથી. આવી નજીવી બાબત માટે તે આટલું બધું કરી નાંખે એ વ્યાજબી કહી શકાય ?"

પ્રેમલતા ખૂબ અકળાઇને બોલી ઉઠી, પરંતુ એના એ ઉક-ળાટમાંયે ઘણી વેદના ભરી હતી.

" બેટા ! ન કહેવાય. પણ તે ક્યાં ખુલાસો કરે છે ? મને એમ લાગે છે કે એને તારા સંબંધે કોઇ બાબત મુંઝવી રહી છે. પણ તે બહાર કહી શકતી નથી અને મનમાં ને મનમાં સમાવી રહી છે. પણ તેવી પદ્ધતિ યોગ્ય નથી. આવી મુંઝવણ માણસનાં મન અને શરીરને પાયમાલ કરી મૂકે છે ! બેટા ! એની મુંઝવણનું કોઈ કારણ તેં આપ્યું હોય એવું તારા ખ્યાલમાં છે ? "

સાધુપુરૂષે પૂછ્યું.

" ના, એવી કોઇ બાબત મારા ખ્યાલમાં આવતી નથી " પ્રેમલતાએ જણાવ્યું.

" અત્યારે ખ્યાલમાં ન આવે તો કંઈ નહિ પણ જરા નિશ્ચિત થઇને વિચાર કરી લેજે. એ કારણ હાથ લાગી જાય અને તેનો પ્રતિકાર થઈ જાય તો એને આપણે આજેને આજે અડધી સાફ કરી નાંખીએ !"

"શું કહો છો? બાપુજી! બ્હેન સાજાં થઈ જાય?"

"હા, બેટા! માત્ર તું કારણ શોધી કાઢે એટલી જ વાર! ગમે તેવી ગુપ્તમાં ગુપ્ત વાત હોય, પણ જો તે આનું કારણ હોય તો તારે યત્કિંચિત્ પણ સંકોચ રાખ્યા સિવાય બ્હેનને જાહેર કરી દેવું જોઇએ અને તેને આનંદ થાય એવો એનો પ્રતિકાર કરવો જોઇએ! સમજી, બેટા!"

"હા, બાપુજી! સમજી. હું વિચાર કરી જોઉં છું. વિચાર કરતાં જે વાત સમજાશે, તે વાત જો એમના દુઃખનું કારણ હશે તો હું તેનો પ્રાતકાર તરત જ કરી લઇશ. એ પ્રતિકારમાં મારે ગમે તેવો ભોગ આપવાનો હશે તોયે આપીશ. મ્હોટી બ્હેનને સુખ થાય એવું કોઇ પણ કામ કરતાં અચકાઇશ નહિ, એવી, આપને ખાત્રી આપું છું!"

પ્રેમલતાએ પ્રતિજ્ઞા કરતાં જણાવ્યું.

"તો, જા. ઘેર જઇ નિરાંતે વિચાર કર. વિચાર કરતાં જે વાત સમજાય એ બ્હેનને કહી નાંખ અને એનું મન માને એ પ્રમાણે પ્રતિકાર કરી મને સાંજના મળજે!"

સાધુપુરૂષ આટલું બોલી મૌન રહ્યા અને ધ્યાનમાં પડયા. પ્રેમલતા ત્યાંથી ઉઠીને ઘેર ગઇ.

●

## પ્રકરણ ૪૮

## જેમાં મંજુલાની માંદગીનું કારણ જડી આવે છે.

પ્રેમલતા, જ્યારે ઘેર આવી ત્યારે મંજુલા હજુ ઉંઘમાં હતી. બ્હેનને આરામથી ઉંઘતી જોઇ એને આનંદ થયો. તાવની સ્થિતિ જાણવા એણે એના શરીરને સ્પર્શ કરવાનો વિચાર કર્યો, પણ તેમ કરતાં બ્હેન કદાચ જાગી જાય અને એમની ઉંઘમાં ખલેલ પડે એ ભયથી એણે એ વિચાર માંડી વાળ્યો. તેણે પૂર્ણિમા કરેલી હોવાથી જમવાનું સાંજ ઉપર રાખેલું હોઇ માત્ર ચ્હા બનાવી પી લઈ, મેડા ઉપર એના ખંડમાં ગઇ અને ટેબલ પાસે ખુરશી નાંખી બેઠી. ખુરશી ઉપર આસન લીધા બાદ એણે બ્હેનને દુઃખ થાય એવું કોઇ કારણ આપ્યું હતું કે કેમ તેનો વિચાર કરવા લાગી.

"માતા પિતા કે બ્હેન નારાજ થાય એવું કોઇ કૃત્ય મેં કર્યું નથી. મારૂં આખું જીવન નિર્દોષ છે. તેઓ દરેક તરફ મારો ઉર્મિ ભરેલો પ્રેમ છે. એમની ઇચ્છા કે આજ્ઞાવિરૂદ્ધ મેં કંઈ વર્ત્તાવ કર્યો નથી, તેમ છતાં આમ કેમ? તેમની સેવાને મેં મારૂં જીવન કર્તવ્ય માન્યું છે, છતાં મ્હોટી બ્હેને મારામાં શો દોષ જોયો? એમના હૃદય ઉપર આઘાત્ થાય એવી મારી કયી ભૂલ?" એણે બહુ બહુ વિચાર કરી જોયો, પણ તેને કોઇ કારણ સમજાયું નહિ. પ્રેમ-નિરંજન, તેનો પ્રેમ, તેની સાથેનો પત્રવ્યવહાર એ બધો વ્યવહાર હજૂ એને સ્મરણમાં આવ્યો ન્હોતો. અર્ધાએક કલાકના વિચાર પછી તે ત્યાંથી ઉઠી અને નીચે આવી. મંજુલા હજૂ નિદ્રાવશ હતી. તે વિચાર કરતી મકાનના મુખ્યદ્વાર વચ્ચે ઉભી રહી હતી, તેવામાં એક બારેક વર્ષનો છોકરો ત્યાં આવી પહોંચ્યો અને તેના નામનો એક પત્ર એને આપી ગયો. પ્રેમનિરંજનના બે ત્રણ પત્ર એ છોકરા મારફતે એને મળેલા એટલે તે તેને ઓળખતી હતી. પત્ર આપી

છોકરો વિદાય થઇ ગયો એટલે તે મેડા ઉપર ચઢી અને પ્રેમનિરંજન તરફથી આવેલો પત્ર વાંચવા લાગી.

આનંદપુર, તા.

"દેવી પ્રેમલતા !

"મારૂં આગ્રહ ભરેલું આમંત્રણ પણ તમે ન સ્વીકાર્યું, એ તમારી ઇચ્છાની વાત છે, પણ મારી સમજણ મુજબ તમોએ તે ઠીક કર્યું નથી. મેં અને મારા મિત્રોએ તમારી ઘણી રાહ જોઇ, પણ તમે ન આવ્યાં તે નજ આવ્યાં. તે દિવસે ગામમાં આવેલાં બીજે સ્થળે ગયાં, પણ જે તમારા તરફ આટલો બધો પ્રેમભાવ રાખે છે એના હૃદયની કદર તમે ન કરી તે ન કરી. પ્રેમલતા ! પ્રેમ અને પ્રેમનો પ્રભાવ હોવા છતાં તમે આવાં નિષ્ઠુર નીવડશો એવું મેં ન્હોતું ધાર્યું. તમે નિષ્ઠુર છો, પણ એમાં તમારો દોષ નથી. મારા કિસ્મતનો દોષ છે. તમારૂં આવું હૃદય ક્યારે પીગળશે, તે હું અત્યારે કલ્પી શકતો નથી, પણ જ્યારે પીગળે ત્યારે મને યાદ કરી એકાદ વખત મળી જશો તો આભારી થઇશ.

લી.

પ્રેમનિરંજન

"તે દિવસે એને મળવાની જરૂર હતી, પણ હું ન ગઇ તે નજ ગઇ અને જ્યારે ગઇ ત્યારે બ્હેનપણીને ત્યાં ગઇ અને ગઈ એમાં શો લાભ મેળવ્યો ? મહાદેવમાં મારી ગેરહાજરીમાં ધમાલ થઈ ગઇ અને બ્હેન માંદાં પડી ગયાં તે નફામાં ! પ્રેમલતા ! આ બધી ઉપાધિ પ્રેમની આંધીમાંથી ઉત્પન્ન થઈ છે, એમ પ્રત્યક્ષ જણાય છે ! બ્હેનના હાથમાં આ પત્ર જાય તો તે શું ધારે ? નિર્દોષ અને પવિત્ર પ્રેમલતાના જીવનવ્યવહાર માટે શું સમજાય ? પણ પ્રેમલતા ! તું નિર્દોષ શાની ? આવા પરાયા પુરૂષ સાથેનો પ્રેમભર્યો પત્ર વ્યવહાર શા માટે ? મેં જ્યારે પ્રત્યુત્તર વાળ્યા ત્યારે તેણે આઠ દશ પત્રો મારા ઉપર લખ્યાને ? જરૂર આ વ્યવહાર નિર્દોષ હોવા છતાં, યોગ્ય તો નથી !"

એણે ટેબલનું ખાનું ઉઘાડયું. પ્રેમનિરંજનના પત્રવ્યવહારની ફાઇલ બહાર કાઢી. તાજો આવેલો પત્ર એમાં નાંખી દીધો. "બ્હેને આ ફાઇલિ તો નહિ વાંચી લીધી હોય." પ્રેમલતા વિચારતરંગે ચઢી, "તે દિવસે મારી ગેરહાજરીમાં બ્હેને હું કયાં ગઇ હોઇશ એના વિચારમાં આ ટેબલનું ખાનું ઉઘાડયું હોય અને આ ફાઇલિ હાથમાં આવી હોય અને આવું બધું વાંચતાં એમના હૃદયને આઘાત્ તો નહિ થયો હોય? ના, ના, એમ ન હોય. બ્હેને મારી પુંઠ કદી જોઈ નથી. અને વળી ચાવી તો મારી પાસે હતી! ના, ના, તે ચાવી તો એને બીજે દિવસે કચરો કાઢતાં મારા હાથમાં ટેબલ નીચેથી આવી હતી! માટે જરૂર ચાવી અહિં પડી રહેલી હોવી જોઇએ અને બ્હેને સ્વાભાવિક જીજ્ઞાસાથી ટેબલનું ખાનું ઉઘાડી નાંખ્યું હોય અને આ ફાઇલ અકસ્માત્ હાથ લાગી ગઈ હોય! અને બધું વાંચ્યા પછી એમના હૃદય ઉપર આઘાત્ થયો હોય! જરૂર આવુંજ કંઈક બન્યું લાગે છે! તે રાત્રે, બ્હેન પાસે ભાગીરથી બ્હેન હતાં, એટલે તેમને ખબર હશે! બ્હેનની વધારે પડતી અવસ્થતાનું કારણ કદાચ આ પ્રેમપત્રો પણ હોય!"

પ્રેમલતા આ વિચાર સાથે ઉઠી અને સીધી ભાગીરથી પાસે ગઈ. ભાગીરથીએ તે રાત્રે, મંજુલાબ્હેન મેડા ઉપર ગયાં હતાં અને કબાટ, ટેબલ વિગેરે ઉઘાડી કોઇ .વસ્તુની શોધ કરતાં હતાં અને ટેબલમાંથી કાગળોની એક ફાઇલિ લઇ નીચે આવ્યાં હતાં વિગેરે એણે જોએલી તમામ હકીકત મુદ્દાસર સંક્ષિપ્તમાં કહી બતાવી. પ્રેમલતાને ખરી વાતની ખબર પડી ગઈ. એની કલ્પના સાચી હતી એવો નિર્ણય એણે કર્યો અને તે ચમકી ઉઠી. બ્હેનને ગુપ્ત ભેદની ખબર પડી ગઇ હતી અને તે ખબરે એના હૃદય ઉપર ભયંકર અસર કરી હતી તેવી તેની ખાત્રી થઇ ગઈ. એનું મ્હોં પડી ગયું. એ રોયા જેવી થઇ ગઈ અને બીજું કંઈ પણ બોલ્યા સિવાય ત્યાંથી ઉઠી ધેર આવી મેડે ચઢી ગઇ. મંજુલા હજુ નિદ્રાધિન હતી. તે હતાશ અને ભારે હૃદયે ખુરશી ઉપર બેઠી.

●

# પ્રકરણ ૪૯

## ભગવાન્ (!)ની વિદાયગીરી

કામદાસ, સરસ્વતીની શારીરિક સ્થિતિ જાણી લેવા આતુર હતો. મેઘાવતીએ સરસ્વતીને ચોકખી કરી નાંખવા અસરકારક દવા આપી હતી અને તે દિવસની આગલી રાત્રે ગર્ભપાત થઈ ચૂકયો હતો, પરંતુ હજુ લોહી વહેતું બંધ થયું ન્હોતું. પુષ્કળ લોહી વહી જવાના કારણે સરસ્વતી બેભાન થઈ ગઈ હતી, પણ બીજા જરૂરી ઉપચારોને પરિણામે કંઇ અનિષ્ટ પરિણામ આવતું અટકી ગયું હતું. જે શરીર ઉપર ગુલાબના ફુલ જેવી લાલી હતી, તે ઉડી ગઇ હતી અને ચમકતી આંખો નિસ્તેજ જણાતી હતી. સરસ્વતી ધીમેથી બોલી શકતી. એના માથામાં આવી ગયેલી નબળાઈને લીધે વેગ આવતા હતા. એનો લીલો અને નવપલ્લવિત દેહ અકુદરતી અત્યાચારને પરિણામે શુષ્ક જેવો થઈ ગયો હતો. મેઘાવતીએ એક સ્થાનિક વૈદ્ય અને સુયાણીની મદદ મેળવી હતી. વહેતું લોહી (Bleeding) હજુ બંધ થયું ન્હોતું, છતાં સ્થિતિમાં પ્હેલા કરતાં સુધારો હતો એટલે એના જીવન માટે આશા બંધાઈ હતી. વૈદ્ય, મેઘાવતીની સુચના પ્રમાણે એની પાસેની કિંમતીમાં કિંમતી અને અસરકારક દવાઓ આપી હતી. સુયાણીયે પણ એના જ્ઞાન પ્રમાણે સરસ્વતીની સારી સુશ્રુષા કરી હતી. પરિણામે એનું ગયેલું ભાન આવ્યું અને તેને કંઈક આરામ લાગ્યો. મેઘાવતી, એની પથારી પાસેથી ખસતી નહિ અને જરૂરી સૂચનાઓ વૈદ્ય, સુયાણી અને એ પ્રસંગ માટે રાખવામાં આવેલી સ્ત્રી નોકરને કરતી હતી.

ગર્ભપાત પછીના ત્રીજા દિવસે સરસ્વતીની તબીયત ઠીક હતી. એને ચેન પડતું હતું, પરંતુ પથારીમાંથી એના શરીરને આમ તેમ ફેરવવાની શક્તિ એનામાં ન્હોતી. તે ખોરાકમાં માત્ર દિવસમાં બેચાર

વખત ચ્હા સિવાય બીજું કંઈ લઇ શકતી નહિ. બપોરની ચ્હા પછી એના શરીરમાં ચંચળતા આવી હતી અને કંઇક આનંદમાં હતી, તે વખતે મેધાવતી અર્ધાએક કલાક માટે જરૂરી કામે બહાર ગયેલી તે પાછી ફરી અને સરસ્વતીની જોડે પથારીમાં આવી બેઠી.

"કેમ, સરસ્વતી! અત્યારે કેમ લાગે છે?"

મેધાવતીએ સરસ્વતીને વાત્સલ્ય ભાવથી પૂછ્યું.

"અત્યારે ઠીક લાગે છે, માશીબા!"

સરસ્વતીએ ધીમેથી પ્રત્યુત્તર વાળ્યો.

"એ તો હવે આરામ થઈ જશે. મ્હોટું જોખમ દૂર કરવા માટે થોડો વખત દુઃખ પણ સહન કરવું પડે! હવે તો ભય ગયો અને આરામ પણ થયો!" મેધાવતીએ કહ્યું.

આ સાંભળી સરસ્વતીની મુખમુદ્રા ઉપર તિરસ્કાર અને ક્રોધની છાયા જણાઇ, પણ તે કંઇ બોલી નહિ. મુંગી પડી રહી.

"તું નારાજ થઇ ગઈ છે? સરસ્વતી!"

મેધાવતીએ સરસ્વતીની મુખમુદ્રા ઉપર ઉત્પન્ન થયેલા ભાવ કલ્પી લેતાં પૂછ્યું.

"ના, રે! ના! હું શું કામ નારાજ થાઉં? તમે ન હોત તો મને આવા જોખમમાંથી કોણ મુક્ત કરત? અથવા આવા જોખમનો અનુભવ લેવાનો પ્રસંગ ક્યાંથી ઉપસ્થિત થાત? તમોએ તો મારી ડૂબતી જીંદગી બચાવી છે!"

સરસ્વતીએ તિરસ્કાર ભરેલા ભાવને વ્યક્ત કરતા ઉપરોક્ત શબ્દો મીઠા કટાક્ષમાં કહ્યા.

"તું કરડાકીમાં બોલે છે, સરસ્વતી!"

મેધાવતી જરા વ્યગ્ર થતી બોલી.

" ના, રે ! ના ! માશીબા ! મારે વળી કરડાકી કેવી ? મારા ઉપર તો તમારા ઘણા ઉપકાર છે, તે કેમ ભૂલી જાઉં ? "

સરસ્વતીએ આ શબ્દો બોલી એની આંખો મીંચી લીધી.

મેઘાવતી થોડો વખત નિરૂત્તર બેસી રહી. સરસ્વતીના શબ્દોનો અર્થ એના ખ્યાલમાં આવી ગયો હતો. એને લાગ્યું કે સરસ્વતીને એના ઉપર તેમજ કામદાસ ઉપર અત્યંત તિરસ્કાર છૂટયો હતો. એના શબ્દોમાં રહેલો કટાક્ષ આ તિરસ્કારને લીધે હતો એમ પણ એણે નક્કી કર્યું. સરસ્વતીની આ " ચોકખી થવાની માંદગી " દરમ્યાન કામદાસ હજૂ એની ઇચ્છા હોવા છતાં, સરસ્વતીની અનીચ્છા અને મેઘાવતીની સમયસૂચકતાને લીધે તેની પાસે આવી શકયો ન્હોતો. તે તેની તબીયતના સમાચાર મેઘાવતીને વારે વારે પૂછી લેતો અને " ચોકખી થવાની માંદગી "માં એની જીંદગી સલામત રહી તે માટે પરમાત્માનો ઉપકાર માની આનંદ પામતો હતો. સરસ્વતીને બધા જોખમમાંથી મુક્ત થયેલી જોઈ તેનો વિચાર હવે જેમ બને તેમ મોતીનગર છોડી રંજનપૂર ભેગા થઈ જવાનો હતો અને તેણે તેની આ ઇચ્છા, મેઘાવતી પાસે બે ચાર વખત વ્યક્ત કરી હતી, પરંતુ મેઘાવતીએ હજૂ સ્પષ્ટ ખુલાસો કર્યો ન્હોતો, તેથી તે મુંઝાતો હતો. આજે એનું દીલ મોતીનગર ખાતેથી ઉઠી ગયું હતું અને તેનો વિચાર બીજે દિવસે સવારમાં મોતીનગર છોડી જવાનો હતો. બીજે દિવસે સવારમાં નીકળવું હોય તો તે આજથી એ બદલનો પ્રયત્ન કરશે તોજ નીકળવું સરળ થશે, એવી એની ગણત્રી ત્યાંના સંયોગો જોતાં એને ખરી લાગી હતી. તે મેઘાવતીના મકાનના આગલા ખંડમાં હિંચકા ઉપર બેઠો બેઠો એનો તે બદલનો કાર્યક્રમ મનથી નક્કી કરી રહ્યો હતો. મેઘાવતી, સરસ્વતી પાસેથી એના ખંડમાં આવે તેની તે રાહ જોઇ રહ્યો હતો.

" સરસ્વતી ! આ દુનિયામાં દરેક માણસ કોઇપણ જાતનું જોખમ એના પોતાના લાભ માટે ઉઠાવે છે, તે વાત ન ભૂલવી જોઇએ ! "

સરસ્વતીના શબ્દોએ એના હૃદય ઉપર અસર કરી હતી. એને એમાં એના ઉપર એણે અણછાજતા આક્ષેપ કર્યા છે એમ લાગ્યું.

"તેની હું ક્યાં ના કહું છું? જે કંઇ મેં કર્યું છે તે મેં મારા માટે કર્યું છે અને એમાં સુખ હોય કે દુઃખ એની બધી જવાબદારી મારે માથે છે! હું તમને ક્યાં કંઈ કહું છું? ઉલટી તમોએ તો મને મદદ કરી છે!"

સરસ્વતીએ ધીમેથી પણ શાન્તિથી પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે તને મારા ઉપર તો ખોટું નથી લાગ્યું ને?"

મેધાવતી આ પ્રશ્ન પૂછી, સરસ્વતીની ફીક્કી પડેલી મુખમુદ્રા તરફ તાકીને જોઇ રહી.

"ના રે! ના! જરાયે નહિ! તમે એમ કેમ માનો છો? આ તો જરા દુઃખ સહન ન થયું એટલે મનની અસ્વસ્થતામાં બોલી ગઇ, પણ એમાં મેં કંઇ તમને ખોટું લાગે એવું કહ્યું નથી, તો પછી આમ કેમ પૂછો છો?"

"પણ હવે તો દુઃખ ગયું છે! ચિંતા શું કામ કરે છે? કાલ ઉઠીને સર્વ કંઇ સારાં વાનાં થઈ જશે! આમાં આટલું બધું થઇ જશે, એવી કલ્પના તો મારીયે ન્હોતી! દવા તો એવી હતી કે ધાર્યું કામ થાય છતાં જોખમ નહિ જેવું! પણ મારે કહેવું જોઇએ કે જરા વધારે પડતું થઈ ગયું, પણ એ કંઇ આપણા અખત્યારની વાત છે?"

"તો પછી આવી દવાઓ ઉપર વિશ્વાસ શું કામ રાખવો પડે? આ બધો ધંધો જ જોખમ ભરેલો છે! મને આજે અત્યંત પશ્ચાતાપ થાય છે કે મેં આ કેવી ભૂલ કરી?"

સરસ્વતી ખિન્નવદને બોલી અને એની આંખમાંથી બે ત્રણ અશ્રુબિન્દુ સરી પડયાં.

"એમાં ભૂલ શાની? સરસ્વતી! પુરૂષ સાથેનો એક સ્ત્રીનો સંબંધ એ તો કુદરતી વ્યવહાર છે!"

"તો પછી એ કુદરતી વ્યવહારના પરિણામ ઉપર અકુદરતી અત્યાચાર કેમ ઘટે ?"

"કારણ કે વિધવા સ્ત્રીઓએ આવા વ્યવહારના પરિણામને ગુપ્ત રાખવું જોઇએ તે માટે !"

"ગુપ્ત શા માટે ?"

"સમાજ આવા વ્યવહારને પાપ ગણે છે તેથી."

"ત્યારે તે વાત પાપ તો હશે ને ?"

સરસ્વતીએ પૂછ્યું.

મેધાવતીએ એના એ પ્રશ્નનો પ્રત્યુત્તર વાળ્યો નહિ. એણે એ વિષય બદલવા બીજી વાત શરૂ કરતાં કહ્યું. "સરસ્વતી ! ભગવાન્ (!) જતા અગાઉ તને મળી જવા માગે છે ! તારી ઇચ્છા હોય તો બોલાવું !"

"ભગવાન્ (!) મને મળવા માગે છે ?"

સરસ્વતી આ શબ્દો બોલી પાછળથી તિરસ્કારયુક્ત ભાવ લાવી ફીકકું હસી.

"હા" મેધાવતીએ પ્રત્યુત્તર વાળ્યો.

"શા માટે ?"

"તેઓ આવતી કાલ સવારે વિદાય થવા માગે છે તેથી."

"ભગવાન્ (!) વિદાય થાય છે ? શું કહો છો ? માશીબા ?"

"હા, સરસ્વતી !"

"હું તો એમ માનતી હતી કે ભગવાન્ (!) વિદાય થઇ ગયા છે ! પણ ના હજૂ તેઓ અહિં છે એ જાણી આનંદ ! વિદાય થતા હોય તો થવા દ્યો ! ભગવાન્ (!) કદાચ આ બધું જોઇ ગભરાયા હશે ! હશે, ગમે તે હો ! પણ તેઓ મને શા માટે મળવા માગે છે ? હવે મળીને શું કરવાનું છે ?"

સરસ્વતીએ પૂછ્યું.

"તારી હાલની સ્થિતિ એ એમની નજરે જોઈ, પછી જવા માગે છે. તારી સાથે થોડી વાતચિત કરી તને આશ્વાસન આપવા ઇચ્છે છે!"

મેધાવતીએ ખુલાસો કર્યો.

"મારી આ લાચાર સ્થિતિ નજરે જોવાની શી જરૂર છે? હવે વાતો પણ શી કરવાની છે? એમની પાસેથી મારે આશ્વાસન પણ શું મેળવવાનું છે? માશીબા! જીંદગીમાં ભૂલ થઈ જાય છે તે એકાદ વખત. કંઇ વારંવાર નહિ! સરસ્વતી હવે આવા વિષયલંપટ પુરૂષોની માયાવિ જાળમાં બીજી વખત નહિ ફસાય! આવા ભગવાન્ (!) વિદાય થતા હોય તો એમને પહેલી તકે વિદાય થવા દ્યો! કૃપા કરી એને અહિં બોલાવશો નહિ. મારે એનું મ્હોં પણ જોવું નથી!"

સરસ્વતી ઉશ્કેરાઇને બોલી.

"બેટા સરસ્વતી! તારી આવી સ્થિતિમાં તારે ઉશ્કેરાવું જોઇએ નહિ! જેની સાથે સંબંધ કર્યો તેના તરફ આવો તિરસ્કાર ન ઘટે! સંબંધ બાંધ્યો તો બાંધી જાણવો!"

મેધાવતીએ એને શાન્ત પાડવા જણાવ્યું.

"એટલે મારે મારૂં આખું જીવન, પાપમાં વ્યતિત કરવું એમને? માશીબા! હવે એ વાત ગઇ. મારા અજ્ઞાનનાં પડળ ઉઘડી ગયાં છે! જીવન એ કંઈ ભૂલોની પરંપરા માટે નથી! મને આજે અત્યંત પસ્તાવો થાય છે! હું કોણ? મારાં માબાપ કોણ? મારા સંસ્કાર અને કેળવણી કેવાં? ન્યાતજાતમાં મારૂં સ્થાન કેવું? અરેરે! મને આ શું સુઝયું?"

સરસ્વતી આ શબ્દો બોલતાં અત્યંત ખિન્ન થઈ અને એના હૃદય ઉપર સખત આઘાત્ લાગ્યો. શરીર તો અત્યંત નબળું પડી

ગયું હતું એટલે આ આઘાતે એને અત્યંત શ્રમિત બનાવી દીધી અને થોડોક સમય તે મુર્ચ્છિત જેવી થઈ ગઇ. એનો શ્વાસ જોરથી ચાલતો હતો અને આખા શરીરે નબળાઇને લીધે પ્રસ્વેદ છૂટી ગયો હતો. મેઘાવતી આ દ્રષ્ય જોતાં ગભરાઈ ગઇ અને એને ભાનમાં લાવવાના ઉપચાર કરવા લાગી. એણે હૃદયને બળ આપવા માટે વૈદ્યે આપેલી દવા ગ્લાસમાં કાઢી એના મ્હોંને પહોળું કરી રેડી દીધી. દવા પાયા પછી તે તેની પાસે બેસી તેને પંખાથી પવન નાંખવા લાગી. સરસ્વતી આવી મુર્ચ્છિત સ્થિતિમાં અર્ધોએક કલાક પડી રહી. મેઘાવતી ત્યાંથી ખસી ન્હોતી. તે તેના કપોલપ્રદેશ ઉપર વાત્સલ્યભાવથી હાથ ફેરવી રહી હતી. સરસ્વતીએ થોડી વારે એની આંખો ઉઘાડી. એની પ્રકૃતિ સ્વસ્થ લાગતી હતી.

" માશીબા ! પાણી " સરસ્વતીએ પાણી માંગ્યું.

મેઘાવતીએ એને ગ્લુકોઝ મેળવેલું પાણી પાયું.

" માશીબા ! " પાણી પીધા બાદ, પાણીનો ગ્લાસ મેઘાવતીને આપતાં સરસ્વતી બોલી.

" મારી તબીયત હવે બરાબર ક્યારે થઇ જશે ? કેટલા દિવસ લાગશે ? "

" હવે બહુ વાર નહિ લાગે, બેટા ! એકાદ અઠવાડીયામાં તો તું હરતી ફરતી થઈ જઈશ ! "

મેઘાવતીએ શાન્તિથી પ્રત્યુત્તર વાળ્યો.

" તો તો સારૂં. હું તો હવે અહિંથી કંટાળી ગઇ છું ! હવે તો એમ થાય છે કે રંજનપુર ક્યારે જઇએ ? "

સરસ્વતીએ રંજનપુર વ્હેલી તકે પહોંચી જવાની એની ઇચ્છા વ્યક્ત કરી.

" તારી તબીયત સારી થઇ જાય કે તરતજ ! " ભગવાન (!) કાલ જશે અને આપણે અઠવાડીયા પછી જઇશું ! "

મેઘાવતીએ આશ્વાસન આપતાં જણાવ્યું.

"મારા મામા ઉપર તેમજ વિમળનગર મારા બાપુજી ઉપર લખેલા મારા પત્રો તો જે તે સમયે રવાના કરી દીધા હતા ને ? માશીબા !"

સરસ્વતીએ બીજી બાબત યાદ આવતાં પૂછ્યું.

"હા, બ્હેન ! તે તેમને પહોંચી ગયા હશે !"

"તો સારૂ." સરસ્વતી આટલું બોલી આંખો મીંચી પડી રહી. મેઘાવતી ત્યાંથી ઉઠી અને કામદાસ બેઠો હતો તે ખંડમાં આવી. મેઘાવતીને જોતાં કામદાસ હિંચકા ઉપરથી ઉભો થયો અને તે ખંડમાં આમતેમ આંટા મારવા લાગ્યો.

"કેમ, મેઘાદેવી ! શા સમાચાર છે ? સરસ્વતીની તબીયત તો સારી છે ને ?"

કામદાસે મેઘાવતીને હિંચકા ઉપર આસન લીધા બાદ પૂછ્યું.

"હા, હવે ચિંતા કરવા જેવું કંઈ નથી. એકાદ અઠવાડીયામાં તદ્દન સારી થઈ જશે. તમારા પહોંચ્યા પછી એકાદ અઠવાડીયામાં અમો પણ આવી પહોંચીશું !"

મેઘાવતીએ પ્રત્યુત્તર વાળ્યો.

"એમ ?" કામદાસ આનંદ પામતો બોલી ઉઠયો.

"હા, અમારે માત્ર એકાદ અઠવાડીયું રોકાવું પડશે."

મેઘાવતીએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"ત્યારે હું મારી જવાની તૈયારી કરી નાંખું છું. જતા પહેલાં સરસ્વતીને મળી લેવાની મારી ઇચ્છા બદલ શું કર્યું ?"

કામદાસે પૂછ્યું.

"તે અત્યારે આપને મળવાની ના પાડે છે. એનું દીલ એમ કરવા નારાજ છે !"

"એમ કેમ ?"

"એ તો એનું દીલ જાણે, પણ તેને આપના ઉપર તિરસ્કાર આવ્યો હોય એમ જણાય છે!"

મેધાવતીએ સત્ય વાત કહી નાંખી. કામદાસ આ સાંભળી ચમકી ઉઠયો. મેધાવતી સામે અવાક્ જેવો થઈ ઉભો રહ્યો.

"તિરસ્કાર!" એણે થોડી વારે ઉદ્ગાર કાઢયો.

"હા, તિરસ્કાર! એ તો આપનું મ્હોં જોવા પણ માગતી નથી!" મેધાવતીએ સ્ફોટ કર્યો.

"ભગવાન્ (!) ઉપર તિરસ્કાર સરસ્વતીને!" કામદાસે ફરી ઉદ્ગાર કાઢયો.

"હા, ભગવાન્ (!) ઉપર! એ આપને હવે ભગવાન્ (!) માનતી નથી! એતો એમ કહે છે કે ભગવાન્ (!) વિદાય થતા હોય તો ભલે થાય! મારે એમને મળવું નથી!"

મેધાવતીએ જણાવ્યું.

આ વાતચિત ચાલતી હતી. એવામાં મેધાવતીના મકાન આગળના ખુલ્લા ચોગાનના દરવાજાની નજીક, ભીખ માગતો એક ભીખારી બુલંદ અવાજે કંઈ ગાઈ રહ્યો હતો તે શબ્દો તેમના કાને અથડાયા. સરસ્વતી પણ એ ભીખારીનું ભજન સાંભળી રહી હતી:—

**"મારા રામ ગયા દેહગામ, મહુડાં વીણી વીણી ખાશે**
**મહુડાં વીણી વીણી ખાશે, કોથળા ભરી ભરી લઈ જાશે**
**—મારા૦**

**આવ્યા ત્યારે હતા દુબળા, પણ પાછળથી ફાલ્યા,**
**જે ન્હોતું તે કર્યું એકઠું, હવે રહે નહિ ઝાલ્યા**
**—મારા૦**

**આવા કોથળા કરી એકઠા, ભઠ્ઠી પર લઈ જાશે,**
**મહુડાં ગાળી, શરાબ કાઢી, પીનારાને પાશે.**
**—મારા૦**

"આવું વિચિત્ર ભજન કોણ ગાય છે ?"

કામદાસે મેઘાવતીને પૂછ્યું.

"કોઈ ભીખારી હશે ! ભજન શાનું ? કંઇ રાગડા તાણતો હશે ?"

મેઘાવતી બોલી.

"પણ તે આપણા ઘરની નજીક લાગે છે !"

કામદાસ બોલ્યો.

"હા, કદાચ દરવાજા આગળ હશે, તમને આ ભજનમાં રસ પડયો છે કે શું ?"

મેઘાવતીએ જણાવ્યું.

"હા, આવાં ભજન કવચિતજ સાંભળવા મળે છે."

કામદાસ બોલ્યો.

મેઘાવતી તે ખંડમાંથી બહાર ઓસરીમાં આવી અને મકાન આગળના ખુલ્લા ચોગાનના દરવાજા આગળ ઉભા રહેલા ભીખારીને બૂમ મારી તેની નજીક બોલાવ્યો. ભીખારી દરવાજામાં થઈ તે ચોગાનના છેવટના ભાગમાં આવેલી ઓસરી આગળ આવી ઉભો રહ્યો. તેને ત્યાં ઉભો રહેવા દઇ, મેઘાવતી ઘરમાં ગઇ અને ભીખારીને માટે થોડુંક વધેલું ખાવાનું લઈ આવી. કામદાસ એની પાછળ પાછળ બહાર આવ્યો. ખાવાનું મળવાથી ભીખારી ખુશ થયો. તે વીસેક વર્ષનો છોકરો હતો. એના શરીર ઉપરનાં વસ્ત્રો તદ્દન ફાટેલી તૂટેલી સ્થિતિમાં હતાં અને તે પણ પૂરતાં ન્હોતાં. શરીર, ઉપરના કાયમના મેલને લીધે કાળું પડી ગયું હતું અને એમાંથી દુર્ગંધ આવતી હતી. એના માથાના કેશ ગુંચવાયેલા હતા અને તેમાં ધૂળ ભરાયેલી જણાતી હતી. એના પગમાં જોડા ન્હોતા. એનાં સાધનોમાં એક એલ્યુનીમનનો લોટો, એક તૂટેલી ગોદડી અને એક વાંસની લાકડી હતાં.

મેઘાવતીએ આપેલું ખાવાનું એને ખૂબ ભૂખ લાગી હતી એટલે એણે ખાઈ લીધું અને પીવાને પાણી માગ્યું. મેઘાવતીએ એને પાણી પાયું. તે તૃપ્ત થએલો જણાયો.

" અલ્યા ! આવું ભજન–કયાંથી ગાય છે ? "

કામદાસે એને તૃપ્ત થયેલો જોઈ પૂછ્યું.

" કેમ, માબાપ ? " ભીખારીએ ગુંચવાઈને પૂછ્યું.

" આવું ગાયા કરતાં પ્રભુનું નામ લેતો હોય તો શું ખોટું ? ભગવાન્‌નું નામ લે તો કાયાનું કલ્યાણ થાય અને આવી ભીખારી અવસ્થામાંયે સુખ મળે ! "

કામદાસ બોલ્યો.

" ત્યારે માબાપ ! એમાં ભગવાનનું નામ નથી ? આ પણ એક ભજનજ છે ! અમારે ભીખારીને ભજન શાનાં ? આતો આવું ગાતા ફરીએ તો લોકો કકડો રોટલો નાંખે ! "

ભીખારીએ પ્રત્યુત્તર વાળ્યો.

" અલ્યા ! તેં આ ગાયું તે એટલું છે કે બીજું બાકી રહે છે ? " કામદાસે પૂછ્યું.

" ના, માબાપ ! બીજું આગળ છે! તમારે સાંભળવું છે ? " ભીખારીએ પૂછ્યું.

" હા, અધુરૂં હોય તો પૂરૂં કર ! "

કામદાસે જણાવ્યું.

" તો સાંભળો ! " એમ કહી ભીખારીએ આગળ ગાવા માંડ્યું:

**"રામ ગયાને રમા એકલી, કાગળ લખવા લાગી**
**હવે તમે જો ઘેર પધારો, તો સારૂ મહાભાગી !**
**—મારા૦**

**મધુડાં ખાતાં મુજને ભૂલો, યાદ કરો નહિ અમને**
**સમજુ થઇને શીદ સંતાપો ? વધુ શું કહીએ તમને ?**
**—મારા૦**

**રાહ તમારી રોજ જોઉં હું, આવો ત્યારે આવો**
**વિદાયગીરી ત્યાંથી લઇને, ઘેર હવે તો આવો**
**—મારા૦**

આ ભજન પૂરું કરી ભીખારી ત્યાંથી વિદાય થઈ ગયો. કામદાસ અને મેધાવતી તેને જતો જોઈ રહ્યા. ભીખારીના ગયા પછી બંને અંદરના ખંડમાં આવ્યા અને હિંચકા ઉપર જોડાજોડ બેઠાં.

" તમે રંજનપુર જશો અને હું અત્રે એકલી હોઇશ ત્યારે મને પણ આ ભજન જેવા ભાવ થઇ આવશે ! "

મેધાવતીએ હિંચકા ઉપર બેઠા બાદ કામદાસ તરફ જોઇને હસતાં હસતાં કહ્યું.

" એ વાત સાચી છે. તમારો પ્રેમજ એવો છે. પણ સરસ્વતી નારાજ થઇ ગઇ છે, એ જાણી મારૂં ચિત્ત વ્યગ્ર બન્યું છે. મને એમ થાય છે કે સરસ્વતીને મળ્યા સિવાય મારાથી રંજનપુર નહિ જઈ શકાય ! એને મળ્યા સિવાય જઇશ તો રંજનપુરમાં હું બ્હાવરો બની જઈશ. તમે અને સરસ્વતી અહિં, તો પછી રંજન-પુરમાં મારૂં કોણ ? "

કામદાસ વ્યગ્ર થતો બોલ્યો.

" ત્યાં આખું "બ્રહ્મમંડળ" પડયું છે ને ? "

મેધાવતી હસતી હસતી બોલી.

" છે, પણ તમારા વિના કંઇ નહિ ! "

કામદાસે ઉદાસીનતા વ્યક્ત કરી.

" શું કહો છો ? ભગવાન્ (!) તમે મને પણ છેતરો છો ? " મેધાવતી બોલી.

" તમને શું છેતર્યા ? " કામદાસે પૂછ્યું.

" કેમ જાણે ભગવાન્ (!) મેધાવતી સિવાય બીજા કોઈ તરફ ન જોતા હોય એવો દેખાવ કરે છે ! કેમ, એ છેતરપીંડી તો ખરીને ? "

કામદાસ થોડો વખત નિરૂત્તર બેસી રહ્યો.

"કેમ, છેતરપીંડી તો ખરીને?" મેધાવતીએ ફરીથી પૂછ્યું.

"ભગવાન્ (!) ને બધા ભક્તોને આધિન તો રહેવું પડે ને? તેમ છતાં ભગવાનને એના ભક્તોમાં કેટલાક ભક્તો વધારે પ્રિય હોય છે, તે વાત પણ એટલીજ સાચી હોય છે ને?

"હા" મેધાવતીએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"ત્યારે પછી સમજી જાઓને કે આમાં છેતરપીંડી જેવું કંઇ નથી. પ્રેમી હૃદયના સાદા ઉદ્ગાર છે!"

કામદાસે જણાવ્યું.

"વાહરે! મારા પ્રેમી ભગવાન્ (!)" મેધાવતીએ આનંદમાં આવી જઈ, કામદાસને ધીમેથી ધક્કો મારતાં જણાવ્યું.

"હશે, હવે એ વાત જવા દ્યો. સરસ્વતીને મારી જતી વખતની મુલાકાત માટે શું કરો છો? એક વખત ફરી એને સમજાવી લ્યો. મારે એને મળવું જ જોઇએ!"

કામદાસે એના વિચારની મક્કમતા જાહેર કરતાં જણાવ્યું.

"પણ તે ના પાડે છે. માંડમાંડ સમજાવવા જઇએ તો એના શરીરની આવી નાજુક સ્થિતિમાં જોખમ ઉભું થઇ જાય!"

મેધાવતી બોલી.

"ધીમેથી સમજાવી લ્યો. એના હૃદય અને શરીર ઉપર ખરાબ અસર થાય એવી રીતે નહિ, પણ તે આનંદથી "હા" પાડે એવી રીતે!" કામદાસે જણાવ્યું."

"તો એક વખત છેલ્લો પ્રયત્ન કરી જોઉં!"

"જરૂર કરો!" કામદાસે આગ્રહ કર્યો.

મેધાવતી ત્યાંથી ઉઠી સરસ્વતી પાસે ગઈ. સરસ્વતી જાગતી પડી હતી અને સ્વસ્થ હતી. એની મુખમુદ્રા ઉપર આનંદ અને ચંચળતા જણાતાં હતાં.

" માશીબા ! હમણાં કોણ ગાતું હતું ? " મેધાવતીને જોતાં સરસ્વતીએ પૂછ્યું.

" કોઈ ભીખારી !" મેધાવતી એની જોડે પથારીમાં બેસી સરસ્વતીના કપાળ ઉપર મમતાથી હાથ ફેરવતી બોલી.

" કેવું સરસ ગાતો હતો ? ભજન વિચિત્ર હતું, પણ મને તો બહુ આનંદ આવ્યો ! રામના જવાથી રમા મુંઝાતી હતી અને રામ દેહગામ જઈ શું ધંધો કરતા હતા તેનું વર્ણન હતું ! એમજ હતું ને ? માશીબા ! "

" હા, સરસ્વતી ! " મેધાવતીએ પ્રત્યુત્તર વાળ્યો.

સરસ્વતી મુંગી પડી રહી. એને આનંદમાં જોઇ મેધાવતીએ કામદાસની ઇચ્છા પૂર્ણ થાય એ બદલનો પ્રયત્ન આરંભ્યો.

" રામના જવાથી રમા મુંઝાતી હતી, તેમ ભગવાન્ (!) ના જવાથી સરસ્વતી નહિ મુંઝાય ? "

મેધાવતી, સરસ્વતીની આંખો તરફ દૃષ્ટિ રાખી બોલી.

" ના, જરાયે નહિ ! રમા તો રામની પત્ની હશે, પણ મારે અને ભગવાન્ (!) ને શું ? "

સરસ્વતીએ કહ્યું.

" તે તો તું જાણે ! કંઇ સંબંધ ન્હોતો તો ભગવાન્ (!) અને સરસ્વતી એક બીજા તરફ ગાંડાં કેમ બન્યાં હતાં ? સરસ્વતી, ભગવાન્ (!) ની સેવામાં રાત દિવસ કેમ હાજર રહેતી ? "

મેધાવતીએ પ્રત્યુત્તર વાળ્યો.

સરસ્વતી વિચારમાં પડી ગઇ.

" એક જાતનું આકર્ષણ હતું ! એક જાતનો ભ્રમ હતો ! હવે, એ બધું તૂટી ગયું છે ! ભગવાન્ (!) અને સરસ્વતી હવે એક નથી ! " થોડો સમય વિચાર કર્યા બાદ સરસ્વતીએ પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"અત્યારે નથી. પણ એક કાળે તો હતાં ને ? એ ભગવાન્ (!)ના સ્વર્ગિય પ્રેમનો આસ્વાદ તો લીધેલો ને ?"

"પ્રેમ શાનો ? એક જાતનું પાપ હતું ! એ આકર્ષણ જ ભૂલ હતી ને !"

"ભૂલ હોય કે પાપ હોય પણ સંબંધ તો થયેલો ને ?"

"એની કંઈ ના કહેવાય એમ છે ? ભૂલ અથવા પાપનું પરિણામ સોસવું પડયું ! પણ હવે તો ભૂલી જવું ને ?" સરસ્વતી બોલી.

"જો ભૂલાય તો–પણ એથી લાભ શો ? પતન થયું તે થયું. હવે પાછા વળવાથીયે શો ફાયદો ?"

મેધાવતી બોલી.

"કેમ નહિ ? પાપની નવી યાતનાઓ તો સહન કરવી ન પડે ને ? એક ભૂલ સુધારી શકાય તો ભવિષ્યનું જીવન તો પવિત્ર બની રહે ને ?"

"શરીરમાં દાખલ થયેલો ભગવાન્ (!) ના પ્રેમનો અગ્નિ શાન્ત પડે તો ! સંબંધ અટકાવી શકાય, પણ સંસ્કાર પડી ગયા તે જાગતા રહે છે ! ભગવાન્ (!) ને તું નહિ ભૂલી શકે ! વિચારમાં વાણીમાં, સ્વપ્નમાં અને અંતર્‌ના ઊંડા પ્રદેશમાં ભગવાન્ (!) તો જાગતા રહેશે !"

"હું એમના એકે એક અણુને મન, શરીર અને આત્મામાંથી નીચોવી નાંખીશ. !"

"એમ નહિ બને, સરસ્વતી ! સ્રીનું શરીર જાતિય સંબંધ વિહોણું કદાચ રહી શકે, પણ મન તો નહિ જ. તું શરીરને સંયમમાં રાખી શકીશ પણ મનને નહિ. પ્રેમ અને આકર્ષણનું ભૂત, મનમાં ઉત્પન્ન થાય છે અને પાછળથી શરીરનો કબજો લે છે ! ભગવાન્ (!) નો પ્રેમ તારાથી નહિ ભૂલી શકાય ! એમના પ્રેમની ભૂતાવળ ક્ષણે ક્ષણે જાગૃત થતી જશે અને તને બ્હાવરી બનાવી દેશે !"

"હું એ બધી ભૂતાવળને ભસ્મીભૂત કરી દઇશ."

" ક્યા બળે ?"

" મારા સત્યના પ્રતાપે! પૂણ્યના પ્રતાપે!"

" એ વાત હવે ગઇ. સરસ્વતી! એકજ ભૂલ, અનેક ભૂલોની જનેતા થાય છે. એકજ પાપ, અનેક પાપોને જન્માવી દઇ મનુષ્યને મહાન્ યાતનાઓમાં હડસેલી દે છે! સંયમ તો એક ધાર્યો સાંગોપાંગ હોય તોજ સિદ્ધિ આપી શકે. હવેની આ બધી વાતો મિથ્યા છે!"

મેધાવતી બોલી.

"એટલે એક માણસ થયેલી ભૂલ ન સુધારી શકે?" સરસ્વતી ગુંચવાઈ.

" ભૂલ સુધારી શકે. પણ તે ભૂલ દરમ્યાન ઉપસ્થિત થયેલા સંયોગોના સંસ્કાર નષ્ટ થતા નથી તે વાત ચોક્કસ છે. આ મારો જાતિય અનુભવ છે!"

મેધાવતી બોલી.

" તોયે અંતમાં તો ફાયદો છે ને? સંસ્કાર રહેશે, પણ નવી ભૂલો તો નહિ થાય ને?"

સરસ્વતીએ પૂછ્યું.

"તેની પણ શી ખાત્રી? એ સંસ્કારમાંથી જ નવા સંયોગો ઉપસ્થિત થાય છે ને?"

"ત્યારે મારે શું કરવું જોઇએ?"

" ભગવાન્ (!) સાથેનો સંબંધ તારે કાઢી નાંખવો હોય તો કાઢી નાંખજે, પણ સંબંધ બગાડીને નહિ! કાલ ઉઠીને ભૂતકાળની ભૂતાવળ જાગે તે સમયે ભગવાન્ (!) ને શરણે જવું પડે તો સંબંધ મીઠો રાખ્યો હોય તો વાંધો ન આવે! એકજ પ્રકારની ભૂલ એકજ સ્થળે થાય તે ભૂલોની પરંપરા ગણાતી નથી. સંબંધ અને પાપમાં પણ વફાદારીનું તત્ત્વ જોઇએ. ભગવાન્ (!) ની સાથે સંબંધ કર્યો

છે તો કરી જાણવો, ભગવાન્ (!) ને છોડી ભ્રમણામાં રહેતાં ભૂલોની પરંપરા વધે તે ઇચ્છવા યોગ્ય નથી. જગત્ જેને પાપ કહે છે, તેવાં કૃત્યોમાંથી વિશ્વાસ અને વફાદારી ચાલી જવાથી તે કૃત્ય ખરેખર પાપ થઈ જાય છે અને તેનો શ્રાપ માણસને પજવે છે! કાલ ભગવાન્ (!) જવાના છે, માટે એમની ઇચ્છા પ્રમાણે એમને મળવા આવી જવા દે! આવો સંબંધ કલુષિત કરવાથી લાભ નથી! મારી પણ એવી ઇચ્છા છે!"

મેધાવતી બોલી.

"તો આવવા દ્યો!" સરસ્વતીએ કંટાળીને કહ્યું. મેધાવતી તરત જ કામદાસ પાસે ગઈ અને તેને ત્યાં બોલાવી લાવી.

કામદાસને આવેલો જોઇ સરસ્વતી એની આંખો મીંચી પડી રહી.

"સરસ્વતી! ભગવાન્ (!) આવી પહોંચ્યા!"

સરસ્વતીને એવી રીતે પડેલી જોઇ મેધાવતીએ કહ્યું.

"સારૂં થયું!" સરસ્વતીએ આંખો ઉઘાડીને કામદાસ તરફ દ્રષ્ટિ કરતાં જણાવ્યું.

"કેમ, સરસ્વતી! તબીયત હવે તો સારી છે ને?" કામદાસ, સરસ્વતીની નજીક ઉભો રહી, એના તરફ દ્રષ્ટિ રાખી બોલ્યો.

"હા."

"હું કાલ સવારે રંજનપુર જવાનો છું, તે વાત તેં જાણી હશે?"

"હા, જાણી છે. સુખેથી પધારો!"

સરસ્વતીએ ટુંકામાં પતાવ્યું.

"તારે કંઈ કહેવાનું છે?"

"ના."

"તબીયતના સમાચાર તો લખતી રહીશ ને?"

"મારાં માશીબા લખશે."

"તું નહિ?"

"ના. મારા શરીરની આવી સ્થિતિમાં મારાથી પત્રવ્યવહાર કેમ થઇ શકશે ?"

"તોયે એકાદ પત્ર!"

કામદાસ બોલ્યો.

"બનશે તો લખીશ!"

"તું ચિંતા કરીશ નહિ. તારી તબીયત બેચાર દિવસમાં સંપૂર્ણ આરોગ્યમય થઇ જશે. ભગવાન્ તને મદદ કરશે!"

"કયા ભગવાન્?" સરસ્વતીએ પૂછ્યું.

"જગન્નિયંતા ભગવાન્!"

"હું તો એમ સમજી કે મારાીઆ અને બધાં કહે છે એમ તમે!"

સરસ્વતી ફીકકું હસીને બોલી.

"હું પણ એનું જ સ્વરૂપ છું ને? એમ માને તોયે વાંધો નથી!"

"તો પછી મારે માનવાનું જ રહ્યું! મારાીઆ અને "બ્રહ્મ-મંડળ"માં વિમળાબ્હેન જેવાં માને તો પછી મારે કેમ ન માનવું? અને તમે ભગવાને (!) પણ અત્યાર સુધી મને કયાં ઓછી મદદ કરી છે?"

સરસ્વતી આ શબ્દો બોલી પાછળથી એની શારીરિક અસ્વસ્થ સ્થિતિમાં જેટલું અને જેવું હસી શકે એટલું હસી પડી અને પછીથી આંખો મીંચી પડી રહી. કામદાસ નિરૂત્તર ઉભો રહ્યો. મેધાવતી એમની વચ્ચે થતી વાતચિત સાંભળી રહી હતી.

"ઠીક ત્યારે, સરસ્વતી! હવે તો આપણે રંજનપુર મળીશું! કાલ સવારે વ્હેલો નીકળવાનો છું, પણ તને નહિ મળું. તારી આવી સ્થિતિમાં તે સમયે તને તકલીફ આપવા વિચાર નથી. સરસ્વતી! જય પ્રભુ!"

"જય પ્રભુ!" સરસ્વતીએ પ્રત્યુત્તર વાળ્યો. કામદાસ ત્યારબાદ ત્યાંથી બહારના ખંડમાં ગયો.

●

## પ્રકરણ ૫૦
## વિમળાનો પત્ર.

જ્ઞાનનિરંજને આનંદપુર આવી, સરસ્વતી સંબંધે એણે કરેલી તપાસના તમામ સમાચાર સવિસ્તૃત અને સમીક્ષા રૂપે વિમળનગર, સરસ્વતીના પિતાને લખી નાંખ્યા હતા. એમાં એણે સરસ્વતી થોડા દિવસોમાં પાછી ફરશે અને એણે કરેલી ભૂલનો પશ્ચાતાપ થતાં એનું ભાવિજીવન નિષ્કલંક અને પવિત્ર રહેશે એવી આશા આપી આશ્વાસન આપ્યું હતું. વધારે પડતો ઉહાપોહ વધારવો પરિણામે હાનિકારક હોઇ, સારા ભાવિની રાહ જોતા, એને માટે પરમાત્માને આર્તનાદે પ્રાર્થના કરતા રહેવા આગ્રહ કર્યો હતો. અને એમ એણે એમને શાન્ત રહેવા જણાવ્યું હતું. એની બે ત્રણ દિવસની ગેરહાજરી દરમ્યાન આવેલી ટપાલ વાંચી, જેના પ્રત્યુત્તર વાળવા જેવા હતા તેમને આપી દીધા. સુધાને તે મળવા માગતો હતો અને તે પ્રમાણે કલ્યાણદાસ મારફતે કહી દેવડાવ્યું હતું. આજે પૂર્ણિમા હતી. સાંજના પાંચ વાગ્યે તેને ઘેર જવાનો કાર્યક્રમ એણે નક્કી કરી રાખ્યો હતો. પણ આજની ટપાલમાં આવેલો વિમળાનો પત્ર વાંચી લીધા બાદ, એનું મન " માયાની ચીનગારી " ઓથી જેમ બને તેમ દૂર રહેવા મક્કમ થતું જતું હતું.

" વિમળા ! " તે એના આરામગૃહમાં વિમળાનો પત્ર ફરી વાંચતો બેઠો હતો, તે વાંચી લીધા બાદ સ્વગત બોલ્યો:

" નહિવત્ જેવા પરિચયમાં આટલી બધી અંગત સંવેદના ? તું ખરેખર " માયાની ચીનગારી " છે અને " બ્રહ્મમંડળે " તને સળગતી બનાવી દીધી છે ! પણ આ આગ આનંદપુર સુધી ન ફેલાવ ! સળગી જવામાં મઝા છે, સળગાવવામાં નહિ ! વિમળા ! તેં સુધાને જોઈ નથી ! એ સત્ય અને સેવાની પાછળ એનું જીવન સળગાવી રહી છે, પણ બીજાઓને સળગાવતી નથી ! તું તો સળગે

છે પણ ખરી અને સળગાવે છે પણ ખરી ! બિચારી સરસ્વતી પણ આવી રીતે સળગતી ગઇ, અને જીવનનો બધો ખજાનો ગુમાવી બેઠી !"

થોડો સમય તે વિચારનિમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. એણે તે પત્ર ત્રીજી વખત વાંચ્યો જે નીચે મુજબ હતો:—

રંજનપુર તા.

" જ્ઞાનનિરંજન દેવ !

" તમે રંજનપુર ન આવ્યા હોત તો સારૂં હતું. પણ વિધિનાં વિધાન કોણ રોકી શકે એમ છે ? તમે તમારા કામે આવ્યા અને અકસ્માત્ આપણી મુલાકાત થઇ ગઇ તે પણ વિધિનાં વિધાનજ કહેવાયને ? હું અત્યાર સુધી એમ સમજતી હતી કે સ્ત્રીઓ ગમે તેવા પુરૂષને મ્હાત કરી શકે છે, પણ ગમે તેવો પુરૂષ ગમે તેવી સ્ત્રીને મ્હાત કરી શકતો નથી. બીજી સ્ત્રીઓની વાત તો તેઓ જાણે, પણ હું મારી જાત માટે એમ માનતી હતી કે કોઇપણ પુરૂષ મને મ્હાત કરી શકે એમ નથી, પણ હું ગમે તેવાને મ્હાત કરી શકું એમ છું. પણ મારો આ ગર્વ ગળી ગયો છે. આજે હું અસહાય થઇ પડી છું. મારે એકરાર કરવો જોઇએ કે હું આખરે મ્હાત થઈ છું. પુરૂષ પામર નથી, પણ સ્ત્રી પામર છે, એવી નિર્બળતા મારા હૃદય ઉપર સ્વાર થઇ ગઈ છે અને તેની સ્વારી એ હૃદયને કયી સ્થિતિમાં લાવી મૂકશે, એની કલ્પના હું કરી શકતી નથી. તમારામાં શું છે તે શોધવા કરતાં, તમારામાં શું નથી તે શોધવા મેં ખૂબ પ્રયત્ન કરી લીધો, પણ મને નિરાશા મળી છે. ઉણપ હાથ ન લાગી, એણે મારા હૃદયના બોજાને વધારી મૂકયો છે. આટલું બધું તમે કયાંથી ભેગું કર્યું ? કંઇક તો બાકી રાખવું હતું ને કે જે કદાચ જગત્‌ને ઉપકારક થાત ! અત્યાર સુધીના મારા જીવનમાં ન્હોતી શાન્તિ કે ન્હોતી અશાન્તિ, ન્હોતો હર્ષ કે ન્હોતો શોક ! ન્હોતી ભરતી કે ન્હોતો ઓટ ! આજે હવે બધું પલટાવા લાગ્યું છે ! શાન્તિ અને અશાન્તિ, હર્ષ અને શોક, ભરતી અને

ઓટ, એ બધાં અરસ્પરસ વિરોધી બળો આજે એક સામટાં પ્રકટ થાય છે, એક સામટાં ખીલે છે અને એક સામટાં દોડે છે, તે આશ્ચર્ય જેવું નહિ તો બીજું શું ?

"તમે કવિ છો, કવિને આવી મિશ્રિત સંવેદનાનું ભાન હોય છે. મારી આ સંવેદના તમે સમજી શકશો ? આ પત્ર લખવાની હિંમત, આ સંવેદનાએ પ્રકટાવી છે. છતાં મારે કહેવું જોઇએ કે ઉચ્ચ ભૂમિકા ઉપર વિહરતા તમારા જેવા પુરૂષને આ સંવેદના દ્વારા નીચી ભૂમિકા ઉપર લાવવાનો પ્રયત્ન નથી. જે દેવ છે, તેને દેવ રહેવા દો ! એ દેવના પવિત્ર ચરણોનો સ્પર્શ કરી, દેવની પવિત્રતાને ખંડિત કરવાનો મનોરથ નથી, છતાં એના ચરણોમાં આળોટીને પવિત્ર થઈ જવાનો મનોરથ તો છે ! મને એમ કરવા દેશો ? મને વધારે નિર્મળ થવા દેશો ? મારા જીવનમાં નવો અરૂણોદય થયો છે ! અરૂણોદય પછી આવતો સૂર્ય મારા જીવનમાં જીવનની ઉષ્મા અને પ્રકાશ પ્રસરાવશે ? દેવ ! મારે બીજી કંઇજ ઇચ્છા નથી. કેવળ એક વખત તમારી સાથે કલાકોના કલાકો સુધી ખુલ્લા દીલે ખૂબ વાતો કરી લઈ મારા જીવનને વધારે ઉજ્જવળ બનાવી દઉં એટલુંજ માગું છું. મારી આટલી માગણી સ્વીકારશો ? આશા રાખું છું કે મારી આટલી ઇચ્છા તૃપ્ત કરશો. પ્રત્યુત્તર માટે તલસી રહી છું."

લી૦
વિમળાના પ્રણામ.

●

# પ્રકરણ ૫૧

## પત્રનો પ્રત્યુત્તર

વિમળાના પત્ર ઉપર ખૂબ વિચારમન્થન કરી લીધા બાદ જ્ઞાનનિરંજને એનો પ્રત્યુત્તર એજ સમયે વાળી દીધો. જે નીચે પ્રમાણે માત્ર એક નાના કાવ્યમાં હતોઃ—

આનંદપુર તા.

**"શાને માટે, સ્થિર મનમહિં, શોધવો "દેવ" બીજે?**
**જ્યાં જે છે, તે જગત બળમાં, માનવો કેમ બીજે?**
**પૂજાવું શું? પૂનિત પગલે, આત્મા પોષવો તે**
**ઉડાણે છે, અદ્ભૂત બળ, શોધવું કેમ બીજે?"**

લી. જ્ઞાનનિરંજન

ત્રણેક વાગ્યાનો અમલ થવા આવ્યો હતો. વિમળાનો પત્ર પોષ્ટ કરવા નોકર સાથે મોકલી આપ્યા બાદ એણે મનમોહનને ત્યાં જવા વિચાર કર્યો અને કપડાં પહેરી લીધાં પણ એવામાં મનમોહન પોતેજ એની પાસે આવી પહોંચ્યો એટલે એણે એનાં કપડાં ઉતારી નાંખ્યાં અને બંને મિત્રો ઉકળાટને લીધે હવા મળી શકે એવી રીતે તે ખંડની બારીઓ આગળના ભાગમાં ખુરશીઓ નાંખી બેઠા.

"મેં અત્યાર સુધી રાહ જોઇ પણ તું ન આવ્યો એટલે પછી હુંજ આવી પહોંચ્યો! કેમ, કંઇ ખૂબ કામમાં ગુંથાયો હતો કે શું? એને બદલે ત્રણ વાગ્યા ત્યાં સુધી ન આવી શક્યો?"

મનમોહને આસન લીધા બાદ જ્ઞાનનિરંજન તરફ જોઇને કહ્યું.

"કામ તો ખાસ કંઈ નહિ. પણ વિચારમાં ને વિચારમાં સમયનું ભાન રહ્યું નહિ. થોડીક ટપાલ લખી લીધા બાદ બેસી રહ્યો હતો—અને છેક હમણાંજ યાદ આવ્યું કે મારે તારી પાસે આવવાનું હતું. હું આવવા તૈયાર થયો એવામાંજ તું આવી પહોંચ્યો, તે તું જાણે છે!"

"હા, એ તો જાણ્યું. પણ હવે તુંયે ખૂબ વિચાર કરતો તો થઇ ગયો કે સમયનું પણ ભાન રહેતું નથી? એવા તે શા વિચાર કરવા લાગ્યો છે?"

"ખાસ કંઇ નહિ. આ સરસ્વતીના ને રંજનપુરની આપણી આટલી ટૂંકી મુલાકાતમાં પણ આપણને ખૂબ જાણવાનું મળ્યું એ બધાના!" જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળતાં જણાવ્યું.

"જાણવાનું યે મળ્યું ને જોવાનું યે મળ્યું! રંજનપુર ન ગયા હોત તો વિમળા જેવી "મોટી ગોપી" ક્યાંથી જોવા મળત? જ્ઞાનનિરંજન! મારે કહેવું જોઇએ કે તે ખરેખર એક અદ્ભૂત સ્ત્રી છે અને માયાની સાચી ચીનગારી છે! ભલભલાને સળગાવી મૂકે એવી છે! એનું સંગીત તો યાદ નથી આવતું ને?"

મનમોહન આટલું બોલી ખૂબ હસ્યો.

"એની ના કહેવાય એમ નથી. પણ એનું સંગીત આપણે શું કામ યાદ કરવું પડે? જેનું સંગીત જ્યાં ગવાય છે, તેના ઝીલનારા તે સ્થળે હોય છે! આપણે જગતનાં આવાં સંગીતો ક્યાં સુધી સાંભળ્યા કરીશું? ક્યાં સુધી ઝીલ્યા કરીશું?"

જ્ઞાનનિરંજને જણાવ્યું.

"પણ આ સ્ત્રી તો ઉત્તરમાં ગાય તો એનો પડઘો દક્ષિણમાં પડે એવી અદ્ભૂત સ્ત્રી છે, તે આપણે ભૂલવું ન જોઇએ!"

"એમ હોય તોયે આપણે શું? આપણા મગજ ઉપર એનો પડઘો ક્યાં પડવાનો હતો?"

"ક્યાં શું પડવાનો હતો, પણ પડી ચૂક્યો છે! એનું સંગીત તો કદાચ કબ્રસ્તાનમાં સુતેલાને પણ જગાડે એવું છે!"

"આખું જગત્ ભલેને એ સંગીત ઝીલે, આપણે મુક્ત રહીએ એટલે બસ!"

જ્ઞાનનિરંજને ઉદ્દગાર કાઢ્યા.

"એ તો તને મુક્ત રાખે ત્યારે ને ? ભલું હશે તો તે તેનું બધુંએ સંગીત તારા મગજમાં ઉતારી દેશે–રેડી દેશે ! ગાશે રંજનપુરમાં અને પડઘો પડશે આનંદપુરમાં તારે ઘેર ! હું તો ધારું છું કે તે તારા ઉપર આ સંગીતના પત્રો પણ લખવા મંડી પડશે !"

મનમોહને સ્ફોટ કર્યો.

જ્ઞાનનિરંજન આ સાંભળી આભો બની ગયો. મનમોહનની અચોટ કલ્પનાશક્તિ સાચી હતી અને વિમળાનો એક પત્ર તો આવી ચૂક્યો હતો, તે તેની સાબીતી હતી. એણે વિમળાના આવેલા પત્રની વાત એને કરવા વિચાર કર્યો, પણ એમ કરવા જતાં મનમોહન ગમે તેમ બોલી નાંખશે, એ ભયે એણે તે વાત તે સમય પૂરતી મુલતવી રાખી.

"તું તો હમેશાં આવી રીતે તરંગોના ઘોડા દોડાવ્યા કરવાનો ! તે સ્ત્રી ખરેખર અદ્દભૂત છે, પણ આપણને શું ? સ્ત્રી અદ્દભૂત હોય, પણ સત્ય અને નીતિની મર્યાદામાં હોય, તેને માટે ખોટો કલ્પના વ્યવહાર દોડાવવો તે પાપ ગણાય !"

જ્ઞાનનિરંજને જણાવ્યું.

"ત્યારે તું મારા કથનનું તાત્પર્ય સમજી શક્યો નથી. મને એ સ્ત્રીને માટે માન છે. એની અદ્દભૂત શક્તિઓ જોઇ હું પોતે પણ મુગ્ધ થઈ ગયેલો છું અને એની પ્રશંસા કરું છું. વળી આવી શક્તિશાળી હોવા છતાં એનામાં સત્ય અને નીતિનું તત્ત્વ છે, એની પણ મને ખાત્રી છે–પણ જ્ઞાનનિરંજન ! આવી સ્ત્રીઓ જ્યારે સળગવા લાગે છે, ત્યારે આખા જગતને સળગાવી મૂકે છે, માટે એમનાથી દૂર રહેવામાં સહીસલામતી રહેલી છે ! મારું કહેવાનું આ છે."

મનમોહને ખુલાસો કરતાં જણાવ્યું.

"તો આપણે તો દૂરજ છીએ ને ? રંજનપુર અને આનંદપુર વચ્ચે ક્યાં ઓછું અંતર છે ?"

"પણ 'માયાની ચીનગારી'એ ફેલાવેલી આગ જ્યારે ફેલાય છે, ત્યારે આ અંતર કંઈપણ વિસાતમાં રહેતું નથી, એ વાત ન ભૂલવી જોઈએ ! સમજ્યોને ?"

"હા."

"તો સાવચેત રહેજે. મેં રંજનપુરમાં જોયું કે આ અદ્ભૂત બળ વાળી આ તારા તરફ ખૂબ લટ્ટુ થઈ ગઈ જણાય છે ! એનું આ આકર્ષણ સ્વાભાવિક, શુદ્ધ અને નિર્દોષ હશે, એવું હું માનું છું, છતાં એને પરિણામે ઉત્પન્ન થતી સહાનૂભૂતિ, આર્દ્રતા, વિશુદ્ધ પ્રેમભાવના, પ્રશંસા બુદ્ધિ અને પક્ષપાત ગમે તેવા પુરૂષને પણ મ્હાત કરી નાંખે છે, એ સત્ય લક્ષ્યમાં રાખવા જેવું છે. મારૂં આ કથન ખોટું છે ?"

મનમોહને પૂછ્યું.

"ના જરાયે નહિ. તું કહે છે તે સત્ય છે."

જ્ઞાનનિરંજને પ્રત્યુત્તર વાળ્યો.

"તો બરોબર સાવધ રહેજે. પત્ર બત્ર લખે તો પ્રત્યુત્તરવાળી એવી રીતે વધતા વ્યવહાર દ્વારા ઉપાધિમાં પડતો નહિ. આજે તો તું સુધાબ્હેનને ઘેર જવાનો હશે ?"

"હા, મેં તને ગઈ કાલે જણાવ્યું હતું એમ જવાનો છું. તું આવીશને ?"

જ્ઞાનનિરંજને પૂછ્યું.

"ના, હું આજે નહિ આવી શકું. આજે મારે સાંજના સમયે કેટલાંક અનિવાર્ય જરૂરી કામ છે એટલે દીલગીર છું કે નહિ

આવી શકું, પણ આગળ ઉપર એકાદ દિવસ જરૂર આવીશ. કદાચ કનકલતા અને પૂણ્યપ્રભા આવવાનાં છે તેમની સાથે."

મનમોહને જણાવ્યું.

"તો તેમ રાખજે. એ પણ બરોબર છે. હું તો આજે જવા માગું છું, એટલે જઇ આવીશ !"

જ્ઞાનનિરંજને જણાવ્યું.

"હા, હા, જઈ આવજે." કહેતો મનમોહન ઉભો થયો. જ્ઞાનનિરંજન પણ એની સાથે બહાર જવા તૈયાર થયો. જ્ઞાનનિરંજન અને મનમોહન વાતો કરતા બજાર ભણી વળ્યા. મનમોહન બજારમાંથી છૂટો પડયો અને જ્ઞાનનિરંજન, સાડાચારનો અમલ થવા આવ્યો હતો એટલે સુધાને મળવા એના ઘર તરફ વળ્યો. પ્રેમદુલારી, સુધા અને કલ્યાણદાસ, એની આવવાની રાહ જોઇ રહ્યાં હતાં.

## [ પૂર્વાર્ધ સમાપ્ત ]

(વિશેષ માટે જુઓ ઉત્તરાર્ધ, જે હવે પછી પ્રકટ થશે. પૃષ્ઠ આશરે ૯૦૦)



# શુદ્ધિપત્રક



સદરહુ પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણેના પ્રતિકુળ સંયોગોમાં આ પુસ્તકમાં રહી જવા પામેલી બધી ભૂલોનું શુદ્ધિપત્રક આપવાનું બની શક્યું નથી, છતાં મુખ્ય મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્રક આ નીચે આપવામાં આવ્યું છે તો વાંચકોને તે પ્રમાણે સુધારીને વાંચવા વિનંતિ છેઃ—

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૧ | રડ–રડવાનો | રડવાનો | ૮૩ | ચિતે | ચિત્તે |
| ૬ | પડિતા | પંડિતા | ૮૪ | આ તો | આ ? તો |
| ૧૭ | નાનો | ન્હાનો | ૮૪ | પણ | પણ ? |
| ૪૧ | સુવાનો | સુધાનો | ૮૪ | ગમે | ? ગમે |
| ૪૩ | ચ્યા | ત્હા | ૮૫ | હેતુ | હેતૂ |
| ૪૪ | વ્હાર | બ્હાર | ૮૫ | તો કે | ? તો ? કે ? |
| ૫૫ | જગતની | જગત્ની | ૮૫ | એ | ? એ ? |
| ૫૫ | દુઃખદ | દુઃખદ્ | ૧૨૧ | ખારો | " ખારો |
| ૫૬ | મૂકે છે ? | મૂકે છે ! | ૧૨૪ | પરણિત. | પરિણિત |
| ૬૦ | સંકેલતી | સંકેલતી | ૧૨૪ | જીવન કથા | જીવનકથા |
| ૬૧ | કુચ | કૂચ | ૧૨૫ | એક માળનું | બે માળનું |
| ૬૧ | કુચ | કૂચ | ૧૨૬ | હની | હતી |
| ૬૩ | ાણુ | પણુ | ૧૨૭ | ભણુતો | ભણુતો હતો. |
| ૬૯ | તે પરત્વેનું | તત્ પરત્વેનું | ૧૩૦ | નરમું | નરસું |
| ૭૧ | અંતરમાં | અંતર્માં | ૧૩૨ | તુમારી | તુમ્હારી |
| ૭૪ | જોઇએ | જોઇએ. | ૧૪૭ | મજામાં | મઝામાં |
| ૮૦ | ભગવાનનો | ભગવાન્નો | ૧૫૪ | કોચ | કૌચ |
| ૮૧ | મો | મને | ૧૬૨ | કેમ | કેમ, |

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૬૩ | લાગે ! | લાગે ? |
| ૧૭૨ | નહિ, | નહિ. |
| ૧૭૭ | જોવું | જોયું |
| ૧૭૮ | છે ? | છે ! |
| ૧૭૮ | હતી, | હતી. |
| ૧૭૯ | વંચાઇબાઈ | વંચાઈ રહ્યા બાદ |
| ૧૮૧ | વિચાર નિમગ્ન | વિચારનિમગ્ન |
| ૧૮૩ | કેમ | કેમ, |
| ૧૮૪ | ગઇ. | ગઈ ? |
| ૧૮૫ | ખીન્ન | ખિન્ન |
| ૧૯૦ | વિચાર છે ? | વિચાર છે ?" |
| ૧૯૫ | જણાવ્યું | પૂછ્યું |
| ૧૯૬ | વાર્તા | વાર્ત્તા |
| ૨૦૦ | ઉપકાર વશ | ઉપકાર વશ |
| ૨૦૧ | પોર્ટરને બોલાવી | પોર્ટરને બોલાવી |
| ૨૦૪ | અકસ્મતા | અકસ્માત્ |
| ૨૧૬ | દીવાલ | દિવાલ |
| ૨૧૭ | દીલગીર | દિલગીર |
| ૨૧૭ | સુચના | સૂચના |
| ૨૧૭ | નીકળે છે ! | નીકળે છે ? |
| ૨૨૧ | એકા | એક્કા |
| ૨૨૨ | કરતા | કરતાં |
| ૨૩૦ | જગત્ | જગત્, |
| ૨૩૫ | બ્રહ્મનાદ | " બ્રહ્મનાદ " |
| ૨૩૭ | અને | પણ |

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨૩૭ | થતા | થયા |
| ૨૩૭ | બુદ્ધિમાના | બુદ્ધિમાન્ |
| ૨૩૭ | નામથી | ઉપનામથી |
| ૨૩૭ | ર્ચાએ કરી | અર્ચા કરી |
| ૨૪૬ | ખુવારી | ખુમારી |
| ૨૪૯ | તેને । | તેનો |
| ૨૫૧ | તેં | તે |
| ૨૫૨ | ાવચાર | વિચાર |
| ૨૫૨ | મા | માટે |
| ૨૫૬ | બીજા | બીજાં |
| ૨૫૬ | ચાલ્યા | ચાલ્યાં |
| ૨૬૩ | શમશમી | સમસમી |
| ૨૬૮ | છે ને ! | છે ને ? |
| ૨૭૮ | લેવાની ? | લેવાની છે ? |
| ૨૮૪ | અવર્ણનીય | અવર્ણનિય |
| ૨૯૪ | મોજમોજાહ | મોજમજાહ |
| ૨૯૯ | અંગ ! | અંગત |
| ૩૦૯ | કનકલત | કનકલતા |
| ૩૧૮ | તયાર | તૈયાર |
| ૩૩૪ | કરૂં ? | કરૂં ? |
| ૩૪૮ | જીનન | જીવન |
| ૩૫૨ | "જ્ઞાનનિરંજન | જ્ઞાનનિરંજન |
| ૩૫૨ | છતાં | " છતાં |
| ૩૫૬ | સંકોચ | સંકોચ |
| ૩૫૯ | વાસો | વાતો |
| ૩૭૮ | ભ.ઈ | ભાઇ |
| ૩૭૮ | બેઠો | બેઠો. |

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૩૮૩ | રઘુપપતિ | રઘુપતિ | ૫૫૩ | ચિત્તૅ | ચિત્તે |
| ૩૮૫ | તે તે | તે | ૫૫૯ | હશે ? | હશે ! |
| ૩૮૫ | ઉપયોગીતા | ઉપયોગિતા | ૫૬૦ | સ્વર્ગીય | સ્વર્ગીય |
| ૩૮૯ | ભાક્તના | ભક્તિના | ૫૬૦ | આનંદના | આનંદની |
| ૩૯૨ | સકોચ | સંકોચ | ૫૬૩ | તારા | તારાં |
| ૩૯૬ | રહેવ | રહેવા | ૫૭૦ | સુસન્તને | સુમન્તને |
| ૪૦૫ | થઇ. ગઈ | થઈ ગઈ. | ૫૭૫ | શું | “ શું |
| ૪૧૩ | માગ | મારા | ૫૮૨ | સામાન્ય, | સામાન્ય |
| ૪૧૮ | કારો છે | કરો છો | ૫૮૯ | એક્કે | એકકે |
| ૪૧૯ | શક | શકે | ૫૯૬ | “ગંગાએ | ગંગાએ |
| ૪૪૯ | સાંધુ | સાંધું | ૬૦૩ | સુધાં | સુધા |
| ૫૦૧ | રે ! | રે ’ | ૬૦૫ | ખેટી | ખોટી |
| ૫૦૭ | તને | “ તને | ૬૧૦ | કાય | કાર્ય |
| ૫૧૨ | રે ! | રે ’ | ૬૧૫ | ખાક્ષી | ખાત્રી |
| ૫૨૨ | તેં | તે | ૬૧૬ | પ્રેમ | “પ્રેમ |
| ૫૨૭ | નવા | નવાં | ૬૨૯ | પ્રમનું | પ્રેમનું |
| ૫૨૮ | ” | “ | ૬૩૫ | ાસ્થરતા | સ્થિરતા |
| ૫૨૯ | પાડે | પાડે– | ૬૨૮ | ધારતો | ધારતી |
| ૫૪૭ | ધિક્કારે છે ? | ધિક્કારે છે ! | ૬૪૫ | નસ્તાવો | પસ્તાવો |
| ૫૫૨ | પ્રત્થુત્તર | પ્રત્યુત્તર | ૬૫૬ | એમ ? | “ એમ ? ” |

પૃષ્ઠ ૪૧૩ ઉપર હેડીંગમાં “ પ્રેમનિરંજન ” છપાયું છે ત્યાં “ ભક્તિનું પ્રાથમિક ચર્ચા ” એમ જોઇએ.

પૃષ્ઠ ૫૨૬ ઉપર પ્રકરણુ ૪૨ છપાયું છે તે ૪૩ સમજવું.